ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

જુલાઈ ૧૯૪૭ | વર્ષ ૩ : અંક ૭



काव्येषु रम्या कथा

# લક્ષ્મીનો પ્રતાપ

નાનાભાઈ ભટ

પ્રેમચંદ શેઠ નવાગામમાં રહે તેમની પાસે હસ્પંદર હજારનો જીવ તે મોતીચંદ શેઠને જામનગરમાં આપેલા. મોતીચંદ શેઠ નગરના મોટા વેપારી. કાઠિયાવાડમાં તેમની પચાસેક દુકાનો અને ધમધોકાર ચાલતો વેપાર. પ્રેમચંદ શેઠ જેવા અનેક નાના નાના વેપારીઓ મોતીચંદ શેઠને ઘેર થાપણો મૂકી આવે અને તેના વ્યાજ પર ગુજરાન ચલાવે.

એકવાર પ્રેમચંદ શેઠને કાને વાત આવી કે મોતીચંદ શેઠને વેપારમાં મોટી ખોટ આવી છે. એટલે શેઠ અને શેઠાણી બંને અધીરાં થયાં અને પોતાના રૂપિયા પાછા લેવાની વેતરણમાં પડ્યાં.

નવુંગામ જામનગરથી આઠેક માઈલ થાય. શેઠાણીએ રાતોરાત થેપલાં તૈયાર કર્યાં અને શેઠ સવારના ચાર વાગ્યે જામનગર તરફ ચાલતા થયા

*

સવારના સાત સાડા સાત થયા છે, સરિયામ રસ્તાની બંને બાજુ ઝાડુવાળાઓ સાવરણા લઈને સાફ કરે છે. મોતીચંદ શેઠની ઓફિસ પાસે પટાવાળાઓ બાંકડા ઉપર બેઠા બેઠા ચા પીએ છે. ત્યાં પ્રેમચંદ શેઠ પહોંચ્યા. તેમને ખભે ખડિયો હતો, તેમના એક હાથમાં બે જોડા ઉપાડેલા હતા, બીજા હાથમાં પાતળી પરોણી હતી, પગના નળા સુધી ધૂળ ચોંટેલી હતી, માથે મેલા ફેંટા ઉપર બોકાનું વીંટ્યું હતું અને કેડે ફાળિયાની ભેટ બાંધી હતી.

'શેઠ આવ્યા છે ? બારણાં કેમ હજી બંધ છે ?' પ્રેમચંદ શેઠે પૂછ્યું.

'મહારાજ, ક્યાં રહેવું ?' એક પટાવાળો બોલ્યો.

'મા'રાજ બારાજ નથી. શેઠ છું.' પ્રેમચંદે જવાબ વાળ્યો.

'ઢંગ તો મહારાજના દેખાય છે. કેમ આવ્યા છો શેઠ સાહેબ ?' બીજો પટાવાળો બોલ્યો. દરમિયાનમાં પ્રેમચંદ શેઠ તો પટાવાળાએ અપમાન કર્યું તેથી સામે સુખડિયાની દુકાન પર જઈને બેઠા અને ત્યાં થેપલાની પોટલી છોડી નાસ્તો કરવા લાગ્યા.

*

બરાબર નવના ટકોરા થયા અને મોતીચંદ શેઠની મોટી ઑફિસ અને દુકાનો વગેરે, ઊઘડી ગયાં. ઑફિસના પટાવાળાઓ વગેરે પોતપોતાનાં કપડાં તથા બિલ્લાઓ પહેરી તૈયાર થઈ ગયા. સામેથી પ્રેમચંદ શેઠે આ બધું જોયું. એટલે એ પોતે ઑફિસના ઓટલા ઉપર આવીને બેઠા. એવામાં મોટરનું ભૂંગળું વાગ્યું અને તરત જ મોટર ઑફિસના ઓટલા પાસે ખડી થઈ ગઈ. મોટરને આવતી જોઈને પ્રેમચંદ શેઠ સડક થઈ ગયા...: 'મારા બાપ! આવી સરસ મોટર! નક્કી, મારા રૂપિયા પતવાના નથી.'

આ પ્રમાણે વિચાર કરે છે ત્યાં તો મોતીચંદ શેઠ મોટરમાંથી નીચે ઊતર્યા અને પ્રેમચંદ શેઠને જોયા કે તરત બોલી ઊઠયા: 'અહોહો શેઠ, તમે ક્યાંથી? ક્યારના આવ્યા છો? ઘરે કેમ ન આવ્યા? નવીન! આ મોટરમાં જ પ્રેમચંદ શેઠને ઘેર લઈ જાઓ.' મોતીચંદ શેઠે જાતે મોટરનું બારણું ઉઘાડ્યું, પ્રેમચંદ શેઠનો ખડિયો અને લાકડી તેમાં મૂકાવ્યાં અને નવીનના કાનમાં સૂચના આપી મોટરને હંકારવાનો હુકમ આપ્યો.

*

શો મોતીચંદ શેઠનો મહેલ! કલાથી શણગારેલો એમનો દરવાજો, સુશોભિત થાંભલાઓની ઉપર ઊભી કરેલી એમની પોર્ચ, જુદાં જુદાં વૃક્ષોની વીથિકાઓમાંથી પસાર થતો તેમનો રસ્તો, આરસનાં બંગલા પર ચડવાનાં તેમનાં પગથિયાં, આલેશાન ઓરડાઓ, દીવાનખાનામાં ઊંચું ફર્નિચર, ઇન્દ્રની અપ્સરાઓને પણ ન મળે એવાં એમનાં સ્નાનગૃહો, સોનારૂપાની સાંકળો બાંધેલી હિંડોળાખાટો; આ બધાંની વચ્ચે નવાગામના પ્રેમચંદ શેઠ ઊભા અને સ્તબ્ધ થઈ ગયા. નવીને તેમને માટે તાજાં જ ધોયેલાં એવાં કપડાં-ટુવાલ કાઢ્યાં, નાહવા માટે ઊંચી જાતનો સાબુ આપ્યો, સ્નાનગૃહનો ફુવારો તેમને માટે ખુલ્લો મૂક્યો, અને ચાલતાં લપસી જવાય એવા સ્નાનગૃહમાં પ્રેમચંદ શેઠને મૂકીને બહાર આવ્યો.

'મારું સાબુ, આ બધી મોજમાં મારા રૂપિયા તે ક્યાંથી આપશે?' પ્રેમચંદે ઘેપાડાં કાઢી નાખીને કાચમાં જોયું, ત્રણચાર વાર શરીર પર સાબુ ચોળી ચોળીને નાહ્યા, માથામાં સુગંધી તેલ વધારે નખાઈ ગયું એટલે શરીરે ચોળવા બેઠા અને પછી બગલાની પાંખ જેવાં ધોળાં કપડાં પહેરી હિંડોળાખાટે હીંચકવા બેઠા; શેઠાણીએ તેમને માટે ચાંદીના રકાબી-પ્યાલામાં કેસરિયા દૂધ મોકલ્યું તે પીધા પછી શેઠની રાહ જોતાં બેઠા.

'આ બધું સોનુંરૂપું, આ બધો વૈભવ, આ માણસતુણસ, આ બાગબગીચા, બધું છેવટે તો મારા પંદર હજાર ઉપર જ ને? મારી ફરિયાદ સાચી, મને રોજ કહેતી કે એ પૈસા પાછા લો, અને લઈ તેલપળી કરો. પણ મેં માન્યું નહીં. હવે જો રૂપિયા પાછા આપે તો ગંગ નાહ્યા. હે આદીશ્વર ભગવાન, મારા રૂપિયા પાછા અપાવજો.'

*

રાત્રે વાળુ કર્યા પછી પ્રેમચંદ અને મોતીચંદ બંને શેઠો માટે ગૅલેરીમાં ઢોલિયા નખાયા. બંને ઢોલિયા ઉપર મચ્છરની તળાઈઓ, મખમલનાં ઓશીકાં,

બગલાની પાંખ જેવી ધોળી ચાદરો, અને ઓઢવા માટે હજાર હજાર રૂપિયાની કિંમતની કાશ્મીરી શાલો હાજર થઈ ગઈ હતી. બંને પલંગો વચ્ચે એક નાજુક સગડી ધીમે તાપે બળતી હતી વાળુ કરતી વખતે પાછલા ઉપર જ વાત થઈ ગઈ હતીઃ આવતી કાલે સવારે પ્રેમચંદ શેઠને રૂપિયા પંદર હજાર વ્યાજ સાથે પાછા આપી દેવા અને મોતીચંદ શેઠની મોટર તેમને નવાગામ સુધી મૂકી આવે.

નાતજાતની, સગાસંઈની, ભાઈભાંડુઓની તથા દેશપરદેશની વેપારની વાતો કરતાં કરતાં મોતીચંદ શેઠ નિદ્રાવશ થયા. પણ પ્રેમચંદ શેઠને નિદ્રા ન આવી. નક્કી થયા છતાં સવારે તેમને તેમના રૂપિયા પાછા મળશે કે કેમ તેની પૂરી શંકા હતી. અને રૂપિયા મળે કે તરત જ નવાગામ પહોંચી જવું અને વચ્ચે કોઈ પણ કામ માટે ન રોકાવું એવો એમનો નિરધાર હતો. વિચારમાં ને વિચારમાં રાતના બારેક વાગ્યા હશે. એવામાં મોતીચંદ શેઠે ઊંઘમાં પાસું ફેરવ્યું અને તેમની શાલનો એક છેડો સગડીમાં પડ્યો. છેડો સગડીમાં પડ્યો કે તરત જ પાસેના એક ખૂણામાંથી એક જુવાન સ્ત્રી નીકળી આવી અને છેડાને સગડીમાંથી ઉપાડી પલંગ પર પાછો મૂક્યો. સાવ સૂના પડેલા ખૂણામાંથી એકાએક આવી સ્ત્રીને નીકળી આવેલી જોઈને પ્રેમચંદ શેઠ આભા બની ગયા અને છેડા સમો મૂકીને એ સ્ત્રી પાછી જતી હતી ત્યાં પ્રેમચંદ શેઠે તેના ઓઢણાનો છેડો ઝાલ્યો અને પૂછ્યુંઃ 'કેં બેન, તમે કોણ છો?'

તરત જ પાછી ફરીને, સ્ત્રી બોલી, 'છેડો-છોડ છેડો.'

'બેન, તમે કોણ છો?'

'હું લક્ષ્મી છું. ભગવાનના હુકમથી આ શેઠને ઘેર મારો વાસ છે. જો આ કાશ્મીરી શાલ સળગી જાય અને મોતીચંદ શેઠને નુકસાન થાય તો મારે તેમને તેટલા વધારે રૂપિયા રળાવી દેવા પડે તેથી તેમનાં સરસામાનનું પણ હું રક્ષણ કરું છું.'

'ત્યારે બેન, તું મારે ઘેર ન આવે?'

'ના, ના.'

'પણ હું યે આવા મહેલ બંધાવું, હું યે આવી મોટરો રખાવું, હું યે આવાં હાંડી ઝુમ્મર વસાવું, તો યે ન આવે?'

'ના, તો યે ન આવું. તું શું વસાવતો હતો? તું તો ગમાર છો, ગમાર.'

'તો જોજે, વસાવું છું કે નહીં. અને હું વસાવીશ પછી તારે આવ્યું જ આવ્યા વિના ચાલવાનું છે? પછી તો ભગવાન જ તને મોકલશે.'

'આપીશ તો નહીં પણ તું આવા બધા ચાળા કરીશ તો તને ઠામ દેવરાવીશ, ઠામ!'

'ઠીક ત્યારે, જોઈ લેજે. વસાવું છું કે નહીં.'

* * *

'અલ્યા ગોરધન, આ તારા બાપને તે કોઈકે ટુચકો કર્યો લાગે છે ટુચકો! આઠ દી પહેલાં મોટા મોટા કાચ અને એવું તેવું મોકલ્યું. બે દી પહેલાં આ મારા બાપજેવડા મોટા મોટા કાચ મોકલ્યા. આજે હવે આ રૂપાનાં પ્યાલા-રકાબીની મોટી પેટીઓ આવી છે, કહેતા

હતા કે કાલે સવારે જરૂર આવું છું અને આજે આઠ દિવસ થયા તો યે પત્તો નથી. જામનગરમાં કોઈ કે એમને જમાવી દીધા લાગે છે.' રળિયાત આ પ્રમાણે પોતાના મોટા દીકરા ગોરધનને કહેતી હતી એટલામાં પોં....પોં....અને મોતીચંદ શેઠની રોલ્સ રોઈસ મોટર પ્રેમચંદ શેઠની ડેલી પાસે આવીને ઊભી રહી. મોટરમાં પ્રેમચંદ શેઠ બેઠા હતા. તેમણે સુશોભિત કપડાં પહેર્યાં હતાં તેમના પગમાં ભપકાદાર મોજડીઓ હતી. તેમના માથા પરના વાળ ઓળેલા હતા. તેમના હાથમાં ચામડાની એક સૂટકેસ હતી. મોટરમાંથી ઊતરીને સીધા ઘરમાં આવ્યા અને બોલ્યાઃ ખાટલો ફળીમાં નાખો. ઘરમાં બધે ધુમાડો છે એટલે ખાટલો અહીં લાવો.'

પ્રેમચંદે ખાટલા પર પોતાની બેગ મૂકી અને ટોપી ઉતારીને બેઠા. ગોરધને તેમની પાસે પીવાનું પાણી ધર્યું એટલે બોલ્યાઃ 'મને પાણી પાવા માટે આવાં જ વાસણો મળે છે? વાસણ તો પેટી ભરીને મોકલ્યાં છે, અને ગોરધન, ચા-બા ન આવડી તે એકલું પાણી લાવ્યો? હું કેટલો થાકી ગયો હોઈશ એનો પણ વિચાર ન કર્યો? ઠીક લાવ, તારી બાને કહે, જમવાની તૈયારી કરે. મને ભૂખ લાગી છે. મોકલ એને મારી પાસે'

રળિયાત શેઠના ખાટલા પાસે આવી એટલે શેઠે તેને કહ્યુંઃ 'હવે તારાં આ પાંચશેરિયાં બલોયાં કાઢી નાંખ.'

'એવું એવું તે શું બોલતા હશો? તમે બેઠા હો અને બલોયાં તે કઢાતાં હશે!'

'એ બલોયાંને બદલે સોનાની બંગડીઓ આવશે. પણ મને ભૂખ લાગી છે. શું બનાવીશ?' પ્રેમચંદ શેઠે પૂછ્યું.

'તમારે જે ખાવું હોય તે. સવારની કઢી હજુ પડી છે. આજે રોટલા ઓછા થયા હતા એટલે અત્યારે એકલી ખીચડી ઊની કરી છે. સવારની કઢીમાં લસણ નાખ્યું હતું એટલે તમને ભાવે એવી થઈ છે. કહેશો તો ફરી ઊની કરી દઈશ.' રળિયાત બોલી.

તરત જ પ્રેમચંદ શેઠ હાથ પછાડીને બોલ્યાઃ 'એવાં કઢકાંબઢકાં કોને ભાવે? હું તો તારી કઢી ખાઈ ખાઈને થાકી ગયો છું.-તને તો કઢી સિવાય બીજું રાંધતાં જ ન આવડયું. જામનગરમાં મોતીચંદ શેઠને ઘરે તો આ....ને રૂપાળું રૂપ જેવું-સૂપ, વઘારેલું દાળનું ઓસામણ, અને ઊનાં ઊનાં દાળભાત. તને તો એવું કંઈ આવડયું જ નહીં. પછી લક્ષ્મી બાપડી શું જોઈને આપણે ઘેર આવે? જા મારે કશું ખાવું કરવું નથી. મારે તો સૂઈ જવું છે. મારું માથું દુખવા આવ્યું છે.'

પાસે ગોરધન ઊભો હતો તે બોલ્યોઃ 'બાપુ, માથું દુખતું હોય તો મારી બા થોડા ચા કરી આપે?'

'ચા કહો તો ચા કરી દઉં. જે કહો તે હું ક્યાં ના પાડું છું.' રળિયાત બોલી.

તો થોડો ચા બનાવી લાવ. પણ સાવ માઈલ્ડ કરજે હો!' પ્રેમચંદે કહ્યું.

'ઈ વળી કેવો? મને તો ચા જેવો ચા આવડશે પછી કહેશો માંડ કર્યો અને સાંડ કર્યો!'

‘બાપુ, હવે પગે લાગું છું મારે ચા–બા કશું નથી પીવું. ગોરધન, મને સૂઈ જવા દે.’

‘બાપુ, કોઠમાં તમારો ખાટલો પાથર્યો છે.’ ગોરધન બોલ્યો.

‘પણ એને મચ્છરદાની નાખી છે? હું મચ્છરદાની વિના સૂવાનો નથી. તમે સૌ મારો જીવ લેવા ભેગાં થયાં છો. મારે નથી ખાવું, નથી સૂવું, નથી કંઈ કરવું હું મારી મેળે મોટરમાં પડ્યો રહીશ અને સવારે પાછો નગર ચાલ્યો જઈશ. આ ઉકરડામાં અને આ જનાવરો વચ્ચે કેમ રહ્યું જાય?’ આટલું બોલી પ્રેમચંદ શેઠ ત્યાં ને ત્યાં લાંબા થયા.

*

‘ગોરધન, મારા બાપ! હવે મારું માને તો સારું. નક્કી કોઈએ તારા બાપને નજર બાંધી છે. તું હમણાં ને હમણાં દેવલાને બોલાવી લાવ.’ રળિયાત બોલી.

‘બા, હું અહીં જ ઊભો છું. મને ખબર પડી કે શેઠને કંઈક વળગ્યું છે એટલે તરત જ દોડી આવ્યો.’ દેવજી આગળ આવીને બોલ્યો

‘જો દેવજી, ગોરધનના બાપને કંઈક વળગ્યું છે. આવ્યા છે ત્યારના એ માંગ્યાં વેણ બોલે છે અને કેમ બાપૂ એ પહેલાંના શેઠ જ નહીં એમ ન કહેવાનું મને કહે છે. મારા દીકરા, મને તો એમની આશા નથી રહી. મારે ચૂડલે સત હોય અને એમનું મન ઠેકાણે આવે તો’ રળિયાતે કહ્યું.

ઠેકાણે આવી ગઈ. અને હજી કાલ સુધી બે માણસમાં પુછાતા હતા. તમે કહો તો શેઠને ય એક ઠામ ચાંપી દઉં એટલી જ વાર!’

‘દેવજી, મારા વીરા, તો તો તારા મોંમાં સાકર. મેં રૂપાળા અંગાર રાખ્યા છે તે લાવી દે. તાવેથો પણ તૈયાર છે. દેવજી, ગોળનો ઠામ દઈશ કે ગોળ–મીઠું સાથે.’

‘કાકી! ગોળ–મીઠું સાથે. થોડોક લોબાન પણ સાથે આપો તો ભૂતપલીત હશે તો તે પણ ભાગી જશે.’ ગોરધન ગોળ, મીઠું અને લોબાન લઈ આવ્યો અને દેવજીએ ઠામ દેવાની તૈયારી કરી.

પ્રેમચંદ શેઠ ખાટલા પર પહોળા થઈને સૂતા હતા. તેની ફરતા ગોરધને દોરડાના પોચા પોચા આંટા લીધા અને ઊના તાવેથા પર ગોળ, મીઠું અને લોબાન મૂકી દેવજીએ ઠામ તૈયાર કર્યો. રળિયાતે પ્રેમચંદ શેઠનું માથું પકડ્યું, ગોરધને તેમના બંને હાથ પકડ્યા અને બે પગ તો દોરીથી બરાબર બાંધ્યા હતા એટલે ચિંતા જેવું કંઈ ન હોતું. દેવજીએ તાવેથાને ઊનો કરી જેવો પગ ઉપર ચાંપ્યો કે પ્રેમચંદ શેઠ રાડ પાડીને બેઠા થવા ગયા પણ બેઠા થવાયું નહીં એટલે બોલી ઊઠ્યા: ‘બાપ બાપ રે! મરી ગયો.’

‘જોજે દેવલા, જરા યે દયા ન ખાતો. રગ જોઈને બરાબર ચાંપજે.’ રળિયાતે માથું પકડવા પકડતાં દેવજીને ટટાર કર્યો.

બરાબર આ જ વખતે પાસેના એક ખૂણામાંથી પેલી મોતીચંદ શેઠના બંગલા-

તમારા જેવા સૂમને આંગણે હું કદી પગ દેતી નથી. એમ બહારના નખરાં કર્યે લક્ષ્મીવાન થવાતું હોત તો તો આજ સુધીમાં કેટલાયે લોકો ન્યાલ થઈ ગયા હોત. પ્રેમચંદ શેઠ, તમારા કપાળમાં લક્ષ્મી નથી, પણ ત્રિશૂળ છે ખબરદાર, જો હવે મને બોલાવી છે તો !'

આટલું બોલી લક્ષ્મી સડસડાટ અદૃશ્ય થઈ ગઈ શેઠને સાન આવવાથી બીજી જ ક્ષણે સાજા થઈ ગયા અને દેવજીના કામે ધાર્યું કામ આપ્યું એમ સમજીને રળિયાત કાકીએ દેવજીને અખિયાણામાં ગોળ, પાંચ માણા ઘઉં અને પાંચ રૂપિયા રોકડા આપ્યા.

[ લેખકના વાલેશ્વરમાં પ્રગટનાર પુસ્તક ' દૃષ્ટાંતકથાઓ 'માંથી

એક વૃદ્ધ તથા લોભી યહૂદી શાહુકાર ધર્મગુરુ આગળ ગયો ગુરુજી એનો હાથ ઝાલીને એને બારી આગળ લઈ ગયા, અને કહ્યું ' બહાર જુઓ, ને કહો કે શું શું દેખાય છે.'

' ગુરુજી, હું પુરુષો, સ્ત્રીઓ તથા નાનાં છોકરાં જોઉં છું '

પછી ગુરુજી એને અરીસા સામે તેડી ગયા, તથા પૂછ્યુંઃ ' હવે તમે શું જુઓ છો ? '

' હવે હું મને પોતાને જોઉં છું.'

પછી ગુરુજી બોલ્યા. ' જુઓ, બારીમાં કાચ છે, ને અરીસામાં પણ કાચ છે. પણ અરીસાના કાચ ઉપર થોડુંક રૂપું પાથરેલું છે, અને રૂપું આવ્યું કે તુરત જ તમે બીજાને જોતા આળસી જાઓ છો, અને માત્ર તમને પોતાને જ જુઓ છો '

સંત સરયુદાસ કોઈકને મેળે ત્રીજા વર્ગની મુસાફરી કરતા જઈ રહ્યા હતા. એ જ ડબ્બામાં એક પઠાણ હતો. તે સામેની બેઠક જ હતો. તે પોતાનો પગ લંબાવી મહારાજશ્રી વાળા પાટિયા ઉપર ટેકવી અને એવી રીતે બેઠક ઉપર હરફર કરે કે જેથી તેનો પગ અવારનવાર મહારાજશ્રી સાથે અથડાય–લાગે. થોડી વારે મહારાજશ્રીએ એક હાથે તેનો પગ ઝાલી રાખી બીજા હાથે ધીમે ધીમે તેને પંપાળતાં પઠાણને ઉદ્દેશીને કહ્યું ' ક્યોં ખાન પાંવમેં કુછ દર્દ હૈ ? '

પઠાણ સ્તબ્ધ બની ઊભો થઈ ગયો. અને મહારાજશ્રીના પગમાં ઝૂકી બોલ્યોઃ ' આપ કોઈ ઓલિયા હો ? ' અને ત્યારથી એ મહારાજશ્રીનો અંગરક્ષક બની ગયો.

યુરોપમાં જે બે ગ્રંથ વધારે વંચાય છે, તેમાંનો એક ' બાઇબલ ' અને બીજો તે સીઝરે પોતાનાં પરાક્રમોનું વર્ણન કરતો લખેલો ગ્રંથ ' ગેલીક યુદ્ધો.' એક હીરો અને બીજો કોલસો

# સ્વર્ગસ્થ કૈલાસ

મણિલાલ અલગારી

ભારતમૂર્તિ' નામના નવા દૈનિક અખબારનું મકાન બંધાય છે. એ સુનાકાંધ મજબૂત મકાનમાં રોટરી મશીન ફીટ કરવાનું છે અને ત્યાંથી જ અસંખ્ય વાંચોકોને ઉલ્લાસમાં ઉલ્લાસ તાજા ખબરો પહોંચાડવાના છે. આખો દેશ એ છાપું ક્યારે બહાર પડશે એની આતુર નયને વાટ જોઈ રહ્યો છે. એવામાં એક દુર્ઘટના બની. મકાનની દીવાલ ધસી પડવાથી કેટલાક મજૂરો દટાઈ ગયા. એમાં કૈલાસ પણ હતો.

કૈલાસના મરણ વખતે કંઈ પણ ધમાલ કરવામાં ન આવી. એના મરણથી કોઈના હૃદયમાં જરા જેટલું દુઃખ પણ ન થયું. એક ગંદા ને દૂબળા શરીરના મજૂરની પડી પણ કોને હોય ! કોઈ મોટાના ઘરમાં એકાદ કૂતરું મરે છે તો ય આના કરતાં વધારે ધમાલ થઈ પડે છે પણ કૈલાસ જેમ નીચી મૂંડીએ મૂંગા મૂંગા કામ કરતો તેમ જ તેણે આ પૃથ્વી પરથી મૂંગા મૂંગા જ વિદાય લીધી. છાયાના માફક તેનું આવવું-જવું સદાને માટે બંધ થઈ ગયું. કોઈના હૃદયમાં તેની સ્મૃતિ પણ ન રહી. તે એકલો જ આવ્યો હતો ને એકલો જ ચાલી નીકળ્યો.

મજૂરોના વાસમાં એક નાનકી અંધારી કોટડીમાં એ રહેતો. એના મરણના સમાચાર સાંભળતાં જ બીજો કોઈ મજૂર તેની કોટડીમાં રહેવા આવી ગયો. હોસ્પીટલમાં જે 'બેડ' આથી તેને ઓપરેશન રૂમમાં લઈ જવામાં આવ્યો તે 'બેડ' પણ ઘડીક ય ખાલી ન રહી. ઓપરેશન રૂમના જે ટેબલ ઉપર તેનું શબ ચીરવામાં આવ્યું તે ટેબલ માટે પણ કદાચાર શબ રાહ જોઈ રહ્યાં હતાં. પૃથ્વી ઉપર ક્યાંય જાણે તેને માટે જગા નથી.

દશ્ય જોવા મળ્યું. કૈલાસના આગમનથી આખું 'સ્વર્ગ' ચંચલ થઈ ગયું. 'કૈલાસ પૃથ્વી છોડી સ્વર્ગમાં આવે છે' એવા ખબર દુંદુભિનાદે સાતે ય સ્વર્ગમાં પહોંચાડવામાં આવ્યા. દેવદૂતો ઉતાવળે ઉતાવળે સ્વર્ગને એક છેડેથી બીજે છેડે જઈ વાતો કરવા લાગ્યા કે દિવ્યધામમાં કૈલાસને સ્થાન મળ્યું છે. દેવદેવીઓને મોઢે એક કૈલાસનું નામ જ સંભળાવા લાગ્યું. દેવબાળકોએ મહાધામધૂમથી કૈલાસનું સ્વાગત કરવાની તૈયારી કરવા માંડી.

મહામુનિ નારદ તેને લેવા માટે ચાર ઘોડાનો દિવ્યરથ લઈને સ્વર્ગના દરવાજે સામા આવ્યા. દેવદૂતો મણિમાણેક જડેલો સોનાનો મુગટ લઈ તેનું સ્વાગત કરવા ચાલ્યા.

સ્વર્ગના ઋષિમુનિઓને આ બધી ધમાલ ઠીક ન લાગી. પરિણામે તેમણે દેવદૂતોને કહ્યું: 'ત્રિદિવની ન્યાયસભામાં ચુકાદો આવ્યા પહેલાં મુગટ લઈને સ્વાગત કરવા ચાલ્યા એ શું ઠીક છે ? ન્યાય થાય ત્યાં સુધી થોભો તો ન ચાલે ?'

દેવદૂતોએ જવાબ આપ્યો: 'ન્યાય તો કેવળ શિષ્ટાચાર છે. ત્રિદિવનો સરકારી વકીલ પણ આની વિરુદ્ધ કંઈ બોલી શકે તેમ નથી. ન્યાય પાંચ મિનિટમાં જ પતી' જવાનો. એ કોણ છે ખબર છે ? કૈલાસ !'

ત્યાર પછી દેવબાળકોએ જ્યારે આકાશમાર્ગે દિવ્યસંગીતથી તેનું સ્વાગત કર્યું અને સ્વર્ગદ્વારે નારદ મુનિ પ્રિયમિત્રને ભેટે તેમ ભેટયા ત્યારે તેના અચંબાનો પાર ન રહ્યો. વળી જ્યારે એણે એમ સાંભળ્યું કે દિવ્યધામમાં તેને માટે આસન નક્કી થયું છે અને ત્રિદિવના...ન્યાયાલયમાં તેની વિરુદ્ધ કોઈ એક શબ્દ પણ બોલવાનું નથી ત્યારે કૈલાસ અવાક્ અને

તેને બહુ આશ્ચર્ય ઉપજાવતા હતા. તેથી તે એટલો બધો ગભરાઈ ગયો કે ઊંચી આંખે કોઈની સામે જોઈ પણ ન શકયો. એને એમ થયું કે હું જે જોઉં છું તે સ્વપ્ન તો નહિ હોય!

પૃથ્વી ઉપર હતો ત્યારે તેણે કેટલીય વાર સ્વપ્નો જોયાં હતાં. જાણે તે કોઈ એવી જગ્યાએ ગયો છે જ્યાં મણિ, માણેક, હીરા ને સોના-મહોરોના ઢગલા પડ્યા છે ને તે મૂઠીઓ ભરી ભરીને લે છે પણ સ્વપ્ન-ભંગ થતાં તેને માલૂમ પડતું કે તે પોતાની અંધારી કોટડીના એક ખૂણામાં પડ્યો છે.

ઘણી વાર તેના શેઠો તેને બોલાવી તેના સાથે હસીને વાત કરતા ત્યારે તે કૃતકૃત્યતા અનુભવતો પણ ઘડીક પછી તેની પીઠ ઉપર શેઠની પાટુ પડતી ત્યારે માલમ પડતું કે તે હાસ્ય સ્વાર્થનું જ હતું. આ બધુ તેના નસીબમાં મંડિયું છે એમ તે માનતો અને તેથી તે પોતાની જાતને કહેતો, 'જેવું કરમ!'

તેથી જ સ્વર્ગના દરવાજે તેને માનપાન આપવાની આ બધી ધમાલ તેને સ્વપ્ન સમાન લાગી. સ્વપ્નું ભાંગી જાય એ બીકે તેણે આંખો ઊંચી કરી જોયું પણ નહિ. દેવદૂતો જ્યારે તેના ગુણગાન કરવા લાગ્યા ત્યારે તે ધ્રૂજવા મંડ્યો. જ્યારે તેને ત્રિદિવની ન્યાય-સભામાં હાજર કરવામાં આવ્યો ત્યારે તે નમસ્કાર કરવાનું પણ ભૂલી ગયો. વળી જ્યારે તેની નજર જમીન ઉપર પડી ત્યારે તો તેનો ગભરાટ ઓર વધી ગયો. ઓરડાનું ભોંતળિયું શ્વેત સંગેમરમરથી જડેલું હતું અને તેમાં દેવશિલ્પીએ મણિમાણેકના રંગબેરંગી પુષ્પ-ગુચ્છો અપૂર્વ કળાથી ગોઠવ્યા હતા. પોતાના પગ તરફ નજર જતાં કૈલાસ રોવા જેવો થઈ ગયો. તે મણિમાણેકના પુષ્પગુચ્છો ઉપર જ ઊભો હતો. અરરર.. આ તે શું કરી રહ્યો છે? ચોક્કસ દેવતાઓ તેને મોટો માલેતુજાર કે મહાન ઋષિ ધારી બેઠા છે અને તેથી જ તેને આટલાં માનપાન આપી રહ્યા છે પણ જ્યારે તેઓ જાણશે કે તે કૈલાસ છે ત્યારે એનું શું થશે?

અને જ્યારે ન્યાયધીશે કૈલાસના વકીલને કાગળિયાં આપી કેસ રજૂ કરવા કહ્યું ત્યારે તો તે ડઘાઈ જ ગયો. તે વખતે તેની નજર ન્યાયાલયની ભીંત અને ભોંતળિયાના રંગબેરંગી ચિત્રામણ ઉપર હતી. એવામાં વકીલ બોલ્યા: 'કોઈ કુશળ કારીગરે તૈયાર કરેલો પોષાક જેમ શોભે છે તેમ 'કૈલાસ' નામ પણ અદ્ભુત રીતે શોભે છે.'

વિમૂઢ કૈલાસ વિચારે છે, 'વકીલ આ શું બોલી રહ્યા છે!'

તરત જ ન્યાયાસન ઉપરથી ગંભીર કંઠે આદેશ મળ્યો: 'ઉપમાની કંઈ જરૂરત નથી'

વકીલે આગળ ચલાવ્યું: 'કોઈએ તેને મનુષ્ય કે ઈશ્વરની વિરુદ્ધ કદાપિ ફરિયાદ કરતાં સાંભળ્યો નથી. તેની આંખમાં કે મોં ઉપર કોઈના તરફ ઘૃણા કે ધિક્કારનો ભાવ કદી દેખાયો નથી. ક્યારેય તેણે હકપૂર્વક સ્વર્ગ ભણી પણ નજર કરી નથી.'

ફરી પાછું ગંભીર કંઠે કહેવામાં આવ્યું, 'અતિશયોક્તિની કંઈ જરૂર નથી.'

વકીલ બોલવા લાગ્યા: 'બાર વરસની ઉંમરે મા ગુજરી જવાથી તેના બાપા બીજું પરણ્યા. ક્રૂર ને નિષ્ઠુર સાવકી માએ તેને દુઃખ દેવામાં કંઈ બાકી ન રાખી.'

ન્યાયાધીશ ક્રોધભેર બોલી ઊઠ્યા: 'ત્રીજા પક્ષને સંડોવવાની કંઈ જરૂર નથી. પ્રસ્તુત વસ્તુનું જ વર્ણન કર્યે જાઓ.'

કૈલાસ વિચારે છે: 'આ શું મારી જ વાત ચાલે છે?'

વકીલ બોલ્યે જાય છે: 'માતા સંબંધી, પિતાને તેણે કદી પણ ફરિયાદ કરી નથી. એવી રીતે માબાપની માયા વિના તેનું બાળપણ વીતી ગયું. કોઈએ કદી તેને ભણાવ્યો નહિ કે નિશાળનું પગથિયું ય તેણે કદી જોયું નહિ.

નવું વસ્ત્ર પણ તેણે કદી પહેર્યું નથી. સાવકી માના કડક અમલમાં ક્યાંય જવાઆવવાની પણ તેને છૂટ નહોતી.'

ન્યાયાધીશ પાછા બોલી ઊઠયાઃ 'ઘટનાનું ટૂંકમાં જ વર્ણન કર્યે જાઓ.'

'ત્યાર પછી તો તેના દુઃખના દિવસો શરૂ થયા. એક દી રાતે વાળુ કરવા બેઠો. એના પિતા બહારથી દારૂના નશામાં ચકચૂર થઈને આવ્યા. આવતાં જ તેની સાવકી માએ ભંભેરણી કરી. પછી પિતાનો પિત્તો ગયો ને તેને નિર્દય રીતે મારીને ઘરમાંથી કાઢી મૂકવામાં આવ્યો. ભાણું એમનું એમ મૂકી કૈલાસ પણ મુઠીઓ વાળી ભાગ્યો. ત્યારે વર્ષા ઋતુ હતી ને બહાર વરસાદ ને વા-ઝડી પ્રલય મચાવી રહ્યાં હતાં. એવી ભયંકર રાતે બાર વરસનો બાળક પોતાનું ભાગ્ય અજમાવવા નીકળી પડ્યો. આખી રાત અને આખો દિવસ ચાલ્યા પછી તે એક મોટા શહેરમાં પહોંચ્યો. એ કોલાહલભર્યા શહેરમાં એક બુદબુદની માફક કોણ જાણે ક્યાં ય તે ગુમ થઈ ગયો. પણ તો ય તેણે કોઈની વિરુદ્ધ કશી ફરિયાદ કરી નથી. ભૂખ્યા-તરસ્યા બાળકે નળના પાણી ઉપર બે દિવસ વિતાવ્યા. પછી એ કામકાજ શોધવા માંડ્યો પણ કામ મેળવવું એને માટે સહેલું નહોતું. અંતે એક ટોપલાવાળા મજૂરની સલાહથી તેણે વૈતરું કરવું શરૂ કર્યું. ટ્રામ, બસ, મોટર, ગાડી વગેરેથી ભરપૂર શહેરના રસ્તે તે વૈતરું કરવા મંડ્યો તેમાંથી જે મળતું તે ખાવામાં જ ખલાસ થઈ જતું. ઘણી વાર અરધું પેટ ભરાય તેટલું પણ મળતું નહિ.

'પછી તો કડિયાની સાથે તે કામે જવા મંડ્યો. ઈંટ, રેતી, ચૂનો વગેરે વહીને તે કડિયા પાસે લાવતો. ઢીલ થતી તો કડિયો અશ્લીલ ગાળો દેતો ને કરડાકીથી સામે જોઈ રહેતો પણ તો ય તેણે કદી તેની સામે વાચા ઉઠાવી નથી. મજૂરીના પૈસામાંથી થોડા કડિયો ઉચાપત કરી જતો તો પણ તે ચૂપ રહેતો. બાકીના પૈસામાં એકાદ-બે ખોટી આની કે પાવલી પણ વગર વાંધે તે લઈ લેતો. કારણ એ એમ માનતો, ' જેવું કરમ!'

'પણ રામુએ જ્યારે પોતાની દીકરી મણિને તેની સાથે પરણાવી ત્યારે કૈલાસને બે-ચાર દિવસ માટે પોતાનું 'કરમ' અનુકૂળ લાગ્યું. રામુએ બે ઓરડીમાંથી એક ઓરડી જમાઈને રહેવા ખાલી કરી આપી. પણ કેટલા દિવસ માટે! કૈલાસ કામકાજ પતાવી ઉતાવળો ઉતાવળો ઘરે આવતો. મણિ કૈલાસ તરફ જોતાં જ અકારણ હસીને ઊંધી વળી જતી. કૈલાસની પાસેથી મજૂરીના પૈસા પૂચવી લેતી. મણિ દારૂ ઢીંચતી એ વ્યસન તેને તેનાં માબાપ પાસેથી મળ્યું હતું કમારેક કયારેક તે કૈલાસને દારૂ પાવા ખેંચતાણ કરતી પણ કૈલાસ દારૂની ગંધ સહન કરી શકતો નહિ. કૈલાસ ચુપચાપ બેસી રહેતો. મણિને એ પસંદ પડતું નહિ. અંતે એક-બે વરસ ગયાં ન ગયાં ત્યાં મણિ મામુના જુવાન દીકરા સાથે ભાગી ગઈ. પાછળ કૈલાસને ભાગે એક વરસનું બાળક મૂકી ગઈ. આવો ગંભીર બનાવ બન્યા છતાં કૈલાસના મોઢેથી કોઈએ કશી ફરિયાદ સાંભળી નથી. રોજની જેમ પોતાના નાના દીકરાને છોતી સરસો તેડીને કામે જતો અને દીકરાને પાસે ને પાસે જ રાખતો.'

હવે જ કૈલાસને લાગ્યું કે સ્વર્ગનો વકીલ તેને વિષે જ બોલી રહ્યો છે.

'ત્યાર પછી કૈલાસનો તે દીકરો મોટો થયો, મજૂરોની વસ્તીમાં એનાં વખાણ થવા લાગ્યાં. દીકરાના વખાણથી કૈલાસનું મોં મલકાયું ને મનમાં મનમાં તેને આશીર્વાદ આપ્યા.

'ત્યાર પછી તે દીકરાએ એકવાર બાપને ઘર બહાર કાઢી મૂક્યો. રામુએ પણ દીકરાનો જ પક્ષ લીધો. કૈલાસ મૂંગા મૂંગા ચાલી નીકળ્યો.

'વળી પાછા પહેલાંની જેમ દિવસો વીતવા લાગ્યા. કૈલાસને હવે ઉંમર દેખાવા માંડી.

પડેલાની જેવી કામ કરવાની શક્તિ રહી નહિ. એટલે કડિયાની ગાળો પણ વધી ગઈ પણ કૈલાસ શું કે આ કર્યા વિના કામ કર્યે જતો. છેવટ 'ભારતભૂમિ'નું મહાન બંધાતાં બંધાતાં પૃથ્વી ઉપરના તેના દિવસો પૂરા થયા. મરતી વખતે પણ તેણે મનુષ્ય કે ભગવાન વિરુદ્ધ કશી ફરિયાદ કરી નથી.' એટલું બોલી તેના વકીલે પોતાનું વક્તવ્ય પૂરું કર્યું.

હવે સરકારપક્ષનો વકીલ ઊભો થયો. કૈલાસ ભયથી ધ્રૂજવા મંડ્યો. કોણ જાણે એ વળી શું યે બોલશે!

સરકારી વકીલ બોલ્યો: 'આજના કેસમાં હું કંઈ નહિ બોલું. કૈલાસે આખુંય જીવન મૂગા મૂગા જ વિતાવ્યું છે. હું યે આજ મૂગો રહીશ.'

દેવસભામાં સ્તબ્ધતા પથરાઈ ગઈ. મુખ્ય ન્યાયાધીશનો ફેંસલો સાંભળવા બધાં ય આતુરતાથી રાહ જોઈ રહ્યાં. સભાની નિરતબ્ધતાનો ભંગ કરતાં ન્યાયાધીશે ઘોષણા કરી. આજે તેમના કંઠમાં ગંભીરતા નહોતી. માની માફક સ્નેહભર્યા કંઠે જ તેઓ બોલ્યાઃ 'કૈલાસ! પૃથ્વી ઉપર તેં યાતનાઓ અને મુસીબતો જ વેઠી છે તેમ છતાં તું તેની વિરુદ્ધ એક શબ્દ પણ કદી બોલ્યો નથી. પૃથ્વી ઉપરની તારી આ મોટાઈનું મૂલ્ય કોઈ સમજ્યું નહિ પરંતુ આ સત્યમય સ્વર્ગમાં તેનું મૂલ્ય ચૂકવવામાં આવશે. ત્રિદિવની ન્યાયશાળા સ્વર્ગલોકનું સર્વસ્વ તારા ઉપભોગ માટે છે એમ જાહેર કરે છે. સ્વર્ગના સુધાભંડારનું દ્વાર પણ તારે માટે સદા ખુલ્લું રહેશે; તને જે ગમે તે તું લઈ પણ શકશે.'

હવે કૈલાસે માથું ઊંચું કર્યું ને ચારે કોર જોવા લાગ્યો. સ્વર્ગના દિવ્યપ્રકાશથી તેની આંખો અંજાઈ ગઈ. બીતાં બીતાં તે બોલ્યોઃ

'સાચે જ જે કહ્યું તે મને મળશે!'

ન્યાયાધીશે ખાતરી આપતાં કહ્યું: 'બેશક, આ બધું તારું જ છે.'

કૈલાસની શંકા હજી ટળી નથી. ફરી તેણે પૂછ્યું: 'સાચે જ!'

સભામાંથી દેવો એક સામટા બોલી ઊઠ્યાઃ 'હા હા, સાચે જ. તું જે માગે તે મળશે.'

હવે કૈલાસના મોં ઉપર હાસ્ય ફરક્યું. આનંદથી ગળગળો થઈને તે બોલી ઊઠ્યોઃ 'તો દરરોજ પેટ ભરીને હું ખાઈ શકું—દરરોજ બે ટંક ધરાઈને જમું, એટલું માગું છું.'

(શ્રી રાજેન્દ્રલાલ બંદોપાધ્યાયની બંગાળી વાર્તાનો અનુવાદ

બે ગૃહસ્થો ફૂટપાથ પર ઊભા ઊભા બસની વાટ જોતા હતા. તેવામાં એક સન્નારી પણ બસ માટે ત્યાં આવી પહોંચ્યાં. તેને જોઈને એક ગૃહસ્થે બીજાને કહ્યું: 'મેં મારી જિંદગીમાં આવી અપ્સરા જેવી સ્ત્રી કદી જોઈ નથી.'

પેલાં સન્નારી આ સાંભળીને સહેજ હસીને બોલ્યાં 'મેં પણ મારી જિંદગીમાં આવા ગાન્ધર્વ જેવા પુરુષને કદી જોયો નથી.'

'બહુ સરસ,' પેલા ગૃહસ્થ બોલ્યા: 'મને ખબર નહિ કે તમે ય મારી માફક જૂઠું બોલી શકતાં હશો.'

એક અમેરિકન લેખક કે જે હાલમાં જ કુંવારો મરણ પામ્યો છે તેણે તેનું વિલ આ મુજબ કર્યું છે: 'મારી સઘળી સ્થાવર-જંગમ મિલકત, જે સ્ત્રીઓએ મારી સાથે પરણવાની ના પાડી છે, તેમને હું આપતો જાઉં છું. કેમકે આ દુનિયામાં મેં જે બધું સુખ જોયું છે અને અનુભવ્યું છે તે બધું તેઓની જ મહેરબાનીથી છે.'

—ખા. હયા.

# બે રેખાચિત્રો

મંગનલાલ પંડિયા

## ૧ : એકતાની જનની

અઢીસો-સવાત્રણસો વરસ પહેલાંની વાત, સત્તરમી સદીનું પરોઢ હજુ તો ઊઘડું ઊઘડું થાતું હતું એ ગાળાની.

હિન્દુસ્તાનની ત્યારે ભારે જાહોજલાલી. હિંદનો માલ દેશપરદેશ જાય. હિન્દુસ્તાનના મખમલ અને કિનખાબ ઉપર તો યુરોપના માલેતુજારો હરાયા થઈને પડે. યુરોપના કેટલા ય વેપારીને હિન્દુસ્તાન જોવાની હોંશ, પણ આવે શી રીતે ? એ કાળે આગગાડી કે આગબોટ થોડી હતી ? હવાઈ જહાજનું તો હજી એ લોકોએ નામે ય નહોતું સાંભળ્યું.

મહિનાના મહિના સુધી ગાડામાં કે ઘોડા ઉપર મુસાફરી કરે અને વચમાં કેટકેટલા દેશ આવે પછી હિન્દુસ્તાન અવાય. અને તે ય સાથે રસ્તાનો જાણકાર હોય તો. નહિ તો ડુંગરોની ગાળીમાં કે જંગલની ઝાડીઓમાં ભૂલા પડીને ભૂખ્યાતરસ્યા જ મરી જવાનું. એટલે જમીનરસ્તે આવવાની તો કોઈ વાત જ ન ઉચ્ચારે.

પણ યુરોપના લોકો દરિયો ખેડવામાં ભારે હુશિયાર. દરિયારસ્તે હિંદુસ્થાન પહોંચી જવાનો પ્રયત્ન કરે. પણ ત્યાં ય મારગ જડે નહિ ને ગોથાં ખાય. એમ ને એમ પેલા કોલમ્બસે શોધી કાઢ્યો ત્યારે અમેરિકા અને સમજ્યો એમ કે જાણે પોતે હિંદુસ્થાન શોધી કાઢ્યો છે. એ ઠાગેઠૈયે પણ એવું ચાલ્યું કે ત્યાંના લોકોને આજ સુધી 'રેડ ઇંડિયન' (રાતા હિંદીઓ) કહીને હજુ યે એ લોકો પોતાની આ મૂરખાઈનો ધજાગરો ચડાવ્યા કરે છે.

યુરોપમાં એવા દરિયાખેડુ દેશ એક કરતાં વધારે. ને, સંધાય પાછા વાદીલા. એક જાય એટલે વાંસે જાય બીજો. આપણા હિંદુસ્તાનમાં ય, તમે તો જાણતા હશો કે, પોર્ટુગીઝો, વલંદાઓ, ફ્રેન્ચો અને અંગ્રેજો, સંધાયે લાડવો લેવા દોડ્યા'તા. નસીબને કરવું તે અંગ્રેજોની કુડી લાગી ગઈ. પણ એ તો બીજી વાત થઈ.

ત્યારે, એ કાળના અમેરિકાની આ વાત છે, હાલ જે વર્જીનિયા તરીકે ઓળખાય છે એ પ્રદેશની. આ નામ (વર્જીનિયા) તમે ક્યાંય સાંભળ્યું છે ? વર્જીનિયાની તમાકુ વખણાય છે. ગમે તેવા પેંડાને 'સિહોરી પેંડા' તરીકે ખપાવવામાં આવે, એમ જ ગમે તેવી સિગારેટના ઉપર 'ઉત્તમ વર્જીનિયાની તમાકુ' લખે એટલે ચાલે.

પણ આપણે જે કાળની વાત કરીએ છીએ એ વખતે તો કોઈ હજી 'વર્જીનિયા'ને જ ઓળખતું નહોતું ત્યાં વર્જીનિયાની તમાકુને તે ક્યાંથી ઓળખે ?

ખળખળ વહેતી એક નદી છે.

નદીને કાંઠે એક ગઢ છે.

ગઢમાં રાજા રહે—અમેરિકાના મૂળવતનીઓનો, રેડ ઇન્ડિયનોનો. દસ દસ પંદર પંદર કુટુમ્બોનાં ટોળાં સાથે રહે. ખેતી કરે, ગાયો રાખે અને શિકાર કરે. એવાં ૨૫–૫૦ ટોળાંનો એક રાજા. રાજા એટલે સરદાર. બધાં એનું બહુ માન રાખે. રાજાનો હુકમ સહુએ માથે ચડાવવાનો.

રાજાનું નામ 'વાહુન સોનાકોક.' એનું કુળ 'પાઉહટન.' રાજાને એક દીકરી. એનું નામ 'પોકાહોન્ટા.' 'પોકાહોન્ટા' એટલે 'રમતિયાળ.' રમતિયાળ આખો દી રમ્યા જ કરે. કજિયાનો એને ગમ જ નહિ. રાજાને દીકરી બહુ વહાલી. દીકરી જે માગે તે રાજા આપે.

દીકરી તો રમતી જમતી અગિયાર વરસની થઈ છે. ઘોડેસવારી શીખી છે, ને રાજાની

હારે ને હારે ભીડાએલે છે. ને દીકરીનાં રૂપ પણ ઉઘડવાં માંડ્યાં છે. ગુલાબનો ગોટો ખીલે એમ દીકરી દા'ડે દા'ડે ખીલતી જાય છે. અને ગુલાબ પણ કેવું ! ધોળું નહિ, કાળું નહિ, પીળું પણ નહિ, ગુલાબી યે નહિ, પણ રાતું ગુલાબ. એવું રાતું કે તડકે જુઓ તો સહેજ કાળાશની છાયા પડતું લાગે પણ છાંયડે જુઓ તો રાતું રાતું જ વરતાય.

એક દિવસ રાજા ગઢમાં બેઠો છે ને પાસે 'રમતિયાળ' બેઠી છે. ત્યાં તો દસબાર રેડ ઇન્ડિયનો આવ્યા. આવીને રાજાને પગે લાગ્યા. અને પોતાની સાથે દોરડે બાંધીને લાવેલા એક ગોરાને રાજા પાસે ઊભો રાખ્યો. પણ ગોરો તો એને આપણે કહીએ. આ બધા લાલ હિંગળોક જેવા રેડ ઇન્ડિયનો પાસે એ તો બિચારો કાચા હિંગળોક જેવો ફિક્કો લાગતો હતો.

રંગે એ પરદેશી ફિક્કો હતો પણ બોલવે આદમી મોળો નહોતો. એ તરત પરખાઈ ગયું. ભાંગી-તૂટી શીખી લીધેલી રેડ ઇન્ડિયનોની ભાષામાં તેણે રાજાને કહ્યુંઃ

'અમારો દેશ ઘણે ઘણે દૂર. અમે આંહીં આવતા, રહેતા, માટી લેતા, કોઈને નુકસાન નહીં કરતા થોડા દિવસ રહેતા પછી દેશ પાછા જતા.'

એણે 'માટી લેતા' કીધું એમાં તમે કાંઈ સમજ્યા ! અમેરિકાની નદીની રેતીમાંથી કોઈ કોઈ સ્થળે સોનાની રજકણો મળી આવતી. એટલે પરદેશથી આંહીં આવતા આ લોકો હંમેશા નદીની રેતી ચાળતા જ નજરે પડતા.

રાજાએ એ સાંભળ્યું ન સાંભળ્યું કર્યું. એની તો એક જ વાત હતી. પરદેશીનું આ દેશમાં કામ નહોતું. તેણે ઈશારો કર્યો. 'ડોકું ઉડાવી દો.'

રાજાનો ઇશારો થતાં જ બે મોટી શિલાઓ લાવવામાં આવી. એ દેશમાં ફાંસી દેવામાં કોઈ સમજે નહિ કુહાડા વતી ય ડોકું ઉડાવવાનું નહિ. તીર-કામઠાનો ઉપયોગ ખરો, પણ એ તો લડાઈમાં વાપરવાના. માઈને જ્યારે ફરમાની હોય ત્યારે બે મોટી શિલાઓ લાવે. એક શિલા ઉપર માથું રાખે ને બીજી શિલા માથા ઉપર અફાળે એટલે થયુંઃ રામ બોલો ભાઈ રામ !

પરદેશીએ તો શિલા જોઈ અને એ સમજી ગયો. પણ એ ય હતો ખરો બહાદુર. એણે છાતીએ જરા ય ધડકો નો લાગવા દીધો. માથું ધરીને એ તો ઊભો રહ્યો.

પણ રાજાની પાસે બેઠી બેઠી 'રમતિયાળ' આ બધું જુએ છે અને એને કંઈનું કંઈ થાય છે. શું હમણાં આ જુવાનના માથા ઉપર બીજી શિલા પટકીને આ લોકો—એના કુચ્ચે-કુચ્ચા ઉડાડી દેશે ? પણ શું કામ ? એણે કોઈનું શું બગાડ્યું હતું ? બિચારો, પરદેશથી આંહીં હજારો ગાઉ દૂર આવ્યો હતો અને કેવો રૂપાળો જુવાન હતો—ને હિંમતવાળો પણ કેવો. રાજાની સામે બોલે છે પણ દિલમાં ક્યાંઈ ધડકો ય છે ! કુંવરીનું દિલ થડક થડક થાય છે.

રાજાના માણસોએ બીજી શિલા ઊંચી કરી છે ને જુવાનને માથે તોળી છે. પણ એ શિલા હેઠી પડે એ પહેલાં તો કુંવરી આડી ફરી છે. ને જુવાનને ગળે બાઝી છે. માણસોના હાથ થંભી ગયા છે, ને રાજા ય ઊભો થઈ ગયો છે. કુંવરીના કાલવાલાને માન આપી રાજાએ જુવાનને જતો કર્યો છે.

ને પછી તો કુંવરીએ જુવાનને પાસે બેસાડીને એના સુખ-દુઃખની વાતો પૂછી છે.

જુવાનનું નામ હતું કેપ્ટન જ્હોન સ્મિથ. ઇંગ્લેંડથી અમેરિકા આવવા નીકળેલા વહાણનો એણે સરદાર હતો. એણે કેટકેટલા દરિયા ખેડ્યા છે ને ડુંગરા ને જંગલો પણ ભમ્યો છે તુર્કસ્તાન ને અરબસ્તાનમાં પણ એ ભમી આવ્યો છે. ત્યાંની અવનવી વાતોથી એણે તો 'રમતિયાળ'ને રાજી રાજી કરી દીધી છે.

નવા નવા દેશ જોવાનો રિમથને પહેલો જ શોખ અને એટલે જ એ આંહીં પણ આવી ચઢ્યો. પણ આંહીંના તેના સાથીદારો આળસુ હતા. એમને તો બધાને એકદમ સોનું લઈ લેવું હતું ને પૈસાદાર થઈ જાવું હતું. રિમથ રહેવા માટે છાપરાં બાંધવાનું કહેતો કે ખાવા માટે ખેતી કરવાનું કહેતો એ કોઈને ગમતું નહિ. રેડ ઇન્ડિયનો પાસેથી પોતાના માણસો માટે અનાજ મેળવવાનો સોદો કરતો હતો ત્યાં જ એ પકડાઈ ગયો ને એને આંહીં લઈ આવ્યા.

'રમતિયાળ'ને રિમથની વાતોમાં મજા આવે છે. એને તો રિમથ જોડે ભાઈબંધી કરવી છે, પણ એના બાપને એ મનગમતી વાત નથી. તો ય રમતિયાળ કહે છેઃ 'તમતમારે જાવ, તમને બધાને જોઈતું અનાજ મોકલવાનો હું હમણાં જ બંદોબસ્ત કરીશ. બનશે તો હું જ આવી જઈશ. પણ એ વ્યવસ્થા મેં કરી છે એમ કોઈને કહેશો નહિ.'

બસ, પછી શું પૂછવું! વસાહત સ્થાપવા નીકળેલા આ અંગ્રેજોનાં નસીબ ખૂલી ગયાં. અઠવાડિયું થાય અને 'રમતિયાળ' રિમથને મળવા આવી જ હોય. કાંઈ ને કાંઈ લીધા વગર આવે તો તો એ રાજાની કુંવરી શેની! આ વસાહતીઓને માટે 'રમતિયાળ' તો કામદુધા બની ગઈ. કોઈક તો મોઢે ચઢીને 'હવેને ફેરે આટલું જરા લેતાં આવજો' એમ પણ કહી દેતા, જોકે એ માટે રિમથ એમ કહેનારની સાથે લડ્યા વગર ન રહેતો. પણ એવી મગાવેલી વસ્તુ બીજે ફેરે આવતી એ પણ નક્કી.

દીને જતાં કાંઈ વાર લાગે છે! કુંવરી પહેલવહેલી બાપના દરબારમાં રિમથને મળી એને બે-ત્રણ વરસ થઈ ગયાં છે. હસતીરમતી આવતી ને હવે શરમાતી આવે છે. એનું રૂપ એ ઢાંકવા જાય છે તો ય છતું થઈ જાય છે. અને રિમથને મળે છે ત્યારે તો એની છાતી ધડક ધડક થાય છે રિમથને કાંઈ કાંઈ કહેવાનું મન થાય છે પણ એ કહી શકતી નથી.

કુંવરી ભલે ને કહેતી નથી પણ રિમથ કાંઈ અજાણ્યો થોડો જ છે. એ ઘણું ય સમજે છે કે કુંવરી મનથી પોતાને વરી ચૂકયા જેવી જ છે પણ કુંવરીનો બાપ ક્યાં રાજી હતો! વાત ઉઘાડી થાય કે બાપની ઉપરવટ થઈને કુંવરી એને પરણે તો રેડ ઇન્ડિયન સાથે કાયમનાં વેર બંધાય.

એને ને કુંવરીને બેયને કે'વાયે ય નહિ ને સે'વાયે ય નહિ જેવું થયું છે. બેમાંથી કોઈ કાંઈ બોલી શકતાં નથી. બે ય મનમાં સમસમીને બેસી રહે છે.

પણ રમતિયાળની મૈત્રીનો એક લાભ તો રિમથને પાકો છે. રમતિયાળ છે તો એને રેડ ઇન્ડિયનો અને એનો બાપ શું કરે છે એની ખબર મળ્યા કરે છે રમતિયાળને લીધે જ એ એકબે વાર છૂપા મારાઓમાંથી બચી ગયો હતો.

હવે એક દિવસ એવું બન્યું કે કોઈક સ્થળે દારૂગોળો એક સ્થળેથી બીજે સ્થળે ફેરવતાં સળગી ઊઠયો. એમાં રિમથ ખૂબ જ દાઝી ગયો. 'રમતિયાળ'ને આ વાતની ખબર પડી એટલે તરત જ એ એને જોવા આવી. જોઈને એ તો રોઈ પડી રિમથે એને છાની રાખીને કહ્યુંઃ 'એમાં કાંઈ નથી. હું થોડા દિવસમાં જ હાલતોચાલતો થઈ જઈશ અને પછી...' આટલું બોલીને તે અટકી ગયો.

'પછી શું!' રમતિયાળે પૂછ્યું.

'પછી, બસ પછી શું, હું હાલતોચાલતો થઈ જવાનો.' રિમથે વાત ઉડાવી.

'ના, તમે કાંઈક બીજું કહેતા'તા. એ કહો. ન કહો તો તમને મારા સમ.' રમતિયાળે કહ્યું.

'પછી હું થોડા દિવસ અહીંથી ચાલ્યો જઈશ મારા દેશમાં. અમારા દેશમાં એવા સરસ ડૉક્ટરો છે કે મારાં ચાઠાં ને ઘા એકદમ મટાડી દેશે, ને પછી પાછો આવીશ. ને મારી રમતિયાળ માટે સુંદર સુંદર વસ્તુઓ લેતો આવીશ. કેમ, કહે જોઉં શું લાવું, તારે માટે?'

પણ રમતિયાળ તો જવાબ આપવાને બદલે રોવા માંડી. રિમથે બહુ બહુ સમજાવી ત્યારે એ છાની રહી.

પણ બે દિવસ પછી રમતિયાળ ફરીથી રિમથને જોવા આવી ત્યારે ખબર પડી કે રિમથ તો એને દેશ ઈંગ્લેંડ ઊપડી ગયો છે.

પણ રિમથ જાતાં અહીં વસાહત માથે આફત આવી પડી છે. રિમથ હતો ત્યારે રમતિયાળે ય આવતી; હવે તો રમતિયાળ આવતી નથી. રમતિયાળ અવનવી વસ્તુઓ અને ખાવાનું લેતી આવતી એ પણ બંધ પડ્યું. આજ સુધી આળસુ થઈને જીવ્યા છે ને હવે મહેનત કરવાનો વારો આવ્યો છે ત્યારે કેટલાક તો સાવ ફૂસ થઈ ગયા છે–ખોટા દારૂ ભરેલા ફટાકડાની જેમ.

કાંઈક રમતિયાળની સજાવટથી રેડ ઈન્ડિયનો બહુ હેરાન ન કરતા અને કાંઈક એમની છૂપી મંત્રણાની એ ખબર આપી દેતી એટલે બચાવ પણ ઊભો કરી લેતા. એટલે આજ સુધી તો વાંધો આવ્યો નહોતો પણ હવે દિવસે દિવસે રેડ ઈન્ડિયનોનાં આક્રમણો એટલાં બધાં વધવા લાગ્યાં કે છ આઠ મહિનામાં તો આ લોકો વાજ આવી ગયા.

રમતિયાળને હવે આ લોકોમાં કાંઈ રસ રહ્યો નથી. એ તો એના રિમથને ઝંખે છે એનો બાપ એને એકાદ રેડ ઈન્ડિયન જુવાન પસંદ કરી પરણી લેવા કહે છે, પણ બાપની વાત એ કાને દેતી નથી. મોઢેથી હા કે ના કાંઈ ભણતી નથી પણ મનમાં તો રિમથના નામની માળા જપે છે ને અઢાર વરસની એની [illegible] હતા. અરે વરના કે નદીના [illegible] તેણે ઇશારો કર્યો 'લેઈ લે છે ત્યારે પા[illegible] [illegible]નો ઇશારો થતા. છે, ત્યારે રિમથ [illegible]ઓ લાવવામાં આવી. પણ મન મારીને 'દેવામાં કોઈ સમજે નહિ એને ઉપાય કર્યા છે! ઉડાવવાનું નહિ. [illegible] દી એને કાને ઊડતી વાત આવી છે કે રિમથ પાછો આવ્યો છે. સમાચાર મળતાંવેંત રમતિયાળ તો સાબદી થઈને રિમથને મળવા હાલી છે મનમાં ને મનમાં એણે જાત જાતની મજુતરી કરી છે. બાપની બીક હવે તો રિમથની પ્રીત છાની નો જ રાખવી એમ એણે નક્કી કર્યું છે તડ ને ફડ એ ને એનો રિમથ–એકવાર લગન કરી નાખે–પછી એના બાપને જે કરવું હોય તે કરે. 'વેર બધાશે એ જ ને! ભલે બંધાતું–આમે ય ક્યાં ભાઈચારો હતો. ને રિમથ એમ ક્યાં કોઈથી આંજ્યો જાય એમ હતો.

આવા આવા વિચાર કરતી 'રમતિયાળ' રિમથની વસાહતમાં આવી પહોંચી છે. વસાહતના એકાદ ઉપરીએ 'રમતિયાળ'નું માનપૂર્વક સ્વાગત કરી કહ્યું, 'રિમથ સાહેબ એક અગત્યના કામે હમણાં જ બહાર ગયા. આપ આવો તો આપને બેસાડવા અને રોકવા માટે કહી ગયા છે.'

રમતિયાળ અંદર જઈને બેઠી. રિમથની રાહ જોવામાં એને કાંઈ સમયનું ભાન રહ્યું નહીં ને રાત પડી ગઈ છે ઓરડાઓમાં દીવા થતા જોઈ એને ભાન આવ્યું. એ અકળાઈને પેલા અમલદારને પૂછે છે. 'કેમ, રિમથ હજુ ન આવ્યા!'

'રિમથ ને!' અમલદાર બંધુ લુચ્ચાઈભર્યું હસીને કહે, 'આવતા જ હશે. ઈંગ્લેંડથી વહાણ આવતાં વાર તો લાગે ને!'

'એટલે.'

'એટલે, એમ કે આપના લોકોથી અમે હવે થાકી ગયા છીએ; એટલે થયું કે તમે જો અમારી સાથે હો તો હુમલો કરનાર જરા વિચાર કરે. પરિણામે અમારી સાથે રહેવા માટે તમને તેડાવી મગાવ્યાં.'

ધીમે ધીમે બધી વાત રમતિયાળ સમજી ગઈ. રિમથ આવ્યાની ખોટી વાત ફેલાવીને તેને અહીં આવવા માટે ભરમાવવામાં આવી

હતી. ને હવે તેનો ઉપયોગ વડાઈમાં મદદ આડી સાહ્યબી ઘે એમ આહા તરીકે આ લોકો કરવા માગતા હતા.

તે મનમાં તો ઘણું સમસમી રહી પણ અત્યારે તે નિરાધાર હતી. આ લોકોની બંદી હતી. રિમથને છાનામાના મળવાના ઉમંગમાં એ કોઇને સાથે ય નહોતી લાવી.

આપણે ત્યાં બા'રવટિયાઓ ઘણી વાર કોઇ રાજાના કે શેઠિયાના છોકરાને બાન તરીકે પાડી જતા. ક્યાં ય દુશ્મનાઈ જાય કે પૈસાની જરૂર પડે ત્યારે એ છોકરાના મોતનો ભય ઊભો કરી એના બાપ પાસેથી પૈસા લેતા.

એવો જ ઉપયોગ હવે આ લોકો 'રમતિયાળ'નો કરવા લાગ્યા.

આમ બાન તરીકેના એના હીણપતભર્યા જીવનનું ય એક વર્ષ વીતી ગયું. અનિચ્છાએ એને આ લોકો વચ્ચે રહેવું પડે છે એ સિવાય બીજી કોઇ જાતનું દુખ રમતિયાળને નથી. આ લોકો તરફ થોડીઘણી માયા પણ જાગી છે. પોતાના લોકો જેવા આ લોકો પણ કોઇક સારા તો કોઇક સ્વાર્થીલા છે એમ એણે જોયું.

પણ આ બધા વચ્ચે એક માણસે એનું ધ્યાન ખેંચ્યું. એ આવી ત્યારથી એણે જોયું કે એ એક જુવાન બીજા બધાથી જુદો તરી આવતો. બોલવેચાલવે એ હુશિયાર હતો, પણ વિના કારણ કોઈની નિંદા કરવાનો બીજા લોકોને જે શોખ હતો એમાં એ ભાગ લેતો નહિ. બીજા ઘણાખરા કામના આળસુ હતા જ્યારે આ તો જ્યારે હોય ત્યારે એના ખેતરમાં કાંઈક ને કાંઈક કરતો જ હોય. કોણ જાણે શું ય કર્યા કરતો; કાંઈ ખબર પડતી નહિ. એના ખેતરમાં દાણોદાણો તો કાંઈ વાવ્યો નહોતો; વાવી'તી માત્ર તમાકુ—પણ એ તમાકુના છોડને એ કોણ જાણે શું કામ ઉથલાવ ઉથલાવ કર્યા કરતો. બે છોડ જુદા જુદા જુદી જુદી જાતના વાવે ને પાછા બે ય જાતના ભેગા કરીને ય વાવે. એ કહેતો કે એ પ્રયોગો કરી રહ્યો હતો. ત્યારે કોઈને ક્યાં ખબર હતી કે ભવિષ્યમાં વર્જીનિયાની જે સારામાં સારી તમાકુ ગણાશે એની સહુ પહેલી ખેતી કરનાર એ હતો.

એનું નામ હતું રોલ્ફ. રમતિયાળને રોલ્ફનો કામગરો સ્વભાવ ગમતો અને વખત પસાર કરવા એ ઘણીવાર રોલ્ફ પાસે આવીને બેસતી. રોલ્ફને પણ રમતિયાળ ગમતી. કામમાંથી નવરો પડતાં કે આરામ લેતાં એ રમતિયાળ સાથે વાતે વળગતો ત્યારે ઘણી વાર પોતાનું કામ પણ ભૂલી જતો અને ત્યારે રમતિયાળ જ એને કામની યાદ આપતી.

આ જ ગાળામાં રમતિયાળને આઘાત લાગે એવા એક સમાચાર આવ્યા. અજાણતાં એ સમાચાર રમતિયાળને રોલ્ફના મોઢેથી જ સાંભળવા મળ્યા.

'માણસનું નસીબ કોણ જાણે કેવું હોય છે!' રોલ્ફે વાત કરતાં કહ્યું.

'કેમ?' રમતિયાળે પૂછ્યું.

'મોત માણસને કેમે કરી છોડતું નથી.' રોલ્ફે કહ્યું. 'આ અમારો રિમથ, અહીંયાં આ વસાહતમાં જ હતો. દારૂગોળાના અકસ્માતમાં દાઝ્યો ત્યારે તેમાંથી ઊભો થઈ સહીસલામત ઇંગ્લેંડ ગયો ને પછી ત્યાંથી સાજો સમો 'ન્યુઑર્લીન્સ' પહોંચ્યો. ત્યાંથી અહીં આવતો હતો ત્યાં ચાંચિયાઓએ લૂંટ્યો ને કેદ પકડ્યો. પણ નસીબમાં મોત માગ્યું હશે તે ચાંચિયાનું વહાણ ડૂબ્યું ને કોઈ કરતાં કોઈ જીવતું બહાર ન આવ્યું.' ઉત્સાહમાં ને ઉત્સાહમાં વાત કરતાં રોલ્ફે જોયું કે રમતિયાળની આંખોમાંથી દડદડ આંસુ ખરી રહ્યાં હતાં. એણે રિમથ અને રમતિયાળની પ્રીત વાશે સાંભળ્યું હતું પણ એનો સાચો ખ્યાલ એને અત્યારે જ આવ્યો.

'એમાં કોઈ શું કરે!' રોલ્ફે આશ્વાસન આપતાં કહ્યું. 'ઈશ્વરની ઇચ્છા સામે કોઈનો શો ઉપાય!'

રોલ્ફના ખોળામાં માથું નાખીને રમતિ-પાળ ડૂસકે ડૂસકે રોઈ પડી.

રોલ્ફને દુઃખના વખતે આધારસ્થંભ થતાં આવડ્યું. રિમથનો અદૃશ્ય પણ સહારો શોધી બેઠેલી રમતિપાળને રોલ્ફનો સમભાવ ન મળ્યો હોત તો એનું હૃદય ભાંગી જાત. એ સમભાવે એ હૃદય ધબકતું રાખ્યું અને ધીમે, અતિ ધીમે એ હૃદયમાં ફરીથી પ્રેમ-ધબકારા ઊઠવા લાગ્યા.

રોલ્ફના હૃદયમાં ઊઠતા ધબકારનો એ પડઘો હતો.

ઈ. સ. ૧૬૧૪ના એપ્રિલ માસમાં રોલ્ફ અને હવે રેબેકા નામ ધારણ કરેલી રમતિપાળ, બંને લગ્નગ્રંથિથી જોડાયાં. તમાકુની અવનવી જાતોના મિશ્રણ કરનારાએ બે જાતિનું મિશ્રણ કર્યું.

રેબેકાના પિતાએ આ નવો સબંધ મને-કમને કબૂલ રાખતાં ઇન્ડિયનો અને આ લોકો વચ્ચેના ઝઘડાનો પણ અહીં અંત આવ્યો. 'વર્જીનિયા'–હાલનું વર્જીનિયા ધીમે ધીમે બીમાંથી છોડ ફૂટે તેમ આકાર ધારણ કરવા લાગ્યું.

શાંતિનો વારસો બેસતાં અહીં આવી વસેલા આ અંગ્રેજો માટે સહુથી પહેલું 'વહુ-વહાણ' આવ્યું, જેમાં ઘણાની પ્રિય-તમાઓ અને પત્નીઓ પહેલવહેલી આ ધરતી પર પગ મૂકતી હતી.

પણ ઇંગ્લેંડની એ વહુવારુઓ આ નવી ધરતી પર પગ મૂકી રહી હતી ત્યારે આ ધર-તીની એક દીકરી, જેને લીધે આ વહુવારુ-ઓને અહીં આવવું શક્ય બન્યું હતું તે રેબેકા ઇંગ્લેંડ પર ડગ માંડી રહી હતી. રેબેકા હવે માતા પણ બની ચૂકી હતી–અને બે જાતિના સુમિશ્રણનું એ પહેલું ફૂલ–કે ફળ!–લઈને એ ઇંગ્લેંડ આવી હતી.

ઇંગ્લેંડમાં એક આશ્ચર્ય અને આઘાત એની રાહ જોતાં બેઠાં હતાં. અહીં આવતાં તેણે જાણ્યું કે ચાંચિયાઓના ડૂબેલા વહાણમાંથી પણ રિમથને કુદરતે બચાવી લીધો હતો ને તે ઇંગ્લેંડમાં જ હતો. રમતિપાળના મનમાં તેને મળવાની ઇચ્છા જાગી, પણ સાથે એક જાતનો સંકોચ પણ થયો. સદ્ભાગ્યે રિમથ જ આવી મળ્યો. ત્યારે તે ફક્ત એટલું જ બોલી શકી: 'રિમથ, મેં તો સાંભળ્યું હતું કે તમે...' અને તેનું મુખ સિવાઈ ગયું.

રિમથે સ્વસ્થતાભર્યું એક સ્મિત કર્યું–હા, એવું જ સ્મિત એકવાર રેબેકાના પિતાના દરબારમાં કર્યું હતું. એ સ્મિતે એનો સંકોચ હરી લીધો. એ પાછી પહેલાંની રમતિપાળ બની ગઈ.

પણ રિમથે કાચબાની જેમ પોતાનાં અંગો, પોતાની જાત ચોરી લીધી. રેબેકાની તેણે મહા-રાણી એલિઝાબેથ સાથે ઓળખાણ કરાવી. આખા ઇંગ્લેંડમાં તેણે ઇંગ્લેંડની વસાહતની આબાદાનિની જન્મદાત્રી તરીકે રેબેકાને ખ્યાત કરી દીધી પણ પોતે તો એનાથી દૂરનો દૂર જ રહ્યો.

આખરે ઇંગ્લેંડમાંથી પણ વિદાય લેવાનો દિવસ આવી પહોંચ્યો. વર્જીનિયા પાછા ફરવા તે વહાણ પર ચડે તે પહેલાં જ શીતળાએ રેબેકાને ભરખી લીધી.

વર્જીનિયાની દીકરીએ પોતાના સાસરા-માં જ દેહ છોડ્યો. એ ફરી પિયર જોઈ શકી નહિ પણ એનો એને વસવસો નહોતો. મરતાં મરતાં તેણે કહ્યું: 'આ મારું બાળક. એને સાચવજો–ફળ પાકતાં પહેલાં ફૂલ તો ખરી જ પડે! એનામાં બે જાતિના પ્રાણ ધબકી રહ્યા છે, એક થઈ રહ્યા છે–એ એક થયેલા જ રહે તે જોજો.'

આજે પણ વર્જીનિયાના મૂળવસાહતના એ પહેલા રહેઠાણસ્થળ પણ હાલ ખંડેર જેવા જેમ્સટાઉનમાં રેબેકાનો–વર્જીનિયાની પ્રથમ માતૃશક્તિનો, એકતાની જનનીનો પાળિયો જોવા મળે છે.

[અનુ. ૭ પાને

# ૨ : અલ્લાનો સંદેશવાહક

આન્દામાન.

બ્રિટિશ સામ્રાજ્યની છત્રછાયા નીચે વસતા હિંદીને માટે આ શબ્દ શું સૂચવે છે ?

જે કમનસીબને ત્યાં જવાનું પ્રાપ્ત થયું હોય છે, એને એ સૂચવે છેઃ દેશનિકાલ-જન્મદ્વીપ-સગાંસ્નેહી, ઘરબાર, વતન, સમાજ એ બધાનો અંત—માણસના માણસપણાનો ઘાત.

જે બડભાગીઓને એ નામ યાદ નથી કરવું પડતું તેમને એ સૂચવે છે. લુચ્ચા, વિશ્વાસઘાતી, ધાડપાડુ, ખૂની, ભયંકર અને બીજા અનેક દુર્ગુણોથી ભરેલા લોકોની જમાત, ગામનો ઉતાર, સમાજનો ઓઢવાડ. સમાજની તંદુરસ્તી માટે એ દૂર જ સારો.

આવા જ કાંઈક ખ્યાલો ફ્રાન્સના લોકોને આફ્રિકાને પશ્ચિમ કાંઠે આવેલ ફ્રેન્ચગિયાના પ્રદેશમાં આવેલ 'ડેવીલ્સ આઇલેન્ડ' (શેતાની ટાપુ) નામે ઓળખાતા બેટ માટે હતા.

રશિયાના ભયંકર ગુનેગારોને જેમ ઝારના વખતમાં, સાઇબીરિયામાં મોકલી આપવામાં આવતા તેમ જ ફ્રાન્સના ખૂની-ડાકુઓ અને અક્ષમ્ય ગુનાના અપરાધીઓને આ 'શેતાની ટાપુ' ઉપર મોકલી આપવામાં આવતા.

અહીં આવતા તે મોટે ભાગે જિંદગીભર માટે જ. ફ્રાન્સના કાયદાની એક વિચિત્ર કલમને લીધે એ બધાનું જીવન આ ટાપુ સાથે જડાઈ જતું. એ કલમ એવી હતી કેઃ—૮ વરસથી વધારે મુદ્દતની સજા થઈ હોય તેણે તો સજાનાં વરસો પૂરાં થયા પછી પણ બાકીની જિંદગી, ટાપુની જેલમાં નહિ છતાં ટાપુ ઉપર તો ગાળવી જ, ટાપુ છોડી વતન પાછા જવાનો કે બીજે દેશ જવાનો તેને અધિકાર નહિ. જેમની સજા ૮ વરસની અંદરની હોય, તેમણે સજાનાં વરસ પૂરાં થયા પછી, સજાનાં જેટલાં વરસ જેલમાં ગાળ્યાં હોય, તેટલાં જ સામાં બીજાં વરસ જેલ બહાર ગાળવાં—પણ ટાપુમાં રહીને. એ પછી જ એમને સ્વદેશ જવાની છૂટી મળે. જોકે એમ બમણી સજા ભોગવ્યા છતાં તેઓ સ્વદેશ જઈ શકતા નહિ; કારણકે સ્વદેશ જવાનો ખર્ચ દરેકે જાતે ભોગવવાનો હતો અને એ ખર્ચ જેટલા પૈસા (૧૬૦૦ ફ્રાન્ક) એમાંના કોઈ કમાઈને બચાવી શકતા નહિ.

આમ જિંદગી હારી બેઠેલાઓના દુઃખની આ કથા ક્યારેક ફ્રાન્સનાં છાપાંઓમાં ડોકિયું કરી જતી. ને એ વાંચતાં કોઈ 'કુદરતના ઈન્સાફ'ની ફિલસૂફી ડોળતું તો કોઈક સહાનુભૂતિના બે શબ્દો બોલતું. પણ, એ કમભાગીઓનું દુઃખ દિલમાં લગાડનાર તો કોઈક જ નીકળતું.

પણ, ૧૯૨૮ની સાલમાં એક જુવાનિયાના દિલને આ કમનસીબોની કથા કોણ જાણે કેવી રીતે સ્પર્શી ગઈ. એ હતો એક સિપાહી—લશ્કરનો અને છતાં લશ્કરી નહિ. એ સિપાહી હતો ઉદ્ધારક લશ્કરનો*—માણસમાં રહેલ આત્માના ઉદ્ધારક લશ્કરનો. એના લશ્કરનો સિદ્ધાંત હતો કેઃ 'માણસના આત્માના અંગારા ઉપર સંજોગોની રાખ ભલે વળી જાય, પણ રાખ નીચે એ અંગારો ઝગતો રહે જ છે—કોઈ પણ માણસમાં, પછી તે ગમે તેવો હોય, એ સાવ બૂઝી જતો નથી.'

આ ભાવનાને વરેલા આ જુવાનના દિલે આ કમનસીબોની સ્થિતિનો વિચાર કરવા માંડ્યો. એણે 'શેતાની ટાપુ'ની વિશેષ માહિતી મેળવી. એ માહિતી મળતાં તો એનું ભાવનાભીનું હૃદય વધુ દ્રવ્યું, માનવતાએ પણ જેમને તિરસ્કાર્યા છે એવા આ લોકો પાસે આદર્શ અને જવલંત માનવતાનો સંદેશ લઈ જવાનો તેણે મન સાથે નિશ્ચય કર્યો.

* Salvation Army—લશ્કરી પદ્ધતિએ ચાલતી અમેરિકન સંસ્થા

ફ્રાન્સની સરકાર પાસે તેણે 'શેતાની ટાપુ' ઉપર પોતાના માનવતાના સંદેશ લઈ જવા માટે રજા માગી. આજન્મ હરામખોરીને વરેલા એ લોકોમાં તેને નિષ્ફળતા જ સાંપડશે એવી ચેતવણી સાથે સરકારે રજા આપી; અને એ 'શેતાની ટાપુ' ઉપર આવ્યો. ટાપુની સરકારે એને સહાય કરવા અને જુદે જુદે રસ્તે ફેરવવા તૈયારી બતાવી. પણ એવી 'ગોઠવેલી' મુલાકાત એને નહોતી જોઈતી. સરકારનો આભાર માની તેણે પોતાની જાતે બધું જોવાની ઇચ્છા બતાવી.

એ આખો ટાપુ ખૂંદી વળ્યો. કેદીઓ ભેગા એમના સાંકડા અને ગંદા ઓરડાઓમાં એ રહ્યો. ચિરત તોડતા કેદીઓ માટે તૈયાર કરેલ એકાંત કોટડીઓમાં તેણે કલાકો ગાળ્યા. મચ્છરોના ઉપદ્રવને કારણે રોગનો ભોગ બનતા કેદીઓને તેણે જોયા. એકાંત વાસમાં ગાંડા થઈ જતા કેદીઓને જોયા. દર વરસે આવતા ૧૦૦૦ જેટલા કેદીઓમાંથી ૯૦૦ જેટલા તો પાંચ વરસમાં ખલાસ થઈ જતા, એ પણ તેણે જોયું.

પણ કેદીઓ કરતાં ય, કેદમાંથી છૂટીને 'સ્વતંત્ર-સજા' ભોગવતા લોકોની સ્થિતિ વધુ દયાજનક હતી. જેલમાં તો એમને રોટલો મળતો, પણ બહાર એના વાંધા હતા. વળી મજૂરીનું જોઈતું કામ પણ આ એકલવાયા ટાપુ ઉપર શાનું મળે!

આ ટાપુ ઉપર દર બે વર્ષે નવો ગવર્નર આવતો. એમાંના ઘણાખરા આ ટાપુના ગવર્નર-પદાને સજા જ ગણતા. કોઈક સહૃદયી આવતા તેમ બે વર્ષ માટે આપણે શી માથાફોડ કરીને ચાલ્યા જતા.

'વીસમી સદીમાં ફ્રાન્સ જેવા સુધરેલા દેશના ૬૦૦૦ માણસોનું જીવન આમ બરબાદ થતું રહે એ કેમ ચલાવી લેવાય!' આ જુવાનિયે જઈને ટાપુના ગવર્નરને પૂછ્યું.

'તમારી વાત તો સાચી છે. પણ શું થાય! આ તો બધા શેતાનના સાગરીતોનો જ બેટ છે. અહીં તો ખુદ ઈશ્વર આવે તો ય મૂંઝાઈ જાય એવું છે, ભાઈ.' જુવાનને ગવર્નર તરફથી જવાબ મળ્યો.

આ જવાબે જુવાનને આખે શરીરે આગ સળગાવી દીધી. અંતરમાં બળતો એ ફ્રાન્સ પાછો આવ્યો. આવ્યો ત્યારે તો એ કેવળ ગુસ્સાથી જ બળતો હતો પણ આવ્યા પછી થોડા દિવસમાં જ એ તાપ, એ ગરમ દેશના તાવના રૂપમાં ફેરવાઈ ગયો અને અઢાર મહિના સુધી એનો સાથીદાર થઈ રહ્યો.

અઢાર મહિને એ પથારીમાંથી ઊઠ્યો. પણ એને લાંબી માંદગી બક્ષનાર એ ટાપુને, એના એ ૬૦૦૦ માનવ-નામધારી પૂતળાઓને એ ભૂલ્યો નહોતો. ઊઠતાંવેંત એ પાછો એ જ કામે લાગી ગયો. લેખોથી, ભાષણોથી, રાજદ્વારી પુરુષો સાથેની મંત્રણાથી એણે 'શેતાની ટાપુ' ઉપરની આગ ફ્રાન્સના લોકો સમક્ષ બળતી રાખી. અને છતાં, કાંઈક કરવા માટે એ ટાપુ ઉપર જવાની છૂટ મેળવતાં એને સાડા ત્રણ વરસ લાગ્યાં.

૧૯૩૩માં એ ફરીથી પેલા 'શેતાની ટાપુ' ઉપર આવ્યો. આ વખતે એની સાથે એની મદદમાં બીજા ત્રણ 'ઉદ્ધારક' અમલદારો હતા. તેણે આખી યે યોજના વિચારી કાઢી હતી અને જઈને તરત જ તેણે એ મુજબ કામ શરૂ કરી દીધું.

સહુથી પહેલું કામ તેણે પેલા 'સ્વતંત્ર સજા'વાળાઓનો ઉપયોગ કરવાનું કર્યું. તેણે એક મકાન મેળવ્યું, થોડીક જમીન મેળવી અને કામ વગર અકળાતા એ લોકોને કામ આપ્યું.

પહેલો જ અનુભવ સારામાં સારી સહાનુભૂતિવાળાનું મન ભાંગી નાખે તેવો થયો.

આ નવા 'ઉદ્ધાર-ગૃહ'ના ઉદ્‌ઘાટન અંગે એણે બધાને-કેદીઓને અને અમલદારોને નાસ્તાપાણી માટે આમંત્ર્યા. વ્યવસ્થાનું કામ 'સ્વતંત્ર સજા'વાળાઓમાંથી થોડાકને

સોંપાયું હતું. બરાબર બધાંને વાનીઓ પહોંચાડવાના વખતે જ એ વ્યવસ્થાપકો કર્યાંક રફૂ થઈ ગયા, ને ઉદ્ધારકોને બિચારાઓને જાતે બધું આપવું-લેવું પડ્યું.

આ પ્રસંગ ઉપર અમલદારો ખૂબ જ હસ્યા. પોતે કહેતા હતા કે આ તો કોલસો ધોવા જેવું કામ હતું એ કેટલું સત્ય છે એ તરફ એમણે ઉદ્ધારકોનું ધ્યાન ખેંચ્યું.

એથી પણ ખેદજનક તો ત્યાર પછી બન્યું. પાર્ટી તો જેમતેમ ઊકલી. પણ રાત્રે કેટલાક ' મહેમાનો'એ 'ગૃહ'ની ફરીને મુલાકાત લીધી અને ખાદ્ય પદાર્થોથી માંડીને તે હથિયાર-ઓજારો સુદ્ધાં બધું ચોરાઈ ગયું.

પણ, આપણા જુવાનના દિલનો દીવો આ બધા વાવાઝોડા વચ્ચે પણ જાગતો જ રહ્યો. તેણે બીજું ' ગૃહ ' થોડે દૂર જંગલમાં શરૂ કર્યું.–ને ત્યાં ' ગૃહ 'નો ખરચ કાઢવા ખેતીવાડી પણ શરૂ કરી. થોડાક ' સ્વતંત્ર સજા 'વાળાઓને આ અનુભવ લઈને તરફ લાગણી થઈ. જિંદગીમાં કોઈએ જેનો વિશ્વાસ કર્યો નથી એવા લોકો, પોતાના ઉપર સંપૂર્ણ ભરોસો રાખી કામ સોંપતા આ વિચિત્ર માનવીથી હેરત પામ્યા; અને જાણ્યેઅજાણ્યે એને વશ થયા.

પણ સહાય થવાવાળા કરતાં વિરોધ કરવાવાળાની સંખ્યા મોટી હતી. ચોરીના માલ ઉપર જ વેપાર કરતા કેટલાક વેપારીઓ, આ માણસ મટતાં જતાં લોકોને પણ બનવાની સગવડ કરી આપતા દારૂના ફેરિયાઓ–એમની પશુતા પર જીવતી જંગલી નારીઓ, એવો પરજીવી વર્ગ આ નવા આગંતુકોથી અને એમની પ્રવૃત્તિથી ભય પામી રહ્યો અને પોતાની ફૂલીફાલીને મોટી થયેલ વિષવેલ ઉપર કારી ઘા કરવા આવેલા એ લોકોનો સામનો કરવા તત્પર થયો.

પણ ' ઉદ્ધાર-ગૃહ 'નું કામ તો ચાલુ જ રહ્યું. આ ' ઉદ્ધાર-ગૃહ 'માં માણસના પાછલા જીવનની કોઈ ચૂંથણાં ન ચૂંથવું. ભૂતકાળને ભૂલી જવાનો જ પ્રયત્ન થતો. લાખોનો ગોટાળો કરી અહીં આવેલાને જ હિસાબ સોંપાયો. પત્નીને ઝેર ખવડાવનારને રસોડું સોંપાયું.

એ વિશ્વાસે જ વિશ્વાસ મેળવી આપ્યો. પણ ' સ્વતંત્ર સજા 'વાળાઓ આ ' ગૃહ 'માં જોડાયા; ને ખેતીવાડીને કામે લાગ્યા.

ફ્રાન્સનો કાયદો અહીંના કેદીને જેલની અને જેલ બહારની એમ બેવડી સજા ફરમાવતો. એનો બદલો વાળતી હોય તેમ, ' ઉદ્ધાર-ગૃહ 'ની યોજના એના સભ્યને બેવડી રાહત આપતી.

' ગૃહ 'માં કામ કરે એને ખાવું-પીવું, રહેવું અને ઉપરાંત રોજના બે ફ્રાન્ક મળે. મહિને દહાડે એક કુપન મળે જેની કિંમત ૪૦ ફ્રેન્કની હતી. એ કુપનના રોકડા ૪૦ ફ્રેન્ક જોતાં હોય તો પણ મળે. પણ જે એ કુપન સાચવી રાખે અને એવી ૨૦ કુપનો ભેગી કરી ૮૦૦ ફ્રાન્ક પોતાને ખાતે જમા કરાવે એને ફ્રાન્સ જવાનો પાસ મેળવી આપવામાં આવે. એ પાસનો ખરચ લગભગ ૧૬૦૦ ફ્રાન્ક થતો એટલે ૮૦૦ ફ્રાન્કની બચત સામે ૮૦૦ ફ્રાન્ક ' ગૃહ ' આપતું.

આ હતી ' બેવડી રાહત 'ની યોજના. એ યોજનાએ વતન પાછા ફરવાની આશા ઊઠી બેઠેલા આ હતાશ દિલોમાં વતન પાછા ફરવાની આશા-ચિનગારી ફરીથી પ્રગટાવી.

' ગૃહ 'ની વાડીઓ, કામ કરનારા વધ્યા. કામ ધમધોકાર ચાલ્યું. ઉત્પન્ન પણ વધ્યું, અને ગૃહ તેમાંથી જ બધો ખર્ચ કાઢી શકે એવું સદ્ધર થયું.

પણ, આ બધું તો જેમને કેદની સજામાંથી મુક્તિ મળી હતી એ લોકો માટે જ થયું. પણ કેદની સજા ભોગવતા હતા એમનું શું ? એ લોકો પણ આ નવા ' ફિરસ્તા ' તરફ આશાની નજરે જોવા લાગ્યા.

' ઉદ્ધાર-ગૃહ 'નો સંદેશ ત્યાં પણ પહોંચતો.

દર રવિવારે એમના સમક્ષ પ્રવચન થતું. ધીરજથી ઉજ્જવળ ભવિષ્યની આશામાં સજાની મુદત પૂરી કરવાનું એમને સમજાવવામાં આવતું. આશાને તાંતણે પરોવાઈને એમની સજાના ભારે મણકા પણ પસાર થઈ જતા.

બીજી તરફ તેણે ફ્રાન્સમાં પણ 'શેતાની ટાપુ'ને ખાલસા કરવાની હિલચાલ શરૂ કરી દીધી હતી.

'બેવડી રાહત'ની યોજના અમલી થયા પછી બરાબર બે વરસે 'શેતાનની ચૂડ'માંથી છૂટી આવનારની પહેલી ટુકડી ફ્રાન્સ આવી પહોંચી. એ સાંથી રવાના થયાના ખબર છાપતાં જ કેટલાક-પત્રોએ ટીકા કરી: 'બધા ચોરો અને ખોફનાક ધાડપાડુઓ પાછા આવે છે. ધાડ અને ખૂનખરાબીના બનાવો વધે નહિ એ માટે સાવધ રહેજો.'

પણ એમની એ ચેતવણી બિનજરૂરી હતી એમ પાછળથી પુરવાર થયું. 'ઉદ્ધાર ગૃહ'ના આ પાછા ફરેલા લોકો પોતાની બધી બૂરાઈઓને તો જાણે ટાપુમાં જ દફનાવીને આવતા હતા. તેમનો કોઈ ફરી પોતાને જૂને ધંધે ન ચઢ્યો-પ્રમાણિકતાના શીખેલા પાઠ ભૂલી ન ગયો.

૧૯૩૯ સુધીમાં તો ૮૦૪ 'દેશનિકાલિયા' વતન પાછા ફરી ચૂક્યા હતા.

અને એ બધા તરફ આંગળી ચીંધીને સરકારને વીનવવામાં આવી કે માણસને માણસ મિટાવી દે તેવું આ ગુલામખાનું બંધ કરવામાં આવે તો સારું. લાંબી હિલચાલ પછી ૧૯૩૮-માં 'શેતાની ટાપુ' ઉપર મોકલવાની સજા ન કરવાનો હુકમ કાઢવામાં આવ્યો અને એ રીતે 'શેતાની ટાપુ'ની આયાત બંધ થઈ. ત્યાં રહેલા માટે સજા ભોગવી લે ત્યાં સુધી ત્યાં રહેવું ફરજિયાત રહ્યું.

પણ આપણો જુવાન એટલેથી અટક્યો નહિ. તેનું સરકાર પરનું દબાણ તો ચાલુ જ રહ્યું. તેર વરસે તેની તપશ્ચર્યા ફળી અને આખરે ૧૯૪૬માં ફ્રાન્સની સરકારે 'શેતાની ટાપુ'ને કારાગાર તરીકે ન વાપરવાનું નક્કી કર્યું. અને એ હુકમ 'શેતાની ટાપુ'ના એ આશાને તાંતણે જીવતા 'ગુનેગારો'ને પહોંચાડનાર હતો આપણો ઉદ્ધારક સિપાહી.

એનું નામ ચાર્લ્સ પિન.

કેદીઓનું મુક્તિપત્ર એમને બતાવતાં એ આટલું જ બોલી શક્યો: 'મારી માનવી વિશેની શ્રદ્ધા આખરે ફળી છે. તમે પણ એ શ્રદ્ધાને કોઈ પણ સંજોગો વચ્ચે ડગવા દેશો નહિ. એ શ્રદ્ધા એ જ આપણી દીવાદાંડી, આપણી આંધળાની લાકડી, આપણા અંધારના નાવિકોનો ધ્રુવતારો છે.' [ અમેરિકન પરથી

બહુ મોટું ટોળું ભેગું થયું હતું. લિલામ ચાલતું હતું. એક પછી એક વસ્તુઓ આપે જતી હતી અને 'ત્રણ વાર' બોલીને લિલામવાળો બોલી બોલનારને આપી દેતો હતો.

છેવટે એક પોપટનું પાંજરું પોપટ સહિત આવ્યું—

'પાંજરા સહિત પોપટ' લિલામવાળો બોલ્યો, 'બોલો ગૃહસ્થો.' અને ટોળા પાછળ ઊભેલા એક ઠીંગણા એવા ગૃહસ્થ બોલ્યા: 'ત્રણ રૂપિયા.'

'ત્રણ રૂપિયા એક વાર' લિલામવાળાએ બાંગ મારી; ત્યાં તો બીજો અવાજ આવ્યો, 'ચાર રૂપિયા,' અને એમ બોલી વધ્યે જ ગઈ. છેવટ દસ રૂપિયે પેલા ઠીંગણા ગૃહસ્થને પોપટ સહિત પાંજરું મળ્યું.

પૈસા ચૂકવીને પાંજરું હાથમાં લેતાં તેઓ બોલ્યા: 'આ પોપટ બોલે છે ખરો ને?'

'અરે સાહેબ,' લિલામવાળો બહુ સહેલતા બોલ્યો: 'તમારી ઉપરવટ બોલી તે જ લાવતો હતો.'

—બા. વ્યા.

# મસ્નવીની વાતો

ચાંદસુત

[ 'ફારસી ભાષાનું કુર્આન' એવી બહુમાનભરી ઉપમા પામનાર વિશ્વવિખ્યાત 'મસ્નવી'ના કર્તા મવલાના જલાલુદ્દીન રૂમીએ પોતાના એ ગ્રંથમાં જ્ઞાન–ડહાપણની અનેક વાતો પીરસી છે, જેમાંની થોડી પ્રસાદી ચખાડવાનો આ વિનમ્ર પ્રયત્ન છે. — અનુવાદક]

## ૧ : પોપટનો પ્રશ્ન

એક ઘાંચી પાસે એક મજાનો પોપટ હતો. પોપટ પોતાની મીઠી વાણીથી ઘાંચીને ખુશ કરી દેતો. કામ પ્રસંગે ઘાંચી બહાર જાય ત્યારે દુકાનની દેખભાળ પણ પોપટ જ કરતો.

એકવાર ઘાંચી બહાર ગયો હતો અને રાબેતા મુજબ પોપટ દુકાન સંભાળી રહ્યો હતો. ઘાંચીની ગેરહાજરીનો લાભ લઈ એક બિલાડી દુકાનમાં કૂદી આવી અને તેલની એક મોટી બરણી ઊંધી વાળી નાસી ગઈ. દુકાનનું ભોંતળિયું આખું તેલ તેલ થઈ ગયું. પોપટે બીચારાએ ઘણી બૂમાબૂમ કરી મૂકી પણ એકલી જીભ શું કરી શકે!

થોડી વારે ઘાંચી આવી પહોંચ્યો. દુકાનમાં દાખલ થતાંવેંત જ એની નજર ઊંધી પડેલી બરણી અને ચારે કોર ફરી વળેલા તેલ પર પડી અને એના ક્રોધનો પાર ન રહ્યો. 'હં, આ સાલા પોપટાના જ આ કામા છે.' કહી દાંત ભીંસીને તેણે બીચારા પોપટના માથા પર દંડૂકાનો એક એવો ફટકો લગાવી દીધો કે પોપટના માથેથી પીંછાં ખરી પડી ટાલ પડી ગઈ. પોપટ તો બિચારો એવો ઘરબાઈ ગયો કે થોડા દિવસ સુધી તો તદ્દન અવાચક જ બની ગયો—ન કંઈ બોલે કે ચાલે; સૂનમૂન થઈને બેસી જ રહે.

એક દિવસ એક ટાલિયો ઘાંચીની દુકાને આવી ચડ્યો. પોપટે એને જોયો અને જોતાંવેંત જ સાત સાત દિવસના મૌન પછી એને વાચા સ્ફુરી. તે બોલી ઊઠયો: 'દાદા, કૃપા કરી કહેશો કે તમે કોની તેલની બરણી ઊંધી વાળી દીધી હતી?'

★

## ૨ : નજરાણું

રેતીના ઉજ્જડ પ્રદેશમાં એક આરબ દંપતી અત્યંત મુફલીસીમાં જીવતું હતું. જતે દહાડે એમની ગરીબાઈ એટલી હદ સુધી પહોંચી ગઈ કે તેઓ આડોશીપાડોશીને ય અળખામણાં થઈ પડ્યાં.

માણસની સહનશીલતાને ય હદ હોય છે ને. આખરે આરબાણીની ધીરજ ખૂટતાં એણે આરબને બગદાદના ખલીફા પાસે જઈ એને પોતાની દીન દશાથી વાકેફ કરવા બગદાદ જવા કહ્યું. આરબ થોડી આનાકાની પછી બગદાદ જવા તૈયાર થયો.

હવે સવાલ ઊભો થયો નજરાણાનો. આ ગરીબ દંપતી પાસે નજરાણાને યોગ્ય કોઈ વસ્તુ હતી નહિ અને નજરાણા વગર આવા મોટા ખલીફાના દરબારમાં જતાં પગ પણ શે ઊપડે!

'એમ કરો, એક સ્વચ્છ મીઠા પાણીનો કૂજો ભરી જાવ, નજરાણા તરીકે મૂકવા.' વિચાર કરતાં કરતાં આરબાણીને સૂઝી આવ્યું.

આરબ તો કૂંજો લઈને ઊપડ્યો. અફાટ રેતીના પટ પર ભટકી ભટકીને એક સ્થળેથી મીઠું નિર્મળ નીર કૂજામાં ભર્યું અને કૂજો ઉપાડી પહોંચ્યો બગદાદના ખલીફાના દરબારમાં.

અને પેલો કૂજો ખલીફાના આસન પાસે મૂકી દીધો.

ખલીફાએ ભારે ખુશમિજાજથી એ નાદર નજરાણાનો સ્વીકાર કર્યો, અને કૂજાનું પાણી સોનાના વાસણમાં ઠલવી લઈ કૂજો આખો અશરફીઓથી ભરી દેવાનું ફરમાન કર્યું. 'અને જુઓ, એને હોડીમાં બેસાડીને ટાઈગ્રીસ નદી પાર કરાવી દો.' ખલીફાએ એક વધુ હુકમ છોડયો.

અરબે અલ્લાહનો અને ખલીફાનો ખૂબ ખૂબ આભાર માન્યો અને ખલીફાના માણસો સાથે વિદાય લીધી.

દરબારીઓ અરબને ટાઈગ્રીસને કિનારે લઈ આવ્યા. દરિયા જેવી નદી જોઈને અરબ તો આભો જ બની ગયો. એણે બીચારાએ આટલી જિંદગી દૂર દૂર રણના મધ્ય ભાગમાં વિતાવી હતી. એણે નદી ક્યારે ય ભાળી નહોતી.

'જેને આંગણે આટલું બધું અખૂટ પાણી રાતદિન વહી રહ્યું છે એણે મારા બે બોઆ પાણીનું નજરાણું સ્વીકારી લીધું!!' આશ્ચર્ય અને આભારની લાગણીમાં અરબ ગરકાવ થઈ ગયો.

★

## ૩ : આત્મવિલોપન

શિકારે નીકળતા સિંહને થયું કે હું જંગલનો રાજા અને શિકારે નીકળું ત્યારે મારી સાથે કોઈ નહિ! અને એણે એક વરુ તથા એક શિયાળને પોતાની સાથે લઇ લીધાં.

સારી એવી રઝળપાટ પછી સિંહે એક બળદ, એક હરણ અને એક સસલું, એમ ત્રણ જાનવરનો આબાદ શિકાર કર્યો અને પછી વરુને શિકારની વહેંચણી કરી આપવા કહ્યું.

'સાહેબ, આપને ભાગે બળદ, મારે ભાગે હરણ અને આ શિયાળવાને ભાગે સસલું–ત્યો ફેંસલો. એમાં તે શી મોટી વાત છે!' વરુ તરત બોલી ઊઠયું.

'હં, જાણે તેં જ શિકાર કર્યો હોય એમ 'મારું-તારું' 'મારો ભાગ–તારો ભાગ' કરવા બેઠો, ખરું! શિકાર તો બધાંનો મેં કર્યો છે; એનો ભાગ પાડનારો, એલા તું કોણ! સાલા સ્વાર્થી!' કહેતાંક ને છંછેડાયેલા વનરાજે છલાંગ મારી. અને વરુના બાર વગાડી દીધા. પછી સિંહે શિયાળને શિકારના ભાગ પાડી આપવા કહ્યું.

વરુની દશા જેણે જોઈ હતી એ શિયાળ બીજું કાંઈ બોલે જ શું કામ? એણે કહ્યું: 'મહારાજ, ત્રણે જાનવર પર આપનો જ અધિકાર છે–ત્રણે આપના એકલાના જ ભાગમાં આવે છે.'

'શાબાશ!' વનરાજે મલકી ઊઠતાં કહ્યું, 'જા બધો શિકાર હું તને જ આપી દઉં છું. તું હવે શિયાળ નથી પણ સિંહ છે, કેમકે તેં તારી જાતને મારી જાતમાં ભેળવી દીધી છે–તેં આત્મવિલોપન કર્યું છે.'

★

## ૪ : આખી પીઠ

કુલીન લોકોમાં છૂંદણાં છૂંદાવવાનો રિવાજ અનાદિ કાળથી ચાલ્યો આવતો હતો. એ લોકો પોતાના શરીર પર ભાત ભાતનાં છૂંદણાં છૂંદાવતા.

એક ઢીલોપોચો માણસ પોતાની પીઠ પર એકાદ આકૃતિ છૂંદાવવા એ કળાના એક નિષ્ણાત પાસે પહોંચ્યો.

'શું છૂંદવું છે?' પેલાએ પૂછ્યું.

અને સિંહની આકૃતિ છૂંદવાની સંપૂર્ણ તૈયારી થઈ ચૂકી. પણ જ્યાં સોયની અણી પીઠમાં ભોંકાઈ ત્યાં પેલો વેદનાથી ચિત્કાર કરી ઊઠ્યો. તેણે છૂંદનારને પૂછ્યું: 'સિંહનું કયું અંગ કોતરે છે?'

'પૂછડું' જવાબ મળ્યો.

'આપણે પૂછડા વગરનો જ સિંહ કોતરને.'

ફરી સોઈ ખૂંચવાની વેદના થતાં એ બોલી ઊઠ્યો: 'હવે તું સિંહનું કયું અંગ કોતરે છે?'

'પાછલા પગ.' જવાબ મળ્યો.

'અરે, એ પગવાળો સિંહ પણ ચાલે.' પૂછાયા: 'હવે સિંહનું કયું અંગ કોતરાય છે?'

'આગલા પગ.' જવાબ મળ્યો.

'અરે, પગ વગરનો સિંહ જ સરસ લાગે.'

આમ દરેક વખતે જ્યાં છૂંદવાનું કામ શરૂ થાય કે પેલો રાડ પાડી પૂછે ને સિંહનું જે અંગ કોતરાતું હોય તે છોડી બીજું અંગ કોતરવાનું કહે.

આખરે છૂંદનારો કંટાળ્યો. હથિયાર હેઠાં મૂકતાં તેણે કહ્યું: 'ભાઈ! પૂછડું, પગ, પેટ, નાક, કાન અને માથા વગરનો સિંહ દુનિયામાં હજી જન્મ્યો નથી. સિંહ છૂંદાવવો હોય તો, ભાઈ, પહેલાં તારી પીઠ રીઢી કરાવીને આવ, જા.'

★

## ૫ : પોપટનો સંદેશ

એક વેપારીને ત્યાં સુંદર પિંજરામાં એક મજાનો પોપટ મીઠી મીઠી વાણી બોલતો હતો.

એકવાર વેપારીને હિંદુસ્તાનની સફરે જવાનું થયું.

'તારે હિંદુસ્તાનના તારા જાતભાઈઓને કાંઈ સંદેશો પાઠવવો છે?' જતાં જતાં વેપારીએ પોપટને પૂછ્યું.

'એમને કહેજો કે હું અહીં પિંજરમાં પુરાયેલો પડ્યો છું.' પોપટે કહ્યું.

'વારુ.' કહી વેપારી તો ચાલી નીકળ્યો.

હિંદુસ્તાનમાં આવતાં જ વેપારીએ, પોપટનું જે પહેલું ટોળું પોતાને મળ્યું તેને પોતાના પ્રિય પોપટનો સંદેશો કહ્યો.

વેપારી સંદેશો પૂરો કરે ન કરે ત્યાં તો ટોળામાંનો એક પોપટ ધબ થઈને ધરતી પર પડ્યો. એ તો પડતાંવેંત મડદું જ થઈ ગયો—ન હલે કે ન હલે.

વેપારીને આ જોઈ ભારે દુઃખ થયું. સાથોસાથ આવો સંદેશો પાઠવનાર પોતાના પોપટ પર પણ ગુસ્સો આવ્યો.

હિંદુસ્તાનથી પાછા ફરતાં જ વેપારીએ પોતાના પોપટને આખી ય મિના કહી સંભળાવી ઊધડો લીધો: 'પાજી, ઘાતકી! આવો ક્રૂર સંદેશો મોકલતાં તને જરા ય વિચાર ન થયો! વિના કારણ પેલા બીચારાનો જીવ લીધો. આહા, શું મજાનું પંખી હતું!'

પણ, જવાબમાં પોપટ તો કાંઈ બોલે કે ચાલે.

વળતી સવારે વેપારી જ્યાં જાગીને જુએ તો પિંજરામાં તેનો પ્રિય પોપટ મરેલો પડ્યો હતો. વેપારીના ખેદનો તો પાર ન રહ્યો. આંખોમાં ઝળઝળિયાં ને અંતરમાં પારાવાર વેદના સાથે વેપારીએ પોતાના વહાલા પોપટના શબને પિંજરામાંથી બહાર કાઢ્યું.

પણ આ શું!!

વેપારીએ પોપટનું શબ પિંજરાની બહાર કાઢ્યું ન કાઢ્યું ત્યાં તો તેમાં પ્રાણનો સંચાર થયો અને ફડફડ ફડફડ પાંખો ફફડાવતો પોપટ ઊડી ગયો.

'કેમ હવે સમજાયો અમારા સંદેશાનો

તો કે ' પદમણી ! એમ જેમ ફાવે તેમ નો બોલીએ મારો ગુરુ એક વેણે રિઝાય ને એક વેણમાં વરદાન દઈ દયે તારા વાઘાવરતર ને આભૂષણ દૂર કરી નાખ ને આ પૂજનની સામગ્રીએ મારા સિદ્ધની પૂજા કર એ દેવ જેવો તૂઠશે એવો તો ત્રણ ભુવનમાં કોઈ યે નહિ તૂઠે '

સાંભળીને પદમણીને અંગે ફેપારી આવી ગઈ છે રીસે બળી એ બોલી ઊઠી છે, ' કલાલણ ! તારે પીઠે બેસી દરૂની દુકાન માંડવી ને રાતે મેડીની રગત માણવી તારા રૂપ-જોબનનુ તારે તો બજાર ભરવુ તારા અંગની તુ માલિક નહિ, એ તો બધુ દુનિયાના રંગરસિયા માટે તુ સાચવી રહી છે તારે નવસ્ત્રાં બનીને ફરવુ પોસાય હું મારા જોગંદરની જોગણ ને એ જોગંદરને ય હજુ આ અંગના ઓછાયા બતાવ્યા નથી, તો આ હાલામુવા બાવલિયાની સામે હુ નવસ્ત્રી થઈને ઊભી હુ ને વળી એની પૂજા કરુ ? તે કીધુ ને હુ અહીં આવી છુ મારા જોગંદરની ભાળ મળતી હોય તો ઠીક છે, નહિતર હુ મારે પાછી ચાલી જઈશ ભગવાને રૂપની કળાઓ આ દેહ ઉપર પૂરી છે તે કાંઈ જ્યાં ને ત્યાં રગદોળી નાખવા માટે થોડી જ છે ? '

તો કે ' આવો તારા રૂપને પી નહિ જાય ખાઈ ને એની સામા ઊભા રહે તારા રૂપને ડાઘ નહિ લાગી જાય એના પથનો એ ધરમ છે ને એની કૃપા જોતી હોય તો એનો ધરમ માનવો જોઈએ '

તો કે ' મારે એનો ધરમ માનવો નથી ને એની કિરપા જોતી નથી મસાણમા મેલા દેવને સાધે, મેલી વિદ્યા અજમાવે, મેલા નિવેદ આરોગે ને ઉપર જાતા ધરમની આવી આડખો ઊભી કરે, એવો સિદ્ધ દુનિયાને કદીક ને સદેહે સવરગમાં લઈ જતો હોય ને તો ય એમા દુનિયાની અસીવાર ના થાય મારે એની સાધના કરવી નથી ને એવી સિદ્ધિ જોઈતી નથી '

આટલી વાત કરે છ ત્યાં તો સિદ્ધની સાધના પૂરી થઈ છે ને એણે આંખો ઉઘાડી છે કૂંડાળાની કોરે બે સુંદરીઓ ઊભી છે તે એના રૂપ આડે ચાંદા સૂરજના તેજ ઝાંખા પડે છે સિદ્ધે સુંદરીઓ દીઠી છે ને એ ગેલમાં આવી ગયો છે ' આ ગઈ કલાલણ ! આજ તો બડા ખુશીકા દિન હૈ સબ દેવતા પ્રસન્ન હૈ આ જા કલાલણ મેરે પાસ આ જા. આજ બહોત દિનો કે બાદ તેરી સબ ઇચ્છા પૂરી હો જાયગી ફિર કભી ભુખ આના નહિ પડેગા

કલાલણ કહે છે ' ગુરુદેવ ! આડી કૂંડાળાની ધાર છે ને ધારે ધારે ચોસઠ જોગણી અને બાવન વીરની આણ મૂકી દશો, હું કેમ કરી આવુ ? ને મારી સાથે મારી સાહેલી પણ છે '

સિદ્ધ કહે છે ' તુમ આઓ, ઔર તેરી સહેલી ભી આ જાઓ બાવન વીર ઔર ચોસઠ જોગણીકા નૃત્ય હોગા, ભૂત વેતાલ ડાકડમરૂ બજાયેંગે, બિચમે શિવજી કી બારાત નિકલેગી. એક ઔર કલાલણ તુમ બેઠેગી ઔર દુસરી ઔર તેરી સહેલી આજ બડી ખુશીકા દિન હૈ આજ કૈલાસ મે બડા ભારી ઉત્સવ હોગા.'

કલાલણ ઉમંગમાં આવી ગઈ છે એ તો એક પછી એક વસ્ત્ર આભૂષણ ઉતારવા લાગી છે ને પદમણી ઘડીમાં કલાલણ સામુ તો ઘડીમાં સિદ્ધ સામુ જોઈ રહી છે એ વિચાર કરે છે કે અહો આ તે કેવો વ્યભિચાર છે ને કલાલણનો આ કેવો અભિસાર છે ! આવી વાતની ખબર હોત તો પહેલેથી જ સમાના ભણત ને અરેરે અભાગિયા જીવ ! તને તે કેવો હડકવા હાલ્યો કે ક્યાંય નહિ ને અહીં આ અઘોરી પાસે હસડી લાવ્યો ! આ તો જમ માનો હાડકાં યે કરડીને ખાઈ જાશે '

કલાલણ ગુરુ પાસે જાવા તૈયાર થઈ ગઈ છે ને ત્યાં પદમણીએ એને કીધુ કે ' કલાલણ હું તો પાછી જાઉ છુ '

તો કે ' તું તે કેવી વાત કરચ પદમણી ! ગુરુદેવ પ્રસન્ન થયા છે ગનામાં નાખીને પાવન

થઈ જા, મારી બાઈ. આ દિવસ પાછો નહિ મળે. જોબન તો આજ છે ને કાલ નથી.'

તો કે 'હું કાંઈ જોબનના રંગ માણવા આવી નહોતી. હું તો મારા જોગંદરના ખબર પૂછવા આવી હતી. એના ખબર મને મળી ગયા ને હવે હું તો પાછી ચાલી જાઈશ. તું તારે રંગમાં ડુબકીઓ મારવી હોય એટલી માર્યા કરજે.'

તો કે 'ગુરુએ કાંઈ કીધું નથી, કાંઈ કારવ્યું નથી ને તારા જોગંદરના ખબર તને ક્યાંથી મળી ગયા!'

તો કે 'તારો ગુરુ મદ્ય પીએ ને માંસ ખાય. સુંદરીઓ ભોગવે ને વ્યભિચારનો ઉત્સવ ઊજવે. એવા ગુરુ પાસેથી મારા જોગંદરના શું ખબર મને મળવાના હતા! મારા જોગંદરના ખબર તો વન રનના વાયરા કહી જાય, ચાંદાની ચાંદની કહી જાય, પંખીની બોલી કહી જાય. જોવું'તું એ મળી ગયું, હવે મસાણમાં તારો વ્યભિચાર જોવા મારે નથી ખોટી થાવું.'

તો કે 'આ વ્યભિચાર નથી પદમણી! આ તો સિદ્ધને ચરણે કાયાનું બલિદાન છે. આ કાયાના એવાં ભાગ્ય ક્યાંથી કે સિદ્ધ એ ભોગવે ને કાયા અમર બની જાય!'

તો કે 'તારે ભોગ જ ભોગવવા'તા કલ્યાણજી, તો અંધારી રાતે અહીં સુધી આટો શીદ ને ખાધો! તારી મેડીએ તો ઝગમગ દીવડા બળે ને કંઈક રંગરસિયા તારી મેડીએ ચડે. તારે પીઠે રંગની રોનક જામે ને તારા રૂપની ફરતાં કંઈક પતંગિયાં રંગનાં કૂંડાળાં કરે, તારે રંગની ને રોશનીની ક્યાં તાણ હતી કે આવા અઘોરી પાસે અંધારી રાતે આવી છે!'

તો કે 'ને ભોળી તું યે હાલી નીકળી છે ને!'

તો કે 'મને શી ખબર મારી બાઈ! કે રોજ ખને મારગે નીકળી છું. તે કીધું ને તારું વેણ મે માની લીધું. અહીં આ અઘોર પંથી અસતરીનાં રૂપ ચાખવા બેઠો છે એવી ખબર હોત તો ડગલું યે ન દેત.'

ને સિદ્ધ બન્ને બહેનપણી વચ્ચેનો બધો વાર્તાલાપ જાણે સાંભળ્યો છે. તે બોલી ઊઠ્યો છે: 'ને, હવે એક ડગલું યે દઈ શકવાની નથી. અહીં સુધી આવી છો ને હવે ગુરુની પ્રસાદી લીધા વિના પાછી નહિ જઈ શકો.'

સાંભળીને પદમણીની ભ્રૂકુટિ વાંકી થઈ છે. એની કાયામાં વીજળીનો ચમકારો થયો છે. એનો અવાજ ફરી ગયો છે. 'જેમ આવી છું તેમ ચાલી જઈશ મને રોકવાની કોઈની તેવડ નથી, તાકાદ નથી.'

તો કે 'આડી બાવન વીરની ચોકી છે. આડી ચોસઠ જોગણીઓ ઊભી છે. પીંપળ-પાનની પાંખો ખરી પડી છે ને દિશાઓ બારણાં દઈ દીધાં છે. કેમ કરીને જઈશ, પદમણી?'

તો કે 'હું ભેરિયા જોગંદરની જોગણ જ્યાં પગનાં માંડું ત્યાં મારગ મોકળા થઈ જાય, મારા જોગંદરને પ્રતાપે મને ક્યાંયથી ઊનો વાયે નો વાય.'

તો કે 'તારા જોગંદરનું તને આવડું અભિમાન છે તો અહીં સુધી એની ભાળ મેળવવા શીદ ને આવી સુંદરી!'

તો કે 'એટલો જીવ અભાગિયો તે સુખનો જીવ દુઃખમાં નાખ્યો.'

તો કે 'મારી બોલાવી તું અહીં આવી ને હવે પાછી કેમ કરીને ચાલી જઈશ! આજ દેવતા બહોત પ્રસન્ન હૈ. આ જા પદમણી! તેરે અંગ અંગમે તાજગી આ જાયગી. જીવન કા એક સુમનોહર સ્વપ્ન સર્વાંગ હોકર નાચ ઉઠેગા.'

તો કે 'મારે માથે ભેરિયા જેવો પ્રીતમ ને તારી જેવા તો એની જમાતમાં ચારસેં જોગીડા. તું મસાણનો રહેવાસી. મસાણનાં મડાં ભરખીને રહે ને મસાણનાં મડાં સાથે તમારો પરવાસ. મડાને માણો ને લહેર કરો. તારા નસીબમાં પદમણી નો હોય, બાવલિયા.'

તો કે 'એક દી તારો પ્રીતમ આવ્યો ને

મારે માથે સો સો વાનાં કરી ગયો. એ કારણે તો પદમણી, મેં તને સુતી જગાડી છે ને અહીં સુધી બોલાવી છે. આજે આપણે આનંદમંગળ થાશું ને તારો પ્રીતમ વગડે ને વનડે ભટકતો રહેશે.'

તો કે 'વનડે ને વગડેથી એના ઉડાઆ ભમરા તારી કાયા કોરી ખાશે, બાવલિયા. તને આ લત કોણે લગાડી! પચ્છમની પદમણી એમ રેઢી નથી પડી.'

તો કે 'રેઢી નો'તી પડી તો અહીં ક્યાંથી આવી?'

તો કે 'જીવનભરમાં આટલી ભૂલ થઈ ગઈ ને એટલી મારી વિદ્યા અધૂરી. પણ બાવલિયા! મોડી મોડીયે હું જાગી ઊઠી ને હવે તો દોટે મારગડે પાછી વળી જાઉં છું. તારામાં તેવડ હોય તો અટકાવજે.'

પદમણીએ પાછું વાળી જોયું નથી ને સીધી ચાલવા માંડ્યું છે.

બાવાને માથે ભેરિયોએ તે દિવસે બરાબરની વિતાડેલી ને તે દિવસથી બાવો એનું વેર લેવા તલપે ને આજે પદમણી એના કૂંડાળા પાસે આવીને ઊભી રહી હતી. એની બોલાવી પદમણી આવી'તી ને બાવો રંગમાં આવી ગયો હતો. પણ ત્યાં તો પદમણી ચાલી નીસરી. ગુરુના હાથમાંથી રૂપની રોશની સરી જતી હતી અને ગુરુ એને એમ ને એમ તો કેમ જાવા દેશે! પદ્માસન છોડીને ગુરુ ઊભો થયો છે. પદમણીને મારગે મૂઠી ભરીને બાકળા ઉડાડ્યા છે. પણ મૂરખ ઉતાવળમાં ને ઉતાવળમાં એટલું ભૂલી ગયો છે કે ફરતી આણ દીધી છે તે આણ ઉથાંમીને બાકળા બહાર તે કેમ જશે! [ચાલુ

ઈરાનના હાસ્યસમ્રાટ મુલ્લા નસીરૂદ્દીનને કોઈએ પૂછ્યું: 'તમારી દૃષ્ટિમાં મોટો મૂર્ખ કોણ છે?' મુલ્લાએ એના ઉત્તરમાં પોતાની એક કથા સંભળાવવા માંડી. 'હું મારું મકાન બનાવતો હતો ત્યારે તેનો દરવાજો બનાવવા માટે મેં એક સુતારને બોલાવ્યો. દરવાજાની લંબાઈ-પહોળાઈ માપવાની હતી, પરંતુ સુતાર પોતાનો ગજ ઘેર ભૂલી આવ્યો હતો. એટલે તેણે પોતાનો હાથ લાંબો કરીને પહોળાઈ માપી લીધી અને હાથને એવી જ રીતે લાંબો રાખીને ઘર તરફ ગયો, કારણ કે એથી માપમાં ફરક આવે નહિ અને ઘરમાં જઈને ગજના માપ સાથે હાથનું માપ મેળવી લેવાય. માર્ગમાં એક કૂવો આવ્યો. સુતાર ઠોકર ખાઈને કૂવામાં પડી ગયો. લોકો એકઠા થઈ ગયા અને સુતારને કહ્યું: 'હાથ વાળી દ્યો એટલે તમને બહાર કાઢીએ.'

સુતારે ઉત્તર આપ્યો: 'તો તો માપ ઓછુંવધુ થઈ જાય ને! હાથ તો નહિ વાળું. મારી દાઢી પકડીને બહાર કાઢી શકો છો.' [ઈશ્વરભાઈલી



અંગ્રેજ—સારી સ્ત્રી પાસે હોય તો પૈસા એની મેળે ચાલ્યા આવે.

અમેરિકન—સારા પૈસા પાસે હોય તો સ્ત્રી એની મેળે ચાલી આવે.

# વડીલોની વાતો

સવાઈલાલ ઈ. પંડ્યા

[કથાપ્રસંગ ૨ લો]

## એવો અજંપો શા ખપનો ?

આજ સાંજે તનસુખલાલ ફરીને પાછો આવ્યો ત્યારે કોઇ નવી ગ્લાનિના બોજાથી દબાયેલો બીજો જ માનવી થઇ ગયો હોય એમ ઘરનાંને લાગ્યું. ન બોલ્યો કે ન ચાલ્યો. આવતાંવેંત તે ધબ દઇને આરામખુરશીમાં જ પડ્યો. નહિ તો રોજ કેવો હસતો હસતો આવતો હોય ! એનું ઘરમાં આવવું એ પણ એક ઉલ્લાસનો પ્રસંગ. આથમતી સાંજે બંને બાળકો બાપુના પાછા ફરવાની રાહ જોઇ બારણે જ ઊભાં હોય. એને આવતો દેખે કે એમનાં પ્રફુલ્લ નયનોમાંથી આનંદના ફુવારા છૂટે એ બાજુ બેઉ બાળકો વળગી પડે પહેલો હાથ ગૌરીને માથે ફરે; પછી કનૈયાને માથે. દીકરો કોઇવાર સ્નેહની નિર્દોષ ઇર્ષા કરીને પૂછેઃ 'ભાઈ, રોજ ગૌરીને કેમ પહેલાં લાડ કરો છો ?' તો બાપનું મોઢું મરક મરક થાય અને બીજી જ પળે જવાબ મળે. 'ભાઇલો ન સમજે એવું હોય કાંઇ ! બેનનો સૌના વહાલ ઉપર પહેલો હક. આપણા ઘરમાં થોડું રહેવાની ખરી ને એટલે.' ફરીથી દરરોજનું લાડેલું વાક્ય સંભળાયઃ "ગૌરી મીઠી બાળકી જય કનૈયા લાલકી" અને બંનેના માથા ઉપર સ્નેહથી હાથ ફેરવીને પિતા ઘરમાં લઇ જાય. વાળુ તો બાળકોએ વહેલું પતાવી લીધું હોય પરંતુ જઠરાગ્નિમાં પૂર્ણાહુતિ આપવા માટે દિવસે દાદાજી ઋતુનાં ફળ લાવ્યા હોય તેમાંથી પહેલો ભાગ અપાય ગૌરીને, બીજો અપાય કનૈયાને. પછી ઘડીભર બાળકો પિતા સાથે પોતાની શાળાની વાતો કરે, દિવસંભરમાં સૌને થયેલા અનુભવની આપલે કરે અને તૈયાર કરી રાખેલી પથારીમાં સૂઇ જવા ઊપડી જાય. એ પહેલાં કોઇક કોઇક દિવસે ખાસ પ્રસન્નતા બતાવવા દાદા કે દાદી વાર્તા કહે એ સાંભળતાં સાંભળતાં ઊંઘી જાય. ઘરનાં મોટેરાંઓનો વાળુ કરવાનો વારો એ પછી આવે. આજે એ બધો કાર્યક્રમ ફરી ગયો. પિતા અત્યારે રાજીપામાં નથી એમ સમજી ગયેલાં બાળકો દાદાને કહીને પોતાની પથારીમાં સૂઇ ગયાં. તનસુખલાલ આરામખુરશીમાં કંઇ બોલ્યા વગર પડ્યો હતો. એ દરમિયાન ઘરકામનાં ચક્રો નિયમસર ચાલી રહ્યાં હતાં. થોડી વાર પુત્રને આરામ લેવા દીધા પછી તાપીબાએ પાસે આવીને ધીરેથી પૂછ્યુંઃ 'ભાઈ, હવે વાળુની તૈયારી કરશું ?'

કાયમ સાંજે વાર્તાલાપથી ઘરને પ્રસન્નતાથી ભરી દેતા દીકરે આજે 'હા, કરો' એટલો ટૂંકો જવાબ વાળ્યો.

પિતા અને પુત્રનો દરરોજ સાથે બેસીને વાળુ કરવાનો રિવાજ હતો. એમાં પણ જઠરાગ્નિ યજ્ઞમાં અન્નબ્રહ્મની આહુતિ આપતી વખતે મૌન જાળવી રાખવાના આર્યોના આચારમાં સહેજ સુધારો કરીને મનની પ્રસન્નતા વધારે એવી થોડીઘણી વાતો કરવાની પ્રથા રાખી હતી. પરંતુ આજ પુત્ર કંઇ ન બોલ્યો; ઉતાવળથી વાળુ કરી લઇ હાથમોં ધોઇ પોતાના ઓરડામાં ચાલ્યો ગયો. પોતાના નાના વર્તુળમાં સમધારણ વૃત્તિવાળા માણસ તરીકે જાણીતા પિતા ભગવાનલાલે પણ આજ કંઇ વાત ન ઉપાડી. માનવીનો ચિત્તવાનર ક્યાં કાયમ એક જ વૃક્ષે બેઠો હોય છે ! ક્યારેક મધુર ફળવાળા મનોહર વૃક્ષ ઉપર હોય તો ક્યારેક હીન ફળવાળા કંટકવૃક્ષ ઉપર પણ એના બેસણાં હોય.

પોતાના ઓરડામાં પહોંચ્યા પછી પણ શું કરવું એનો નિર્ણય તનસુખલાલથી થઇ શક્યો નહિ. ટેબલ ઉપર જળહળાટ દીવો

બળતો હતો. પુસ્તકો અને માસિકો યથા નિયમ ગોઠવાયાં હતાં. લીલાની ગૃહવ્યવસ્થા એવી પ્રતિભાપ્રદ હતી કે એમાં પોતાનું સ્થાન સંભાળી લેતાં સૌના મનને આપોઆપ જ તૃપ્તિ થઈ જાય. વાણુથી અંશતઃ શાંત થયેલું મન ઓરડાની મનોરમ સજાવટથી વિશેષ શાંતિ પામ્યું અને રોજની ટેવના બળથી ખેંચાઈને એ ખુરશી ઉપર બેઠો. એકાદ પુસ્તકમાં, એકાદ માસિકમાં ઉપલક નજર નાખી લીધી. છતાં બેચેનીને માર્ગે ભૂલા પડી ગયેલા ચિત્તને સંતોષના બગીચાનો રસ્તો હજી નજરે પડતો નહોતો. ટેબલ પાસેની ખુરશી ઉપરથી ઊઠી એક ખૂણામાં પડેલી આરામખુરશી ઉપર એ બેઠો. ગોઠણ ઉપર કોણીઓ રાખી, કપાળને હથેળીઓમાં ટેકવીને પોતે વિચારમગ્ન દશામાં ક્યાં સુધી બેઠો હશે એનું એને ભાન ન રહ્યું. ઉનાળાનો સમય હતો. દુનિયા ગરમીથી ત્રાસ્યાની ફરિયાદ કરતી થઈ ગઈ હતી. એને માથા પર શીતળતાનો અનુભવ થઈ રહ્યો હતો. એણે ઊંચે જોયું. દસના ટકોરા વાગી રહ્યા હતા. ઊભેલી લીલા એને પંખાથી પવન નાખી રહી હતી. પતિએ સામું જોયું એટલે એના મુખ ઉપર સંતોષનો પ્રકાશ છવાઈ રહ્યો. પંખો નીચે મૂકી એ બાજુના ઓરડામાં ગઈ. પાછા ફરીને પ્યાલામાં આણેલો થોડો મોસંબી-નો રસ તેણે તનસુખલાલના મોઢા આગળ ધરી કહ્યું: 'આ પી જાઓ. કેટલા કંટાળી ગયા છો આજે! સારું થયું કે ઘરમાં આજે વળી દાદાએ મોસંબી આણેલાં હતાં!'

એણે કંઈ પણ બોલ્યા વગર પ્યાલો લઈને રસ પી લીધો. પીણા કરતાં પણ પત્નીએ દેખાડેલી મમતાથી એને વધારે શાંતિ વળી.

'શા માટે તને મારે માટે આટલી લાગણી થાય છે!' એણે શમતા જતા ઉદ્વેગમાં આળોટતાં પૂછ્યું. અને પછી ઉમેર્યું: 'મારે આશ્રયે આવેલાં આ બાળકો રૂપાને ઘૂઘરે રમવાનાં નથી. મારી સાથે જીવન જોડ્યું છે તે નારીના અસાધારણ કોડ પુરાવાના નથી.'

'ટાઢે છાંયે તમારો રળ્યો રોટલો બચ્ચાંઓ સાથે ખાઉં છું. રાત્રે બે ઘડી નિરાંતે બેસી તમારી સાથે વાતો કરું છું. એથી વધારે કયો કોડ છત્રપતિ પણ પૂરી શકવાનો હતો?'

'તને આપણા ભાગ્યની ઊણપ કોઈ વાર નથી સાલતી? બીજાનાં સુખની ઈર્ષા કદાપિ નથી આવતી?'

'જરા પણ નહિ, ક્યારે પણ નહિ.'

'પેઢીનો એક ભાગીદાર જ્યારે આટલો સંતોષી છે ત્યારે મારે મોટા નફા માટે વલો-પાત કરવો નકામો છે.' એણે હસીને ઊંઘવાની તૈયારી કરી.

સવાર પડી. કુટુંબીજનો સાથે ચા પીને દિવસના કામમાં મગ્ન થવા તૈયારી કરે છે ત્યાં કોણ આવ્યું!

ભગવાનલાલ બોલી ઊઠ્યા; 'અરે, આ તો ધનસુખલાલની સુધા આવી! સુધા, તું અત્યારમાં ક્યાંથી!'

ભગવાનલાલ સામે માત્ર હસીને સુધા બોલી; 'લ્યો તાપીમા, મારાં દાદીમાએ સાકર મોકલાવી છે. આફ્રિકામાં ભાઈએ મોટું ખાંડનું કારખાનું કાઢ્યું. કાલે સાંજે તાર આવ્યો એટલે આજે સંબંધીઓને ત્યાં સાકર મોક-લાવી છે.'

'વાહ! એથી રૂડું શું! લાવો સૌ શુકનમાં જળ્યું મોં કરીએ. લીલા, આ દીકરીને નાસ્તો કરાવ્યા વગર જવા ન દઈશ.'

'ના, મારે હજી પાંચે ઠેકાણે જવાનું છે.' સુધાએ કહ્યું.

'એમ તે કંઈ ચાલે! તને મોડું નહિ કરાવું.' એમ કહી લીલા એને ખેંચી ગઈ.

સાંજે તનસુખલાલ પહેલાં જેવો જ મોજ-માં આવી ગયેલો દેખાયો. આનંદથી સાથે વાળુ કરી આખું કુટુંબ વાર્તાલાપ કરતું બેઠું

હતું. એ વેળાએ ધીમે રહીને તનસુખલાલે વાત કાઢી: 'જુવો, આ ધનસુખલાલ ને હું શરોબરિયા. સાથે ભણતા. હું વર્ગમાં પહેલા પાંચ નંબરથી નીચે ન આવું. એ કોઈ દિવસ ઉપલા પાંચથી ઉપર ન આવે. મારું કામ વ્યવસ્થિત, અક્ષર મોતી જેવા, માસ્તરોનો મારી ઉપર પૂરો સદ્ભાવ. ધનસુખલાલની બાબતમાં એથી બધું ઊલટું.' ભૂતકાળનાં સ્મરણો ઉખેળતાં એણે બોલવું ચાલુ રાખ્યું. 'ધનસુખમાં પણ ગુણો હતા હો! એનાં અંગોમાં સ્ફુર્તિ કેવી! રમતગમતમાં પહેલો નંબર. મારામારીમાં મોખરે હોય તો એનું કામ. છતાં એનું શાળામાં બરાબર ન ચાલ્યું. ભણતર છોડીને એ ભાગ્યો આફ્રિકા. નિશાળમાં ગુણહીન ગણાયેલો એ આજે ખાંડના કારખાનાનો માલિક બન્યો છે. ઘેર ગણવા આપેલા દાખલા મારી પાસે ગણાવવા એ કેટલીયે વાર મારી આગળ કરગર્યો પણ હશે. પરંતુ જ્યારે જીવનનો દાખલો ગણવાની વાત આવી ત્યારે એનો દાખલો સાચો પડ્યો અને મારા દાખલાની પણ રીત તો સાચી પણ છેવટે જવાબ ખોટો આવી ગયો. ત્યારનો આશા આપતો વિદ્યાર્થી હું માંડ માંડ એક ખાનગી મિડલ સ્કૂલનું હેડમાસ્તર–પદ પામી શક્યો છું. લક્ષ્મીનાં ઊંચાં બેસણાં મારે માટે દુર્લભ થયાં છે.'

પુત્રને પોતાની લઘુતા મનાવતાં સાંખી ન શકતાં તાપી બા બોલ્યાં: 'એમ કેમ કહે છે ભાઈ, તારે પણ શું નથી? લક્ષ્મી જેવી વહુથી ઓરડો ઓપે છે. દેવનાં ચક્કર જેવાં દીકરા–દીકરીથી આંગણું દીપે છે. પૂર્વજોથી સવાઈ તારી આબરૂ છે.'

એમનું ભાષણ અત્યારે વધારે ન ચાલી શક્યું કારણ કે ભગવાનલાલે વચ્ચે એક પ્રસંગોચિત વાત કહેવી શરૂ કરી.

'કહો, કહો દાદા, તમે હમણાંથી વાત નથી કહી હો.' બોલી બેઉ બાળકો એકચિત્ત થઈ ગયાં. લીલા પણ ઘરકામ મૂકીને એક બાજુ આવીને બેસી ગઈ.

'ભાઈ, મને દૈવજ્ઞ પંડિતે લોકજ્ઞ પંડિતને કહેલી એક વાત યાદ આવે છે. એ આપણા પ્રાંતના. પોતાને લોકજ્ઞ પંડિત એ નામે ઓળખાવતા ચોવીશેક વરસના જુવાન હતા. અનેક શાસ્ત્રોના પારંગત. દેશાટન માટે નીકળેલા. કોઈ યોગ્ય જિજ્ઞાસુ પૂછે કે કેમ આ ઉંમરમાં જ આમ ફરવાનું સ્વીકાર્યું છે? તો કહે કે 'આજ સુધીની ઉંમર ભગવાનની શબ્દમૂર્તિનાં દર્શનમાં વિતાવી છે. હવે થોડો વખત વહી રહેલા પાવનકર લોકજીવનમાં ભગવાનના મૂર્તસ્વરૂપનાં દર્શન કરવાં છે. એ યાત્રા પૂર્ણ થશે એકાદ વર્ષ પછી ત્યારે એક સ્થાને સ્થિર થઈને વ્યવહારનો બોજો ઉઠાવી લઈશ.'

દૈવજ્ઞ પંડિત હતા વૃદ્ધ. મલબાર બાજુના. એ પણ શાસ્ત્રનો પાર પામેલા. વિદ્વાનોની પરિષદમાં પહોંચે ત્યાં એમની વાણી ઊંડો આદર પામે. ભૂપાલોની સભામાં એમનાં પાદપદ્મ પૂજાય. પરંતુ ઘરે પત્ની કર્કશા. નહિ એને પતિના વિદ્યા પરના પ્રેમની સમજ કે નહિ એનો એમના જીવનનાં ઊંચાં ધ્યેયોમાં સહચાર. પતિની વ્યાવહારિક સગવડો સાચવવા પૂરતી કાળજી યે નહિ જેવી. ગૃહસ્થજીવનમાં વિશેષ સુખનો ભાગ્યયોગ ન જણાતાં શરીર જ્યારે જર્જરિત થવા લાગ્યું ત્યારે ભાર્યાના ભરણપોષણની ગોઠવણ કરી આપીને અંતિમ ઔષધ ગંગાજીનું પાણી અને અંતિમ વૈદ્ય નારાયણનું શરણું શોધવાની ઇચ્છાથી પંડિતજી નીકળી પડ્યા.

સાંજનો સમય હતો. મંદિર પ્રસિદ્ધ હતું. શુભદિન હોવાથી દર્શનાર્થીઓનો ધસારો વધારે હતો. મંદિરને ઓટલે બેઠા બેઠા બંને પંડિતો શાસ્ત્ર-વાર્તા કરતા હતા. એવામાં રત્નોનાં આભૂષણોથી ઝળહળી ઊઠતો એક ધનિક ભગવાન ભૂતપતિને વંદન કરીને નીકળ્યો. તેણે ચિરપરિચિત માફક દૈવજ્ઞ પંડિત તરફ હસીને નમસ્કાર કર્યા અને પોતાના મૂલ્યવાન રથમાં જઈને બેઠો.

લોકજ્ઞ પંડિતે દૈવજ્ઞ પંડિતને પૂછ્યું, 'પંડિતજી, આપને કયારે ય નથી અસંતોષ

સંતાપતો કે શ્રમભર્યાં આટલાં વર્ષો વિતાવ્યાં એથી સરસ્વતીની કૃપાના ફળનો રસ તો મળ્યો પણ લક્ષ્મીની કૃપાનાં ફળથી તો અરેરે વંચિત જ રહ્યા !'

'એ ધનિક અને મેં એક ગુરુના ચરણો પાસે બેસી થોડાં વરસો વિદ્યા લીધા છે એટલે એનાં સુખદુઃખો હું જાણું છું. એ એની રીતે સુખી છે, હું મારી રીતે સુખી છું એવી દઢ ભાવનાથી મેં મારા ચિત્તનું સમાધાન મેળવ્યું છે. વળી આ બાબતમાં મારા અનુભવમાં આવેલી એક સાદી વાત તમે સાંભળો.'

'જુવો બચ્ચાંઓ, હવે તમને વધારે ગમે એવી વાત શરૂ થાય છે.' દાદાજીએ એક પળ શ્વાસ ખાઈ બાળકોનું ધ્યાન દોર્યું.

દૈવત પંડિત બોલ્યા: 'અમારા દેશ મલબારમાં નાળિયેરીના ઝુંડના ઝુંડ. એક નાની સરખી મનોહર તળાવડી હતી એને તીરે જાણે આકાશને અડતું હોય એવું ઊંચું અને ફળોથી ભરાઈ ગયેલું, નાળિયેરનું વૃક્ષ હતું. એ સુંદર તળાવના કાંઠાને વધારે સુંદર બનાવતી એક નાનકડી રૂપાળી બગલી ત્યાં રહે, જાણે રૂપામાંથી કોરી કાઢી હોય એવી ઊજળી શોભે એની ડોક અને પાંખો! મને એ પક્ષી ગમી ગયેલું. સવારસાંજ એને જળમાં ધ્યાનમાં ઊભેલું જોયા કરું. શું મુગ્ધ થયો ભાઈ હું એની રમણીયતાથી કે એના લાવણ્યને મેં બેચાર શ્લોકનાં મોતીએ વધાવ્યું. એ પક્ષીનું ગુજરાન તો ચાલે તળાવમાંથી પણ એની નજર સવારસાંજ ખેંચાયા કરે ઊંચે લટકતાં મજાનાં નાળિયેર તરફ દૈવને કરવું અને એકવાર એક વિશાળ કાયાવાળું પક્ષી ત્યાં ઊડી આવ્યું. મજબૂત એની પાંખો, વજ્ર જેવી એની ચાંચ. નાળિયેરી ઉપર બેઠું ત્યાં તો વૃક્ષનું થડ પણ જાણે ભારથી હાલી ઊઠ્યું. જાણકારો બોલી ઊઠ્યા, 'આવ્યા કોક પક્ષી આવ્યું,' 'કોક પક્ષી આવ્યું.' શું બન્યું પંડિતજી, પછી તમને કહું તે! એણે તો ગબ કરતી મોટા ચોપા જેવાં નાળિયેર પર ચાંચ ઠોકી અને ચીભડામાં જેમ છરી જાય એમ ભચ્ચ અંદર પેસી ગઈ બાપા! એ તો અમૃત જેવું મીઠું પાણી પીવા માંડ્યું, ચસ ચસ. બગલી તો હેઠે ઊભી ઊભી એક નજરે જોઈ જ રહી છે. એની ચાંચ આશ્ચર્યથી ઊઘડી ગઈ છે. એમાં ભાગ્યને કરવું તે પડ્યું એક ટીપું, શું એનો સ્વાદ લાગ્યો હશે? બગલી તો ઘેલી થઈ ગઈ. કોક પક્ષી તો તૃપ્ત થઈને ઊડી ગયું પણ બગલીની પાંખો ફફડ્યા કરે. એકવાર, બે વાર એમ કરતાં નાળિયેર સુધી પહોંચ્યે રહી. ઉપર જઈને મારી ચાંચ. એ પ્રહારે નાળિયેર તૂટે! સલવાઈ રહી ને પાંખો થાય ફડ, ફડ, ફડ.

બીજે દિવસે નાળિયેર ઉતારનારા આવ્યા. ઊંચે જોઈને હસ્યા. 'યૂં બગલી લટકત રહી!' ઉપર જઈને કાઢી ને નાખી હેઠી. આયુ બળવાન તે વળી જીવતી રહી. ભાઈ, સંસારમાં તો બધી સમૃદ્ધિ ભોગવનારની વાટ જોઈને ઊભી છે પણ આપણી ચાંચના ગજા પ્રમાણે આપણાથી જોર થાય. બગલીને રૂપાળું નાજુક બદન મળ્યું'તું. કોકને ઝમે તે ફળનું કાચલું તોડી નાખી ચાખસો રસ ચાખે એટલું ચાંચનું જોર મળ્યું'તું. એમાં પોતાને મળેલી બાબતનો હરખ રાખ્યો સારો; ન મળેલાનો ધોખો રાખ્યો નહિ સારો.'

'પંડિતજી, આજ તો ખૂબ કરી હો!' કહી લોકઠ પંડિત હસી પડ્યા અને સાંજની આરતિ માટે બંને ઊઠ્યા.

'લ્યો હવે સૂઈ જાઓ બધા,' કહી ભગવાનલાલે વાત પૂરી કરી.

'કેવી સમજવા જેવી વાત!' લીલા બોલી. વાતના અંત ભાગ વખતે બંને બાળકો ઊંઘમાં ઢળી પડ્યાં હતાં તેમને તેમના પથારીમાં લીધાં.

કંઈ બોલ્યા સિવાય પ્રસન્ન મુખે તનસુખલાલ પોતાના ઓરડામાં ગયો. સૂઈ જતાં પહેલાં ધનસુખલાલને તેના અહોભાગ્ય માટે અભિનંદનનો પત્ર તેણે લખી નાખ્યો હતો.

# ગામડિયાં ભેજાં

'મન્મથ'

દેવા પટેલની એક દિવસ વારીઓ હતી. ખાનદાન ખોરડું હતું. બે સાંતીની જમીન હતી અને નાતજાતમાં સારી આબરૂ હતી. પણ એ તો કહ્યું-છે ને કે ઝાઝાં છોરાં ને ઝાઝાં ઢોરાં માણસને વહેલો ભૂખ ભેળો કરે. પટેલને ઘેર ગજા ઉપરવટનો વસ્તાર થયો ને પટેલ ભૂખભેળો થયો.

પટેલ ભૂખભેળો થયો ને એણે દોષ દીધો એના કરમને પણ એમાં પટેલના કરમ કરતાં મોરલીધર શેઠની કલમનો ઝાઝો દોષ હતો. ને એ વાત તો એક મોરલીધર શેઠ જ જાણે. પણ મોરલીધર શેઠ તો સાગર-પેટા. એનું તળિયું કોઈને હાથ નો આવે ને શેઠની રખાવટ એવી કે ભલભલો એમાં ગોથાં ખાઈ જાય. ગમે તે આંગણે આવે ને, કોથળો પાથર્યા વગર શેઠ એને બેસવા જ નો દે. મોઢાગળ બે બીડિયું મૂકી દે. શેઠની સૂડી સોપારી વાતરવા માંડે ને બાકી તો જીભની મીઠાશ એટલી કે શેઠ ઝેર પાય તો ય માણસ હોંશે હોંશે પી જાય. આટલાં વાનાં શેઠ વાપરે ને એના ચોપડાનાં ધોળાં ઉપર કાળાં લખાયે જાય. શેઠને એના બધા ઘરાકની સાથે ઘરવટ જેવું. ઘરનાં નાનાં-મોટાં બધાંયને નામ દઈ દઈને બોલાવે. એ તો ઘરાકનાં ઘરનાંને ઓળખે ને એનાં સગાં-વહાલાંને ય ઓળખે. દીકરી ક્યાં વરાવી છે, દીકરાની વહુવારુ ક્યા ગામની છે, બધાની શેઠને રજેરજ ખબર. કદાચને કોકનું ઓસાણચૂક થઈ ગયું તો શેઠ પૂછી પૂછીને મોંપાટ તાજી કરી દ્યે. શેઠની આ ઘરવટ શેઠના ચોપડામાં ડગલે ને પગલે નજરે પડે. 'પાણકોરું હાથ પચીસ તમારી દીકરી ચોથીના દેર રતનાને અપાવ્યું તે. કાડિયું એક તમાગ સાળા વિઠલની દીકરી પોની સાટુ ઘી શેર પંદર ને ખાંડ મણ આધો બગસિયેણી દૂદો પટેલ આવ્યા તેવે ટાણે.' શેઠનો ચોપડો આમ આગળ ચાલ્યો જાય. પટેલ નામું સમજવા આવે ત્યારે શેઠને નવરાશ નં હોય ને માંડ ત્રણ ચાર વરસે શેઠને નવરાશ મળે ત્યારે પટેલ લીધેલું બધું ભૂલી ગયો હોય. પણ શેઠના ચોપડામાં ખાસી મજાની વીગત હોય, વીગતે વીગત મળતી આવતી હોય ને પટેલથી એની ના કેમ કહેવાય? ને એમ મોરલીધર શેઠના ચોપડામાં દેવો પટેલ ભારે થતો ગયો ને છેવટે તો એવો દટાઈ ગયો કે નીકળવા બારી ન રહી. મોરલીધર શેઠની મધલાળમાં દેવો પટેલ ડૂલ થઈ ગયો ને એ વાતની પટેલને ખબરે નો રહી. એણે દોષ કાઢ્યો ત્યારે એના કરમનો.

દેવા પટેલની ભાંગતી વાર આવી ને ભાગ્યાનો કોઈ બેરુ ન રહ્યો. ઘરમાં જે હતું એ બધું પગ કરી ગયું ને બહાર ચાર ગણે કહારે ય એને કોઈ દાણા દેવા તૈયાર ન હતું. મોરલીધર શેઠે પટેલના સારા સાટુ ધીરધાર બંધ કરી. ગજા ઉપરવટનું કરજ થઈ ગયું છે તે પછી ધાર્યા બારું થઈ જાય તો ક્યાંય ઊભા રહેવાનો આરો ન રહે. એમ શેઠે મહેરબાની કરી દેવા પટેલને વધુપડતા કરજના બોજામાંથી બચાવી લીધા અને ઉપર જાતાં સથવારો દીધો કે 'પટેલ, હુકમનામું કરી રાખ્યું છે એમાં બીજું ત્રીજું કાંઈ ગણશો મા. તમારા ઉપર એ હુકમનામાની બજામણી નો હોય સમજ્યા! તમે તો ઘરના માણસ જેવા. વખત આવે ત્યારે ભરી દેજો. તમારી પાસેનું લેણું ક્યાં ખોટું થવાનું છે?'

વાણિયાને ખબર હતી કે એવો વખત કોઈ આવવાનો નથી ને એ હુકમનામું કાંઈ ભરપાયા થવાનું નથી. ને જપ્તી કરીને ય શું કઢિ કાઢવાનો હતો? બધું લૂઈ સસડીને ઘર ભેગું કરી દીધું હતું. નસીબ સંજોગે જમીન-

ખોરડાં ચવ ઢાનાં હતાં. એના ઉપર બળામણી થઈ શકતી ન હતી, નહિતર દેવો પટેલ કે' દદાડાનો ખલાસ થઈ ગયો હોત.

પણ સાવ ખલાસ નહોતો થયો તો હવે એ દિવસ દેખવાને ઝાઝી વાર ન હતી. વરસ સાવ ફરી બેઠું'તું. દરબાર એનો લાગ લઈ ગયો ને જે થોડુંઝાઝું વધ્યું એમાં માંડ માંડ બે મહિના નીકળ્યા. ત્રીજે મહિને તાવડી પહોરા લઈ ગઈ. ખાનદાન ખોરડાથી કાંઈ દાડીદપાડી થાય નહિ ને ધર્માદાનો દાણો ખવાય નહિ. દેવા પટેલની મુસીબતનો પાર ન રહ્યો.

પટેલના એક દીકરાનું સગપણ ગામના ખીમા પટેલની દીકરી વેરે કરી રાખેલું. થોડિ-માના વેવિશાળ ને તે દિવસે દેવા પટેલની સ્થિતિ સારી તે એને ઘેર તો માગાં ઉપર માગાં આવે. એમાં આ બોલ બોલાઈ ગયેલા. પણ પછી તો દેવો દેવામાં ડૂલ થઈ ગયો ને ખીમાનું નસીબ ચડિયાતું તે બાજાના ઘરમાં અમરે ભરાણું. ખીમો ધારે તો દેવાને મદદ કરી શકે પણ મૂળ દેવાના જ મનમાં એમ કે સાંઈને વેવાઈની પાસે કુંવારે માંડવે શીદને હળવા થવું! ઘરમાં ભલે ને અગિયારશ થાતી હોય પણ ખીમા પટેલની દેખતાં તો દેવો પટેલ મૂછે હાથ નાખીને જોરથી ખોંખારો મારે. પણ દેવનાં દરદણ' કાંઈ ઢાંક્યાં રહે નહિ ને ખીમો અંદરની બધી જાણે. પણ માણો કાણો ખરો ને તે બહારથી બોલીને નો બગાડે ને એના મનમાં એમ કે હાલવા દો, વાજતુંગાજતું આફુડું માંડવે આવશે.

ને એક દિવસ છોકરાં છાશ વિનાનાં રહ્યાં એટલે દેવા પટેલની પટલાણીએ પરોણો લીધો ને દેવાને કીધું, 'એમાં કયાં હલકાં થઈ જવાનાં હતાં! એના ઘરમાં છે ને આપણે માગીએ છીએ ને! એનો જમાઈ ભૂખે દૂબળો થઈ જાશે ને ઓલી છોડી ખાઈપીને લડધા જેવી થાશે. પછી કજોડાની વાત નહિ થાય ને!'

ને દેવો ગયો એવો પાછો આવ્યો ને પટલાણીને કીધું: 'લે હવે કાઢ બળાદ. આ તો એક કરતાં બે થઈ.'

પટલાણીએ પૂછ્યું: 'શું જવાબ દીધો!'

'સવારે આવે ત્યારે મોઢામોઢ સાંભળજે ને.'

ને સવારે ખીમો પટેલ દેવાને ઘેર આવી ઓસરીમાં બેઠો. 'પટેલ! ગામમાં લગનગાળો આવ્યો છે. મારે ય દીકરીનાં લગન કરી નાખવાં છે, તમે તૈયારીમાં રહેજો.'

દેવાએ ખીમાને તો જવાબ ન દીધો, પણ ઉંબરામાં બેઠેલી એની બાયડીને કહ્યું, 'લે હવે દે જવાબ.'

પટલાણી કહેઃ 'એણ તો વિવા ક્યાંથી થાશે, ખીમા પટેલ! વરસ તો સાવ ફરી બેઠું છે.'

'પણ મારે વિવા કર્યાં વિના છૂટકો નથી. ગામમાં નાની છ મહિનાની છોડી યે પરણે ને મારી કરી કાંઈ બેઠી રહેશે! સાત વરસની તો થઈ ગઈ.'

'પણ અમારી એટલી સંપત હોવી જોઈએ ને! તમે ભાળો એમ અમારે તો અન્નને ને દાંતને વેર થઈ ગયું છે!' દેવો બોલ્યો.

'વેર થાય નહિ મારા દુશ્મનને.' પટલાણી તાડૂકી ઊઠ્યાં. પટેલ ઊઠીને મોળું ઓસાણ બોલે એ એનાથી કેમ સાંભળ્યું જાય! 'વેરબેર કાંઈ નથી. આ તો આજકાલની મોંઘારત ને વળી ચીજ–વસત પૂરી પાધરી નો મળે, એટલે એમ કે વરસ બે વરસ જાળવી જાઈએ.'

ખીમો કહેઃ 'મારે કાંઈ બીજું ત્રીજું કહેવું કારવવું નથી. મારે આ મહા મહિને લગન કરવાં છે એ સાચી વાત છે. તમથી નો થઈ શકે તેમ હોય તો હું બીજે ગોતી વળું.'

દેવો કહેઃ 'અમે ગામમાં બેઠા છીએ ને તમથી બીજું ઠેકાણું કેમ ગોતાય!'

'તો તમે લગનની હા પાડી દો.'

'લગન તો આપણે કરીએ એટલી ગુંજાશ નથી.'

'વળી પાછી ગુંજાશની વાતે કરી?' પટલાણી તાડૂક્યાં.

'આપણે તો જેવું હોય એવું કહી નાખવું.' દેવાએ કહ્યું.

'તો પછી હું મારે બીજે તપાસ કરું ને!' ખીમો ઊભો થયો.

'તમારાથી એમ સવેલી બીજે નહિ દઈ શકાય, પટેલ.' દેવો તાડૂક્યો.

'એ તો હવે જોયું જાશે.'

'ને હું યે જોઈ લઈશ.'

સૌ વાતની વાતમાં બેય વહાલા સગા મટી દુશ્મન બન્યા. ખીમાએ અમરાપરના પટેલના દીકરા વેરે દીકરીનું સગપણ કરી નાખ્યું ને લગન પણ લીધાં.

દેવો પટેલ હાથમાં લાકડી લઈને પહોંચ્યો દરબાર પાસે. દરબારનો ત્રણ ગામનો ગરાસ. પણ દરબારની રહેણીકહેણી બધી મોટા શહેનશાહ જેવી. કામદાર એવો હોશિયાર કે દરબારની મોટર કોઈ દિવસ અટકી નો પડે ને એમાં કામદાર પોતાનું યે સાજું કરે. પણ દરબારને એ વાતનો રોષ નહિ. એને તો એમ કે આપણું ભરાતાં વધ્યુંઘટ્યું ભલેને એ મ ખાતો.

દેવાની વાત સાંભળી દરબાર કહેઃ 'એલા ખીમા પટેલનું એટલું બધું જોર? મારા રાજ્યમાં રહેવું છે ને મારી ઉપરવટ થઈને રહેવું છે! જોઉં છું મારા હુકમ વિના બીજાને છોકરી કેમ પરણાવે છે? એલા દેવલા ઝટ મોટર લાવ. તારે ગામ આવીને તારો ઉકેલ કરી દઉં.'

દેવો કામદાર સાથે મળી ગયેલો ને કામદારને ખીમા જેવું ખાજ મળ્યું, એટલે કામદારે જ મોટરની સગવડતા કરી. દેવાને ગામ ભેગો મોકલી દીધો ને કહેવડાવ્યું કે 'દરબાર સાહેબની સવારી પધારે છે તે સાતીડા દીઠ દસ દસ રૂપિયાનો નજરાણો તૈયાર રાખજો ને પચાસ માણસની રસોઈ તૈયાર કરાવજો.'

કામદારનો આ મોટામાં મોટો કિમિયો. જ્યારે પૈસા ખૂટે ત્યારે ત્રણ ગામડીનો દરબાર વારાફરતી એકેક ગામડે મુકામ કરે ને ખેડૂતો પાસેથી નજરાણો વસૂલ લ્યે. એમાં ય કદીક ને તૂટ પડે તો દરબારના કુંવર-કુંવરીના લગનની કંકોતરીઓ છપાય. સાતીડા દીઠ ચાંદલો ઉપરાવાય ને એ લગનમાં તો કોક ન કોક વિઘન આવી પડે. તે લગન તો થાય નહિ, પણ લગનનો ચાંદલો તો વરતીએ આપવો પડે. આમ દરબારની રિયાસત નાની પણ એનું ઉપરાણું મોટું ને વરસ દહાડે ખેડૂતને એક સાતીડે વીઘોટી વજેભાગ ઉપરાંત કોઈ નહિ તો ય પચાસેક રૂપિયા નજરાણા-ચાંદલાના આપવા પડે.

મોટરને હાલતાં કેટલી વાર? આણી કોર ખીમા પટેલને ઘરે લગનની તડામાર તૈયારીઓ થઈ રહી હતી. અમરાપરની જાન આવી પાદર છૂટી હતી ને બીજી કોરથી દરબાર સાહેબ આવી ગયા.

ખીમા પટેલને તેડું આવ્યું. ખીમો ક્યાં ગાંજ્યો જાય એમ હતો? તેડું આવ્યું એવો ઊપડ્યો ઉતારે. દરબારે તાડૂકીને કહ્યુંઃ 'કેમ એલા ખીમા! તારી ફાટ કોઈ વધી ગઈ છે!'

ખીમો કહેઃ 'દરબાર સાહેબ! જરા વિચાર કરીને વેણ કાઢજો, આડીઅવળી વાત કરી તો...'

'તું મને ડરાવવા નીકળ્યો છે? ખબર છે બંધૂકે ફૂંકી દઈશ.' દરબાર ગરમ થઈ ગયા.

ગરમી વધી ગઈ એટલે કામદાર વચ્ચે પડયા: 'બાપુ! આપણે કામ સાથે કામ. ખીમા પટેલને પૂછો ને કે દેવા પટેલના દીકરા વેરનું વેવિશાળ તોડીને દીકરીને બીજે શીદને પરણાવો છો!'

'હાં, ખીમા, બોલ જવાબ દે.' દરબારે કહ્યું.

'એ તો મારી મરજીની વાત છે, બાપુ.'

'મરજી બરજી કામ નો આવે સમજ્યો. અમારા ગામમાં પછી ધમાલ થાય. ગંજીપુ બળે ને-બીજું શું શું થાય કામદાર?'

'બાપુ! બીજું ઘણું ઘણું થાય.'

'હા, એવું ધાંધલ મારા ગામમાં ના જુએ.'

'પણ હવે કાંઈ પાદર આવેલો વરરાજા પોખાણા વગર પાછો નહિ જાય.' ખીમાએ કહ્યું.

'તો પછી–તો પછી કામદાર શું કરશું ?'

'શું થાય બાપુ, ખીમા પટેલનો દંડ કરો.'

'ખીમા ! તારો દંડ કરશું ?'

'ખીમો કહે બાપુ ! કોરે કાગળે આંકડો ભરી લો.'

ખીમા પટેલની અક્ક જોઈ કામદારને ચાનક ચડયું ને એણે તરત જ બાપુ સામે કાગળ ધરી દીધો.

બાપુએ કાગળ ઉપર ઠરાવ કર્યો. 'ખીમા પટેલનો એક હજાર ને એક રૂપિયા દંડ ને આજનું અમારું ખરચ એને માથે.'

કામદારે ઠરાવ વાંચી સંભળાવ્યો, 'ખીમા પટેલ ! દંડ ભરી દ્યો. પછી તમતમારે ફાવે તેમ કરો.'

'આ હો ! એક હજાર રૂપરડીની વાત છે ને !' ખીમો બોલ્યો.

બાપુએ ખીમાનો દંડ કર્યો ને ખીમો દંડની રકમ લેવા ઊપડ્યો. બચારો દેવો તો એક કોરે બેઠો બેઠો આ બધું નાટક જોઈ રહ્યો હતો. એને તો કોઈ કાંઈ પૂછતું ન હતું ને એ બચારાની બોલવાની તેવડ ન હતી.

ખીમો સીધો ઊપડ્યો ગામને પાદર. પાદર જાનનાં ગાડાં છૂટેલાં ને પટલાણીઓ લહેક મહેક ગીતો ગાતી'તી. એમાં અમરાપરના પટેલને ખીમાએ એક કોર લીધો; 'બોલો પટેલ ! દીકરો પરણાવવો છે કે જાન પાછી લઈ જવી છે !'

સાંભળીને અમરાપરનો પટેલ તો ગરમ થઈ ગયો. 'ખીમા પટેલ ! હું દીકરો પરણાવવા આવ્યો છું, કાંઈ અહીં સુધીની માનતા નો'તી માની.'

ખીમો કહે, 'તો દંડના એક હજાર ને એક રૂપિયા ભરી આપો ને દરબારનું આજનું ખરચ પૂરું આપો.

એણે માંડીને બધી વાત અમરાપરના પટેલને કહી.

પટેલ કહે, 'આ હો એટલી જ વાત છે ને.'

એણે કોરી કડાક કરતી નોટો ગણી આપી ને કહ્યું, 'લ્યો હવે ઝટ સામૈયાની તૈયારી કરો.'

'હમણાં જ આવ્યું સમજો ને.'

ખીમો દંડની રકમ લઈને આવ્યો તે પહેલાં કામદારે બાપુને વાત કરી, 'બાપુ ! આપણે દંડ તો કરી નાખ્યો પણ આપણને દંડ કરવાનો અધિકાર નથી. ઉપર સરકારમાં અરજ થાશે તો જવાબ દેવો ભારે થાશે.'

'તો કામદાર ! ઈ વાત પહેલેથી કેમ નો કીધી ? હવે મારું બોલ્યું ફરે નહિ. એનો કાંક તોડ ઉતારો.'

કામદાર કહે, 'એ રૂપિયા દેવા પટેલનું મન મનાવવાના.'

'ઈ બધા રૂપિયા દેવલાને આપી દેવા !'

'ચોથ આપણી ને ત્રણ ભાગ એના.'

'તંયે હાઉ, એમ કરો.'

ખીમો દંડની રકમ લઈને આવ્યો ત્યારે દરબારે નવો ઠરાવ કરી રાખ્યો હતો. દેવા પટેલને બોલાવીને કહે, 'લ્યો પટેલ, આ રૂપિયા ગણી લ્યો–તમારું મન મનાવવાના.'

દેવો કહેઃ 'પણ બાપુ મારા દીકરાનું વેવિશાળ...'

'અરે એમાંથી તમારા દીકરાને એક ને, ઠેકાણે બે વહુ પરણાવાશે.' ખીમાએ આંખમિચકારો કર્યો.

હવે વાતની વાત પૂરી થઈ. સહુ સહુને ઠેકાણે ગયા ને ત્રીજે દિવસે ગામમાં વાત થઈ કે માળો ખીમો પહોંચેલો ભારે. માળાએ ભારી તોડ ઉતાર્યો. બચારો દેવો દાણા ભેગો તો થયો ! અને એ જ વેવાઈએ રાતોરાત સંપી જઈને આ તોડ ઉતાર્યો'તો એની તો કોને ખબર હોય !

# ચિતાનો અંગારો

ચંદ્રભાઈ ભટ્ટ

નેપલ્સની પડોશમાં એક શહેર. નામ નોલા. નોલાના વતનીઓ નોલાને બચાવવા ઘણી વાર લડેલા. હેનીબાલનાં લશ્કર એની પથ્થરની દીવાલોને કેટલી યે વાર અથડાયેલાં અને એના પાદરના પથ્થરો કંઈ કેટલાં યે રમખાણોથી રાતા થયેલા. એકવાર તો આખુંય શહેર ગોથલોકોએ ઉઠાવી મારેલું.

એવી બધી ઇતિહાસની વાતો કરતું એ શહેર સાડા ત્રણસો વરસ પહેલાં ખંડેરના ઢગલા જેવું ઊભું હતું. એ ખંડેર જેવા શહેર પાસે ઊભેલો બળતો વિસુવિયસ પહાડ રાતના ભયંકર ઓળા પાડતો.

એક રાતે એ શહેરના એક ઘરમાં એક પંદર વરસના છોકરા સાથે એની જુવાન મા વાત કરતી હતી.

'લશ્કરમાં ન જોડાતો. તારા બાપા...' બાકી આગળ ન બોલાયું. એની આંખમાં પાણી ભરાઇ આવ્યાં.

'રડ નહિ, બોલ, શું કહે છે! મારા બાપા લડાઇમાં મરી ગયા. હું લશ્કરમાં જોડાઉં, તો હું પણ મરી જાઉં એમ જ ને!' છોકરો માનાં આંસુ લૂછતો પૂછવા લાગ્યો.

'ના, એમ નહીં. લડાઈ બહુ ખરાબ ચીજ છે, એક ઠાકોર, રાજા કે થોડાક અમીરો પોતપોતાના સ્વાર્થ સાધવા બિચારા નિર્દોષ માણસોને કપાવી મારે છે. ઇસુએ કહ્યું કોઈએ માન્યું નથી, કોઇ માનવાનું પણ નથી. પણ તું એમાં ન જોડાતો, એ મોટા લોકો ખૂબ ઘાતકી છે. તું સાધુ બને તો બ્રુનો!' કહેતાં કહેતાં મા બ્રુનોના માથા પર હાથ ફેરવી રહી. બ્રુનો કંઇ બોલ્યા વિના જોઈ રહ્યો.

પછી એ ડોમીનીકન સંઘમાં દાખલ થયો હતો. એણે સાધુઓને પાળવાના નિયમો લીધા હતા. એ સાધુના ઝભ્ભામાં સજ્જ થયો હતો. એણે ક્રોસનું નિશાન ધારણ કર્યું હતું. એ જુવાન સાધુ બાઈબલને રોજ વાંચતો હતો.

એક દિવસે એ જુવાન સાધુએ બાઈબલને દૂર મૂક્યું. એને બાઇબલની વાતો મોટી મોટી ગપ લાગી. એને બાઇબલની આજ્ઞાઓમાં શંકા આવી. એને સ્વીકારાયેલાં સત્યો જૂઠાણાં દેખાયાં. એની બુદ્ધિનો વેગ ધર્મની આરપાર નીકળી ગયો.

મઠના એક ખૂણામાં માથે હાથ દઈ એક વૃદ્ધ સાધુ બેઠો હતો. એની ચામડી કરચલીઓવાળી હતી. આખું શરીર લચી પડ્યું હતું. એના હાથપગ ઘડીએ ઘડીએ કંપતા હતા. એને માથે ધોળા વાળ હતા. એને ધોળી દાઢી હતી.

સાધુ થયા પછી પહેલવહેલો એ માથે હાથ દઈ બેઠો હતો. આજે એ ભારે શોકમાં હતો. એને રડવું હતું પણ એની સુકાઈ ગયેલી આંખોમાં પાણી નહોતાં. એણે એક લાંબો નિસાસો નાખ્યો ને બોલવા માંડ્યું:

'એની આંખનું તેજ હવે કોઈ સહન કરવાનું નથી. એની બુદ્ધિની ધાર બધાને વાગે છે. એનું મગજ એને જોખમમાં નાખશે. એ માને એવો પણ નથી. એ સૈનિક કાં ન થયો!' બોલતાં બોલતાં એ વૃદ્ધને શ્વાસ ચડ્યો. પાછળથી કોઈનાં પગલાં સંભળાયાં. જુવાન આવ્યો.

'બાપુ! કેમ અહીં બેઠા છો! કંઈ માંદા?' એ બોલ્યો.

સાધુ જોઈ રહ્યો. એ જુવાન એને કેટલો વહાલો હતો! એને જુવાનને ઠપકો દેવો હતો પણ એ કાંઈ બોલી શક્યો નહીં. આટલી ઉંમર અને સાધુ થયા પછી એને બ્રુનો આટલો વહાલો કેમ લાગતો હશે તે એને સમજાયું નહિ.

'બેસ,' વૃદ્ધે કહ્યું. જુવાન જોડાજોડ બેઠો.

જુવાનને માથે હાથ ફેરવતાં સાધુએ બોલવા માંડ્યું: 'દીકરા!' વિતરાગ બનેલા વૃદ્ધના કંઠમાંથી પ્રેમનો અવાજ ગુંજી રહ્યો. વૃદ્ધ આગળ બોલી શક્યો નહિ.

'બાપુ, કેમ આમ કરો છો?' જુવાને ગળું ખંખારી પૂછ્યું.

'તું ભયમાં છે.' વૃદ્ધે વાત કરી.

'એ વાત નવી નથી. છેલ્લા પંદર દિવસથી તમે એ જ વાત કરો છો.' જુવાન બોલ્યો.

'અને તોપણ તું મારું કહ્યાં સાંભળે છે?'

'પણ એકની એક વાત કેટલાક દી સાંભળવી ગમે?' જુવાન હસ્યો.

'તું હસતો નહીં. મારા ઘરડા હૃદયમાં તારો હસવાનો અવાજ ઘા કરે છે. તું મારું માન.'

'શું માનું?'

'તારા મનમાંથી બધી શંકાઓ કાઢી નાખ. બાઇબલમાં લખ્યું છે, તે માન. બાઇબલથી વધારે ડાહ્યો થવાનું રહેવા દે. જુનો, બેટા, તારા વિચારો તારા દુશ્મન બન્યા છે. હું મહાધીશ પાસેથી સીધો આવું છું. તું નાસ્તિક પુરવાર થયો છે. સાધુ જેરોમના ગુસ્સાનો પાર રહ્યો નથી. તારો ન્યાય ન થાય, ત્યાં સુધી તને અહીંથી બહાર ન નીકળવા દેવો એવો મહાધીશનો હુકમ થયો છે. કાલે સવારે તને પકડવામાં આવશે.' વૃદ્ધનો શ્વાસ ભરાઇ આવ્યો. 'બચવાનો કોઈ ઉપાય નથી. એ લોક તને ......' એ આગળ ન બોલી શક્યો. વૃદ્ધની આંખો પલળી. કંઠ રૂંધાયો. એ જુનો તરફ જોઇ રહ્યો.

જુવાનની આંખો ચમકી. પંજ ટટાર થયા. અભિમાનમાં માથું પાછું નંખાયું ને છાતી ફૂલી. નીડરતાના પડઘા પાડતો એનો અવાજ સીધો ને સ્પષ્ટ આવ્યો: 'મારે માટે કદી ડરશો નહીં. કારણકે હું મારે માટે ડરતો નથી.'

'જુનો! તું આવડો નીડર શું કામ થયો! જેનામાંથી પવિત્ર બીક જતી રહે છે, તેના પર સેતાન વિજય પામે છે.'

'બાપુ, એવી વાત ન કરશો. બીક કે ભય કદી પણ પવિત્ર હોઇ જ ન શકે.'

'એવું ન બોલ, એવું ન બોલ,' વૃદ્ધે કાને હાથ દીધા. 'દીકરા! તારો બુદ્ધિવાદ સેતાનને તારા પર વિજય અપાવે છે.' વૃદ્ધે નિસ્તેજ આંખે આકાશ તરફ જોયું. આંગળીથી હવામાં ક્રોસની નિશાની કરી ને એના વહાલા જુનોને માફ કરવા પ્રભુને પ્રાર્થના કરી.

બીજા દિવસનો સૂરજ આથમતો હતો. ત્યારે એક શહેરથી થોડેક દૂર એક જુવાન મુસાફર એક ઝાડ નીચે બેઠો હતો. એ થાકીને લોથ થઇ ગયો હતો. એનાં કપડાં મેલાં થઇ ગયાં હતાં. એને ભૂખ લાગી હતી. આરામ ને રોટલાની શોધ કરવા એને શહેરમાં પેસવું હતું. શહેરમાં પેસવા માટે અંધારાની રાહ જોતો એ બેઠો હતો.

અંધારું થયું. જુનો ઊઠ્યો. લપાતો છુપાતો શહેરમાં ચૂપચાપ પેઠો. ધર્મનો અપરાધ કરી નાસી છૂટેલા જુનોને પકડવાના સંદેશા અહીં આવી ચૂક્યા હતા.

એ એક મુસાફરખાનામાં ઊતર્યો. એ કપાક જમ્યો ને સૂતો, પાછલી રાતે ઊઠ્યો ને પાછો અંધારામાં ઉત્તર તરફ ચાલ્યો.

હવે એ ઊગતા સૂરજના તેજમાં ઝગમારા મારતાં એપીનાઇન્સનાં શિખરોની લગોલગ આવી પહોંચ્યો. એ શિખરોની બીજી બાજુ સ્વીટ્ઝરલેન્ડમાં એને છુટકારો દેખાયો. એની આંખો હસી. એનામાં જલ્દીથી ચાલવાનું જોર આવ્યું, એને લાગ્યું કે, સ્વીટ્ઝરલેન્ડમાં તો ધાર્મિક સુધારો છે, એ લોકો એને સમજશે ને વિચાર કરવાની છૂટ આપશે.

ચઢાવ શરૂ થયો. સેન્ટ બર્નાર્ડનું શિખર ચઢતાં એ થાકી ગયો. શિખર માથે આરામ લેવા બેઠો, એણે શું જોયું!

એણે આથમતો સૂરજ જોયો. આથમતા સૂરજનું લાલ તેજ ઈટાલીના મેદાન પર પથરાઈ રહ્યું હતું.

'ઈટાલી કેવું સુંદર છે!' એ બોલ્યો. એમાં જ એની માતા હતી. એને કેટલું દુઃખ થતું હશે? અને એમાં જ બાપુ એનસેલમ હતા! એ શું કરતા હશે! એનાથી બોલી દેવાયું: 'ઈટાલિયા! ઈટાલિયા!' એ આગળ ન બોલી શક્યો.

એ ઊભો થયો. ફરી વાર ઈટાલીનાં મેદાનો પર એક નજર નાખી. એના હૃદયે બૂમ પાડી, 'ઈટાલિયા! મારે માટે તારા આટલા મોટા પ્રદેશમાં ઊભા રહેવાની જગા નથી. હું જાઉં છું.' વિસુવિયસના ધુમાડા જાણે એને વિદાય આપતા લાગ્યા. એણે પીઠ ફેરવી શિખર ઊતરવા માંડ્યું.

*

'મારા ખાનગી મંત્રી તરીકે ઈંગ્લૅંડ આવો.' પૅરીસનો રાજપ્રતિનિધિ એને ઈંગ્લૅંડ આવવા સમજાવી રહ્યો. એ તૈયાર થયો અને ઈંગ્લૅન્ડ પહોંચ્યો.

પણ અહીંના વ્યવહારુ વિદ્વાનો તો વધારે કાચા હતા. અહીંની વિદ્યાપીઠમાં એરિસ્ટોટલની ભૂલ જોવાના ગુના બદલ દસ શીલીંગનો દંડ થતો હતો.

અને બ્રુનોનો મિજાજ તપી ઊઠ્યો. એણે ભયંકર ગભરાય એવું લખવા માંડ્યું. એણે જૂના જગતને જટિયાં ઝાલીને ધુણાવવા માંડ્યું.

બ્રુનોને વિદ્યાપીઠના વડાએ વાતચીત કરવા આમંત્રણ આપ્યું અને મીઠું સ્મિત કરતાં ઉમેર્યું, 'આપ અમારો દેશ તાબડતોબ છોડી જાઓ.'

એ પાછો ફ્રાન્સ પહોંચ્યો. ફ્રાન્સ છોડી જવાનું ફરમાન તો તૈયાર જ હતું.

એ મારબર્ગ પહોંચ્યો. પહોંચતાંની સાથે જ એને હજૂરીની સાખી રાણીએ ફતવો પહોંચાડ્યો, 'આપને જાહેરમાં બોલવાની મનાઈ કરવામાં આવે છે.'

એ મારબર્ગને પ્રણામ કરીને વિટેનબર્ગ તરફ વળ્યો અને ત્યાંથી દક્ષિણ તરફ જેન હસના પ્રદેશમાં એણે વિસામો માગ્યો પણ એને જોઈને પંડિતોએ છીંક ખાધી અને દરવાજો બતાવ્યો.

એ લાંબી મજલ કાપીને ઝુરીચ તરફ વળ્યો. ત્યાં એને એક પત્ર મળ્યો. એના જૂના વખતના જુવાન મિત્રને એ સાહસિકને દેખવાનો ઉમળકો થઈ આવ્યો. ગીઓવાનીએ એને પોતાને ત્યાં આમંત્રણ આપ્યું.

એને પૃથ્વીને પેલે પાર ધકેલી મૂકવાની હઠ લઈને બેઠેલા જગતને જોયા પછી આ કાગળ એને મધુર લાગ્યો.

પણ એને કોનો અને એનેક્ઝાગોરાસના ગ્રીક ચિંતન યાદ આવ્યાં. એને કોપરનીકસનો અવાજ સંભળાયો, 'પૃથ્વી એની ધરી પર ફરે છે.'

'જગત કેવું જાણવા અને સમજવા જેવું છે!' એ બબડ્યો. એને એના જાણવા–સમજવાના હક્ક પર કોઈ પાથરી પંજો ફરતો લાગ્યો. એને સવાલ નહિ ઉઠાવવાના ધર્મના મઠ પર ઊબકો આવ્યો. જીવનના જોમે એને ધક્કો માર્યો.

એ આલ્પ્સ ઓળંગી ગયો. આલ્પ્સ ઓળંગવાની યાતનાઓ પર એની આંખ દેખાતી નહોતી. રોહન અને આર્વેની ફિલસૂફીમાં જાણવા, વિચારવાના આનંદની કલ્પના કરતી એની નજર આનંદતી હતી.

એ જીનેવા પહોંચ્યો. એની કલ્પના પર હસતી વાસ્તવિકતા વિકટ નીવડી.

'પણ આપણે સોળમા શતકના લોકો ચોથા શતકનાં સડેલાં મૂડદાંના શબ્દો પર જ કેમ ટિંગાઈ રહેવા માગીએ છીએ!' એની મૂંઝવણ વધતી હતી. મધ્યયુગી ચોખલિયાપણાનો જુલમ તોડવા એનું દિલ તલસતું હતું.

અને એના તલસતા દિલ પર પોલીસની રખેવાળી શરૂ થઈ ગઈ. 'તમે સ્વતંત્ર રીતે વિચાર કરવાનો અપરાધ કરો છો!' એને ચેતવણી અપાઈ.

એ અપરાધીએ અહીંથી મુકામ ઉપાડ્યા. આવડી મોટી ધરતી પર એના અપરાધી જીવન માટે જગા જડતી નહોતી.

જીનેવાથી લીઓન અને ત્યાંથી એ તુલો પહોંચ્યો. અને તુલોમાં પણ એને ચેતવણી મળી.

એ એક દિવસ થાક્યોપાક્યો પેરીસ પહોંચતો હતો. પેરીસના જ્ઞાનના માપે એને ગેરકાયદેસર કર્યો.

'જ્યાં જવાય ત્યાં...' બોલતો એ મિત્રને ત્યાં પહોંચવા વેનીસ તરફ રવાના થયો

એના પહેલાં એના અનેક પકડાયા પોપ પાસે પહોંચી ગયા અને ગુલામ જગતનો એ જાકભરત એને ઝડપી નાખવાની તકની ગઢ જોતો ખડે પગે બેઠો હતો.

એ મિત્રને ત્યાં પાછલે બારણેથી પેઠો અને આગલે બારણે પોપના પાશવી ઓળાઓ એની ભાળ કાઢતા થઈ ગયા.

એના આરામના થોડા દિવસ ઊગ્યા અને આથમી ગયા. એને ઇટાલીના પારણાએ હીંચોળ્યો હતો, ઇટાલીનાં હવામાન એના રાણુની હવામાં ફરીવાર ફૂંકાતાં હતાં.

દરિયાના પાણી પર આકાશને ઊભરાવતી ચંદા ફરી વળી હતી. વેનીસ નગરના એના ઉતારાના પાછલાં પગથિયાં પર ઊભરાતો સાગર છોળો ઉછાળતો હતો.

એ પાછલે બારણેથી ધીમેથી ઊતર્યો અને મહાસાગરના ચળકાટ પર ચળકતો બેઠો એની ચકોર નજર આખા મહાસાગર પર એક નજરમાં ફરી વળતી ઉલ્લસતી હતી.

ત્યારે કિનારે કિનારે ચૂપકીથી ચાલી આવતી એક સઢવાળી હોડી એણે જોઈ નહિ. એ હોડી છેક પાસે પહોંચી, ત્યારે સઢ બાંધ કરવાના અવાજે એણે ડાબે પડખે જોયું. હોડીની ગરગડીનો અવાજ બંધ કરી હથિયાર સજેલી અગિયાર આકૃતિઓ એના તરફ ઉતાવળી દોડી.

એ સમજવાનો વિચાર કરે તે પહેલાં એના માથા પર કંઈ અફળાયું. એની આંખો સામે રંગ દેખાયા. એ તમ્મર ખાઈને લથડી પડ્યો. એ જાગ્યો, ત્યારે એક ઓરડીમાં હતો એવું એને ભાન થયું અને હવે શું થાય છે તે જોવા એ અંધારામાં જોઈ રહ્યો.

એને બારણું ઊઘડવાનો અવાજ આવ્યો. એના ઓરડીમાં ચાર માણસો દાખલ થયા. એની પાસે 'રેક' હતું. એકના હાથમાં ફાનસ હતું ને એક મોટો ઝભ્ભો પહેરીને પેલા ત્રણેને હુકમ આપવા આવ્યો હોય, એમ લાગતો હતો. એના ઝભ્ભા ઉપર ગળામાં પહેરેલી એક સોનાની સાંકળમાંથી એક 'ક્રોસ' લટકતો હતો.

પેલા બે જણે 'રેક' નીચે મૂક્યું. ઝભ્ભાવાળો પેલો આગળ વધ્યો ને બોલ્યો, 'તું અમારો કેદી છે, તેની ખબર થઈ તને?'

'હા.' કેદીએ કહ્યું, 'પણ તમે કોણ છો!'

'મને ન ઓળખ્યો?' કહી એણે માથું ખુલ્લું કર્યું.

'ઓળખ્યા, ઓળખ્યા, આચાર્યજી!'

'બોલ, હવે તારી શી માન્યતા છે?'

'મારી માન્યતા?' કેદીએ બેઠા થતાં બોલવા માંડ્યું, 'હું સંઘમાં હતો ત્યારથી તે તમારો કેદી થયો ત્યાં સુધી, મેં મારી માન્યતા સૌને સમજાય તેવી રીતે કહી બતાવી છે. આજની ઘડી સુધી એમાં જરા પણ ફેરફાર થયો નથી.'

'ઠીક' કહી એણે બીજા ત્રણને નિશાની કરી, ને ત્રણે જણ નજીક આવ્યા. ત્રણમાંનો એક કહ્યું, 'આ રેક ઉપર સૂઈ જા; નહીં તો પરાણે સુવાડવો પડશે.'

જુનો ઊઠ્યો ને શાંતિથી રેક પર સૂતો.

રેક સાથે એનું એકેએક અંગ સખત રીતે જકડી લેવામાં આવ્યું.

'હવે તારે તપ કરવું પડશે.' કહી ધર્મગુરુએ નિશાની કરી. એકદમ પૈડું ફરવાનો અવાજ આવ્યો.

બ્રુનોનું અંગેઅંગ તણાવા લાગ્યું. એ આંખો મીંચી પડી રહ્યો. એની આંખમાં લોહી તરી આવ્યું. એના કપાળ પરની નસો બહાર નીકળી આવી. એના મોઢામાંથી દુઃખ કે દયાનો એક અવાજ ન આવ્યો. એ પડી રહ્યો. એનું આખું શરીર કંપી ઊઠ્યું.

પાછો પેલા આચાર્યનો ખોખરો અવાજ સંભળાયો, 'પાપી! નાસ્તિક! શયતાન! આ ભયંકર યાતનામાંથી ઊગરવું હોય, તો જે ધર્મની તેં નિંદા કરી છે તેનો આશરો માગ, ને જે ઈશ્વરનો તેં ઇન્કાર કર્યો છે, તેની દયા માગ.'

બ્રુનોએ આંખો ખોલી. રેક પર જકડાયેલું શરીર સહેજ સ્વસ્થ થતું હતું. બે ચગદાનું ઓછી થતી હતી. એણે હોઠ ઉઘાડવા ને ખોલવાનો પ્રયત્ન કર્યો.

લથડતો અવાજ આવ્યો, 'મને કોઈનો આશરો ન ખપે. મારે કોઈની દયા માગવાની નથી. જે સત્યનો હું ઉપાસક છું તે મને સાચો રાખે.'

ગરગડીઓ વધારે જોરથી ચાલી. અંગ ખેંચાયાં. આંખો ફાટી ગઈ. હોઠ ધોળા થઈ ગયા. આખા શરીર પર પરસેવો આવ્યો, આંખમાંથી લોહી નીકળ્યું, મોઢામાંથી લોહીનો ઊભરો આવ્યો. બ્રુનો બેભાન બન્યો.

'બસ.' આચાર્યે હાથ ઊંચો કર્યો.

થોડી વારમાં બંધ ઢીલા થયા. રેક સાથે પેલા ચારે જણ ચાલ્યા ગયા, જાણે કોઈ ભયંકર સ્વપ્ન પૂરું થતું હોય, તેમ એ ચાર જણાની પાછળ પાછું બારણું દેવાઈ ગયું ને ઘોર અંધારું થઈ રહ્યું.

આમ કાસ કરતાં એવાં આઠ વરસ વહી ગયાં. આઠ વરસમાં એના પર યાતનાઓનો વરસાદ વરસ્યો. એનાં અંગ ખેંચાયાં, એના વાળ ચૂંટાયા, એ દીવાલ સાથે જકડી બંધાયો, એના શરીરનાં હાડ, માંસ અને લોહી ચૂંથાય તેટલાં ચૂંથાયાં.

આઠ આઠ વરસની યાતનાઓથી, આઠ આઠ વરસના ભૂખમરાથી, આઠ આઠ વરસનાં અપમાનોથી લોહી ને માંસ સૂકવી નાખ્યા પછી અને ચામડી ચૂંથી નાખ્યા પછી ધર્મની (પવિત્ર!) અદાલતે એનો છેલ્લો જવાબ માગ્યો.

હજુ એ અણનમ રહ્યો.

હજુ એ અડગ રહ્યો.

હજુ એણે શ્વાસે શ્વાસે સત્યને સંભાર્યું.

હજુ એની આંખના હોલવાતા તેજે વિચાર કરવા માટે ગમે તે સહન કરવાની તૈયારી દેખાડી.

અદાલત બેઠી. ઇસુની યાદગીરીમાં ક્રોસના ચકચકતા કટકા લટકાવી, ધર્મગુરુઓ ભેગા થયા. એક સૌથી જાડો ધર્મગુરુ મુખ્ય ન્યાયાધીશ બન્યો.

'કેદીને હાજર કરો.' પેલો ગળું ખંખારી બોલ્યો.

કેદી હાજર થયો.

જેણે એને જોયો, તે કંપી ઊઠ્યું. જેણે એને જોયો, તેને કમકમાટી ઊપજી. જેણે એને જોયો, તેની આંખ અજાણતાં પલળી. જેણે એને જોયો, તે ધર્મની હેવાનિયતથી હબક પામી ગયું.

લોકોના ટોળામાંથી એક હાડપિંજર બનેલી સ્ત્રી ચીસ નાખીને દોડી, 'મારો બ્રુનો! મારો બ્રુનો!'

એનો બ્રુનો કેદીના પાંજરામાં હતો. પાંજરાની આસપાસ ઉઘાડી તરવારવાળા પહેરેગીર હતા.

બાઈ પાંજરા સાથે અથડાઈને જમીન પર પટકાઈ પડી. એનું ભાન જતું રહ્યું.

બ્રુનોએ એના પર નજર નાખી. એની સુકી આંખમાંથી એક આંસુ ખરી પડ્યું ને આંખો પાછી સુકાઈ ગઈ. સિપાઈઓ આવીને એની માતાને ઊંચકી ગયા. બધાં હૃદયો જોરથી ધબકી રહ્યાં.

બ્રુનો ટટાર થયો. આજે આઠ વરસે એણે માતાને જોઈ. માતાના ભાવને જોયો. ફરી વાર એની લાગણીઓ ઊભરાઈ. છેલ્લી વખત એને બધા અનુભવો યાદ આવી ગયા. શરૂઆતથી આજ સુધીનું જીવન એની નજર સામે તરી આવ્યું. એ વિકરાળ હસ્યો. એણે આખી અદાલત પર ધારદાર નજર નાખી.

'છેલ્લી વખત તમને જવાબ આપવાની તક આપવામાં આવે છે.' ન્યાયાધીશે કહ્યું.

'શાની તક?' કેદીએ માથું ઊંચકી બોલવા માંડ્યું, 'તમારી પાસેથી એક તકની ભીખ માગતો નથી. મારો જવાબ જે પહેલો હતો તે જ છેલ્લો છે.'

ન્યાય થઈ ગયો. કેદીનો બહિષ્કાર પોકારાયો. એની નાસ્તિકતા અસાધ્ય મનાઈ.

'એના ભ્રષ્ટ લોહીનું એક પણ ટીપું પૃથ્વી પર ન પડે તેવી રીતે એનો અંત લાવવો જોઈએ.' અદાલતે છેવટનો ચુકાદો આપ્યો.

'કંઈ કહેવું છે?' શિક્ષાનો અમલ કરવા લઈ જતા સિપાઈઓને રોકી ન્યાયાધીશે પૂછ્યું.

'હા.' સ્વીટ્ઝરલેન્ડમાં સંભળાયો તેવો, પેરીસની વિદ્યાપીઠની દીવાલોમાં પડઘા પાડતો તેવો, અંગ્રેજ રાણીની વિદ્યાસભામાં વાગતો તેવો બ્રુનોનો અભય અવાજ હાડપિંજરમાંથી બહાર નીકળ્યો.

સત્તરમી ફેબ્રુઆરીનું સવાર ઊગ્યું. નાસ્તિકને માટે નક્કી કરેલો પોષાક એને પહેરાવવામાં આવ્યો હતો. એ પોષાક પર સેતાનનાં ચિત્રો હતાં. એ પોષાક પર નરકની જુદી જુદી યાતનાઓની ભડકાવનારી આકૃતિઓ હતી.

એ બધી ભયંકર કલ્પનાઓને અને ધર્મની હેવાનિયતને કચડતો ચાલતો હોય, તેમ બ્રુનો સ્થિર ચાલ્યો જતો હતો. એ લાકડાંની ખૂબ ઊંચી ખડકેલી ચિતા પાસે આવી ઊભો.

એણે એક નજર નાખી નીચેથી ઊંચે સુધી લાકડાંના ઢગને જોઈ લીધો. એના પગ કંપ્યા નહીં. એની આંખોનો ભાવ ઓછો થયો નહીં, એ સાચો જુવાન હતો. એને વિચાર કરવાની ટેવ હતી. એ સત્ય સાથે પ્રેમમાં પડ્યો હતો. એ ડર્યો નહીં, એ બીધો નહીં. એણે એક નજર ચિતા પર નાખી, એક લોકોના ટોળા પર નાખી. સૌને મહાત કર્યા.

ચિતા ચેતી. ધુમાડાનો એક ગોટો નીકળ્યો ને ગોળ ફરતો ફરતો ઉપર ચાલ્યો ગયો. ધુમાડાની બીજી સેર ઊડી ને જાણે એના માથા પર મંડળ રચતી હોય, તેમ ફરી વળી. એક અવાજ નીકળ્યો. એક અંધિયારો ઊછળ્યો અને જગતનો દિવ્ય પ્રકાશ ૧૬૦૦ની સાલના ફેબ્રુઆરીના સાતમા દિવસની નોંધ લેતો શમી ગયો.

બાળક—મા, હું થોડા મધુ લઉં!
મા—હા, એક જ મૂઠી લેજે.
બાળક—તો તો તમે જ આપો ને.
મા—તે તને લેતાં શું બળ પડે છે?
બાળક—ના, ના મા, પણ તમારી મૂઠી મારા કરતાં મોટી હોય ને!

# સતી રાણી

મુનિકુમાર મ. ભટ્ટ

રૂમચામ શહેરમાં એક રાજા હતો. તે રાજાને એક રાણી અને એક પિત્રાઈ ભાઈ. રાજાને બેઉ ઉપર બહુ હેત. રાણી ભલી, સંસ્કારી અને ઉદાર હતી. પિત્રાઈ ભાઈ ભૂરો, દુર્ગુણી અને લોભી હતો. રાજાને એકવાર જાત્રા કરવા જવાનો મનસૂબો થયો એટલે તેણે રાણીને અને પોતાના પિત્રાઈને બોલાવ્યાં અને રાણીને કહ્યું, 'મારે જાત્રાએ જવું છે; એટલે રાજની લગામ હું તને સોંપતો જાઉં છું અને તારી મદદમાં મારા પિત્રાઈને રાખતો જાઉં છું અને તમારે બંનેએ મળી મારા રાજ્ય અને મારી પ્રજાના હિતનાં કામ કરવાં.'

રાણી બોલી: 'મહારાજા! આપની એવી જ ઇચ્છા હોય કે જાત્રાએ જવું તો ખુશીથી પધારો. હું આપને અને આપના રાજ્યને વફાદાર રહીશ.'

પછી તો રાજા જાત્રાએ ગયા છે. રાણી અને રાજાનો પિત્રાઈ રાજ ચલાવે છે, પણ રાજા ગયા પછી પિત્રાઈ ઉપર કોઈનો કાબૂ ન રહ્યો. તે ગરીબોને પજવવા અને પૈસાદારોને લૂંટવા લાગ્યો. ત્યાં સુધી તો ઠીક પણ રોજ તે રાણી પાસે જવા માંડ્યો અને રાણીને કહે કે રાણી, રાણી, ચાલ તું મારું ઘર માંડ પછી તું રાણી અને હું રાજા અને આપણે બેઉ અહીં રાજ કરશું. રાણી તેને ઘણો વારતી પણ તેની કાંઈ અસર ન થતી.

ત્યારે રાણીને લાગ્યું કે તેના દેરનો જુલમ અને પાપ વધ્યા કરે છે ત્યારે તેણે રાજ્યના બે-ચાર વિશ્વાસુ અમલદારોને બોલાવ્યા, તેમની આગળ પોતાના દેરના જુલમની વાત કરી અને બોલી કે એટલા માટે આપણા રાજાએ જે સત્તા મને સોંપેલી છે તેને આધારે તમને હુકમ કરું છું કે તેને મુશ્કેટાટ બાંધીને કેદ કરો.

અમલદારો બોલ્યા કે આપનું ફરમાન અમારે કબૂલ છે પણ જો મહારાજા અમારી ઉપર ગુસ્સે થાય તો આપે અમને બચાવવા જોઈએ. એટલે રાણીએ કહ્યું કે તેની ચિંતા તમે ન કરો, તેની જવાબદારી મારા ઉપર કેમકે મારા સ્વામી અહીં હોત, અને આ બધું જાણત તો નક્કી તેનું માથું ધડથી જુદું કરત પણ આ તો હું છું એટલે જવા દઉં છું.

આ પછી એ અમલદારોએ પિત્રાઈને કેદ કર્યો.

આમ ને આમ થોડો વખત ગયો અને શહેરમાં સમાચાર આવ્યા કે રાજા જાત્રા કરીને પાછા પધારે છે. અને જાત્રામાં તેને ઘણો જશ અને કીર્તિ મળ્યાં છે. અને જ્યારે પેલા પિત્રાઈને કેદમાં આ ખબર મળ્યા ત્યારે તેણે વિચાર કર્યો કે રાજાને મારા કેદમાં પડવાની ખબર ન પડે તો સારું કેમકે નહીં તો તે કારણ પૂછશે. અને તો રાણી તેને બધી વાત કરી દેશે અને તો તો મારું આવી બનશે. આમ વિચારી તેણે કાસદને રાણી પાસે મોકલ્યો, અને કહેવડાવ્યું કે જો રાજાને ખબર પડશે તો મારું મોત બોલી જશે માટે મારા ઉપર દયા કરીને મને છોડાવો.

એટલે રાણીએ તેને છોડ્યો. એટલું જ નહીં પણ તેને સારાં કપડાં પહેરાવ્યાં અને ગામ બહાર જઈ મહારાજાનું સામૈયું કરવા માટે પોતાની સાથે તેને લીધો; પણ રાજાને લેવા રસાલો જતો હતો તેવામાં તેમની નજરે એક કાળિયાર પડ્યો. અને તેને જોઈ બધા તેનો શિકાર કરવા તેની પાછળ પડ્યા. આથી રાણી પાસે કોઈ જ ન રહ્યું અને તે એકલી થઈ ગઈ. એ તક સાધી તે પાસે આવ્યો અને ફરી કહ્યું: 'રાણી રાણી, હજી માન, મારું ઘર માંડ તો આપણે બે રાજ કરીએ.' પણ રાણીએ કહ્યું કે મારું માથું ધડથી નોખું કરીશ તો પણ એ કદી બનવાનું નથી. એટલે ગુસ્સે થઈને તે પિત્રાઈએ રાણીને ચોટલે બાંધી ઝાડ ઉપર લટકાવી દીધી. અને જ્યારે રસાલો પાછો ફર્યો ત્યારે કહ્યું કે રાણીને તો એક મોટું લશ્કર આવીને ઉપાડી ગયું. આ સાંભળી બધા બહુ ખિન્ન થયા.

એવું બન્યું કે ત્રીજે દિવસે એક ઉમરાવ શિકાર કરવા નીકળ્યો તેણે રાણીને લટકતી જોઈ અને તેને નીચે ઉતારી પૂછ્યું કે તું પરી છો, વનદેવી છો, કોણ છો અને શા માટે આંહીં લટકતી હતી?'

રાણીએ કહ્યું કે હું દૂર દેશની છું અને આંહીં કેમ આવી તે તો ઈશ્વર જાણે. હું પરી નથી પણ કાળા માથાનું માનવી છું. વાતચીત ઉપરથી ઉમરાવને લાગ્યું કે બાઈ ખાનદાન છે. હવે એ ઉમરાવની ધણિયાણી મરી ગઈ હતી. અને પાછળ નાની દીકરી હતી. એટલે ઉમરાવે કહ્યું: 'બાઈ! તો મારી સાથે આવો અને મારી દીકરીને [illegible] કરો તો તમારું ભરણપોષણ મારે માથે. રાણીએ હા પાડી અને તે ઉમરાવ સાથે ગઈ અને થોડા જ વખતમાં બધાંની સાથે એટલી હળીમળી ગઈ કે બધાને તેના ઉપર બહુ માયા બંધાઈ ગઈ. અને ઉમરાવની દીકરી તો તેનાથી છૂટી જ પડતી નહોતી.

હવે એ ઉમરાવનો એક કારભારી હતો. રાણીને જોઈ તેની બુદ્ધિ બગડી. તેણે રાણીને કહ્યું કે બાઈ, તું મને પરણ અને નહીં તો હું તને કઢાવી મૂકીશ. પણ રાણી તેને તાબે થઈ નહીં એટલે કારભારી બહુ ખિજાયો અને વેર લેવા નક્કી કર્યું. પછી એક દિવસ લાગ જોઈ તે ઉમરાવના ઘરમાં પેઠો અને રાણી અને ઉમરાવની દીકરી સૂતાં હતાં ત્યાં જઈ છરીથી દીકરીને મારી નાખી અને લોહીવાળી છરી રાણીના હાથમાં મૂકી તે ચાલી નીકળ્યો.

બીજી સવારે કામદાર વહેલો આવ્યો અને રાણી સૂતી હતી તે ઓરડા પાસે બધાને લઈ આવ્યો તો ઉમરાવની દીકરી મરેલી હતી અને લોહીવાળી છરી સૂતેલી રાણીના હાથમાં હતી. ઉમરાવ ઘણો ગુસ્સે થયો અને રાણીને કહ્યું કે ઓરત, જો તું સ્ત્રીજાત ન હોત તો મારી તરવારથી હું તારા ટુકડેટુકડા કરી નાખત પણ હવે તું મારી નજર આગળથી, દૂર થા.

રાણી વળી ચાલી નીકળી.

ચાલતાં ચાલતાં રાણી એક ગામને ઝાંપે આવી ત્યાં શૂળી તેયાર હતી અને સાત અમલદારો એક કેદીને લઈને ત્યાં [illegible]ના. એ કેદી ઉપર રાણીને દયા

આવી એટલે તેણે અમલદારને પૂછ્યું કે શા માટે તેને શૂળીએ ચઢાવો છો? ત્યારે અમલદારે કહ્યું કે એ અમારા દુશ્મનનો માણસ છે અને જો તેની વતી કોઈ દંડ ભરે તો તે છૂટી જાય. આ ઉપરથી રાણીએ તે માણસના દંડની રકમ ભરી અને તેને લઈ ચાલી નીકળી. અને કેદીને કહ્યું કે મેં તને મોતમાંથી ઉગાર્યો છે માટે હું આશા રાખું છું કે તું પ્રાણાંતે પણ મારી વફાદારીથી નોકરી કરીશ. અને કેદીએ તે કબૂલ કર્યું.

પછી બેઉ જણા એક શહેરમાં આવી પહોંચ્યાં અને ત્યાં રાણીએ એક ઘર લીધું અને બેઉ જણ તેમાં રહેવા લાગ્યાં. ગામના લોકો રાણીને જોઈ અજબ થતાં પણ રાણી કોઈ સાથે બોલતી નહીં. એમ કરતાં કરતાં એક દિવસ એક સોદાગર વહાણમાં માલ ભરી એ શહેરમાં આવ્યો એટલે રાણીએ પેલા કેદી-નોકરને કહ્યું કે જા એ વહાણ ઉપર મારે પહેરવા લાયક કાપડ હોય તો લઈને આવ. પણ કાપડ મોકલવાને બદલે મોટું ઘરાક જાણી વહાણવાળો સોદાગર પોતે જ આવ્યો અને રાણીનું રૂપ જોઈ ખુશ થયો. અને તેને ઉપાડી જવાની તદબીર કરવા લાગ્યો. પછી જ્યારે રાણીએ તેને કાપડ માટે પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે વહાણ ઉપર ઘણો માલ છે તેમાંથી પસંદ પડે તે લઈ જાઓ, અને તેના નોકરને કહ્યું કે જો રાણીને ઉપાડી જવામાં તે મદદ કરશે તો તેને ન્યાલ કરશે. આથી નોકરનું મન ચળ્યું અને તે રાણીને જેમ તેમ સમજાવી વહાણ ઉપર લઈ આવ્યો. અને રાણી જેવી વહાણ ઉપર આવી કે સોદાગરે વહાણ હંકારી મૂક્યું.

રાણીએ જ્યારે પોતાને સોદાગરના હાથમાં સપડાયેલી જોઈ ત્યારે તેણે કહ્યું કે મારે છ માસની બાધા છે માટે ત્યાં સુધી મને અલાયદો ઓરડો આપો. સોદાગરે તેની વાત માની અને તેને જુદી રાખી.

એ ઓરડામાં રાણીએ પ્રાર્થના કરી કે હે ભગવાન! અત્યાર સુધી મેં મારો સતીધર્મ પાળ્યો છે. હું સતને રસ્તે જ ચાલી છું; કોઈ દિવસ અધર્મ કર્યો નથી. હવે મારી ઉપર વિપત્તિ આવી છે માટે હે કૃપાસિંધુ! તેમાંથી મને ઉગાર.' અને પ્રાર્થના પૂરી થઈ ત્યાર પહેલાં ગાજ-વીજ સાથે તોફાન થયું અને મૂશળધાર વરસાદ તૂટી પડ્યો.

તોફાનમાં વહાણ ભાંગ્યું અને રાણી એક લાકડાના કટકાને આધારે પોતાના જ રાજ્યના એક ગામને કિનારે આવી પડી. બીજાં કોઈ બચ્યાં હોય તો તેની તેને ખબર નહોતી. રાણીએ શહેરમાં આવીને માંદાને સાજાં કરવાનું કામ લીધું અને તે એટલી ભલી, ડાહી, રૂપ-વાળી હતી કે માંદાં માણસો તેની પાસે આવી સાજાં થઈ જતાં. આથી દિવસે દિવસે તેની ખ્યાતિ વધવા માંડી અને દૂર દેશાવરથી આંધળાં, પાંગળાં, રોગિયાં, કોઢિયાં, રગતપીતિયાં આવવા માંડ્યાં અને રાણીના હાથની જશરેખાને કારણે સાજાં થઈને જવા માંડ્યાં પણ એ લોકો કોઈ તેને રાણી તરીકે ઓળખતા નહોતા. પણ તેને કોઈ મહાશક્તિશાળી સાધ્વી ગણતા હતા.

હવે રાજાનો પિત્રાઇ જે રાણીના દુઃખનું મુખ્ય કારણ હતો તેને કોઢ નીકળ્યો હતો. ઉમરાવનો કામદાર આંધળો અને બહેરો થયો હતો, જ્યારે જે જાસૂસને રાણીએ ઉગાર્યો હતો અને જેણે રાણીને સોદાગરના હાથમાં ફસાવી હતી તે લંગડો અને ઠૂંઠો થયો હતો અને સોદાગર ગાંડો થઇ ગયો હતો.

જ્યારે રાજાને ખબર પડી કે તેના રાજ્યમાં એક પવિત્ર અને શક્તિવાળી બાઇ આવેલ છે ત્યારે પોતાના ભાઈને સાજો કરવાનો તેને વિચાર થયો. અને તે પોતાના ભાઈને લઇ રાણી પાસે જવા નીકળ્યો. રાજાનું ગામના લોકોએ બહુ-માનથી સામૈયું કર્યું. અને પેલી બાઈની વાત પૂછી ત્યારે તેમણે બાઈ તો સાધ્વી જેવી છે એમ વખાણ કર્યાં. પછી બધા રાણી પાસે ગયા. રાણીએ તેનું મોં ઢાંકી દીધેલું. રાજાએ પછી રાણીને પોતાના ભાઈને સાજો કરવા વીનવી.

રાણીએ તે દિવસે આવેલ રાજાના ભાઇ અને બીજા દરદીઓ તરફ જોયું, તો દેખાયું કે રાજાનો ભાઈ કોઢિયો હતો, કારભારી આંધળો અને બહેરો હતો, પોતાનો નોકર લંગડો હતો અને સોદાગર ગાંડો હતો. અને તે બધા તેની પાસે સાજા થવા આવ્યા હતા.

રાણીએ રાજાને કહ્યું કે હે રાજન! અગરજો તું મને તારૂં આખું રાજ્ય આપે કે તેથી યે વધારે કાંઈ આપે તો પણ જ્યાં સુધી આ ચાર જણા પોતે શાં શાં પાપ કર્યાં છે તે કબૂલ નહીં જ કરે ત્યાં સુધી તે સાજા નહીં થાય. એટલે રાજાએ તેના ભાઈને પાપ કબૂલ કરવા કહ્યું. પણ ભાઇએ બીજી–ત્રીજી વાત કરી પણ રાણીને ઝાડે લટકાવ્યાની વાત ન કરી, એટલે રાણીએ કહ્યું કે હું દવા તો આપું પણ તે કારગત નહીં નીવડે કેમકે તમારા ભાઇએ બધાં પાપ પ્રકાશ્યાં નથી.

આ ઉપરથી રાજાએ તેના ભાઇને બધી વાત ખુલ્લે ખુલ્લી કહી દેવા હુકમ કર્યો ત્યારે બોલ્યો કે તેમ કરતા પહેલાં મારા ગુનાની મને માફી મળવી જોઇએ, કેમકે મેં તમારો મોટો અપરાધ કર્યો છે. રાજાને કાંઈ વહેમ ન આવ્યો અને રાણીને તો લશ્કર ઉપાડી ગયું એમ તે ધારતો હતો એટલે માફી આપી દીધી. અને પિત્રાઈએ રાજા જાત્રાએ ગયો ત્યારથી માંડીને રાણીને ઝાડ ઉપર લટકાવી દીધી ત્યાં સુધીની વાત ખરેખરી કહી દીધી. આ સાંભળી રાજા તો એટલો બધો ક્રોધે ભરાયો કે કાંઇ વાત નહીં પણ ત્યાં તો ઉમરાવનો કારભારી બોલ્યો કે કઈ નિર્દોષ બાઈને આણે ઝાડે ટાંગી હશે તે તો હું જાણતો નથી પણ મારા શેઠે એક બાઈને ઝાડ ઉપરથી મરતી બચાવી હતી અને તેમ કહી રાણીને ઝાડેથી ઉતારી ત્યાંથી તે ઉમરાવે રાણીને કાઢી મૂકી ત્યાં સુધીની વાત કરી. પણ કહ્યું કે પછી એ બાઈનું શું થયું તે હું જાણતો નથી.

એ સાંભળી કેદી જાસૂસ બોલ્યો કે તમે કઈ બાઈની વાત કરો છો તેની મને ખબર નથી પણ એ જગ્યાની પાસે જ એક વટેમાર્ગુ બાઈ જતી હતી. તેણે મારો જીવ બચાવ્યો હતો. પછી પોતાનો જીવ બચાવ્યો ત્યારથી માંડીને રાણીને પોતે

મુસાફરી વહાણ ઉપર લઈ ગયો ત્યાં સુધીની વાત કરી.

એ સાંભળી સોદાગરમાં ડહાપણ આવ્યું અને તેણે બાઈ વહાણ ઉપર આવી ત્યારથી વહાણ ભાંગ્યું ત્યાં સુધીની વાત કરી અને તેનું પાપ્યું ફૂટી ગયું.

આ સાંભળીને રાણીએ કહ્યું: ‘ તમે બધા સાચું બોલ્યા છો તેની મને ખાતરી થઈ છે.’ એમ કહી તેમને દવા આપી. અને તેઓ સાજા થવા લાગ્યા.

રાજા તો રાણીનાં આટલાં દુઃખો સાંભળીને અને તેની રાણી ખોવાઈ ગઈ છે એમ જાણી બહુ દુઃખી થતો હતો એટલે તેણે પ્રાર્થના કરી કે હે ભલી બાઈ, જ્યારે આવા પાપીને તું સાજા કર છ તો પછી મારી જેવા નિર્દોષનું જિગર મારી રાણી વિના ટળવળે છે તેનો ઈલાજ કર ને.

પેલી બાઈએ તુરત જવાબ આપ્યો: ‘તમારા હૃદયની રાણી તમારી સામે જ ઊભી છે.’ એમ કહી તેણે બૂરખો ખોલી નાખ્યો પછી રાજા રાણીને પોતાને મહેલે લઈ ગયો અને તેઓ બંનેએ ખાધું, પીધું અને ખરેખર રાજ કીધું.

થોડાંક વર્ષો અગાઉ બાબુ ચશ્માવાળાની મુંબઈમાં હાક વાગી ગઈ હતી; મુંબઈ શહેરની પોલીસ એની ધાકથી ત્રાસી ગઈ હતી. તે વખતે મુંબઈમાં આબાલવૃદ્ધ નરનારીઓ બાબુ ચશ્માવાળાના જે પરાક્રમોથી મુગ્ધ બની ગયાં હતાં તેમાંનાં ત્રણ અહીં આપવામાં આવે છે.

એક સરકારી પેન્શનરના ઘરમાંથી બાબુએ મોટી ચોરી કરી હતી. એના ભાગ વહેંચતી વખતે એની ચોરટોળી વચ્ચે તકરાર શરૂ થઈ. ચોરીના માલમાં હીરાનો એક દાગીનો હતો અને તેની જોડીનો ગુમ થયો હતો. એ સાથીઓને શંકા પડી કે તે નંગ ચશ્માવાળાએ જ છુપાવી રાખ્યું છે. તેમની એ શંકા દૂર કરવા તેણે એક દાવ યોજ્યો. પોતાના સાથીદારોમાંના બેને એણે પોલીસના ઓફિસર બનાવ્યા, બેને સાદા પોશાકમાં પંચ તરીકે લીધા અને પોતે મુખ્ય સી. આઈ. ડી. અમલદાર બન્યો. આ બધાને લઈને તે જેને ત્યાં ચોરી કરી હતી તેને ત્યાં ગયો. ‘તમારે ત્યાં થયેલી ચોરીની તપાસ માટે અમે આવ્યા છીએ,’ એમ ઘરધણીને કહ્યું. પેલા પેન્શનરે તમામ હકીકત કહી સંભળાવી તે પછી તેણે અનુભવી સી. આઈ. ડી. અધિકારીની જેમ પ્રશ્નો ઉપપ્રશ્નોની ઝડી શરૂ કરી. પછી ચોરાયેલી વસ્તુની યાદી તૈયાર કરી, ‘કર્ણફૂલ શું એક જ ચોરાયું છે?’ એવો સહજ પ્રશ્ન તેણે કર્યો. ‘હા, હીરાનું એક જ કર્ણફૂલ ચોરાયું છે.’ એની જોડીનું બીજું કર્ણફૂલ ઘણા વખત પહેલાં ચોરાઈ ગયું હતું.’ પેન્શનરે જણાવ્યું.

ચશ્માવાળાના સાથીઓની શંકાનું નિરસન આપોઆપ થઈ ગયું એ તો કહેવાનું હોય જ નહિ! પણ ‘પેન્શનરનો પૂર્ણ વિશ્વાસ મેળવી ચોરીની તપાસ કરું છું’ કહી તેની પાસેથી અગાઉથી ‘બક્ષિસ’ મેળવી ત્યારે જ બાબુ ચશ્માવાળો ત્યાંથી બહાર નીકળ્યો.

[ અનુસંધાન પાન ૫૨ મે

# ડિંગોડિંગ

મોંઘીબેન

એક હતી કીડી. કીડીને ત્યાં સાંઢિયાનો જન્મ થયો. સાંઢિયાની ડોક ૨૪ ગાઉ લાંબી. આહીં રહ્યાં રહ્યાં એ તો અમદાવાદની વાડીમાંથી નાગરવેલ ચરે. માળીને વિચાર થયો કે, આ નાગરવેલ કોણ ખાઈ જાતું હશે ? આજ તો તપાસ કરું. માળી ઝાડ ઉપર ચઢી જોવા લાગ્યો, કે કોણ નાગરવેલ ખાઈ જાય છે. ત્યાં સાંઢિયે ડોક લંબાવી ને નાગરવેલ ચરવા માંડ્યો.

આ જોઈ માળીને બીક લાગી. તેથી માળી સાંઢિયાની ડોક ઉપર ચઢી ગયો. સાંઢિયે તેને ક્યાંયનો ક્યાંય ફગાવી દીધો. સાત-આઠ દિવસે માળી રખડતો રખડતો ઘેર આવ્યો. રસ્તામાંથી તેને તલનો છોડ જડ્યો. છોડને તેણે ખેતરમાં વાવ્યો. તેમાંથી ઘણા તલ થયા. તલના ખેતર પાસે એક જાન આવી. જાનમાં આશરે બે હજાર માણસો હતાં. તે બધાં તલને છાંયે વિસામો ખાવા બેઠાં. ત્યાં તો વંટોળિયો ચડ્યો ને બધા તલ ખરી પડ્યા ને બધાં માણસો દટાઈ ગયાં.

માળીએ આવીને બધા તલ લઈ લીધા અને ગામમાં આવી દરેક ઘાણીએ, થોડા થોડા આપી દીધા. બધા ઘાંચી સાથે તેણે ઠરાવ કર્યો કે દરરોજ શેર તેલ સવારે અને શેર તેલ સાંજે આપવું.

ઠરાવ પ્રમાણે માળી રોજ દરેક ઘાંચીને ત્યાં જઈ સાંજસવાર તેલ પીએ. તેલ પીને માળી તો અલમસ્ત જેવો થયો. એક દિવસ ઘાંચીને કહે કે કાં તો તમે મારી સાથે લડો, નહીં તો લડનારો ગોતી આપો. નહીંતર તમારાં ઘરબાર છોડીને ચાલ્યા જાઓ.

બધાએ મળીને વિચાર કર્યો કે પાસેના ગામમાં વાલો વાળંદ રહે છે, ત્યાં એને મોકલીએ. એમ વિચારી માળીને વાલા વાળંદને ત્યાં મોકલ્યો.

માળી વાળંદને ત્યાં ગયો. ત્યાં જઈને જુએ તો વાળંદની ડોશી ચાર પાંચ મણનું ગારિયું ખૂંદાવતી હતી.

માળી કહે: 'ડોશીમા ! આ શું કરો છો ?'

ડોશી કહે: 'ભાઈ ! મારો દીકરો ત્રણસો ને સાઠ ગાડાં લઈને ખડ ભરવા ગયો છે. તે હમણાં આવશે ને ભૂખ્યો થશે માટે તેને માટે નાસ્તો જોઈશે એટલે આ કરું છું.'

માળી કહે: 'ત્રણસો ને સાઠ ગાડાં કેવી રીતે લાવશે ?'

ડોશી કહે: 'કેવી રીતે શું ? ચોટલીએ બાંધીને.'

માળી તો આ સાંભળી સડક થઈ ગયો. પછી ઈ તો વાળંદની સામે ગયો. થોડે દૂર જાય ત્યાં ત્રણસો ને સાઠ ગાડાં— એકનું પોંસરું બીજામાં અને બીજાનું ત્રીજામાં એવી રીતે હાંકી કેડને ચોટલી સાથે બાંધીને વાળંદ ચાલ્યો આવતો હતો.

માળી કહે: 'વાળંદ ! તું મારી સાથે લડાઈ કર.'

વાળંદ કહેઃ 'અહીં રણવગડામાં લડાઈ કરીએ તો આપણા હારવા જીતવાની શી ખબર પડે?'

ત્યાં એક બાઈ ભાત લઈને નીકળી.

વાળંદ કહેઃ 'બાઈ! ઊભી રહે. અમે બે લડાઈ કરીએ છીએ. તું કોણ હાર્યું ને કોણ જીત્યું એ જોવા ઊભી રહે.'

બાઈ કહેઃ 'મારાથી ખોટી થવાય એમ નથી. મારા ઘરમાં કજિયો થયો છે. માટે મારે ઝટ ભાત લઈને જાવું છે. તમારે વઢવું હોય તો મારા ખભા ઉપર બેસી જાઓ. અને વઢતા આવો. હું હાર્યા જીત્યાનું નક્કી કરી કહીશ.' વાળંદ અને માળી બંને બાઈના ખભા ઉપર બેસી ગયા. બને વઢતા જાય છે ને બાઈ જોતી જાય છે. ત્યાં ખેતર નજીક આવ્યું. બાઈને છેટેથી આવતી જોઈ પટેલે વિચાર કર્યો કે આજ વઢવાડ થઈ હતી એટલે પટલાણી એના ભાઈને તેડી લાવી લાગે છે.

પટેલે તો બળદ અને સાંતીડાને ફળિયાની ફાંટમાં નાખ્યાં. અને પટલાણીની સામે ગયા.

વાળંદ અને માળી ખભા ઉપર બેસી વઢતા હતા. વઢતાં વઢતાં બંને કઢીના પાટિયામાં પડી ગયાં.

ભાત લઈને પટેલ ખાવા બેઠા. કઢીમાં બંનેને ઠળકાં ખાતા જોયા.

પટેલ કહેઃ 'આજ તો આખાં રીંગણાંની કઢી કરી લાગે છે.' એમ કહી બંનેના ટાંટિયા ચોવી ફગાવી દીધા.

વાળંદનાં ત્રણસો ને સાઠ ગાડાં રસ્તામાં પડ્યાં હતાં તે એક ડોશી છાણાં વીણવા આવી તેને જડ્યાં. તેણે બધાં ગાડાંને પોતાના સૂંડલામાં ભરી લીધાં. ડોશી સૂંડલો માથે લઈને જાય છે ત્યાં વંટોળિયો આવ્યો, અને સૂંડલો ઊડ્યો.

સૂંડલો ઊડતો ઊડતો એક રાજાની દીકરી ગોખમાં બેઠી હતી તેની આંખમાં પડ્યો. રાજાની દીકરી કહેઃ 'દોડો, દોડો, મારી આંખમાં કણું પડ્યું.'

કણું કાઢવા હજામને બોલાવ્યો. હજામે આવીને આંખ જોઈ. આંખ જોઈને હજામે કહ્યુંઃ 'બા, કણું તો કાઢું પણ જે નીકળે તે મારું.'

કુંવરી કહેઃ 'કણામાં તે શું નીકળવાનું હતું? બહુ તો કાંકરી નીકળશે. તું તારે કાઢ ને. જે નીકળે તે તારું.'

હજામે તો આંખમાંથી ખડનાં ત્રણસો ને સાઠ ગાડાં કાઢ્યાં. હજામ ગાડાં લઈને ઘેર આવ્યો. આવીને બધાં ગાડાં બાળી નાખ્યાં, અને તેમાંથી જે લોઢું નીકળ્યું તેનો એક ચીપિયો ઘડાવ્યો.

એકવાર હજામ ચીપિયો લઈ રાજાની હજામત કરવા ગયો. રાજાના નાકમાંથી વાળ લેતાં ચીપિયો રાજાના નાકમાં પેસી ગયો. હજામ ફાંફાં મારવા લાગ્યો.

રાજા કહેઃ 'શું ગોતે છે?'

હજામ કહેઃ 'મારો ચીપિયો આપના નાકમાં પેસી ગયો.'

રાજા કહેઃ 'તો તુંયે જા અને ચીપિયો ગોતી આવ.' હજામ રાજાના નાક પાસે ઊભો રહ્યો. રાજાએ શ્વાસ લીધો એટલે હજામ રાજાના નાકમાં પેસી ગયો અંદર જઈને જુએ તો

ત્રણસો ને સાઠ સાંઢણી ચરતી હતી. જરા આગળ જઈને જુએ તો બેચાર ભરવાડને બેઠેલા જોયા.

હજામે ભરવાડને કહ્યું: 'ભાઈ, મારો ચીપિયો ક્યાંઈ દીઠો ?'

ભરવાડ કહે: 'તારો ચીપિયો તો આ ખીંટીએ વળગાડયો. પણ અમારી સાઢું ત્રણ મહિનાથી ખોવાઈ ગઈ છે, ક્યાંય ભાળી ?'

હજામ કહે: 'અરે સાઢું તો આ ચરે નિરાંતવી. ચાલો તમને દેખાડું.'

ભરવાડ કહે: 'ભાઈ, હોકલી પી લેવા દે પછી ઊપડીએ.' એમ કહી બધાંએ હોકલી પીવી શરૂ કરી.

રાજાને નાકમાં એકદમ સળવળાટ થવા લાગ્યો અને છીંક આવી એટલે ભરવાડ, સાઢું, હજામ અને ચીપિયો બધાં બહાર નીકળી પડ્યાં.

**એ**ક દિવસ સીવવાનો હાથસંચો લઈને બાબુ ચશ્માવાળો દાદર ઊતરતો હતો, સામેથી એક બાઈ દાદર ચડતી હતી. સંચો જોઈને તે બાઈએ કહ્યું: 'આ સંચો મારા સંચા જેવો જ દેખાય છે।'

'શું દુનિયામાં એક માત્ર તમારે જ ત્યાં સીવવાનો સંચો છે, એમ માનો છો ?' એવો પ્રતિપ્રશ્ન કરીને બાબુ દાદર ઊતરવા લાગ્યો.

પેલી બાઈ નિરુત્તર થઈ ગઈ. પણ પોતાની ઓરડીમાં જઈને જોતાં તેનો સંચો હતો તે સ્થળે દેખાયો નહિ. એકદમ તે બહાર આવી, ઝટપટ દાદર ઊતરીને દરવાજા પાસે આવી.। તેણે બાબુને ટેકસીમાં બેસતાં જોયો. એ બૂમાબૂમ કરી મૂકે તેટલામાં તો ટેકસી અદૃશ્ય થઈ ગઈ।

**બા**બુ એક ઓરડીમાં પેસીને ચોરી કરતો હતો. અંદર ગયા પછી તેણે સાંકળ વાસી દીધી હતી. બાજુના લોકોને ચોરનો સંશય આવ્યો અને બહાર ટોળું એકઠું થઈ ગયું. હવે નાસી છૂટવું લગભગ અશક્ય હતું. ચશ્માવાળાએ ક્ષણભર વિચાર કર્યો. બહુ જ ઉતાવળમાં હોય તે રીતે તેણે બારણું ઉઘાડી નાખ્યું. ગંભીર મુદ્રા કરીને ત્યાં એકઠા થયેલા લોકોને તેણે ઉપાલંભ આપવો શરૂ કર્યો: 'તમને લોકોને કંઈ અક્કલ છે કે નહિ ! અંદર મારી પત્નીને પ્રસૂતિ થઈ રહી છે, તે બાપડી હેરાન છે ! એને જરા શાંતિ મળે એટલું તો કરશો કે નહિ !'

એ સાંભળી ટોળે વળેલા લોકો અપરાધી મુદ્રા કરીને ચાલતા થયા. ચશ્માવાળો પાછો અંદર ગયો. અને પોતાની અધૂરી રહેલી કામગીરી પૂરી કરીને મૌનપણે ત્યાંથી ચાલી નીકળ્યો.

[ચનચંચુ

'થઇ તે હવા થઈ પેથા, કે જીવે ત્યાં લગી હવે લખમીનું નામ નો લ્યે. ને મારે બેટે દેવજીએ પણ કરી છે ને કાંઈ, શું કારી કામ કીધાં છે શેઠને!'

'પણ અમથા! મને રહી રહીને ઓલ્યા કૈલાસનો જ વિચાર આવે છે. પોતાને 'સ્વરગ મળ્યાની વાત એ ભલાં આદમીને ગળે ઊતરતી જ નો'તી.'

'ને પેથા, એણે માગી માગીને મ ત્રણ ટંક પેટ ભરીને જમવાનું માગ્યું–આપણાએ જીવતે જીવ ભૂખનું દુખ કાંઈ ઓછું નથી વેઠયું, હો!'

'ને અમથા! રળેકા ય કેવી અભાગણી કે સમિથ ભેગાં એનાં જીવતર તો નો જોડાણાં પણ બાપડી ફરીને પિયરે જોવા નો પામી.'

'પણ પેથા, એ તો અમર થઈ ગઈ હો. ને હવે તો આ હોકામાં 'વરજન્યા' વિના બીજી તમાકુ વાપરવાનું આપણે પાણી જ મેલ્યું છે.'

'બાકી અમથા! બાપડો તો ચારલસ હો! બાપડા કંઇ કેટલાની જિંદગીને રોળાતી ઉગારી લીધી એણે.'

'ખરો મરદ, ધરતી માથેના નઠોગારને ઠબેડી નાખ્યું ત્યારે જ રિયો, નૈં પેથા?'

'આહા અમથા, ઓલ્યા ઈરાનના ઓલિયાએ શું વાર્તાયું માંડી છે!'

'શું ઓલા પોપટ, કે શું ઓલો વનરાજ! શું ઓલું નજરાણું કે શું છૂંદણાં! ને પેથા, અક્કલવાળા તો ઓલા ગરીક ચિતારા જ.'

'ને અમથા, સમઈ તો જો, પોતાના જેગંદરના વાવડ લેવા પહોંચી સિધગરુ પાસે ને પાછી પાર વગરની પસ્તાણી.'

'પણ સો ન પેથા, એ પદમણી–એમ ગાંજી નો જાય તો. સિધગરુ બાકળા ઉડાડતો રિયો ને એ કેવી હાલી નીકળી–બાર છે કોઈના તે એને રોકે!'

# કહાનીને ચોતરે

'ને અમથા, આજના જુવાનિયાના પો મન તો જો, ઓલ્યો તનસુખ લેવાદેવા વગર મનમાં ને મનમાં મૂંઝાઈ મરતો'તો.'

'પણ ભગવાનલાલે ખરા, હો પેથા! કે વારતા માંડી છે એ પંડિતની કે તનસુખ મનમાંથી મૂંઝવણ માતર નિતારી નાખી.'

'ને અમથા, ઓલ્યા દેવો ને ખીમે માળા ભારે ખેપાની નીકળ્યા. ભલભલા મુ સહીને કાન પકડાવે એવો તોડ ઉતાર્યો ને!

'બિચારા અમરાપરના પટેલ આગળથ ભેલાં ભીઆં એક હજાર ને એક કઢી નાખ્યા.

'પણ અમથા, ઓલો સતવાદી પુને ખરો નીકળ્યો હો! આઠ આઠ વરસ જુલ વેઠયા પણ માબો નો ડગ્યો તે નો જ ડગ્યો

'ને દુનિયા તો જો, પેથા, કે બિચારા નાસ્તિક.ઠરાવીને ચિતાએ ચડાવી દીધો. રં છે એના ટેકીલાપણાને!'

'ને અમથા, આ સતી રાણીને ય કેવ કેવાં દુખ વેઠવાં પડ્યાં!'

'પણ પેથા, સતનો બેલી ઈશ્વર છે ને આખર તો સૌ સારાં વાનાં થઈને રિયાં.'

'ને અમથા, આ બધું ડિંગેડિંગ જ ઠોક્યું છે એ તો જો, એમાંની એક વાત માન્યામાં આવે એવી નથી.'

'પણ પેથા, એનું નામ જ ડિંગડિંગ-સાવ ટાંઢા પહોરની, એમાં માનવા ન માન વાનું રિયું જ ક્યાં?'

'હે અમથા, આ માસ્તર આવી પહોંચ્યા. હાથમાં છાપું છે ને માસ્તર!'

'હા, છે તો છાપું જ.'

'લ્યો વાંચો ત્યારે, કાંઈ નવાજૂની હોય તો હું ને પેદો સાંભળીએ.'

માસ્તર ચશ્મા ચડાવી છાપું ઉખેળે છે.

'લ્યો, સાંભળો...... [પાછળ]

# સમાજ અને સાહિત્યની નવાજૂની

સુરતના એક જાણીતા નાગરિક અને આવકવેરા નિષ્ણાત શ્રી. ઠાકોરલાલ જમનાદાસ ચોકસીના પુત્ર જશવંતલાલનું લગ્ન આજથી બારેક વરસ ઉપર પોતાની દશા ખડાયતા વણિક જ્ઞાતિની જ એક જશવંતી નામની બાળા સાથે થયું હતું. લગ્ન પછી ત્રણ જ મહિનામાં જશવંતલાલનું અવસાન થયું. પણ વિધવા પુત્રવધૂને પિયર નહીં મોકલી દેતાં શ્રી. ચોકસીએ એને પોતાને ત્યાં જ રાખી અને તેને વિદ્યાભ્યાસ આગળ વધારવાનો ઉત્સાહ આપ્યો. આ રીતે બહેન જશવંતીએ કોલેજમાં ઈન્ટર આર્ટ્સ સુધી અભ્યાસ કર્યો. તે પછી હમણાં જ શ્રી. ચોકસીના જ બીજા પુત્ર શ્રી. ભૂપેન્દ્ર ચોકસી સાથે–સ્વ. જશવંતલાલના નાના ભાઈ સાથે–અર્થાત્ પોતાના દિયર સાથે બહેન જશવંતીએ વૈદિક વિવાહવિધિથી લગ્ન કર્યું છે. પરણનારાંએ આ પ્રશસ્ય લગ્ન પોતાની મેળે પતાવી લીધું નથી. શ્રી ઠાકોરલાલ ચોકસીએ પણ વડીલ તરીકે એમાં આગળ પડતો ભાગ ભજવ્યો હતો.

ગયા શનિવારે એક્સપ્રેસ અમદાવાદ સ્ટેશનથી ઉપડવાનો હતો ત્યારે રેલ્વે પોલીસે ફતરા મારેના ખાનામાં સુઈ ગયેલા એક બિઆની શાક પરથી ઝડતી લીધી હતી. તેમાંથી લાલ કસુંબાના કેટલાક તાકા મળી આવ્યા હતા. એ પોલીને તપાસતાં અને તે અંગે બિઆના માલિક છોગાલાલ જુવારીમલ નામના મારવાડીને પુછપરછ કરતાં તે લાલ કસુંબાના તાકા મિલની બનાવટનો સેનો હોવાનું અને તેને લાલ રંગીને તે પર હાથસાળના સિક્કા માર્યા હોવાની હકીકત જણાતાં પોલીસે તે તાકા કબજે કરી છગાલાલ મારવાડીની ધરપકડ કરી હતી. રેલ્વે પોલીસે મસ્કતી માર્કીટમાં છગનલાલ ચુનીલાલની પેઢીમાંથી આવા ત્રેપન તાકા કબજે કર્યા હતા.

પ્રેમદરવાજાની બહાર જુગલદાસની ચાલીનો જમાદાર અને કેટલાક પડોશીઓએ ભેગા થઈને બીજે દિવસે દિવાસાનો તહેવાર હોવાથી વેચવા કેટલોક દારૂનો જથ્થો એકત્ર કર્યો છે એવી માહિતી આબકારી ખાતાના અધિકારી મિ. વ્યાસને મળતાં તેમણે બીજા માણસો સાથે જુગલદાસની ચાલી પર ગુરૂવારે અચાનક દરોડો પાડ્યો હતો. પોલીસને આઠ ડબા દારૂના અને પાયખાનામાં સંતાડેલી કેટલીક દારૂની બાટલીઓ હાથ લાગી હતી; જમાદારના ઘરમાંથી પણ બે બાટલી દારૂની મળી આવી હતી. આબકારી પોલીસે આ બધો જથ્થો કબજે લઈ જમાદારની ધરપકડ કરી હતી. તપાસ દરમિયાન નાસી છૂટેલા પડોશીઓની તપાસ ચાલે છે.

*

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ તરફથી 'કાયાકલ્પ' ભાગ ૧–૨ (પ્રેમચંદજી), 'ક્રાન્તિ' (સાને ગુરુજી), અને 'કાળચક્ર' (ઝવેરચંદ મેઘાણી) એ નવાં પ્રકાશન પ્રગટ થયાં છે.

શ્રી જગદીપ વીરાણીનો નવો ગીતસંગ્રહ 'પૂનમરાત' પ્રગટ થઈ ચૂક્યો છે.

જનાબ ઈમામુદ્દીન દરગાહવાલાએ અનુવાદિત ઉર્દૂ નવલિકાઓનો સંગ્રહ 'ગુલશન' પ્રગટ કર્યો છે.

શબનમ : સંપાદક હિદુભાઈ રાજવાણી (મુંબઈ ૧૦) 'સાહિત્ય અને મનોરંજનના આ મુસ્લિમ માસિક'ના બે અંકો મળ્યા છે. માસિક પોતાના ધ્યેયને વળગી રહે તો અવશ્ય પ્રતિષ્ઠા જમાવે એવું છે. વાર્ષિક લ. રૂ. ૪

પત્રવ્યવહાર કરતી વેળા આપનો ગ્રાહક નંબર અવશ્ય લખશો

### 'કહાની'માં વાર્તા મોકલનારને

★ 'કહાની'માં છપાતી મૂળ કે અનુવાદિત વાર્તા બદલ પુરસ્કાર દેવામાં આવે છે અને તેને ગ્રંથસ્થ કરવાના હક લેખકના પોતાના રહે છે. મૂળ કે અનુવાદિત વાર્તાની તમામ પ્રકારની જવાબદારી લેખક કે અનુવાદકની પોતાની જ રહે છે.

★ વાર્તા પરત જોઈતી હોય તો તે માટે પણ આવશ્યક ટપાલ-ટિકિટો બીડવી.

☆ કાર્યાલય પત્રવ્યવહાર કરવા બંધાયેલ નથી

ઑગસ્ટ ૧૯૪૭

વર્ષ ૩ : અંક ૮

काव्येषु रम्या कथा

# ભૂતનું સ્મારક

—મયૂર—



મોટું એક મકાન હતું અને લોકો કહેતાં કે એ મકાનમાં ભૂતનો વાસો છે. થોડાં ને ઝાઝાં નવ્વુસો વરસથી એ મકાનમાં ભૂતનો વાસો હતો પેઢી દર પેઢીથી એ ભૂતના ઉલ્કાપાતોની વાતો લોકમાં ચર્ચાતી અને છેલ્લાં પચાસેક વરસથી તો એમાં કોઈ રહેતું પણ નહિ બુઢ્ઢો પાંસઠ વરસનો એક માળી એને સાચવવા રહેતો અને તે પણ મકાનથી દૂર દૂર બગીચાને એક ખૂણે આવેલી ઓરડીમાં. પચાસ વરસની વાતનો તો એ સાક્ષી હતો અને તે પહેલાની બધી જ વાતો એને કંઠસ્થ હતી. એ ભૂતની વાત કહેવા બેસતો, ત્યારે ઘડીભર તો લોકો ભૂતની બીક તજી દઈને એની વાતો સાંભળતાં. એવી રસિક એની વાતો હતી અને એવો રોમાંચક ભૂતનો ઇતિહાસ હતો.

પણ એક દિવસ તો એવા અપલક્ષ્ણુ મકાનનો ખરીદનારો પે મળી આવ્યો. એને કહેવામાં આવ્યું કે એ મકાનમાં ભૂતનો વાસો છે. ખરીદનારે એટલો જ જવાબ વાળ્યો કે એ કારણે તો આ મોટું મકાન આટલું સસ્તુ મળે છે અને વેચાણખત પાકું થઈ ગયું એટલે બંગલામાં જે થોડી સાફસૂફી કરાવવાની જરૂર હતી તે કરાવી લઈ શ્રીનંદન શેઠ તેમના કુટુંબ સાથે તેમાં રહેવા પણ આવી ગયા

શ્રીનંદન શેઠના કુટુંબમાં તેમનાં પત્ની સુલેખા, બે બોડિયા પુત્રો યદુનંદન અને કુરુનંદન અને એક પુત્રી સુનિતા એટલાં જણ હતાં બધાં જ શહેરમાં રહેનારાં અને નવા જમાનાનાં. ભૂતપ્રેતની વાતમાં કોઈ માને નહિ બધાં જ ખુશખુશાલ હતાં શેઠને એમ હતું કે સોદો સસ્તામાં પતી ગયો. શેઠાણીને એમ

હતું કે પોતે ભૂતિયા મકાનમાં રહી શકે છે અને ભૂતથી ડરતી નથી એમ લોકોને કહી શકશે. છોકરાઓને એમ હતું કે ભૂતની નવી નવી વાતો ઉપજાવી કાઢી લોકોને જણાવાશે. એક છોકરીના મનમાં કશા તરંગો ન હતા. બહુ બહુ તો એને એટલો વિચાર થતો કે ભૂલ્યેચૂક્યે પણ ભૂત નજરે પડી જાય તો એનું એકાદ ચિત્ર દોરી શકાય.

આ લોકોના મનમાં આ જાતના તરંગો ચાલી રહ્યા હતા, ત્યારે મકાનનો ભૂત એક અંધારી ઓરડીમાં પડ્યો પડ્યો કાંઈક નવીન જ તરંગો રચી રહ્યો હતો. છેલ્લાં ત્રણસો વરસથી તે આ મકાનમાં વસી રહ્યો હતો. જુદે જુદે વખતે મકાનમાં રહેનારાંએ એને છંછેડ્યો હતો અને ભૂતે એ લોકો સામે ઉત્પાત મચાવ્યા હતા. પરંતુ છેલ્લાં પચાસેક વરસથી એની શાંતિમાં કોઈએ ખલેલ પહોંચાડી ન હતી અને એ પચાસ વરસના ઇતિહાસમાં એવો એક પણ નોંધપાત્ર બનાવ બન્યો ન હતો કે જેની લોકોમાં ચર્ચા થઈ હોય. ફક્ત થોડે થોડે વખતે ભૂત આજુબાજુનાં લોકોની નજરે પડ્યો હતો અને એમ એ પોતાની હસ્તી લોકોને બતાવી રહ્યો હતો.

આજે આ લોકોના આગમનથી ભૂતની શાંતિમાં અણધારી ખલેલ પડી. ભૂતને થયું કે કાં તો આ લોકોને ભગાડી મૂકવાં, અગર તો કહી દેવું કે છાનામાના પડ્યાં રહેશો તો કશી હરકત નથી. પરંતુ જો મને ચીડવ્યો તો મારા જેવો ભૂંડો કોઈ નથી.

પરંતુ આ વાત કહેવાનો ભૂતને પ્રસંગ જ મળ્યો નહિ અને જે નહોતું બનવું જોઈતું તે એકાએક બની ગયું.

વાત એમ બની કે દીવાનખાનામાં બેઠાં બેઠાં બધી ચા પી રહ્યાં હતાં તે વખતે એક ડાઘો શેઠાણીના જોવામાં આવ્યો. જૂનો માળી નોકરીમાં જારી હતો, તેને શેઠાણીએ બોલાવ્યો અને ઊધડો લીધો, 'મફતનો પગાર મળે છે! આવા ડાઘા રહેશે તે નહિ પોસાય.'

માળીએ કહ્યું, 'માફ કરો શેઠાણી, એ ડાઘો મારાથી નહિ ભૂંસી શકાય. ત્રણસો વરસ પહેલાં આ બંગલાના માલિકે એ જ સ્થળે એની પત્નીનું ખૂન કરેલું. એના લોહીનો એ ડાઘો છે. ત્રણસો વરસથી એ ડાઘાને એક પવિત્ર સ્મારક તરીકે આ બંગલાનો આ ભૂત સાચવતો આવ્યો છે. જેણે જેણે એ ડાઘો ભૂંસી નાખવા પ્રયાસ કર્યો છે તેની ભૂરી દશા થઈ છે. મારાથી એ ડાઘો નહિ ભૂંસી શકાય.'

'ખૂન કરવું અને ખૂનનું સ્મારક સાચવી રાખવું એ ઘણી બેહૂદી વાત છે.' શેઠે અભિપ્રાય દર્શાવ્યો.

'આ મકાન અમે ખરીદી લીધું છે. એના ઉપરનો ભૂતનો કાંઈ હક હોય તો, તે તેણે ગુમાવ્યો છે. અમે આ ડાઘો અહીં નહિ રહેવા દઈએ.' શેઠાણીએ કહ્યું.

'ઉત્પાત થઈ જશે.' માળીએ બીતાં બીતાં કહ્યું.

'તું તો ઘણો જ ડરપોક લાગે છે. ચાલો આપણે જ ભૂંસી નાખીએ. જોઈએ તો ખરાં, ભૂત કેવોક ઉત્પાત મચાવે છે!' અને છોકરા તરત જ પાણીનું પોતું લઈ આવ્યા અને ઘસી ઘસીને ડાઘો ભૂંસી નાખ્યો.

બરાબર એ ટાણે આકાશમાં કડાકા ને ભડાકા શરૂ થયા. જોરશોરથી પવન વાવા લાગ્યો અને મૂશળધાર વરસાદ વરસવો શરૂ થયો. માળી ભયભીત બની બોલી ઊઠ્યો, 'ભૂત ભભૂક્યો છે. હવે કોણ જાણે શું યે થશે!'

ઘડી બે ઘડી તો બધાંનાં હૃદય કંપી ઊઠ્યાં. પરંતુ શેઠાણી થોડી વારે સ્વસ્થ થયાં અને બોલી ઊઠ્યાં: 'બબકદાર છે, ભૂતની વાતો કરી છે તો. ચોમાસામાં વરસાદ નહિ વરસે તો ક્યારે વરસશે!'

'હું કહું છું...' નોકર કહેવા જતો હતો.

'તારું કહેવું અમારે સાંભળવું નથી. અમારું કહેવું જ સાંભળવાની તારી ફરજ છે.' શેઠાણીએ વાત પતાવી દીધી.

પરંતુ વાત એટલેથી પતે તેમ ન હતી. ભૂત સમાધાન કરવા ઇચ્છતો હતો. એને એની શાંતિ જોઈતી હતી. પરંતુ અહીં તો યુદ્ધનું આવાહન મળ્યું અને ત્રણસો ત્રણસો વરસથી એકધારાં યુદ્ધ ખેલી ખેલીને પાવરધો બની ગયેલો ભૂત આ શહેરીઓની સાફાઈથી બી જાય તેમ ન હતો. એણે યુદ્ધનું આમંત્રણ સ્વીકારી લીધું.

બીજી સવારે પેલો ડાઘો જેવો ને તેવો બધાંની નજરે પડ્યો અલબત્ત થોડું આશ્ચર્ય તો થયું જ, પરંતુ નોકરે જે જાતની વાત કહી તે ઉપરથી આ બધી કરામતનો કરનારો એ હરામખોર નોકર જ છે, એ જ ખરેખરો ભૂત છે અને પચાસ વરસથી અહીં જે મોજથી એ રહ્યો છે એમાં બીજાનો હસ્તક્ષેપ સહી શકતો નથી; એથી એણે આ ભૂતની સૃષ્ટિ ઊભી કરી છે એમ જ બધાં માનવા લાગ્યાં.

નોકરની ભૂલ એટલી થઇ કે એણે પોતાની વાત વધુ જોર કરીને રજૂ કરેલી. એણે કહેલું: 'મેં આપને કહ્યું જ છે કે એ ડાઘો આ મકાનના ભૂતને મન એક પવિત્ર સ્મારક જેવો છે. એ ડાઘો તમે નહિ ભૂંસી શકો.'

નોકરની આ દલીલ ઉપરથી ભૂતની વાત ભુલાઈ ગઈ અને આ જીવતા-જાગતા ભૂતને રુખસદ આપી દેવી એમ બધાનો મત થયો. પરંતુ એ વાત અમલમાં મૂકતાં પહેલાં શેઠને થયું કે નોકરને પોતાનું વર્તન સુધારવાની એક તક આપવી જોઈએ. તેમણે કહ્યું: 'જો ભાઈ! એ ડાઘો ભૂતે કર્યો હોય કે તેં કર્યો હોય, અમારે એ સાથે કશી નિસ્બત નથી. ભૂત હોય કે ન હોય એ સાથે પણ અમારે નિસ્બત નથી. અમે તો એટલું ઇચ્છીએ છીએ કે ફરીથી એ ડાઘો ત્યાં ન હોવો જોઈએ.'

નોકરે કહ્યું, 'પરંતુ એ બાબતમાં હું શું કરી શકું સાહેબ! આ તો ભૂતનું સ્મારક છે...'

'સ્મારક હોય કે ન હોય...' શેઠ કહેવા જતા હતા.

'તમે નકામી માથાકૂટ કરો છો. એ ડાઘો પાછો એ સ્થળે થવાનો જ.' શેઠાણીએ વચ્ચે કહ્યું.

'એ વાતનો જ હું નિર્ણય કરવા માગું છું. ડાઘા કરતાં ભૂતની હસ્તીનો સવાલ મહત્ત્વનો છે.'

'પરંતુ એ નિર્ણય તમે કેવી રીતે કરશો! શું આખી રાત અહીં ચોકી કરશો?'

'ચોકી તો નહિ કરું, પરંતુ બંદોબસ્ત જરૂર કરીશ. રાતે આ દીવાનખાનાનાં બધાં બારીબારણાં બંધ થશે દરવાજે તાળું લાગશે. એની ચાવી મારી પાસે રહેશે. આટલું કરવા છતાં પણ જો કાલે સવારે એ ડાઘો નજરે પડશે, તો આપણે આપણો અભિપ્રાય ફેરવવો પડશે.' શેઠે કહ્યું.

'અભિપ્રાય ફેરવવાની આમાં વાત જ નથી. કોઈ ખાસ રાસાયણિક પ્રયોગથી આ ડાઘો અત્રે કરવામાં આવ્યો હોય એમ પણ કેમ ન બને! આપણે માનીએ કે તે ભૂંસાઇ ગયો છે, પરંતુ ખરેખર તે ભૂંસાઇ ગયો ન હોય અને ક્ષણભર માટે અદૃશ્ય થયો હોય...' શેઠાણીએ પોતાનું જ્ઞાન ઠાલવવા માંડ્યું.

મધુ અને કુરુ બેઠા બેઠા આ વાત સાંભળી રહ્યા હતા. તેમનાથી આખરે ન રહેવાયું. 'તમે બંને ભૂત છે અને નથી એની માથાકૂટમાં પડ્યાં છો. ઘડીભર માની લ્યો ને કે ભૂત છે.'

'પછી?'

'પછીની અમારી યોજના અત્યારે જાહેર થઈ શકે તેમ નથી.' મધુએ કહ્યું.

'તો શું ભૂત સામે મેદાને પડવાનો વિચાર છે?'

'તમને કલ્પના કરવાની છૂટ છે. પરંતુ

એમ કરવાથી તમે અમારી યોજના પામી નહિ શકો.' કુરુએ કહ્યું.

'તો અત્યારે તો મારી યોજના જ અમલમાં મૂકીએ. કોઈ પણ સંજોગોમાં આ નોકર ઉપરનો આક્ષેપ દૂર કરવાની જરૂર છે.' શેઠે કહ્યું.

શેઠની યોજના અમલમાં મુકાઈ. અને કાપો બીજે દિવસે પણ જેવો હતો તેવો દેખાયો. શેઠ વિચારમાં પડી ગયા. પરંતુ શેઠાણીનો અભિપ્રાય હજુ બદલાયો ન હતો. તેમણે કહ્યું, 'કોઈએ ચાવી લાગુ કરી હોય તો?'

'એ અશક્ય છે. તાળું નંબરિયું છે. એનો કોલ હું જ જાણું છું.' શેઠે કહ્યું.

શેઠ–શેઠાણીની માથાકૂટ અને દલીલબાજી કોઈ દિવસ પૂરી થાય તેમ ન હતી, પરંતુ છોકરાઓને આમાં મજા પડી. તેઓ રોજ પેલો કાપો ભૂસી નાખે અને ભૂત રોજ એ જગ્યાએ નવો બનાવી કાઢે. એની આકૃતિમાં રજ પણ ફેર ન પડે.

એ વસ્તુ પછી તો એવી સાધારણ બની ગઈ કે શેઠાણીને એમાં રસ ન રહ્યો. ફક્ત યદુ અને કુરુ બીજું કાંઈ કરવાનું ન હતું, એટલે આ કાપાની પાછળ પડ્યા હતા.

પરંતુ એક દિવસ શેઠાણીની નજર અનાયાસે પેલા કાપા ઉપર ગઈ અને તેઓ ચીસ પાડી ઊઠયાં, 'અરે જુઓ તો ખરા! તમે કહો છો ને કે આ લોહીનો કાપો છે! તો પછી એનો રંગ કેમ બદલાઈ ગયો છે?'

શેઠ અને છોકરાઓ દોડયા આવ્યા. લોહીનો રંગ ખરેખર બદલાઈ ગયો હતો, પરંતુ એનું કારણ કોઈ પાસે ન હતું. બહુ વિચારને અંતે શેઠે આ સંબંધમાં નિર્ણય જાહેર કર્યો, 'લોહીમાં વિકૃતિ થઈ હશે.'

બે દિવસ પછી વળી કાપાનો રંગ બદલાયો. આ એક નવાઈની વાત હતી. ભૂત ભુલાઈ ગયો અને નવી ગમ્મત ઊભી થઈ પછી તો એ કાપાના રંગ ઉપર શરતો લાગવા માંડી. આ શરતોમાં 'મુખ્યત્વે શેઠની દીકરી સુનિતાની જ જીત થતી. સુનિતા આમ બો શાંત હતી. એને ભૂતની સાથે કે ભૂતની વાત સાથે કશી નિસ્બત ન હતી. કૌટુંબિક ચર્ચાઓમાં પણ તે ભાગ નં લેતી. પરંતુ કાપાના રંગની વાત આવતાં તે તરત જ શરત લગાડવા તૈયાર થઈ જતી.

સુનિતાની જીત થતી અને યદુ–કુરુ હંમેશ હારી જતા, એટલે એ બંનેને થવા લાગ્યું કે કહો ન કહો પણ સુનિતાએ ભૂતની સાથે ભાઈબંધી કરી નાખી છે.

એક દિવસ તો એમણે સુનિતાને આજીજી પણ કરી, 'તારા મિત્ર સાથે અમારી ઓળખાણ કરાવી આપ ને.'

સુનિતાએ પૂછ્યું: 'કયો મિત્ર?'

'પેલો ભૂત જ તો.'

'ભૂતની સાથે વળી ભાઈબંધી કેવી?'

'તે વિના તું રંગની શરત જીતી જાય છે?'

'એ ગમે તેમ, પણ હું કહું છું કે આવતી કાલે એ કાપો ત્યાં નહિ હોય.'

'તો શું ભૂત એનું સ્મારક જવા દેશે?'

'હા.'

'કેવી વાત કરે છે! જાણે તું જ ભૂત હોય અને તું જ રોજ એ કાપો કરતી હોય એવી તારી વાત છે.'

'એ ગમે તેમ પણ કાલે એ કાપો નહિ હોય.'

'ત્રણસો વરસથી એ કાપો સાચવતો અહીં બેઠો છે.'

'તમારે શરત મારવી હોય તો મારી ના નથી.'

છોકરાઓની વાત તંત ઉપર ચડતી હતી. અને એમાંથી કદાચ તકરાર થઈ બેસત. પરંતુ શેઠાણી સમયસર વચ્ચે પડયાં. 'સુનિતા! શરત તો રંગની જ છે. કાપો થશે કે નહિ થાય એ વાત નથી.'

'પરંતુ બા ! મારી રંગની ડબીમાં હવે રંગ જ રહ્યા નથી.'

'એટલે ?'

'મારા બધા રંગ ચોરાઈ ગયા છે.'

'શી વાત કરે છે તું... !'

'બહુ જ સીધી વાત છે, બા.' પદુએ કહ્યું. 'ભૂત–ભૂત કશું છે જ નહિ. આ સુનિતા જ ભૂત છે. એની ડબીમાંથી રંગ લઈ લઈ એ કાચો કરી જતી હશે. એ વિના એ રંગની શરતમાં જીતે ?'

શેઠ કહેઃ 'સુનિતા એ કરી જ શકે નહિ. દીવાનખાનાને તાળું વાસવામાં આવે છે. ચાવી મારી પાસે રહે છે.'

'તો પછી એના રંગ કોણ ચોરી ગયું !'

'ભૂત જ તો.' બુઢ્ઢા નોકરે વચમાં કહ્યું.

'ચૂપ રહે.' શેઠાણીએ નોકર સામી આંખો તાણી.

અને રંગનો ચોર તો ન પકડાયો, પરંતુ બીજે દિવસે સાચોસાચ એ કાચો એની જગ્યાએ ન હતો.

સુનિતાના રંગનો ચોર ગમે તે હો, પરંતુ ત્રણસો ત્રણસો વરસથી એકધાર્યું સચવાઈ રહેલું ભૂતનું સ્મારક આજે એ મકાનમાંથી ભૂંસાઈ ગયું એ વાત મકાનમાં વસનારાઓ માટે ગર્વ ભરેલી હતી. તેમણે ભૂત ઉપર વિજય મેળવ્યો હતો અને વિજયના મદમાં બધાં ચકચૂર હતાં.

ત્રણસો વરસના ઇતિહાસમાં ભૂતનો આ પહેલો પરાજય. પરાજયોથી એ ટેવાયલો ન હતો. મૃત્યુલોકનો માનવી આ રીતે એના માર્ગની આડે આવે અને એનું ધાર્યું થવા ન દે એ એને મન નવી વાત હતી. એ પરાજય સહન કરી લેવા પોતે જરા પણ તૈયાર ન હતો. આજે તો ત્રણસો ત્રણસો વરસથી કાળજીપૂર્વક જેની ચોકી કરતો હતો એ પોતાનું પવિત્ર સ્મારક આ લોકોએ ભૂંસી નાખ્યું. કાલે પોતાની હસ્તી જ જોખમમાં આવી પડે. એણે વેર લેવાનું નક્કી કર્યું. દુશ્મનો ધાર્યા હતા તે કરતાં બહુ બળવાન છે. આમ નબળાપોચા થઈ જવાથી કામ નહિ સરે.

તે રાતે એણે પોતાનો સ્વાંગ બદલી નાખ્યો. આંખની જગ્યાએ વીજળીના ગોળા ગોઠવી દીધા. નસકોરાં વધુ પહોળાં બનાવ્યાં. જીભ ઉપર બીજી કૃત્રિમ જીભ ચડાવી દીધી અને લાંબી લબકતી જીભનો દેખાવ કર્યો. હાથે બનાવટી નખ ચડાવી લીધા અને એવું ભયંકર રૂપ ધારણ કરીને શેઠના સૂવાના ઓરડા તરફ ઊપડ્યો.

દોઢસોક વરસ પહેલાં એક ડોશીએ એને ઓહિત્યારો કહેલો, એટલા માત્રથી જ આ રૂપ લઈને તે પેલી ડોશીની પાછળ લાગેલો. ફક્ત ડોશીને ખભે હાથ મૂકવાથી જ ડોશીનું મગજ ચસકી ગયેલું અને જીવી ત્યાં સુધી એની સાન ઠેકાણે નહિ આવેલી.

પરસાળમાં કોઈનાં રાઠોડી પગલાં સંભળાયાં. ખણખણ, ખબખબ, ખણખણ. તે સાથે સાંકળનો ખખડાટ સંભળાયો. કેમ જાણે કોઈ મોટી બધી સાંકળ ઘસડતું ચાલ્યું જતું ન હોય ! શેઠને થયું કે ગમે તે હોય, બરાબર ઊંઘવા ટાણે આ રીતે કર્કશ અવાજ કરીને એમની ઊંઘમાં ખલેલ કરવાનો કોઈને હક નથી. તેમણે ઊઠીને બારણું ઉઘાડ્યું.

બરાબર એ વખતે જ ભૂત બારણાની અંદર પ્રવેશ કરવાની તૈયારી કરતો હતો. બારણું ઊઘડ્યું અને સામે શેઠને જોયા. ભૂત એકાએક છોભીલો પડી ગયો. બેચાર ડગલાં પાછો હઠી ગયો.

શેઠે દમામથી એને કહી નાખ્યું, 'મિસ્તર ! રાતના બાર વાગે ફરવા નીકળવું હોય તો તેમ કરવાની તમને કોઈ ના કહેતું નથી. પરંતુ જરા રીત રાખવી જોઈએ. બીજાની ઊંઘમાં ડખલ કરવાનો તમને કશો જ હક નથી. આ

મારે જોડા બદલી નાખવા પડશે. હાથેપગે સવા-મણની સાંકળ બાંધી છે તે કાઢી નાખવી પડશે. છતાંય તમને એ વસ્તુઓનો શોખ હોય તો મને વાંધો નથી. પરંતુ જોડાને તળિયે રબરની એડી જડાવી લો અને સાંકળને જરા તેલમેલ લગાડો. અવાજ ન થવો જોઈએ, સમજ્યા!'

અને જવાબની રાહ જોયા સિવાય શેઠે જોરથી બારણું બંધ કર્યું. સારું હતું કે ભૂત બારણાથી દૂર ઊભો હતો, નહિતર એને એવો ધક્કો લાગત કે નક્કી બેચાર ગડથોલાં ખાઈ ગયો હોત.

મિસ્તર ભૂતને માટે આ નવો અનુભવ હતો. મોટે ઉપાડે ભયંકર સ્વાંગ સજીને શેઠને ભડકાવવા ગયો હતો. પણ શેઠે તો એના સ્વાંગ સામું જોવાની દરકાર પણ ન કરી ઊલટાનો ભૂતને ભડકાવી માર્યો. એનું શરીર પરસેવે રેબ-ઝેબ થઈ ગયું અને માંડ માંડ બિચારો પોતાની ઓરડીએ પહોંચ્યો.

પરંતુ આટલાથી એ નિરાશ થઈ જાય તો એ ભૂત શાનો! અને ત્રણસો ત્રણસો વરસથી એની હસ્તી શા કામની! એક અખતરો નિષ્ફળ ગયો. કાંઈ નહિ. ફરીથી બીજો નુસખો અજ-માવીશ. શેઠ તો હરામખોર છે અને શેઠાણીને બોલવાનું જ ભાન નથી. ભારે ચિબાવલી છે. હંમેશાં રાસાયણિક પ્રયોગોની જ વાત કરે છે. એ બન્નેને મૂકો પડતાં. પેલા બે છોકરાને જ સપાટામાં લેવા પડશે. એમણે જ પેલો ડાઘો ભૂંસી નાખ્યો છે. એમને જરા ખબર પાડી દઉં. એમની સાન ઠેકાણે આવી જાય, એટલે બીજાને પણ બોધપાઠ મળી જશે. નિર્ણય કર્યો એટલે ભૂતે તાત્કાલિક તૈયારીઓ કરવા માંડી. મેસાસુરનો વેષ સજી લીધો. મોઢા ઉપર પાડા-નું મોરું ચડાવી દીધું. અને એ મેદાને પડ્યો.

યદુ અને કુરુના ઓરડામાં નીરવ શાંતિ હતી. બન્ને ઘસઘસાટ ઊંઘતા હશે. બારણાં ઉઘાડાં હતાં એટલે છિદ્રો ગોતવાની જરૂર ન હતી. ભૂત અંદર દાખલ થવા ગયો. હજુ ઊંમરો પૂરો ઓળંગ્યો નથી ત્યાં તો તડાક કરતું તેને માથે કાંઈક પડ્યું. ટાઢાબોળ પાણીથી ભરેલો કુંજો. ભૂત પાણીથી તરબોળ થઈ ગયો. કુંજાનાં ઠીકરાં એને અંગે અંગે વાગ્યાં. એનું મોરું ભાંગી ગયું અને ઉપર જાતાં બન્ને બારણાં પાછળથી યદુ અને કુરુએ ઓશીકાનો મારો ચલાવ્યો. ધડાધડ, ધડાધડ, ધડાધડ. કયે રસ્તે નાસી છૂટવું એની સૂઝ ન રહી. ભૂત હવા થઈ અલોપ થઈ ગયો અને પાછળ યદુ અને કુરુ હસી પડ્યા

યદુ–કુરુ અને ભૂત વચ્ચેનું યુદ્ધ ઘણા દિવસ સુધી ચાલ્યું. ભૂતે અનેક યુક્તિઓ અજમાવી. સ્વાંગ સજવામાં કંઈ બાકી ન રાખી. જે સ્વાંગો સજીને જુદે જુદે વખતે તેણે જુદા-જુદા માનવીને બેભાન બનાવી મૂક્યા હતા, મરણ શરણ બનાવી દીધા હતા, તે બધા જ સ્વાંગ એણે અજમાવી જોયા, પરંતુ યદુ–કુરુ અજિત રહ્યા અને દરેક વખતે ભૂતનો પરાજય થયો.

છેલ્લે છેલ્લે એણે માથા વગરના ખવીસ-નો વેષ લીધો. આ વેષને માટે આજુબાજુમાં એમ કહેવાતું કે ભૂતનો આ સ્વાંગ જોઈને એકી સાથે એકસો ને સાઠ જેટલા માનવી ધરણીએ ઢળી પડ્યા હતા અને પાછા ઊભા જ થયા ન હતા એ ભયાનક વેષ લઈને ભૂત યદુ–કુરુના ઓરડા તરફ ઊપડ્યો.

પરંતુ પડસાળમાં એક ઠેકાણે એના પગ થંભી ગયા. સામે ખાંચે એક ખૂણામાં એક સફેદ આકૃતિ ઊભી હતી લાલ લાલ આંખો તગતી હતી અને મોઢું અગ્નિથી ભરેલું હતું. ભૂત ભડકી ગયો. આ વળી નવો ભૂત ક્યાંથી જાગ્યો! ત્રણસો વરસથી અહીં એકચક્રે રાજ્ય કરું છું. બીજા ભૂતની હસ્તી જાણી નથી. અને આજે એકાએક આ બીજો ભૂત ક્યાંથી પેદા થયો! શું પેલા છોકરાએ પોતાની મદદે કોઈ બીજા દેશના ભૂતને બોલાવ્યો હશે!

માથા વગરના ખવીસનો ભયાનક વેશ સજ્યો હતો, છતાં પણ ભૂત ડરી ગયો. એનાં પગલાં પાછાં વળ્યાં અને એ પોતાની ઓરડીમાં ભરાઈ બેઠો.

બેઠો બેઠો એ વિચારે ચડ્યો. વિચાર કરતાં એને થયું કે જાતભાઈથી ડરીને પાછો આવ્યો એ ઠીક નથી થયું. મને એકલાને આ લોકો પરેશાન કરે છે અને અનાયાસે આ બીજો ભૂત મળી આવ્યો છે. એ ભલે ને એ લોકોનો સાધેલો હોય! મારે એની સાથે મૈત્રી કરી લેવી જોઈએ. ભૂતની સાથે મૈત્રી કરતાં ભૂતને વાર નહિ લાગે. એક કરતાં બે ભલા.

એ ફરીથી ઊપડ્યો. આકૃતિ પાસે દબાતે પગલે આવ્યો. આકૃતિની આંખમાં અને મુખમાં અગ્નિ ઓલવાઈ ગયો હતો. આકૃતિ ઊભી ઊભી થાકી ગઈ ન હોય એમ સહેજ ઢળી પડી હતી. એની ડોકમાં કાંઈક લટકાવેલું હતું.

ભૂત પાસે ગયો. એની પહેલી નજર આકૃતિની ડોકમાં લટકાવેલા પાટિયા પર પડી. પાટિયામાં મોટા અક્ષરે લખ્યું હતું: 'આ જ આ બંગલાનો ખરો ભૂત છે. નકલી ભૂતથી સાવચેત રહેજો.'

ઓહો! શું ક્રૂર મશ્કરી આદરી છે! કોઠી ઉપર ગોળો મૂક્યો છે. ઉપર ધોળું લૂગડું ઓઢાડ્યું છે. ગોળામાં ત્રણ કાણાં કર્યાં છે. એક મોઢું અને બે આંખો—અંદર વીજળીનો લાલ ગોળો મૂક્યો છે. એનો પ્રકાશ ત્રણે કાણાંમાંથી બહાર નીકળતો હતો. અત્યારે વીજળીનો પ્રવાહ બંધ થઈ જવાથી તે પ્રકાશ અદૃશ્ય થઈ ગયો છે. મારા બેટાએ કાંઈ મશ્કરી કરી છે!

ભૂત ખૂબ જ ખિજાયો. પરંતુ અત્યારે હવે સમય ન હતો. સવાર પડવાને વાર ન હતી. તે પોતાની ઓરડી તરફ પાછો ફર્યો. પરંતુ રસ્તામાં કોઈએ વટાણા વેર્યા. ભૂતનો પગ લપસ્યો. તે આકૃતિ સહિત નીચે પટકાયો. તેવા સ્વાંગના ચૂરેચૂરા બોલી ગયા. ખિસ્સાના ગોટણ ઊલટાઈ ગયા. માંડ માંડ, લંગડાતો લંગડાતો પોતાની ઓરડીએ પહોંચ્યો. પદુ અને કુરુના હાસ્યનો ધ્વનિ એનો પીછો લઈ રહ્યો હતો.

આઠ દિવસથી ભૂત પોતાની ઓરડીમાં ભરાઈ બેઠો હતો. બહાર નીકળવાની એની હિંમત ન હતી. ત્રણસો વરસની એની કારકિર્દી ઉપર પાણી ફરી વળ્યું હતું. એ ત્રણસો વરસ દરમિયાન એણે જે આબરૂ સંપાદન કરી હતી એ બધાનો અત્યારે નાશ થઈ રહ્યો હતો. આઠ દિવસથી આ વસ્તુ ઉપર વિચાર કરતો એ એની ઓરડીમાં બેઠો હતો.

એવામાં એના ખભા ઉપર કોઈએ હાથ મૂક્યો. એ ચમકી પડ્યો. બાજુમાં ઊભી ઊભી સુનિતા ખિલખિલાટ હસી પડી. 'કેમ મિસ્તર ભૂત! બિવડાવી દીધા ને!'

સુનિતાને જોઈ ને ભૂત જરા સ્વસ્થ થયો. એ છોકરીએ એને કદી હેરાન કર્યો ન હતો. ઊલટાનું પેલો કાંધો સલામત રાખવા માટે એની આખી રંગની ડબી એણે એને વાપરવા દીધી હતી. ભૂત સુનિતા સામે દયામણી આંખે જોઈ રહ્યો.

'તો મિસ્તર ભૂત! તમે ખરેખર જ ભૂત છો?' સુનિતાએ પૂછ્યું.

'ત્રણસો વરસનો જૂનો ભૂત.' ભૂત ગણગણ્યો.

'અને ત્રણસો વરસ પહેલાં તમે તમારી પત્નીનું ખૂન કરેલું!'

'મારી આંતરિક વાતો પૂછવાનો કોઈને હક નથી.' ભૂતે જવાબ વાળ્યો.

'તમને દુઃખ થતું હોય તો મારે એવું કાંઈ નથી પૂછવું. હું તો ફક્ત તમને શોધવા આવી હતી. છેલ્લા આઠ દિવસથી તમે ન દેખાયા ને એટલે. પેલા પદુ અને કુરુ તમને ખૂબ હેરાન કરે છે હાં!'

ભૂતે કાંઈ જવાબ ન આપ્યો. તે સુનિતા સામે જોઈ રહ્યો.

'તો તમે તમારી પત્નીનું ખૂન કરેલું એ વાત સાચી!'

'એણે એક દિવસ સરખું રાખ્યું નહિ. મેં એ વાત કહી એટલે એણે મારી સામે ઉદ્ધતાઈભર્યું વર્તન ચલાવ્યું. હું એ કેમ સાંખી શકું!'

'તો પછી નિયમ પ્રમાણે તો તમારી પત્ની ભૂત થવી જોઈતી હતી. એને બદલે તમે ભૂત કેવી રીતે થયા!'

'એ બહુ લાંબી વાત છે. મેં મારી પત્નીનું ખૂન કર્યું. મામલો કોર્ટે ચઢ્યો. પરંતુ પુરાવાના અભાવે હું છૂટી ગયો. કોર્ટે તો મને છોડી મૂક્યો, પણ મારા સાળા ઘણા ક્રૂર હતા. એમણે મને ન છોડ્યો. એમણે મને પકડ્યો. સાંકળથી બાંધ્યો. આ મકાન નીચે એક ભોંયરું છે એમાં મને પૂર્યો. ભૂખ્યો અને તરસ્યો હું મરી ગયો...'

'સાચી વાત!'

'મારું હાડપિંજર હજી પણ ભોંયરામાં પડ્યું છે.'

'ઓહ!'

'અને હું ભૂત સરજાયો. શું કામ! મેં મારી પત્નીનું ખૂન કર્યું, એ વાતનો મને પશ્ચાત્તાપ થયો. એનું સ્મારક જાળવી રાખવા હું ભૂત થયો. આજે ત્રણસો વરસથી એ સ્મારક હું સાચવી રહ્યો હતો. તમે લોકોએ આવીને ત્રણસો વરસની મારી મહેનત બરબાદ કરી.'

'ખૂન કરીને વળી એનાં સ્મારકો સાચવી રાખવાં!'

'મારો આ યોનીમાંથી ઉદ્ધાર ન થાય, ત્યાં સુધી મારે એ સિવાય બીજું કામ જ ન હતું.'

'અને ઉદ્ધાર થાય તો!'

'તો!'

'દોસ્ત! હું તારા ઉદ્ધારનો પ્રબંધ કરીશ. તને દુઃખી જોઈને મને ખૂબ જ લાગી આવે છે.'

અને તે સાંજે બધાંએ ભેગાં મળીને જ્યારે પેલું ભોંયરું ઉઘાડ્યું, ત્યારે અંદર કોઈનું હાડપિંજર અને ચીંથરે હાલ થઈ ગયેલાં કપડાં પડ્યાં હતાં.

એ જોઈને એ શહેરીઓએ ભૂતની હસ્તી સંબંધમાં કેવી કલ્પના કરી હશે! [સૂચિત

અમેરિકનોને કોઈ પણ વસ્તુ જાણવાની જિજ્ઞાસા જરા વધારે પ્રમાણમાં હોય છે—અલબત્ત ન્યુયોર્ક પબ્લીક લાયબ્રેરી આવા માણસોની એ વૃત્તિને સંતોષી પણ શકે છે. આ તેનો એક દાખલો છે.

એક ભાઈને એમ થયું કે આ સ્ટેટનું નામ 'લ્યુઝીઆના' કેમ પડ્યું! તેણે પબ્લીક લાયબ્રેરીને પત્ર લખ્યો: 'મહેરબાની કરી મને જણાવશો કે સ્ટેટ લ્યુઝીઆના એ વિભાગનું નામ લ્યુઝીઆના કેમ પડ્યું અને કોણે પાડ્યું!'

થોડા રોજમાં તેને લાયબ્રેરી તરફથી જવાબ મળ્યો: ''લ્યુઝીઆના' એ જિલ્લો યુનાઈટેડ સ્ટેટ્સ સરકારે ફ્રાન્સની સરકાર પાસેથી ૧૮૦૩માં વેચાતો લીધેલો. ત્યારે તેનું નામ ઉપર પ્રમાણે જ હતું. ફ્રાન્સની સરકારને તે નામ સ્પેઈનની સરકાર પાસેથી મળેલું. સ્પેઈનની સરકારને એ નામ કોલંબસ નામનો મુસાફર કે જે ઇટાલીના જીનોઆ શહેરનો હતો તેણે આપેલું-કોલંબસે તે વખતની સ્પેનીશ સરકાર સાથે કરાર કરેલો કે 'હું જે મુલક શોધું તેનું નામ હું જ આપું' એ મુજબ, તે પોતે સ્પેઈનની રાણીનો માનીતો હોવાથી તેણે રાણીની ઈચ્છા અનુસાર તે નામ આપેલું—સ્પેઈનની રાણી ધર્મગુરુઓને બહુ જ માન આપતી અને એટલે રોમના પોપની આજ્ઞા માથે ચડાવીને તેણે સૂચવેલું નામ રાણીએ કોલંબસને કહેલું—એ સમયમાં પોપને ક્રાઈસ્ટનો અંશ માનવામાં આવતો-ક્રાઈસ્ટ તો તમે જાણો છો તે પ્રમાણે ભગવાનનો સીધો વારસ જ છે—અને તેથી લ્યુઝીઆના નામ સમજવાને પાડ્યું હશે એમ અમારું માનવું છે. અમે માનીએ છીએ કે આથી વિશેષ માહિતીની તમારે જરૂર નહીં હોય.'

— મ. જો.

# વડીલોની વાતો

[ કથાપ્રસંગ ૨૭ ]

## ' એની મોહિની સૌને છે '

———સવાઈલાલ ઈ. પંડ્યા———

તનસુખલાલની શાળામાં એક શિક્ષકની જગ્યા ખાલી પડતાં એણે સ્થાનિક પત્રમાં જાહેરખબર આપી. એના ઉત્તર રૂપે એક ફૂટડો જુવાન એને મળવા આવ્યો. એણે કહ્યું: ' હું મૂળ તો એ ઇરાદે નીકળેલો કે કોઈ વિદ્યાક્ષેત્રમાં જઈને જીવન વિદ્યાપ્રાપ્તિમાં જ પરોવી દઈશ. પરંતુ પાછળથી નવા સંયોગો ઊભા થયાના ખબર મળ્યા છે એટલે મારે હમણાં થોડા પૈસા કમાવાની જરૂર છે. તેથી આ પગ મૂકવા જેટલું સ્થાન મેળવી લેવાની આશાથી આવ્યો છું.'

એની છાપ સારી પડી. તનસુખલાલે તુરત જ કહ્યું: ' નૌતમકાંત ! હું તમને મારી શાળામાં નીમું છું. કામથી સંતોષ પામીશ તો સત્વર પગારવધારા માટે ભલામણ કરીશ.'

વિદ્યાર્થીઓ પખવાડિયામાં તો કહેવા લાગ્યા કે આટલો સ્નેહાળ અને દિલ દઈને કામ કરનાર શિક્ષક જવલ્લે જ મળે છે. સૌને એમ લાગ્યું કે તે જતે દિવસ સંસ્થાનું અગત્યનું અંગ થઈને રહેશે.

એ નવા શિક્ષક નૌતમકાંતને એક દિવસ સાહેબને ઓફિસમાં મળવાની ચિઠ્ઠી મળી. સારી આશાની એક સુરખી પસરી ગઈ એમના મુખ પર અને ઊપડ્યા એ હરખાતા હરખાતા ઓફિસમાં કે પગારવૃદ્ધિ પામીને જ પોતે આજ પાછા ફરશે. છેલ્લા પંદર દિવસથી વિવિધ કુટકળ જ્ઞાનનાં ફોરાં ઉડાડતી વાગ્ધારા એમણે વર્ગમાં વહાવ્યા કરી હતી. આચાર્યને એની ખબર પડ્યા વગર રહે ખરી કે આખરે સ્ટાફમાં એક ખરેખરા વિદ્વાનનો ઉમેરો થયો છે ! અને વિદ્યાપ્રેમીની કદર જો શાળાનો સંચાલક ન કરે તો બીજું કોણ કરે !

' આવો મિસ્ટર જૂઠાલાલ ! ' તનસુખલાલે તેને વેધક દૃષ્ટિથી માપી લેવા યત્ન કરતાં આવકાર આપ્યો.

એક ક્ષણ તો નૌતમકાંત પણ ખંચાયો જાણે કે, પણ તુરત જ જાતને સંભાળી લઈને



બોલ્યો: ' સાહેબ, આપનો સ્મૃતિદોષ થાય છે મારું નામ નૌતમકાંત.'

' અથવા તો તમારો રજૂઆત-દોષ જ કાં ન હોય ! જૂના જમાનાની અમુક ફઈઓએ અણગમતા નામનો માથે મૂકેલો બોજો લઈને જીવનભર ફરવા નવા યુગનો આદમી કાંઈ ઓછો જ બંધાએલો છે !' તે હસ્યો.

' ખરું છે સાહેબ, નામ બદલાવવાની હમણાં ફેશન થઈ છે ખરી.'

'કાચીંડા સરખો જંતુ રંગ બદલાવે તો માનવી જેવો માનવી નામ શાને ન બદલાવે! શું કહ્યું છે શેક્સપીઅરે?'

ઉપરી આગળ પોતાનું જ્ઞાન ઓછું ન ગણાય માટે નૌતમકાંતે કહ્યું: 'ગુલાબને બીજું અમે તે નામ કહોને એની એ જ સુગંધ આવશે.'

'ત્યારે એ જ થયું ભાઈ, અહીં પણ! નૌતમકાંતમાંથી જૂઠાલાલની જ ઉગ્રવાસ અહીં આવી ગઈ. જુઓ આ કાગળ'

ફિક્કા ચહેરે અને ધ્રૂજતા હાથે કહેવાતા નૌતમકાંતે પત્ર લેવા ઝડપ મારી.

'આ તમને નહિ મળે; હકીકત કહું છું. પરંતુ પહેલાં મને કહો કે સ્વર્ગસ્થ નૌતમકાંત તમારા મિત્ર થાય! અને તમારો પોતાનો અભ્યાસ કેટલો?'

'હું નોન મેટ્રિક છું. નૌતમના અવસાન પહેલાંની આખરી કટુતા બાદ કરતાં અમે વર્ષો સુધી દિલોજાન દોસ્તો હતા.'

'એ ઉંવટની કટુતા ક્યાંથી આવી વળી?'

'હવે જ્યારે દૈવ જ મારી પાછળ પડ્યું છે ત્યારે મારે આપને મારી વીતક–વાત કહેવી જ રહી, પણ એ પહેલાં મને પાણી પીવા દેશો?'

પટ્ટાવાળાને બોલાવી તનસુખલાલે જૂઠાલાલને પાણી પીવરાવ્યું અને કોઈને અંદર ન દાખલ થવા દેવાની સૂચના કરી માણસને બહાર મોકલ્યો.

'સાહેબ, શું કહું આપને? કમનસીબીનું જ જાણે આ જીવન–વૃક્ષ ઊગ્યું છે. દુઃખદ અનુભવોનું ખારું પાણી જ એના મૂળમાં સીંચાયા કર્યું, અને એમાંથી એક સામટાં નિષ્ફળતાનાં જ ફળો ઊતર્યાં કર્યાં. એવું જ બીજું જીવનવૃક્ષ હતું નૌતમનું યે. સયોગોના પૂરમાં ખેંચાતાં બન્ને વૃક્ષો અચાનક સાથે થઈ ગયાં. અસંભાવ્ય બનાવ બન્યો પછી. બંને વૃક્ષો કઠિ ઊભાં થયાં. એમણે મૂળ નાખ્યાં. ફરી સારાં ફૂલે ફળવા ગાંડરો એમ લાગ્યું. ઘરના દુઃખદ વાતાવરણમાંથી ભાગેલા અમે બે કુમારો એક શહેરમાં આશ્રય પામ્યા. શાળામાં કેળવણી લેવા માંડ્યા. છઠ્ઠું ધોરણ વટાવ્યું. મેટ્રિકમાં આવ્યા. ઇતરવાંચન મારું એટલું વિશાળ કે હું નૌતમને શીખવું. પણ ગણિતે મને દગો દીધો એટલે હું નાપાસ થયો. નૌતમ એ વાડ ઓળંગી શક્યો.'

એ વચ્ચે શ્વાસ ખાવા થોભ્યો ત્યારે તનસુખલાલે ઉમેર્યું: 'તમે વિશેષ પ્રયત્ન કર્યો હોત તો જરૂર સફળ થાત! તમારી બુદ્ધિ તેજસ્વી દેખાય છે.'

'આપના ભલા અભિપ્રાય માટે આભાર પણ એ અરસામાં કવિપણું પ્રાપ્ત થતું દેખાયું; અને એ પ્રાપ્ત થવાનું કારણ તરલા. અમારા આશ્રયદાતાના એક અનન્ય સ્નેહી હતા. તેમણે સુધારક લગ્ન કરેલાં એમાંથી તેમને લાભ થયો બે સંતાનોનો—નામે તરલ અને તરલા. તરલનું આ કથની અંગે પ્રયોજન નથી. તરલા એટલે સૌંદર્યની મૂર્તિ, સારપની પરિસીમા.' એનો ડૂમો શમાવવા એક પળ લીધી એ અરસામાં તનસુખલાલે કહ્યું: 'એ તરલભાઈ પણ વાતના અંકોડામાં કોઈક જગ્યાએ આવી જવાના ખરા!'

'ગર્વવચન નથી સાહેબ, પણ મારી બુદ્ધિમત્તાથી બાપ અને દીકરી બંને મુગ્ધ થયાં. ઉચ્છેદવા યોગ્ય વિષયો પર નિર્દય રીતે વાક્-શસ્ત્ર ચલાવતો આશ્ચર્યથી પિતા જોઈ રહેતો, પુષ્ટ કરવા યોગ્ય વિષયો પર સ્નેહથી વાણીની મધુધારા વર્ષાવતો મને વિસ્ફારિત નેત્રે, પુત્રી જોઈ રહેતી. અમારો સંબંધ લગભગ નક્કી થયો. કોઈ અઠવાડિયું તરલાની અનુપમતા કાવ્યમાં ગાયા વગર મેં નહિ જવા દીધેલું. પણ હાય દૈવ, વિસ્તારથી કથવું અત્યારે શું જરૂરનું છે? પરીક્ષામાં હું નિર્બુદ્ધિ ઠરતાં ભાગ્ય ફર્યું. કન્યાનું હૃદયદ્વાર પણ બંધ થતું દેખાયું અને અચળપણે મારી માનેલી તરલા ચંચળપણે નૌતમની થઈ. એક વખતના મિત્ર મૂવેલા માનવીનું ભૂરું બોલવું હલકું છે છતાં કહેવું

પડે છે કે એ દુષ્ટ નિર્ણય લેવરાવવામાં નાતમની ખટપટ પણ ખરી. મારા ઘવાયેલા મનકુરંગને લઈને શરીર પછી ત્યાંથી ભાગ્યું. એક ખૂણાના ગામમાં આવેલા 'અઠવાડિક પત્રની ઑફિસમાં પ્રૂફરીડર તરીકે રહ્યું. મારી સાહિત્યની ઉચ્ચ અભિરુચિએ મને તંત્રીમંડળમાં ઊંચકયો પણ જબ્બર ધક્કો પામેલું ચિત્ત જગતની અજ્ઞાત શેરીઓમાં ભટકવાને જ માત્ર લાયક રહ્યું હતું. એ જ અરસામાં પાછો જીવન–પરિવર્તનકર અકસ્માત થયો. અનેક હીનચરિતોને નિભાવી રહેલા વિધાતાથી નીતમનો મિત્રદ્રોહ સહન ન થયો, અને તેણે એની, જીવનદોરી કાપી નાખી. અદશ્ય ખેંચાણથી હું તરલા પાસે પહોંચ્યો અને આંસુના પડદા પાછળથી ડોકાઈ રહેલું હૃદય મને મારું દેખાયું. એનાં માબાપ ગુજરી ગયાં હતાં. તરલ એનું ફોઈ એટલી ગુંજાશવાળો, હતો. પ્રતિજ્ઞા કરીને હું નીકળ્યો કે તરલા જેને પોતાનું કહી શકે એવું એક ઘર પહેલી જ તકે હું ગમે તે ભોગે ઊભું કરીશ. નીતમના જરૂરી કાગળો સાથે એનું સર્ટિફિકેટ પણ મારી પાસે હતું. અહીં આવતાં તમારી શાળાની જાહેરાત વાંચતાં મને પાપ વિચાર સૂઝ્યો કે તરલા પત્ની તો નીતમનીને ? એની પત્નીને લઉં છું તો એનું નામ પણ મારું જ માની લઉં ! જૂઠાલાલ જગતમાં એવું તે કયું મોટું પરાક્રમ કરી ગયો હતો કે મારે તે નામનો મોહ રાખવો ? અત્ર સ્થિરતા લાગતાં મેં તરલાને આવી જવા પત્ર લખ્યો.'

'એથી જ તમે ઉધામા પછાડ્યા. તરલના હાથમાં તમારો કાગળ ગયો. તેણે જ મને સમાચાર દ્વેષના રંગો પૂરીને આપી દીધા.' તનસુખલાલે સ્ફોટ કર્યો.

'પોતાની બેનને શાંતિનો રોટલો કે શરણ આપવા અશક્ત એ એનો માર્ગનો કાંટો યે ઉખેડવા તૈયાર થયો છે !'

તનસુખલાલે આ દાઝેલા ગાનારીને સાંત્વનનો મલમ લગાડતાં કહ્યું, 'તમને આ માર્ગ ક્યાંથી સૂઝ્યો ! શક્તિ છે તમારામાં ગમે ત્યાં પ્રમાણિક રોટલો રળી ખાવાની. રાજમાર્ગ ઉપર ચાલવાના અધિકારી ગલીકૂંચી કાં ગોતે !'

'સાહેબ, ગીતામાં ગણાવેલાં સૌ પગથિયાં હું ઊતરતો ગયો છું. કામના અવરોધમાંથી ક્રોધ અને મોહમાં થઈને હું સ્મૃતિભ્રષ્ટતાની પાપબારીમાંથી બુદ્ધિનાશને આરે ઊભો છું. મારો નાશ આપ હવે પૂરો કરો.' એની અનિચ્છા છતાં એની આંખમાંથી આંસુ પડ્યાં.

'મારી પાસે બીજી યોજના છે.' તનસુખલાલે કહ્યું. 'તમે રજૂ કરેલું સર્ટિફિકેટ હજી મારી પાસે છે તે હું ફાડી નાખું છું. મારા એક સ્નેહીના અઠવાડિક પત્રમાં તમને સ્થાન મળે માટે આ ભલામણચિઠ્ઠી આપું છું. સચ્ચાઈના પાયા પર જ તમારી આકાંક્ષાની ઇમારત હવેથી બાંધજો ભાઈ !'

'સાહેબ, આપનો આભાર હું શબ્દોથી નહિ માની શકું.' એણે લાગણીથી કહ્યું.

'શું જીવનમાં લક્ષ્મીની જરૂરત એટલી અનિવાર્ય છે કે એને મેળવી લેવા અકર્મ પણ કરવું પડે !' એણે જાણે કે પોતાની જાતને પ્રશ્ન કર્યો.

'આપણા પ્રયત્નથી પોષાવા યોગ્ય જનો ભૂખે ટળવળતાં હોય તો સો અકર્મ કરવાની છૂટ ભગવાન મનુએ પણ આપી છે એ મારા વિદ્વાન મિત્ર કેમ ભૂલી જાય છે !' મનસુખલાલે પ્રવેશ કરતાં કહ્યું. 'કેમ છો મારા બાળ સ્નેહી, મજામાં ! આપણે બહુ વખતે મળ્યા ખરું !' તનસુખલાલના મુખ ઉપર સ્વચ્છાટમિશ્રિત આનંદને ન ગણકારતાં એણે ખુરશી ઉપર જમ્મા લીધી.

તનસુખલાલનું પહેલું સત્કારવાક્ય આ નીકળ્યું : 'હું અગત્યના કામમાં રોકાયો હતો એટલે પટાવાળાને કોઈને પણ આવવા દેવાની ના પાડી હતી. એણે તમને રોક્યા નહિ !'

એ હસી પડ્યો. 'ત્રિલોકના સ્વામી વિષ્ણુ ભગવાન! તમારા વૈકુંઠમાં આવવા ચાહતાં લક્ષ્મીજીને તમારા દ્વારપાળ જયવિજયે સંત્રાથી મના કરી પણ મુખથી બોલી શક્યા નહિ. અવિનય ન લાગે તો પૂછું તમારાં માસ્તરોનાં મંત્રણાગૃહો આટલાં સુગુપ્ત ક્યારથી બનવા લાગ્યાં છે!'

'આ મારા બાળ સ્નેહી છે.' તનસુખલાલે જૂહાલાલ તરફ ફરીને ખુલાસો કર્યો.

'સાહેબ, ત્યારે હું રજા લઉં!' તેણે હાથ જોડ્યા.

'નવા સ્થળમાં જઈને મને પત્ર અપાવો પછી મને મળજો.' કહીને એની સાથે બહાર જઈને તેને તેમણે રજા આપી. ત્યારે ચારે આંખો માનવતાથી ભીંજાયેલી હતી

મનસુખલાલ જીઅને મળેલી ટૂંકી ફુરસદનો બદલો કીમો થઈને આંખો પાસે ઑફિસનું નિરીક્ષણ કરાવીને વાળતો હતો. એના ખભા પર હાથ મૂકીને તેણે પૂછ્યું, 'કહો મનસુખભાઈ, ક્યાંથી આવો છો! અને ટટ્ટુ કેમ ચાલે છે!'

'અમારી રાજધાનીમાંથી આવીએ છીએ અને ટટ્ટુ નહિ પણ મોટર દોડે છે.'

'એટલે!'

'રાજનગરમાં અમારી મોટી ઑફિસ છે અને વીમાનું કામ ધમધોકાર ચાલે છે.'

'આપણે ભણતા હતા ત્યારે તો તમે એક ખત પ્રતિજ્ઞા કરવાની અણી ઉપર પહોંચી ગયા હતા કે 'કવિતાને જ જીવન સમર્પણ કરીશ.''

'એ ઈરાદાથી શિક્ષકની નોકરી સ્વીકારી તી પણ પછીથી મેં એક શોધ કરી, એ બંને વ્યવસાયોને પ્રણામ કર્યાં.'

'મારા વિદ્યાની બંધુ, તમારી એ મહાન ધ સમજાવશો!'

'મારા જગતમાં મૂળગત પરિવર્તન લખનારી શોધ હતી આ કે કવિતા સારી છે પણ દરિદ્રતા સારી નથી. એટલે કવિતા છોડી, શિક્ષકતા પણ મૂકી અને કર્યો પ્રવેશ વીમાની લાઇનમાં.'

'જૂનો સ્નેહ તાજો કર્યો એ કૃપા થઈ. પરંતુ તાત્કાલિક કયું પ્રયોજન તમને આ બાજુ ખેંચી લાવ્યું છે!'

'વીમાનું ક્ષેત્ર તૈયાર કરવા. આ બાજુના પ્રદેશમાં અમારી કંપનીની સ્થિતિ વ્યવસ્થિત કરવા. તમારી પાસેથી કામ મેળવવા. તમને કંઈક બે પૈસાનો ફાયદો કરાવી આપવા.'

'મારે તો હવે શાળાના કામમાં જૂતવું પડશે, ઘર બતાવવા માણસ મોકલું. તમને ત્યાં અજાણ્યું તો નહિ લાગે ને!'

'ના રે! બહાર ગાડી ઊભી છે. અમારે, જેનો રોજ પગ પેસવામાં તેને, કોણ અજાણ્યું અને કોણ જાણીતું. વળી મારી અગ્રેસરા પહેલી પહોંચી ગઈ છે તમારે ત્યાં.'

'શું કહો છો! મારાં ભાભી પણ સાથે જ છે!'

'મારા સ્નેહીઓને ઓળખી લેવાની-અપનાવી લેવાની તક એ ક્યારેય જતી ન કરે. ઠીક નમસ્તે. તમારું કામ ખોટી થાય છે. સાંજે મળીશું.' અણુભાયા આત્મવિશ્વાસથી હસતો એ ચાલતો થયો.

*

લીલા નિરાંતે બેઠી પુસ્તક વાંચતી હતી ત્યાં બારણું ખખડ્યું. જઈને ઉઘાડીને જોયું તો એક મોહક નારી સ્મિત-ચંદ્રિકાથી ગૃહિણીને છવરાવી દેતી બોલી, 'લીલાબેન તમે જ કે! અમે તમારાં મહેમાન છીએ. તમારા જગજાણીતા સત્કારની મોટી આશાએ આવ્યાં છીએ.'

'ઘર તમારું માનીને જ પધારો. બાકીમાં તો તમે એક જ હો એમ લાગે છે! કે પોતાને માટે માનાર્થે બહુવચન વાપરો છો!'

'શિક્ષકનાં પત્ની ખરાં ને! તનસુખભાઈએ વ્યાકરણ સારું ભણાવ્યું લાગે છે. મારા એ તમારા એ પાસે શાળામાં જતા છે. હવે બહુવચનનો પ્રયોગ સાચો ને!' તે હસી.

તેણે ગાડીવાળાને કહ્યું: 'લાવો હવે ભાઈ, સામાન. અહીં જ ઊતરવાનું કર્યું છે.'

ગાડીવાળો ઉદ્ધત નીકળ્યો: 'એ મજૂરનું કામ; અમારું નહિ.' બોલી એણે સામાન નીચે મૂક્યો.

તેની પાસે જઈને પૂરી સ્વસ્થતાથી હસીને તેણે કહ્યું, 'પરસેવાથી પોતાની રોટી રળનારા સૌ મજૂર. મજૂર કહેવાવું એ હવેની દુનિયામાં માન ગણાવાનું છે.'

એણે પૈસા આપ્યા તે લેતાં ગાડીવાળો ખંચાયો.

'બેન, તમારી ભૂલ થાય છે. તમે વધારે આપી દીધું.'

'ભૂલ નથી. ભાડાના પૈસા તમારા હકની રોટી માટેના છે. વધારેના પૈસા આજના દિવસ માટે બચ્ચાંના કોડ પૂરવા આપું છું.'

ગાડીવાળો નીચે ઊતર્યો. તેણે સામાન ઘરમાં મૂકી દીધો. 'અમને તમારા જેવાં ખાનદાન પેસેંજરો કાયમ મળતાં નથી બેન! ગાડી જોઈએ ત્યારે તમારી જ સમજજો.'

સાંજે તનસુખલાલ આવ્યા ત્યારે આગંતુક દંપતીએ આખા ઘરને જીતી લીધું હોય એમ લાગ્યું. મધ મીઠું છે, સાકર મીઠી છે, પણ મંછાબેન જેવું જગતમાં બીજું કંઈ મીઠું નહિ. અને પૈસા કેમ વૃદ્ધિ પામે એ વિષેની મનસુખભાઈની સમજણ જગતભરમાં અજોડ. એમની મોટી યોજનાઓમાં પંડનાં ઘરેણાં વેચીને પણ પોતાની સઘળી સંપત્તિ જોડી દેવા લીલા થનગની રહી હતી. પતિએ એમ કહીને વારી કે 'ચંચળ અર્ધલક્ષ્મીની લાલચે ઘરની જીવતી જાગતી લક્ષ્મીને નિર્ભૂષણા બનાવાતી હશે વળી?'

શક્તિ અનુસાર મહેમાનોની ઉત્તમ સરભરા થઈ અને રાત્રે કુટુંબ બેઠું હતું. અતિથિઓના વાર્તાલાપો વડીલો તો વિસ્મયથી સાંભળતા હતા. તેમાંથી એક મુદ્દો લઈ તાપીમા બોલ્યાં: 'આદમી માણસની વાત માનમાં સમજે એવું ખબરદાર બૈરું હોય તો ભાયડાનો આધો બોજો ઓછો થઈ જાય. મંછાબેન, તમારાં ઉકારાં ઊઝરેલ-પાઝરેલ હશે નહિ તો આમ ન બને.'

સદા પ્રસન્ન એ નારીની મુખછબિ જરા ઝાંખી પડે છે ત્યાં તો પતિ મદદે આવ્યો.

'એ વાતને પણ હું મારું સદ્ભાગ્ય માનું છું માજી! અમારે બાળકો નથી તેથી જ એકબીજાનાં જીવનમાં આવાં ઓતપ્રોત થઈ શક્યાં છીએ.'

'અરેરે શું બોલો છો ભાઈ તમે! આવી રૂડીરૂપાળી એનો ખોળો ખાલી છે! કંઈ રોગ? કંઈ કારણ?'

'શરૂઆતમાં હિસ્ટેરિયા થતું. કોઈક એમ પણ વહેમ લાવતું કે કંઈક કારણ છે, પણ પછી તો એ દર્દ મટી ગયું અને હવે અમે સુખી છીએ.'

'કારણનો જરા જેટલોય વહેમ જાય તો શું કરવા ઉપાય ન કરવો મારા ભાઈ? પાસેના ગામમાં હાજરાહજૂર હનુમાનજી બેઠા છે. દર્શન કરી આવો ને પારણું બંધાશે.'

મનસુખભાઈ ઝટ ગાંઠે એવા નહોતા. એ બોલ્યા, 'એક જમાનો એવો હતો કે જેને ઝાઝાં પશુ એ શ્રેષ્ઠ ગણાતો. એક વખત જેને ઝાઝા પુત્રો એ શ્રેષ્ઠ ગણાતો. હવે તો જેને ઝાઝો પૈસો એ જ શ્રેષ્ઠ ગણાય છે.'

તાપીમાને એ વાત એટલી બાલિશ લાગી કે એનો તો એમણે ઉત્તર જ ન આપ્યો. પોતે બતાવેલા ઉપાયથી પારણું શુભ થવાના દાખલા દીધા અને ભીમંડળના મતની એકતા થતાં જાણીતા ગાડીવાળાને બોલાવી બીજે સવારે દર્શને ઊપડ્યાં.

સૌમ્ય પ્રસન્નતાથી છલકાતા મુખે મંછાબેને પાછાં આવીને કહ્યું, ‘ સ્થાનક ચમત્કારિક છે હો માજી! મારા મનમાં ઘણી શાંતિ થઈ છે.’

‘ દીકરાને તેડીને પાછાં વહેલાં વહેલાં દર્શન કરવા આવી પહોંચજો. ’ તાપીબાએ આશીર્વાદ આપ્યા.

જતાં જતાં મનસુખલાલે કહ્યું, ‘ લક્ષ્મી પાછળની અમારી દોડ આ વખતે તો તમે ધીમી પાડી દીધી. આ મારા અજિત સહાયકથી પૈ ન જિતાયાં પણ એકવાર આવીને તમને જીતી લેશું જોજો. ’

મધુર હસીને મંછાબેન બોલ્યાં, ‘ તમે સૌએ દીધેલી સ્નેહની હૂંફ માટે આભારી છીએ એમ બોલો ને! ’

બીજે જ દિવસે ખબર આવ્યા કે તનસુખલાલને પગારમાં સારો એવો વધારો મળ્યો છે. ઠાકોરજી માટે કસાર રંધાયો. રાજીપામાં નાહી રહેલું આખું ઘર રાત્રે શાંતિથી બેઠું હતું ત્યારે લીલાએ પ્રાસ્તાવિક રીતે કહ્યું, ‘ પરમ દિવસ મંછાબેનની સલાહ અનુસાર પૈસા રોકી દીધા હોત તો વરસો જતાં દોઢા થાત! આ વધારાથી ‘ ઘરખર્ચમાં સંકટ ન પડત, પણ ભાવિ કોણ જાણે છે!’

‘ ભાવિ સૌનું અણજાણેલું છે માટે જ બધી મૂડી એક સાહસમાં ન બાંધી લેવી. ’ તાપીબાએ મત આપ્યો.

‘ દીકરા લીલા, આ કનૈયાનાં દાદી પિયરથી કેટલો કરિયાવર લાવ્યાં છે તે જાણું છ?’ ભગવાનલાલે પૂછ્યું.

સાધારણ કરિયાવર લાવેલી લીલાનું મોઢું કરમાયું. એ કાંઈ બોલી નહિ એટલે દાદાજીએ ઉમેર્યું: ‘ એમનો માથાનો પટારો રત્ન જેવી વાતોથી ભરીને એ પિયરથી લાવ્યાં છે. એ જશે ત્યારે એની સાથે જ એ જશે કે કોઈ એને જાળવનારું નીકળશે?’

‘ હું બધી વાતો શીખીને જાળવી રાખીશ દાદાજી,’ ગૌરીએ ઉત્સાહથી કહ્યું. ‘ મોટીબા, આજે જ એક મજાની વાત કહો. ’

‘ સાડી પચીશ રૂપિયાવાળી વાત જ કહું ત્યારે આજ. ’ ભગવાનલાલે તાપીબા સામે હસીને સૂચવ્યું. વાત શરૂ થઈ:

નગરના રાજ્યમાં હાકા બસિયા નામે કાઠી રહે. ઘેર થોડીઘણી જ મીન; ઢોરઢાંખર પણ ખરાં; સ્થિતિ સાધારણ એની પાસે એક ઢેડ સાડીપચ્ચીશ રૂપિયા માગે. રોજ ઉઘરાણી કરે ઢેડ, પણ આપા કહે આજ આપશું અને કાલ આપશું અને એમ દિવસ ભાગતા જાય. એક દિવસ તો પછી ઢેડ ખરેખરો અકળાયો તે દીધા આકરા સમ કે ‘ આપા આજ ને આજ મારા રૂપિયા આપ્યા વગર મોઢામાં અન્ન મૂકો તો આપા વીરાના સમ.’ આવી આકરી દુહાઈ દઈને લેણદાર તો હાલતો થયો. આપા તો વિમાસણમાં પડ્યા છે કે પૈસા આપવા ક્યાંથી? કામ કાંઈ સૂઝતું નથી. ઢોર પણ ચાર લઈ ગયા વગરનાં ખીલે બાંધ્યાં ભૂરે છે. ધાનનો કોળિયો તો મોમાં, મુકાય એમ નથી પછી ઘેર બેઠા રહીને ય શું કરવું? ગામને પાદર ઠાકરમંદિર, ત્યાં ચાલ્યા હાકા બસિયા તો. ઠાકર મહારાજ કાંઈ મારગ કાઢે તો થાય. બાવાજી ઠાકરને થાળ ધરી લઈને પડદો ઉઘાડતા હતા. તેમણે આ દર્શનનો સવારસાંજનો સામાન્ય સમય છોડી કઅવસરે આવી પહોંચેલા ભાવિકને પૂછ્યું:

‘ ક્યું હાકા બસિયા દરસન કરનેકું આયા!’

‘ હા મહારાજ. ’

‘ પરસાદ લે લિયા!’

આપાનું મુખ એ પ્રશ્નથી વીલું થઈ ગયું. એમણે કઈ જવાબ આપ્યો નહિ.

‘ ક્યું ઢીલા હો ગયા?’

‘ મહારાજ, આજ પરસાદ લેવાય એમ નથી.’

બાવાજીએ વધારે જિજ્ઞાસા બતાવતાં આપાએ ઢેડે દીધેલા આકરા કસમની વાત

કરી અને બને તો આ ટાલુનો ખોટકો કાઢવા વિનંતી કરી

'સાઢી પચીસ રૂપિયા ક્યા બડી બાત હૈ? હમ દેંગે. મગર બ્યાજ દેના પડેગા.'

'હા મહારાજ, આપનું કહેવું બરોબર છે.'

'ઔર ખત ભી લિખના પડેગા.'

'એ વાત પણ સોળ વાલ ને એક રતિ.'

નજીકમાં જ વાણિયાની દુકાન હતી. ત્યાંથી દોકારોક બાપા ખડિયો-કલમ અને કાગળ લઇ આવ્યા. ખરેખર ઠાકર મહારાજ એને ખરી વખતે મદદે ધાયા હતા.

દરબાર બાજોઠ હતા એટલે આવીને રિવાજ મુજબનું ખત લખવા માંડ્યાં ત્યાં તો બાવાજી બોલી ઊઠ્યા, 'ઐસા નહીં; મૈં કહું ઐસા લીખો.'

'ઠીક મહારાજ.'

ગંભીર થઇને મહારાજ બોલવા લાગ્યા, 'લખીતંગ બાવા. સાઢી પચીસ રૂપિયા. દો માસકા બદાક. જો ન દેવે તો રોજકા દસ દસ રૂપિયા બ્યાજ ચડે.'

એ કામ પત્યું એટલે મહારાજે ઘરવાળીને હાક મારી,-'અબે બેશરમ, ઇધર આ.'

બાવણ આવીને ઊભી એટલે કહે, 'જો પેટીમેં ઝોળી, ઝોળીમેં પોટકી, પોટકીમેં ગઠરી, ગઠરીમેં ચોંદરી. ચોંદરીમેં સાઢી પચીસ રૂપિયા. એ ઇધર લાવ.'

હાકા બસિયાને તો રોકડા નગદ સાઢી પચીસ રૂપિયા ગણી દીધા.

બે મહિના વહી ગયા પણ હાકો બસિયો દેખાતા નથી અને બાવોજી અકળાવા લાગ્યા. ઘરવાળી સાથે એકાંતમાં વાતચીત કરતાં વચમાં બોલી ઊઠતા, 'આજ કલ દુનિયા નિરધન હો ગઇ.'

પછી તો બાવાજીએ વધારે તપાસ કરી દૂર પાસેથી આકરા કામનું રહસ્ય મેળવી લીધું. એક દિવસ પરોઢિયે ગામ-ઝાંપે જઇને બેઠા. જે કોઇ પહર ચારવા નીકળે એને પૂછે, 'અરે કોન તુમ!'

કોઇ કહે, 'મહારાજ! હું ડાહ્યો, હું નાથો, હું પોલો.'

એમ કરતાં બાવાજીની ધીરજ ફળી અને હાકા બસિયા પહર ચારવા નીકળેલા ભેટી ગયા. તુરત જ આકરા સમ દઇ નાખ્યા બાવાજીએ. એટલે બાપા ઘરે પાછા ફર્યા અને બાવાજીને પોતાને ઘેર બોલાવ્યા.

'જુવો મહારાજ, મારી પાસે તો એક ખોટો રૂપિયોય અત્યારે નથી. મારી બેન સુમલબાઇ છે એમની ઉપર કાગળ કરી આપુ છું. ત્યાં જઇને બતાવજો એટલે તમારા રૂપિયા એની એ ઘડીએ આપી દેશે. તમારા સોગન પાછા ખેંચી લ્યો.'

બાવાજી કહે, 'અચ્છા હમ ઉધર જાયેંગે.' એમ કહીને બાપાને સમમુક્ત કર્યા.

સુમલબાઇને ગામ પહોંચીને બાવાજી તો પૂછવા માંડ્યા સૌને કે 'છૂમલી કિધર રહેતી હૈ!'

'છૂમલી કોણ મહારાજ!' લોક પૂછવા માંડ્યાં.

'સાંગાવદરકી હૈ, હાકા બસિયાકી બેન.'

લોક મોંમાં આંગળી નાખી કહે છે, 'અરે મહારાજ! એ તો રાણીસાબ! એમને તો સુમલબાઇ કહેવાય.'

'તુમેરી સુમલબાઇ, હમેરી તો છૂમલી હૈ.'

દરબારગઢમાં ઊંચી ઓસરી ઉપર સુમલબાઇ બેઠાં છે. આસપાસ દાસદાસીઓ આદેશ ઉઠાવતાં ફરે છે. ત્યાં બાવાજીએ પહોંચીને પૂછ્યું: 'ક્યું છૂમલી તુમ હો?'

'હા મહારાજ, રામરામ. હું સુમલબાઇ. શી આજ્ઞા છે!'

'દેખ આ તુમારા ભાઇકા કાગજ.'

'ભાઇ સાજાસારા છે ને!' એમ પૂછી એને કાગળ વંચાવ્યો.

તેમાં આમ હતું, 'મહારાજના અમારી પાસે સાઢી પચીસ રૂપિયા માગણા છે તે આપી દેજો અને તેમણે આપણાં મૂવેલાં માને યાદ કર્યાં હતાં એટલે એમની પટલી ભરદાસ કરજો.'

પાસે મોટી જર્મન સિલ્વરની પેટી પડી હતી તેમાંથી સુમલભાઈએ ખોબો ભરીને રૂપિયા કાઢ્યા અને સાડી પચીશ રૂપિયા ગણી આપ્યા.

બાવાજી તો મૂંગા બની રૂપિયા સામું જોઈ જ રહ્યા. પછી વાચા આવી ત્યારે બોલ્યાઃ

'સુમલભાઈ, તુમ અન્નપૂરણા હો! તુમ બડી નસીબદાર હો! જબ નગરકા ધણીકા ઔર ભુજકા ધણીકા લોટ ભરે તબ ઇતના રૂપિયા હોત હૈ.'

તનસુખલાલે લીલા સામે જોઈને હસીને કહ્યું: 'જોયું! સૌના દાનનું મંડાણ અંગત અનુભવ ઉપર હોય છે. બાવાને એમ જ લાગ્યું કે જામસાહેબ અને કચ્છના મહારાવ પણ ખૂબ લોટ માગીને વેચે ત્યારે એટલા પૈસા ભાળતા હશે!' તાપીબાએ વાત આગળ ચલાવી.

'હમ તુમેરા ગુરુ હૈ. હમકો યાદ કરના. હમ રજા લેતા હૈ.'

'ના મહારાજ, એમ તે જવાય! આજ રોકાઈ જવાનુ છે. પાછો ભાઈનો હમકો મળે.'

બાવાજીને તો અચ્છી રીતે દૂધપાક અને માલપુવા જમાડ્યા છે, પણ ભાઈના પત્રનો અમલ કરવા મહીં બે નેપાળાના બી વાટીને નાખી દીધાં છે.

બપોરે બાવોજી રામકથા વાંચે છે. સુમલભાઈ બીજી બાઈઓ સાથે સાંભળે છે.

હૃદય વિચાર ન જાત હર, કેહિ વિધિ દર્શન હોય,
ગ્રુસ રૂપ અવતરે જ પ્રભુ, ગયે જાન સબ કોય.'

'માનવી–રૂપે વિચરતા પ્રભુકા દર્શન કરનેકું શંકરે ઇસ લિયે નહિ આયા કરતે હૈ કે દુનિયાકે લોક ન જાન જાય કે વહ પ્રભુ હૈ. અભારે બી ઐસા હી બનતા હૈ' બાવાજીએ રહસ્યમય વિવરણ કર્યું.'

'ત્યારે મહારાજ, આપ જ પ્રભુનો અવતાર હશો.' સુમલભાઈ મર્મમાં બોલ્યાં

'હા, બેટા, તુમ સમજી. બડી ચાલાક ચેલી હો.' પછી કૃષ્ણાવતારની વાત માંડી બાવાજીએ:

'શ્રીકૃષ્ણ ભગવાનને જબ ગોવર્ધન ઉઠાયા તુબ એક શિલા ગિર પડી આંગલી ઉપર. ઇસ કારણ દેખ નખ કાલા હો ગયા.' કહી મહારાજે પોતાની આંગળી શ્રોતાઓ સામે ધરી.

'શું મહારાજ, આપ જ કૃષ્ણ ભગવાન!'

'ઐસા કુછ હૈ તો ખરા.'

એ અરસામાં નેપાળો પેટમાં નિષ્ક્રિય બેઠો નહોતો. પોથી બાંધી ન બાંધી ને હાંહાં કરતી બાયુંને છોડીને દોડ્યા બાવોજી તે ગામ બહાર આવેલા તળાવમાં જઈને પડ્યા. સાંજ સુધી પાણીમાં પડ્યા રહ્યા ત્યારે દાહ મટ્યો, ઝાડામાંથી રાહત થઈ

સુમલભાઈને મોઢું દેખાડવા ગયા સિવાય બાવાજી પોતાના ગામ ભેળા થયા.

સામે જ હાકો બસિયો આવતો હતો. એણે પૂછ્યું, 'કાં મહારાજ, રૂપિયા મળ્યા!'

'રૂપિયા તો મિલા. મગર મર ગયા હમ તો!'

'કેમ એમ કહો છો!'

'તુમેરી બેનને હમારી અચ્છી ખાતેરબરદાસ્ત કી. પણ રામ જાણે હમારી તબિયત બિગડ ગઈ. અચ્છા ભાઈ તુમેરી બેન લક્ષ્મીકા અવતાર હૈ. ઉનકી પાસ બહોત રૂપિયા હૈ. હમકો રામજી કે વાસ્તે કુછ અપાવના હો!'

હાકો બસિયો માત્ર હસ્યા.

મંદિરમાં જઈ બાવાજીએ બાવણને પૈસા બતાવીને એક રૂપિયો ખખડાવતાં કહ્યું: 'દેખ બેરાગન, ગાડાકા પૈડા ઠનનનન!'

વાત સમેટી લેતાં તાપીબા બોલ્યાં, 'એમ છે બાપા! લક્ષ્મીજીનું રાજ્ય છે આખી દુનિયામાં. લંગોટીવાળાને પણ પહેલી એની જરૂર લાગ્યા કરી છે જીવનમાં. છતાં એને એટલું વધારી દેવાની અભળખા રાખવી સારી નથી.'

પોતાના ઓરડામાં સૂવા જતાં લીલાએ તનસુખલાલને પૂછ્યું, 'શું બાવાને પણ જીવનમાં સૌથી પહેલી કામ્ય વસ્તુ લક્ષ્મી લાગતી હશે!'

'ના રે!' એણે પત્ની સામે દાક્ષિણ્યથી હસીને કહ્યું, 'શું બાવાને કે શું બીજાને સૌથી પ્રથમ કામ્ય વસ્તુ લાગે છે બધાને લક્ષ્મી નહિ પણ ગૃહલક્ષ્મી. આવને વખતે એ વિષયની વાત કહેવરાવશું દાદાજી પાસે.'

[ચાલુ

# સુવર્ણમૂર્તિ

—મણિલાલ અલગારી—

ખબર એટલા અણધાર્યા અને આકસ્મિક હતા કે સાંભળીને જમીનદાર શિવશંકર ચૌધરી ડરી જ ગયા.

આવું કદી બનશે એવું તેમણે સ્વપ્ને પણ ધાર્યું નહોતું. ત્રણ પેઢીથી સ્થાપેલા તેમના ગૃહદેવતા લક્ષ્મીનારાયણની સોનાની મૂર્તિ ચોથા માળના પૂજાના ઓરડામાંથી કોઈ ચોરી ગયું હતું.

સમાચાર સાંભળ્યા ત્યારથી તેમનું હૈયું બળ્યા કરે છે. એમને એમ જ થયા કરે છે કે એમના કોઈ પાપે જ દેવ તેમને તજીને ચાલ્યા ગયા.

પહેલાં તો-શું કરવું તે તેમને સૂઝ્યું જ નહિ. તેમનું મગજ બહેર મારી ગયું હતું.

મૂર્તિ નક્કર સોનાની, પાંચ-છ ઈંચ લાંબી અને તેમના ઇષ્ટદેવ લક્ષ્મીનારાયણના યુગલ રૂપની હતી. અને તે મૂર્તિમાં મહામોંઘા હીરા જડવામાં આવ્યા હતા. મૂર્તિ રૂપાના સિંહાસન ઉપર બિરાજમાન રહેતી. અંધારામાં તેના હીરા અપૂર્વ રીતે ઝગમગતા. દૂરથી તો એમ જ લાગતું કે મૂર્તિની આસપાસ સ્વર્ગીય જ્યોતિમંડળ વિરાજે છે.

મૂર્તિનો ઇતિહાસ આમ છે. શિવશંકરના પ્રપિતામહ રાધાકાન્ત ચૌધરી બહુ ગરીબ ઘરે જન્મ્યા હતા. દરરોજ બે ટંક પેટપૂર ખાવાનું પણ મળતું નહિ. પણ તે ખરેખરા નરવીર હતા. ભાગ્યના હાથમાં પોતાની જાતને સોંપી, દરિદ્રતા સ્વીકારી લે તેવા તે નબળા નહોતા. તેથી જ તે પોતાની વિધવા માને કહ્યા-કારવ્યા વિના, તેમને જનોઇ વખતે મળેલી વીંટી પચીસ રૂપિયામાં વેચી એક દી વહાણમાં બેસી બ્રહ્મદેશમાં જતા રહ્યા.

ત્યાં પચીસ વરસ ગાળ્યા પછી તેમને એક ખાણમાં સારી નોકરી મળી ગઈ.

ભાગ્ય હવે એમને અનુકૂળ થયું.

ચૌદ ચૌદ વર્ષો સુધી તનતોડ મહેનત કરી ખૂબ ધન કમાઇ તે પાછા દેશમાં આવતા રહ્યા.



ખાણમાં નોકરી કરતાં કરતાં તેમણે ઘણા હીરા એકઠા કર્યા હતા.

બંગાળમાં આવ્યા પછી વેપાર શરૂ કર્યો. ધીમે ધીમે ભાગ્યદેવી તેના પર બહુ પ્રસન્ન થતાં ગયાં. ધૂળ પણ સોનામાં પલટાવા લાગી.

ગામડામાં ગરાસ ખરીદ્યો. મોટું મકાન બનાવ્યું અને ૫૦-૬૦ હજાર રૂપિયા ખરચી સોનાની લક્ષ્મીનારાયણની હીરાજડિત મૂર્તિ ઘડાવી તેની પ્રતિષ્ઠા કરાવી. ચૌધરીના વંશમાં

એવામાં નોકરે ખબર આપી કે પૂજારી મળવા માગે છે.

'એમને અંદર આવવાનું કહે.'

'વૃદ્ધ રામકુમાર મહાશય અંદર દાખલ થતાં જ બોલ્યા, 'મા કહેતાં'તાં કે મારું કંઈક કામ છે એટલે આપે મને તેડાવ્યો છે'

'હા, હા. આવો, બેસો.'

સર શ્રીનાથ તેમની તરફ ધારી ધારીને જોવા લાગ્યાઃ ઉંમર લગભગ સિત્તેર હશે. માથાના બધા વાળ ધોળા થઈ ગયા હતા. વદન પર કરચલીઓ પડી ગઈ હતી. ચાલે છે પણ જરા વાંકા વાંકા. શરીરનો વાન ઊજળો કાળો. પહેરવેશમાં એક ધોતિયું અને લક્ષ્મીનારાયણના નામથી છાપેલો એક ખેસ શરીર પર વીંટાળેલ. કપાળે લાલ ચંદનનું ટીલું હતું.

'આપને એક ખાસ કારણે બોલાવ્યા છે, રામકુમાર મહાશય!' પછી શિવશંકરે બધી વાત માંડીને કહી અને કહ્યું, 'ન કહું ત્યાં સુધી કોઈ આનો એક અક્ષર પણ જાણવા ન પામે.'

'પણ ચૌધરી મહાશય, ચોરી થઈ કેવી રીતે!'

'એ જો જાણતો હોત તો અત્યાર સુધી કંઈ કર્યા વિના રહું?'

સર શ્રીનાથ બોલ્યા, 'આપને એક suggestion કરું મિ. ચૌધરી!'

'કરો ને.'

'મશહૂર ડીટેક્ટીવ કિરીટરાયમાં સાંભળ્યું છે કે, આવા ભેદો ઉકેલવાની અદ્ભુત શક્તિ છે. એને જણાવ્યું હોય તો કેમ!'

'આપ શું સાચે જ એમ માનો છો સર શ્રીનાથ, કે કિરીટબાબુ આમાં મને કંઈ મદદ કરી શકશે?'

'પ્રયત્ન કરી જોવામાં શું જાય છે!'

'વારુ તો હવે હું શું કરું!'

'આપને એમાં કાંઈ કરવાનું નથી, મિ. ચૌધરી, આપ રાતની ટ્રેનમાં જ આવવાનો તેમને એક તાર કરી દો.'

'તાર કર્યે તે જો ન આવે તો?'

'તારમાં એમ લખજો-કે હું ભયંકર આફતમાં છું ને આપની મદદ ચાહું છું. એટલે આવ્યા વિના રહી શકે.'

પછી સર શ્રીનાથે તારનો મુસદ્દો ઘડી આપ્યો ને તરત જ અર્જન્ટ તાર કરવામાં આવ્યો.

સર શ્રીનાથનું કહેવું સાચું પડ્યું. રાતે જ તારનો જવાબ આવ્યો, 'Starting, attend station–Kirit.' (આવું છું. સ્ટેશને લેવા આવશો–કિરીટ.)

રાતે વખતસર ટ્રેન આવી પહોંચી. ફાગણ માસ હતો. ઠંડીના દિવસો પૂરા થયા ગણાય પણ વહેલી સવારે શિયાળાની થોડીક અસર જણાય છે–થોડી ઠંડી હજી પડે છે. ઊગતા પ્રભાતના ઝાંખા પ્રકાશથી પૂર્વ આકાશ હળવા રંગોથી રંગાઈ ગયું છે.

નાનું સ્ટેશન છે ને લાલ કાંકરીવાળું ઊંચું પ્લેટફોર્મ છે. પ્લેટફોર્મની હદ મેંદીની વાડથી બાંધેલી છે. સ્ટેશન જેમ નાનું છે તેમ માણસોની ચડ–ઊતર પણ ઓછી છે.

કિરીટ હાથમાં સુટકેસ લઈ સેકન્ડ ક્લાસમાંથી ઊતરતાં જ શિવશંકરે આગળ આવીને પૂછ્યું, 'આપનું ના[illegible] હાલ સલવ. [illegible]ર હજી ખબર

'કિરીટરાય.' [illegible]યું જાણું કે

'નમસ્કાર. હું પોતે [illegible]ના ગર્વકર ચૌધરી છું.' [illegible]ય'

'ઓહ, નમસ્કાર.'

'ચાલો, બહાર ગાડી રખાવી છે.'

બહાર મોટર પાસે આવ્યા. ઉંચલા મોડલની મોટર હતી. બોડી એવા ઊજળા રંગનું હતું કે અંદર અરીસાની જેમ મોઢું દેખાય.

બેય અંદર બેઠા. શિવશંકર મોટર હાંકવા બેઠા. આજે ડ્રાઈવરને લાવ્યા ન હતા.

પાછલી સીટમાં આંખો મીંચી કિરીટ કંઈક વિચારમાં પડી ગયો.

સ્ટેશનથી જમીનદારનું મકાન પાંચેક માઈલ દૂર હશે. કાચી સાંકડી સડક ઉપર મોટર ચાલી જાય છે. શિવશંકર બોલ્યા, 'કિરીટબાબુ!'

'શું છે, બોલો.'

'આમ એકાએક આપને તાર કર્યો તેથી નારાજ તો નથી થયા ને?'

'ના. તાર મળ્યો ત્યારથી હું સમજી ગયો કે આપ ભારે આફતમાં છો. પણ આખી રાત ટ્રેનમાં બેઠા બેઠા એ જ વિચારતો આવ્યો છું કે આપને માથે એવી શી આફત આવી પડી અને હું એમાં શી મદદ કરી શકું? પણ આપનું મોં જોઈને મને લાગે છે...'

'શું લાગે છે?'

'કે ખૂનખરાબી નથી થઈ પણ આપની કંઈ કિંમતી વસ્તુ ચોરાઈ ગઈ છે અને એની કિંમત પણ લગભગ ચાલીસ–પચાસ હજાર હોય તો ય ના નહિ.'

ત્યારે વિસ્મયથી શિવશંકરનું મોઢું ને આંખો પહોળાં થઈ ગયાં. કિરીટ તે અંતર્યામી છે કે જાદુગર?

કિરીટ મૃદુ હસીને બોલ્યો, 'તમને નવાઈ લાગે છે ને કે આ બધું હું ક્યાંથી જાણું છું! ખરું ને, મિ. ચૌધરી! પણ એ તો માત્ર મારું Simple deduction છે. તમારા મુખ ઉપર બેચેની નહોતી એટલે એ તો મારો Common senseનો Rule of Three. એક તો કલકત્તામાં નામાંકિત ટીમ્બર મરન્ચંટ શિવશંકર ચૌધરી પાસે ધન અઢળક છે એની વાટેઘાટે વાતો થાય છે. બીજું ખૂનખરાબી થઈ હોત તો મારી મદદ લેવાને બદલે આપે પોલીસની જ મદદ માગી હોત અને ત્રીજું એવી કોઈ કિંમતી વસ્તુ ખોવાઈ ગઈ છે કે જે આપ ખીજાને કહેતા નારાજ છો.'

'ચૌધરીજી! આપે મને તાર કર્યો છે કે આપ ભારે આફતમાં પડ્યા છો જેને માટે મારી મદદની આપને જરૂર છે. તારમાં આપે કંઈ જણાવ્યું નહોતું. એથી સ્પષ્ટ સમજાય છે કે વાતની કોઈને ખબર ન પડી જાય તેમ આપ ઇચ્છો છો તેમ જ વાતનો જલદી અંત આવે તેમ પણ ઇચ્છો છો તેથી જ આપે મને તાર કર્યો હતો. કેમ મહાશય, બરોબર છે ને?'

'પણ મારી કોઈ મૂલ્યવાન વસ્તુ ખોવાઈ છે તે તેમ કરી જાણ્યું!'

'તે ય મારું અનુમાન જ છે કારણ કે આવી બાબતમાં એ જ સ્વાભાવિક છે. આપના જેવા ધનવાનને ત્યાં કિંમતી ચીજો ઘણી હોય અને તેના પ્રત્યે દરેક જણને મોહ થવો ય તદ્દન સ્વાભાવિક છે. પણ આ તો તર્કની વાત થઈ પણ તમારી પાસેથી જ મને પાકી ખાતરી થઈ છે કે આપની કંઈ મૂલ્યવાન વસ્તુ ચોરાઈ ગઈ છે. વાત શું છે એ કહો જોઈએ. અને એની સાથે એ પણ સમજી ગયો છું કે આપ આ સંબંધે બધાની સમક્ષ ચર્ચા કરવા ઇચ્છતા નથી.'

'વાહ! એ ય તમે કેમ કરીને જાણ્યું?'

જો એમ ન હોત તો તમે પોતે જ મોટર હાંકીને સ્ટેશને ન આવ્યા હોત. સાથે ડ્રાઈવર પણ હોત.'

શિવશંકર શ્રદ્ધાથી પીગળીને બોલ્યા, 'મિ. રાય! જેમ જેમ તમારી વાત સાંભળું છું તેમ તેમ મુગ્ધ થઈ જાઉં છું. સર શ્રીનાથે સાચું જ કહ્યું છે કે તમારામાં અદ્ભુત શક્તિ છે. હવે મને સાચે જ આશા બંધાય છે કે મૂર્તિનો આપ જરૂર પત્તો મેળવી શકશો.'

સર શ્રીનાથનું નામ સાંભળી કિરીટે આશ્ચર્યથી પૂછ્યું, 'સર શ્રીનાથ સરકાર તો નહિ ને!'

'હા, એ જ. તે મારા મિત્ર પરમ છે.

'ઓહ!' જરા અટકીને પછી કિરીટ બોલ્યા, 'શું કહ્યું હતું!'

જવાબમાં શિવશંકરે બધી વાત કહી.

:૪:

મોટર ઘરથી થોડેક છેટે હતી ત્યાં શિવશંકરે આંગળી ચીંધી કહ્યું, 'આપણે આવી પહોંચ્યા છીએ. પેલું ઊંચું મકાન દેખાય તે મારો 'મધુનિવાસ' છે.'

'મિ. ચૌધરી! મારું નામ ભલે બધા જાણે પણ હું અહીં શા માટે આવ્યો છું તે કોઈને જણાવવાની જરૂર નથી.'

ત્યાં મોટર ગેટમાં દાખલ થઈને મકાનના મુખ્ય બારણા પાસે જઈને ઊભી રહી. ગાડીમાંથી ઊતરતાં જ શિવશંકરને તેમના સેક્રેટરી અને મેનેજર શ્રીકંઠ બાબુ મળ્યા. શ્રીકંઠ બાબુ કૌતુહલથી ઘડીક પોતાના માલિક તરફ તો ઘડીક કિરીટ તરફ તાકી રહ્યા.

શ્રીકંઠ બાબુની ઉંમર ત્રીશ કે બત્રીશ હશે. ઝીણી ઝીણી ગોળ આંખો છે. પણ તેમાં બુદ્ધિનો પ્રકાશ જરા યે ન મળે.

શિવશંકરે પરસ્પર પરિચય આપતાં કહ્યું, 'એમનું નામ કિરીટરાય, આ મારા સેક્રેટરી અને મેનેજર શ્રીકંઠ મલિક છે.

બેઉએ સામસામા નમસ્કાર કર્યા.

'કિરીટબાબુ માટે રહેવા-કારવવાનો રૂમ બરોબર તૈયાર કરી રાખ્યો છે ને!'

'હાજી બીજે માળે દાદાબાબુના ઓરડા પાસે જ જે ઓરડામાં અવારનવાર તેમના મિત્રો ઊતરે છે તે રૂમમાં બધી ગોઠવણ કરી છે.'

'સારું, ચાલો કિરીટબાબુ.'

કિરીટબાબુને ઓરડો બહુ ગમી ગયો. ઓરડામાં સુંવાળી લાદી પાથરેલી. સાધન-સામગ્રીનો જરા યે આડંબર નથી. એક બાજુ એક પલંગ ઉપર સ્વચ્છ પથારી પાથરી છે. નાનકડું એક રાઈટીંગ ટેબલ અને બેએક ગાદીવાળી ખુરશી અને એક આરામખુરશી છે. એક ચોપડીઓની છાજલી છે એમાં અંગ્રેજી-બંગાળી પુસ્તકો ગોઠવેલાં છે. ને ભીંતે એક સુંદર જર્મન ઘડિયાળ છે. ઓરડાને ત્રણ બારી છે. દક્ષિણ દિશાની બારીમાંથી દૂર દિગંત સુધી મેદાનો ને ખેતરો દેખાય છે.

થોડોક નાસ્તો ને ચા લીધા પછી કિરીટ શિવશંકરની સાથે વાતો કરતા હતા. શિવશંકરના મકાનનો કિરીટને થોડોઘણો ખ્યાલ મળી ગયો છે. શિવશંકરને એક બીજો ભાઈ છે તેનું નામ મણિશંકર. શિવશંકર મોટા ને મણિશંકર શિવશંકર કરતાં પંદર વરસે નાનો છે. શિવશંકર મોટે ભાગે ગામડામાં જ રહે છે તેમ છતાં વેપારને અંગે કલકત્તામાં વારે વારે જઈ આવે છે. કલકત્તાની પેઢી મણિશંકર જ સંભાળે છે પણ મોટાભાઈની સલાહ અને સૂચના વગર તે કોઈ કામકાજ કરતો નથી.

શિવશંકરને બે દીકરા છે—દીનશંકર અને દ્વિજશંકર. દિનશંકર મોટો અને દ્વિજશંકર નાનો.

મણિશંકરના લગ્ન હજી થયાં નથી. દિનશંકરની ઉંમર ૨૫ વરસ છે ને કલકત્તા વિશ્વવિદ્યાલયમાં એમ. એ. માં અર્થશાસ્ત્રનો અભ્યાસ કરે છે. દ્વિજ કસ્બામાં મેટ્રિક ભણે છે.

શિવશંકરની વહુ ગુજરી ગયા છે ત્યાર પછી ફરી લગ્ન કર્યાં નથી.

તેમના કુટુંબમાં સ્ત્રીઓમાં માત્ર શિવશંકરનાં વૃદ્ધ મા હરસુંદરી હજી હયાત છે. એ સિવાય વિધવા બેનનો દીકરો સત્યેન્ પણ સાથે રહે છે. સત્યેન્ મામાને ત્યાં જ મોટો થયો છે ને હમણાં એમ. એ. એલએલ. બી.માં પાસ થયો છે ને હમણે ઘરે બેઠા બેઠા સાહિત્યચર્ચા કરે છે. તેને વિલાયત જઈ બેરિસ્ટર થવાની ઇચ્છા છે પણ તેમાં શિવશંકર રાજી નથી. શિવશંકરનો ખ્યાલ કંઈ જુદો જ છે. બુદ્ધિ અને ખંત હોય તો આ દેશમાં રહીને જ ઉન્નતિ થઇ શકે છે. દાખલાઓનો કંઈ અભાવ નથીઃ આશુતોષ, રાસ બિહારી ઘોષ વગેરે.

પણ આ તો થઈ કુટુંબીઓની વાત. બીજા માણસોમાં એક તો મેનેજર શીકંઠ બાબુ અને ઑફિસમાં કામ કરતા જીવન બાબુ અને અભિય બાબુ છે. નોકરોમાં એક પુરાણો નોકર શ્યામુ જેણે દિનશંકરને નાનપણથી રમાડીને મોટો કર્યો છે. આ ઘરમાં હવે તેનું એક કુટુંબી જેવું જ સ્થાન છે. એ સિવાય રસોયો, શોફર, માળી, ક્લીનાર, કામવાળી વગેરે પણ છે.

પહેલાં જ કહેવામાં આવ્યું છે કે મધુનિવાસ મહેલ જેવો છે. બહુ દૂરથી ય જમીનદારનું લાલ રંગનું મકાન સૌનું ધ્યાન ખેંચે છે.

ચોથે માળને જોડે એક જ ઓરડો છે અને તે જ ઠાકોરજીનું મંદિર છે. બીજે-ત્રીજે માળે આઠ આઠ ઓરડા છે. મકાન સામે જ દેશી ને વિલાયતી ફૂલનો મોટો બગીચો છે. બગીચામાં લાલ કાંકરીવાળા રસ્તા છે. ઘર પછવાડે થોડે છેટે આંબા, જામરૂખડી વગેરેની ઘટા છે. એની પાછળના ભાગમાં લાંબાં ખેતરો ને મેદાનો નજરે પડે છે.

ઘરને બે બાજુ દાદરા છે. એક ઠેઠ ચોથા માળ સુધી ગયો છે ને બીજો ત્રીજે માળે અટકી ગયો છે. ટૂંકમાં ચોથે માળે પૂજાના ઓરડામાં જવા માટે એક જ દાદરો છે. ફિરીફરી ફરીને બધું બરાબર જોયું. ચોથે માળે દાદરા સિવાય બીજો જવાનો કોઈ રસ્તો નહોતો.

ઠાકોરજીના ઓરડામાં શિવશંકરનાં મા અને પૂજારી સિવાય કોઈ જતું નહીં. શિવશંકર જાય છે ખરા પણ સાત-આઠ દિવસથી એ તરફ ડોકાયા જ નથી. બીજા કોઈને એ ઓરડામાં જવાનો અધિકાર નથી. શિવશંકરનો જ એવો હુકમ છે. [બાકી આવતે અંકે

## પોલીસ રીપોર્ટ

આજે વહેલી સવારે, લગભગ ૫-૧૫ વાગે, રોન ફરતાં જમાદાર દેશવલાયે એક આસામીને ફૂટપાથ પર પડેલો જોયો હતો. મજકૂર આસામીને ઘણું વાગ્યું હતું. વાગવાનું કારણ પૂછતાં તે આસામીએ 'કંઈ કહેવા જેવું નથી,' એમ જણાવ્યું હતું, અને છતાં પોલીસ જમાદારે તેને બધી બાતમી આપી દેવા સમજાવ્યો હતો, અને ખાતરી આપી હતી કે 'આમાં તને કાંઈ નહીં થાય.'

મજકૂર શખસે કહેલી કેફિયત તેના જ શબ્દોમાં નીચે રજૂ કરીએ છીએ.

'હું મિલમાં રાતપાળીએ જાઉં છું. સાંજના ૫-૩૦થી સવારના ૩-૩૦ સુધી. આ મકાનના (તેણે જ્યાં પડ્યો હતો તે મકાન બતાવ્યું હતું.) ત્રીજા માળે હું અને મારી ઓરત રહીએ છીએ. ગઈ કાલે મારે રજા હતી એટલે હું અને મારી સ્રી બંને સૂતાં હતાં. અમારું ઘર બહુ જ નાનું છે અને તેમાં એક જ ખાટલો માઈ શકે છે. લગભગ રાતના ત્રણને સુમારે મારા ઘરના બારણાની સાંકળ કોકે ખખડાવી. મારી વહુ ઊંઘમાંથી ઝબકીને જાગી ગઈ ને તરત જ મને હડસેલતાં કહે, 'લાગ લાગ મારો ધણી આવ્યો લાગે છે,' અને જમાદાર સાહેબ હું પણ મૂરખની જેમ બારીમાંથી કૂદી પડ્યો.

જમાદારની નોંધ—આમાં કંઈ ગુન્હો બનતો નથી. મજકૂર આસામીનો ડાબા હાથનો અંગૂઠો ભાંગી જવાથી છાપ લઈ શકાઈ નથી. રીમાર્ક—દફતર દાખલ.

• •

એક—તમારો જન્મ ક્યાં થયેલો?
બીજો—અમદાવાદમાં.
એક—કુસવા પડેલો?
[illegible]

'ઓહ!' જરા અટકીને પછી કિરીટ બોલ્યા, 'શું કહ્યું હતું?'

જવાબમાં શિવશંકરે બધી વાત કહી.

:૪:

મોટર ઘરથી થોડેક છેટે હતી ત્યાં શિવશંકરે આંગળી ચીંધી કહ્યું, 'આપણે આવી પહોંચ્યા છીએ. પેલું ઊંચું મકાન દેખાય તે મારો 'મધુનિવાસ' છે.'

'મિ. ચોધરી! મારું નામ ભલે બધા જાણે પણ હું અહીં શા માટે આવ્યો છું તે કોઈને જણાવવાની જરૂર નથી.'

ત્યાં મોટર ગેટમાં દાખલ થઈને મકાનના મુખ્ય બારણા પાસે જઈને ઊભી રહી. ગાડીમાંથી ઊતરતાં જ શિવશંકરને તેમના સેક્રેટરી અને મેનેજર શ્રીકંઠ બાબુ મળ્યા. શ્રીકંઠ બાબુ કૌતુકથી ઘડીક પોતાના માલિક તરફ તો ઘડીક કિરીટ તરફ તાકી રહ્યા.

શ્રીકંઠ બાબુની ઉંમર ત્રીસ કે બત્રીશ હશે. ઝીણી ઝીણી ગોળ આંખો છે, પણ તેમાં બુદ્ધિનો પ્રકાશ જરા યે ન મળે.

શિવશંકરે પરસ્પર પરિચય આપતાં કહ્યું, 'એમનું નામ કિરીટરાય, આ મારા સેક્રેટરી અને મેનેજર શ્રીકંઠ મલિક છે.

બેઉએ સામસામા નમસ્કાર કર્યા

'કિરીટબાબુ માટે રહેવા-કારવવાનો રૂમ બરોબર તૈયાર કરી રાખ્યો છે ને?'

'હાજી બીજે માળે દાદાબાબુના ઓરડા પાસે જ જે ઓરડામાં અવારનવાર તેમના મિત્રો ઊતરે છે તે રૂમમાં બધી ગોઠવણ કરી છે.'

'સારું, ચાલો કિરીટબાબુ.'

કિરીટબાબુને ઓરડો બહુ ગમી ગયો. ઓરડામાં સુંવાળી લાદી પાથરેલી. સાધન-સામગ્રીનો જરા ય આડંબર નથી. એક બાજુ એક પલંગ ઉપર સ્વચ્છ પથારી પાથરી છે. નાનકડું એક રાઇટીંગ ટેબલ અને બેએક ગાદીવાળી ખુરશી અને એક આરામખુરશી છે. એક ચોપડીઓની છાજલી છે એમાં અંગ્રેજી-બંગાળી પુસ્તકો ગોઠવેલાં છે. ને ભીંતે એક સુંદર જર્મન ઘડિયાળ છે. ઓરડાને ત્રણ બારી છે. દક્ષિણ દિશાની બારીમાંથી દૂર દિગંત સુધી મેદાનો ને ખેતરો દેખાય છે.

થોડોક નાસ્તો ને ચા લીધા પછી કિરીટ શિવશંકરની સાથે વાતો કરતા હતા. શિવશંકરના મકાનનો કિરીટને થોડોઘણો ખ્યાલ મળી ગયો છે. શિવશંકરને એક બીજો ભાઈ છે તેનું નામ મણિશંકર. શિવશંકર મોટા ને મણિશંકર શિવશંકર કરતાં પંદર વરસે નાનો છે. શિવશંકર મોટે ભાગે ગામડામાં જ રહે છે તેમ છતાં વેપારને અંગે કલકત્તામાં વારે વારે જઈ આવે છે. કલકત્તાની પેઢી મણિશંકર જ સંભાળે છે પણ મોટાભાઇની સલાહ અને સૂચના વગર તે કોઈ કામકાજ કરતો નથી.

શિવશંકરને બે દીકરા છે-દીનશંકર અને દ્વિજશંકર. દિનશંકર મોટો અને દ્વિજશંકર નાનો.

મણિશંકરના લગ્ન હજી થયાં નથી. દિનશંકરની ઉંમર ૨૫/વરસ છે ને કલકત્તા વિશ્વવિદ્યાલયમાં એમ. એ. માં અર્થશાસ્ત્રનો અભ્યાસ કરે છે. દ્વિજ કરવામાં મેટ્રિક ભણે છે.

શિવશંકરની વહુ ગુજરી ગયા છે ત્યાર પછી ફરી લગ્ન કર્યાં નથી.

તેમના કુટુંબમાં સ્ત્રીઓમાં માત્ર શિવશંકરનાં વૃદ્ધ મા હરસુંદરી હજી હયાત છે. એ સિવાય વિધવા બેનનો દીકરો સત્યેન્ પણ સાથે રહે છે. સત્યેન્ મામાને ત્યાં જ મોટો થયો છે ને હમણાં એમ. એ. એલએલ. બી.માં પાસ થયો છે ને હમણાં ઘરે બેઠા બેઠા સાહિત્યચર્યા કરે છે. તેને વિલાયત જઈ બેરિસ્ટર થવાની ઇચ્છા છે પણ તેમાં શિવશંકર રાજી નથી. શિવશંકરનો ખ્યાલ કંઈ જુદો જ છે. બુદ્ધિ અને ખંત હોય તો આ દેશમાં રહીને જ ઉન્નતિ થઇ શકે છે. દાખલાઓનો કંઈ અભાવ નથીઃ આશુતોષ, રાસ બિહારી ઘોષ વગેરે.

ને વળી ત્રીજો વિચાર આવ્યો: 'ચાલ ને એના જેવો ચીનો જ થઈને જાઉં. કોઈ ઓળખશે ય નહિ. આ કોટ-પાટલુન કરતાં ચીનાનો ઝભ્ભો જ મને વધારે ઠીક લાગશે.'

વિલિયમે તો કોટ-પાટલુન કાઢીને લાંબો, ખભાથી તે પગની પાની સુધીનો ઘેરદાર મખમલ જેવો ઝભ્ભો પહેરી લીધો. લાંબી દાઢી લગાડી દીધી ને પાછળ ચીના જેવો ચોટલો પણ બનાવી કાઢ્યો. માથે ટોપલા જેવો મોટો ટોપો નાંખ્યો. આ પોશાકમાં એને જોઈને ઘડીભર તો એની વહુ રોઝ (ગુલાબ) પણ વિચારમાં પડી ગઈ.

ચીનો બનીને વિલિયમ ચીંગ-લીંગ-ફૂ ખેલ કરતો હતો ત્યાં આવ્યો. ચીંગ-લીંગ-ફૂના એક-બે ખેલ જોયા ને એ ઊભો થયો. પોતે એ ખેલ એના જેમ જ કરી બતાવવા તૈયાર છે એમ જાહેર કર્યું—ને પોતે ઇનામ મેળવવા આવ્યો છે એમ પણ કહ્યું.

પણ ત્યાં તો ચીંગ-લીંગ-ફૂએ ફેરવી તોળ્યું. એણે તો નનૈયો ભણ્યો ને કહ્યું: 'તને ઇનામ નો મળે. આ જાહેરાત તો અમેરિકન લોકો માટે હતી—ચીનાઓ માટે નહિ. ને તું તો ચીનો છે.'

વિલિયમને તો છછૂંદર ગળ્યા જેવું થયું. ચીનો નથી એમ કહે તો ચીનો બનીને છેતર-પિંડી કરવા આવ્યો હતો એમ સાબિત થાય ને ચીનો કરે તો જાહેરાતમાંથી બાતલ થાય.

નસીબને દોષ દેતો બિચારો ઘેર આવ્યો ને રોઝને બધી વાત કહીને બોલ્યો: 'આપણા નસીબમાં પૈસા જ નથી, બીજું શું!'

રોઝ તો બેઠી બેઠી વિલિયમને જોઈ જ રહી છે. એ નથી બોલતી, નથી ચાલતી; બસ એકીટસે જોઈ જ રહી છે. વિલિયમને થયું: 'આ તો ભારે થઈ, મારા કરતાં તો રોઝને વધુ આઘાત લાગ્યો.' એણે ઊભા થઈ રોઝનો

શું કામ જાય! જાદુ ગયો ચૂલામાં. મારાં બાવડાં તો સાબૂત છે ના! કાલે જ હું જે મળશે તે નોકરી લઈ લઈશ.'

'ના, ના. હું તો બીજો જ વિચાર કરતી હતી.' રોઝે કહ્યું. 'બિચારો ચીંગ-લીંગ-ફૂ! કેવો છેતરાઈ ગયો. પણ આ પોશાકમાં તમે અસલ ચીના જ લાગો છો હોં. કોઈ કહી નો શકે કે અમેરિકન હશો.'

'હા પણ એટલે જ ૧૦૦૦ ડૉલર ખોયા ને?'

'ના, ખોયા નથી. ૧૦૦૦ ખોયા હશે પણ લાખો મેળવ્યા છે.'

'એટલે શું?' વિલિયમે પૂછ્યું.

'વિલિયમ તરીકે તમારા ખેલ જોવા કોઈ નહોતું આવતું. પણ હવે હું કહું એમ કરો. તમે થઈ જાવ સુંગ-લીંગ-સુ ને રોઝ મટીને હું થઈ જાઉં સુસ-સીન. ને પછી તમે તમારા ખેલ કરો. જુઓ જોઈએ, ટંકશાળ ન પડે તો મને કહેજો.'

પહેલાં તો રોઝની આ વાત વિલિયમના માન્યામાં આવી નહિ પણ રોઝ એમ જલદી હાર કબૂલી લે એવી નહોતી. એણે આખરે પોતાની વાત વિલિયમને ગળે ઉતારી. વિલિયમે વાંધો કાઢ્યો કે અમેરિકામાં તો એ બદનામ થઈ જ ગયો છે ને એમાં વળી કોઈક ઓળખાણવાળો નીકળશે તો બધો રકાસ થઈ જશે એટલે અમેરિકામાં તો એ ખેલ નહિ જ કરે. ત્યારે સુસ-સીન એને ઠેઠ દરિયાપાર ઇંગ્લૅંડમાં લઈ આવી.

ઈ. સ. ૧૯૦૦ના મે માસમાં લંડનની એક ફેશનેબલ હોટલમાં ચીની જાદુગર સુંગ-લીંગનો ઉતારો થયો. જુદા જુદા છાપાના પ્રતિનિધિઓ આવીને આ સુંગ-લીંગ-સુની મુલાકાતો લઈ ગયા. રંગિત વાંસ ઉપર ઝૂલતાં ઝુમ્મરોના દીવાઓવાળા ઓરડામાં રેશમી ગાલીચા ઉપર સુંગ-લીંગ-સુ બેઠો બેઠો લાંબી નળી વાટે અફીણની ચલમ પીધા કરે છે. અંગ્રેજી બોલતાં

# જીવતું નિશાન

——મગનલાલ પઢિયા——



એનું નામ વિલિયમ એલ્સવર્થ રોબિન્સન. રોબિન્સનને ભાત ભાતના ખેલ આવડે અને જાત જાતના જાદુ આવડે. એને હાથ-ચાલાકી યે આવડે અને નજરબંદી યે આવડે. ને તો ય, રોબિન્સનના પેટનું પૂરું થતું નથી.

કારણ એમ છે કે રોબિન્સનને તો બાંધ્યો પગાર મળે. એનો શેઠ એની પાસે ખેલ કરાવે ને એમાંથી કેટલાય ડોલર કમાય.

વિલિયમે નોકરી મૂકી દઈ પોતે સ્વતંત્ર રીતે પોતાના ખેલ કરી જોયા. પણ એમાં તો બાંધ્યા પગાર જેટલી ય આવક નો થઈ. એનું ય કારણ હતું. વિલિયમને બધી જાતના ખેલ કરતાં તો આવડે પણ બિચારાનું મોઢું એવું હતું કે કોઈ એને જાદુગર માનવા તૈયાર ન થાય. એનાં કપડાં ય એને ભળે નહિ. કોટ ને પાટલુન તો કોથળા જેવાં લાગે. વળી આ બધાથી એના મનમાં જ એવી ગભરામણ થાય કે જોનારા ખુશ થઈ જાય એવું કાંઈ બોલવાનું, હાવભાવ કરવાનું એને સૂઝે જ નહિ. એટલે પછી જોનારાને ય કંટાળો અને બગાસાં આવવા માંડે ને ઊંઘે ય આવવા લાગે. બહાર આવીને જોનારાઓ કહે, 'ખેલમાં તો કાંઈ દહાડો વળે એવું નથી. ઊંઘ વેચીને ઉજાગરો વહોરવાનો છે.'

બિચારો વિલિયમ! નોકરી છોડીને એ તો રખડી પડ્યો. એને હતું કે જાદુગર તરીકે નામ કાઢશું, દેશ-પરદેશ જાશું. પણ એને તો બિચારાને ભૂખે મરવા વારો આવ્યો. એ બિચારો તો જેવી મળે તેવી નોકરી શોધવા માંડ્યો.

એમાં એક દિવસ એણે એક જાહેર ખબર વાંચી:

'૧૦૦૦ ડોલર ઇનામ. ચીંગ-લીંગ-ફૂ વિખ્યાત ચીની જાદુગર આથી જાહેર કરે છે કે જે કોઈ એ કરે તેવો ખેલ એની રૂબરૂમાં એ જ મુજબ કરી બતાવે, તેને ૧૦૦૦ ડોલર ઇનામ આપવામાં આવશે.'

વિલિયમને થયું: 'લાવ ને જાઉં. જોઉં તો ખરો. ઇશ્વર પાધરો હશે તો ૧૦૦૦ ડોલર સાથે જ લાવીશ. એવા તો કંઈક ચીનાઓના ખેલ કરી શકું એમ છું.' એણે તો જવાનું નક્કી કર્યું.

વળી બીજો વિચાર આવ્યો: 'પણ આ મારું કાચું ત્યાં ય આડું નહીં આવે! ઊભો હશે તો એમ જ કહેશે: 'કર્યાં કર્યાં હવે ખેલ, તારું કાચું તો જો.' ને તો બધા ય મારા પર હસશે ને એની ભેળ તાણશે. ત્યારે કરવું શું!'

ને વળી ત્રીજો વિચાર આવ્યો: ' ખાસ તો એના જેવો ચીનો જ થઈને જાઉં. કોઈ ઓળખશે ય નહિ. આ કોટ-પાટલુન કરતાં ચીનાનો ઝભ્ભો જ મને વધારે ઠીક લાગશે. '

વિલિયમે તો કોટ-પાટલુન કાઢીને નાંખ્યાં, ખભાથી તે પગની પાની સુધીનો ઘેરદાર ગવન જેવો ઝભ્ભો પહેરી લીધો. લાંબી દાઢી લગાડી દીધી ને પાછળ ચીના જેવો ચોટલો પણ બનાવી કાઢ્યો. માથે ટોપલા જેવો મોટો ટોપો નાખ્યો. આ પોશાકમાં એને જોઈને ઘડીભર તો એની વહુ રોઝ ( ગુલાબ ) પણ વિચારમાં પડી ગઈ.

ચીનો બનીને વિલિયમ ચીંગ-લીંગ-ફૂ ખેલ કરતો હતો ત્યાં આવ્યો. ચીંગ-લીંગ-ફૂના એકએ ખેલ જોયા ને એ ઊભો થયો. પોતે એ ખેલ એના જેમ જ કરી બતાવવા તૈયાર છે એમ જાહેર કર્યું–ને પોતે ઇનામ મેળવવા આવ્યો છે એમ પણ કહ્યું.

પણ ત્યાં તો ચીંગ-લીંગ-ફૂએ ફેરવી તોળ્યું. એણે તો નનૈયો ભણ્યો ને કહ્યું : ' તને ઇનામ નો મળે. આ જાહેરાત તો અમેરિકન લોકો માટે હતી–ચીનાઓ માટે નહિ. ને તું તો ચીનો છે. '

વિલિયમને તો છછૂંદર ગળ્યા જેવું થયું. ચીનો નથી એમ કહે તો ચીનો બનીને છેતરપિંડી કરવા આવ્યો હતો એમ સાબિત થાય ને ચીનો ઠરે તો જાહેરાતમાંથી બાતલ થાય.

નસીબને દોષ દેતો બિચારો ઘેર આવ્યો ને રોઝને બધી વાત કહીને બોલ્યો : ' આપણા નસીબમાં પૈસા જ નથી, બીજું શું ! '

રોઝ તો બેઠી બેઠી વિલિયમને જોઈ જ રહી છે. એ નથી બોલતી, નથી ચાલતી; બસ એકીટસે જોઈ જ રહી છે. વિલિયમને થયું: ' આ તો વારે થઈ, મારા કરતાં તો રોઝને વધુ આઘાત લાગ્યો. ' એણે ઊભા થઈ રોઝનો શું કામ જાય ? જાદુ ગયો ચૂલામાં. મારાં બાવડાં તો સાબૂત છે ના ? કાલે જ હું જે મળશે તે નોકરી લઈ લઈશ. '

' ના, ના. હું તો બીજો જ વિચાર કરતી હતી. ' રોઝે કહ્યું. ' બિચારો ચીંગ-લીંગ-ફૂ ! કેવો છેતરાઈ ગયો. પણ આ પોશાકમાં તમે અસલ ચીના જ લાગો છો હોં. કોઈ કહી નો શકે કે અમેરિકન હશો. '

' હા પણ એટલે જ ૧૦૦૦ ડૉલર ખોયા ને ? '

' ના, ખોયા નથી. ૧૦૦૦ ખોયા હશે પણ લાખો મેળવ્યા છે. '

' એટલે શું ? ' વિલિયમે પૂછ્યું.

' વિલિયમ તરીકે તમારા ખેલ જોવા કોઈ નહોતું આવતું. પણ હવે હું કહું એમ કરો. તમે થઈ જાવ ચુંગ-લીંગ-સુ ને રોઝ મટીને હું થઈ જાઉં સુસ-સીન. ને પછી તમે તમારા ખેલ કરો. જુઓ જોઈએ, ટંકશાળ ન પડે તો મને કહેજો. '

પહેલાં તો રોઝની આ વાત વિલિયમના માન્યામાં આવી નહિ પણ રોઝ એમ જલદી હાર કબૂલી લે એવી નહોતી. એણે આખરે પોતાની વાત વિલિયમને ગળે ઉતારી. વિલિયમે શોધી કાઢ્યું કે અમેરિકામાં તો એ બદનામ થઈ જ ગયો છે ને એમાં વળી કોઈક ઓળખાણવાળો નીકળશે તો બધો રાસ થઈ જશે એટલે અમેરિકામાં તો એ ખેલ નહિ જ કરે. ત્યારે સુસ-સીન એને ઠેઠ દરિયાપાર ઇંગ્લેંડમાં લઈ આવી.

ઈ. સ. ૧૯૦૦ના મે માસમાં લંડનની એક ફ્રેશનેબલ હોટલમાં ચીની જાદુગર ચુંગ-લીંગનો ઉતારો થયો. જુદા જુદા છાપાના પ્રતિનિધિઓ આવીને આ ચુંગ-લીંગ-સુની મુલાકાતો લઈ ગયા. રંગિત વાંસ ઉપર ઝૂલતાં ઝુમ્મરોના દીવાઓવાળા ઓરડામાં રેશમી ગાલીચા ઉપર ચુંગ-લીંગ-સુ બેઠો બેઠો લાંબી નળી વાટે અફીણની ચલમ પીધા કરે છે. અંગ્રેજી બોલતાં

છોકરી સુસ-સીન દુભાષિયાનું કામ કરે છે. કેટ કંઈ મોટા મહાત્માઓને એણે ગુરુ કર્યાં છે. જાદુની દુનિયામાં એવો કોઈ ખેલ નથી જે ચુંગ-લીંગ-સુન જાણતો ન હોય.

આમ ઘણા છાપાવાળા ચુંગ-લીંગ-સુની મુલાકાત લઈ ગયા ને એના છાપેછાપામાં ફોટા છપાયા. ખેલ જોયા પહેલાં ખેલ વિશે સાંભળેલી વાતોના કે મુલાકાત લેનારાઓ પાસે રમૂજ ખાતર કરેલ એક-બે ખેલના દાખલાવાળા અહેવાલો છાપામાં છપાયા. આવા અહેવાલોને પ્રીવ્યુ ( Pre-view ) કહેવામાં આવે છે.

ખેલની પહેલી રાતે લંડનનું પ્રખ્યાત અલ્હામ્બ્રા થીએટર ચિક્કાર ભરાઈ ગયું છે. ઠાંસોઠાંસ માણસ ભર્યાં છે. બહાર 'હાઉસ ફૂલ' (થીએટર ચિક્કાર)નું પાટિયું લગાડવું પડ્યું છે. બરાબર નવને ટકોરે તખ્તાનો પડદો ખૂલ્યો ને સ્ટેજ ઉપર એક સૂકલકડી ને લાંબો, કાચું બેસી ગયેલો, મોટા રેશમી ઝભ્ભાવાળો, લાંબી દાઢીવાળો ને માથે ચોટલાવાળો માણસ આવીને ઊભો રહ્યો. વાંકા વળી વળીને એણે સલામો કરી અને ચીની ભાષામાં બધાને આવકાર્યા. એના હાવભાવ, એની ન સમજાય એવી બોલી: લોકોએ તરત એને ઓળખી કાઢ્યો-એ જ ચુંગ-લીંગ-સુ. તાળીઓના ગડગડાટથી એને વધાવી લીધો.

ચુંગ-લીંગ-સુ એના ખેલ શરૂ કરે છે. એ તો ચીની જાદુગર. એના ઝભ્ભાની લાંબી બાંયમાંથી એણે એક અંગ્રેજનો ટોપ હેટ કાઢ્યો. ફૂ કરીને એણે એ ટોપ હેટનું કૂંડું બનાવી દીધું. કૂંડામાં છોડ ઊગવા માંડ્યો. છોડને પાંદડે ને ડાળીએ ફૂલ પણ ઝૂલવા લાગ્યાં. વળી ફૂ કરીને એણે છોડ અલોપ કરી દીધો.

ફૂલની ટીશીટમાંથી એણે રેશમની કોકડી બનાવી ને કોકડીમાંથી એણે લાંબી લાંબી લાંબી પટ્ટીઓ કાઢવા માંડી. એ તો પટ્ટીઓ કાઢે જ જાય ને પટ્ટીઓ ય રંગબેરંગી નીકળે. ઘડીકમાં સફેદ તો ઘડીકમાં લાલ, તો ઘડીકમાં પીળી ને ઘડીકમાં જાંબુડી; ક્યાંક ક્યાંક તો બે રંગવાળી ને ક્યાંક વળી ત્રણ રંગવાળી!

સ્ટેજ ઉપર ભેગા થયેલ પટ્ટીઓના ઢગલાને એણે ગોળો વાળીને ઊંચે ફેંક્યો ને ફટાકડો ફૂટતો હોય એવો અવાજ કરતો ગોળો ગુમ થઈ ગયો ને આકાશમાંથી પરી ઊતરતી હોય તેમ અર્ધ ચીની અને અર્ધ પશ્ચિમના પોશાકમાં એક છોકરી ઊતરી આવી ને ચુંગ-લીંગ-સુ આગળ ઊભી રહી. એ હતી સુસ-સીન. ચુંગ-લીંગની સોબતણ-ચુંગનો દુભાષિયો.

પહેલી રાતથી જ ચુંગ-લીંગ-સુના નામનો ડંકો વાગી ગયો.

સુસ-સીને, એની રોઝે, સાચું જ કહ્યું હતું કે 'ટંકશાળ પડશે ટંકશાળ.'

પણ રોઝ અને વિલિયમની વાત એ બે જ જણાં જાણે છે. બાકી તો આખું લંડન અને ઇંગ્લેન્ડ આ ચીની જાદુગર ચુંગ-લીંગ-સુ અને તેની સોબતણ સુસ-સીન ઉપર ફિદા થઈ ગયું.

ચીનાની જેમ ચોટલાના સ્નાયુઓને બે ચી રાખવાની ટેવ વિલિયમે પાડી દીધી હતી. એની ચાલમાં પણ ચીની હાવભાવ પૂરેપૂરા આવી ગયા હતા. અંગ્રેજી ઉચ્ચારમાં પણ ચીની લઢણ દાખલ થઈ ગઈ હતી. કોઈ વાર તો રોઝ ને એ એકલાં હોય ત્યારે પણ એ ચીની અંગ્રેજી-ખોટું અંગ્રેજી બોલી બેસતો.

નસીબ આડું પાંદડું હતું એ ખસી ગયું ને એમાં રોઝનો હિસ્સો જેવો તેવો નથી એમ સમજીને વિલિયમ રોઝ ઉપર વારી વારી જતો હતો. રોઝ પણ પોતે આખરે વિલિયમને સુખી જોઈ શકી એના આનંદમાં મશગૂલ રહેતી.

પાંચ વરસ તો જાદુના ખેલની જેમ પસાર થઈ ગયાં.

હવે, પાંચ વરસ પછી એવું બન્યું કે

બીજો એક ચીની જાદુગર લંડનમાં આવી ચડ્યો. એ જાદુગર તે બીજો કોઈ નહિ પણ પેલો ચીંગ-લીંગ-ફૂ જ-જેણે વિલિયમને અમેરિકામાં 'હું ચીનો છું' એમ કહીને ૧૦૦૦ ડૉલરના ઇનામ માટે ખેલ કરવાની ના પાડી હતી. ફરતો ફરતો એ પણ લંડનમાં આવી ચડ્યો. આવીને જુએ ત્યાં તો ઠેકઠેકાણે 'ચીની જાદુગર' 'ચીનનો અજોડ જાદુગર' 'ચીનનો બેનમૂન જાદુઈ માણસ' 'જાદુના બેતાજ બાદશાહ' એવાં કંઈ કેટલાંય વિશેષણોવાળી ચુંગ-લીંગ-સુની જાહેરખબરો વાંચી. વાંચીને એ તો અજાયબ જ થઈ ગયો. એ ઘણો વખત ચીનમાં રહ્યો હતો. હજુ આઠ માસ પહેલાં એ ચીનમાં જઈ આવ્યો હતો-પણ ચીનમાં તો એણે ચુંગ-લીંગ-સુનું નામ કોઈ દિવસ સાંભળ્યું નહોતું. તેને થયું, નક્કી કોઈક ધુતારો લંડનને ધૂતી રહ્યો છે. પણ વાંધો નહિ. પોતે એવા સરસ ખેલ કરશે કે લોકોને સાચાખોટાની તરત ખબર પડશે. ને આ ધુતારાનો ઢોંગ ઉઘાડો થઈ જશે.

એમ વિચારીને આ નવા જાદુગર ચીંગ-લીંગ-ફૂએ લંડનના એક બીજા વિખ્યાત થીએટર એમ્પાયરમાં પોતાના ડેરા-તંબૂ નાખ્યા-ચુંગથી એ સ્થળ કંઈ ઝાઝું દૂર નહોતું.

ચીંગના ખેલ પણ સરસ હતા. તેમાં યે એ હાથની તાળી પાડીને ઉંદરામાં ઉંદરો ઉછળતો એ રીતે કાચનો કુંજો એ ઉપજાવી કાઢતો. એટલું જ નહિ એ કુંજામાં પાણી અને પાણીમાં માછલી પણ તરતી દેખાડતો એ કામ તો અદ્ભુત હતું. અને છતાં ચુંગની લોકપ્રિયતા તો હતી, એટલી ને એટલી રહી. એનું થીએટર તો ચિક્કાર રહ્યું.

હવે ચીંગ-ફૂ ચિડાયો. એણે અમેરિકામાં કાઢી-હતી એવી-પણ આ વખતે સીધી ચુંગને જ પડકારની જાહેરખબર છપાવી: 'હું, ચીંગ-લીંગ-ફૂ ચીનનો સર્વશ્રેષ્ઠ જાદુગર આથી ફક્ત દસ ખેલ કરી બતાવે, તો હું 'દુઃખ-ફાળા'-માં ૧૦૦૦ પાઉન્ડ આપવા તૈયાર છું અથવા મારા ખેલ કરતાં એ બીજો હોય તો ચુંગ-લીંગ-સુના કોઈ પણ ખેલ હું કરી બતાવવા તૈયાર છું.'

આ જાહેરાતે આખા લંડનમાં સનસનાટી ફેલાવી દીધી. ચુંગ-સુએ પડકાર ઝીલી લીધો. અને ૧૯૦૫ના જાન્યુઆરીની પાંચમી તારીખે બન્ને પ્રતિસ્પર્ધીઓએ પોતપોતાના ખેલ કરી બતાવવાનું ઠરાવવામાં આવ્યું.

પાંચમી તારીખ આવી પહોંચી. ચીંગ-સુ એની ટચુકડી મોટરકારમાં હરીફાઈ માટેના નક્કી કરેલા સ્થળે સુસ-સીન સાથે પહોંચ્યો. લોકોની તો ઠઠ જામેલી. ચુંગ આવતાં જ લોકોએ એને વધાવી લીધો. વખત થવા આવ્યો પણ ચીંગ-ફૂ હજુ આવ્યો નથી. 'ડરી ગયો,' લોકોના મનમાં પહેલો જ ભાવ ઊઠ્યો. ત્યાં તો ચીંગ-ફૂનો માણસ દોડતો દોડતો આવ્યો. ચીંગ-ફૂએ એક ચિઠ્ઠી લખી હતી. ચુંગ-સુએ તે લીધી ને બધા લોકો સાંભળે તેમ વાંચી સંભળાવી:-

'હરીફાઈ શરૂ થાય એ પહેલાં, ચીની પ્રતિનિધિ મંડળ પાસે તારે સાબિત કરી આપવું જોઈએ કે તું ખરેખર ચીનો છે. ત્યાર પછી જ તારી અને મારી હરીફાઈ શરૂ થઈ શકે.'

વાહ રે કુદરત! ચીનો થઈને આવ્યો'તો તે દી 'હું ચીનો છું માટે તારી સાથે નહિ રમું એમ કહ્યું' હતું અને 'આજે તું ચીનો લાગતો નથી માટે નહિ રમું' એમ કહેવા નીકળ્યો છે.

ચુંગ વિચારમાં પડી ગયો.

ત્યાં તો સુસ-સીન બોલી, 'છટ્! ચીંગ રહે ઊભો. એ નો આવે તો કંઈ નહિ. અમે એનોય ખેલ કરશું ને અમારો ય ખેલ કરશું ને ચુંગ ૧૦૦૦ પાઉન્ડ 'દુઃખ-ફાળા'માં પણ આપશે. કેમ!'

ખભે ઉઠાવી લીધો. ગાતા ને કૂદતા એને ઉપાડીને શેરીઓમાં ફેરવ્યો ને ઠેઠ ઘેર મૂકી ગયા. ને બીજે દિવસે છાપાંઓમાં એની દિલાવરીનાં ખૂબ ખૂબ વખાણ થયાં.

બિચારા ખરા ચીનાનો-ચીન-લીંગ-ફૂનો તો કોઈએ ભાવ જ ન પૂછ્યો. ચુપચુપ એ તો બિચારો લંડન છોડી ગયો.

ચુંગનો સિતારો ફરી એકવાર જોશબંધ ચમકવા લાગ્યો.

સ્વર્ગમાં, ઈશ્વરની છત્રછાયામાં રહેતા આદમ અને ઈવમાં ય વિખવાદ પેદા થયો હતો, તો પછી આ બિચારા ચુંગનું જીવન કાયમ સુખી તો ક્યાંથી રહે?

રોજ રાતે ચુંગનો ખેલ જોવા એક યુવતી આવતી. એની કાળી ચમકીલી આંખોએ ચુંગને આકર્ષ્યો. ધીમે ધીમે, ખેલ પૂરો થયા પછી એ એને મળવા લાગ્યો. મુલાકાતો તો વધતી ચાલી. રહેતે રહેતે ચુંગ-સુ પેલી બાઈને ઘેર પણ જતો-આવતો થયો. યુવતીનું નામ હતું સ્ટેલા. સ્ટેલા સારી સ્થિતિની ને સંસ્કારી જણાતી હતી. ચુંગ-સુના દિલમાં સ્ટેલા પ્રત્યે પ્રેમભાવ વધવા લાગ્યો. પાછલી જિંદગીનો, ખાનગી હોવાને કારણે વધુ મીઠો લાગતો એવો પ્રણય ચુંગના જીવનનું એક અગત્યનું અંગ થઈ પડ્યો.

ચુંગના મનમાં એમ હતું કે એની આ ખાનગી મુલાકાતોની કોઈને ય ખબર નથી. પણ એક દિવસે એણે પોતાના ટેબલ ઉપર એક ચિઠ્ઠી પડેલી જોઈ; 'તારી પત્નીને તું ક્યાં સુધી છેતરી શકીશ? તારા બંદૂકવાળા ખેલમાં તારી પત્ની જ બંદૂક ભરે છે એ ભૂલતો નહિ.'

વાંચીને ચુંગ વિચારમાં પડી ગયો. શું સુસ-સીનને ખબર પડી ગઈ હશે? કે બીજા કોઈ માણસને? તે રાતે 'જીવતું નિશાન'-વાળા ખેલમાં એણે ધ્યાનથી સુસ-સીનનું વર્તન અવલોકવા પ્રયત્ન કર્યો. પણ તે કાંઈ કળી શક્યો નહિ. પણ છતાં હવે એ ખેલ કરતાં એને બીક લાગવા માંડી. એકવાર. એણે સુસ-સીન પાસે વાત મૂકી: 'હવેથી આપણે જીવતા નિશાનવાળો ખેલ બંધ કરીએ તો?'

'તમને ય ઘડપણ આવતું લાગે છે.' સુસ-સીને હસીને કહ્યું. અને ચુંગે ખેલ ચાલુ રાખ્યો.

છતાં મનના આ વિરોધી વિચારોએ એને અકળાવવા માંડ્યો. એને થયું: 'આમ છાનું કેટલો વખત નભશે? એના કરતાં હું બધું જાહેર જ કરી દઉં. સ્ટેલાની સાથે લગ્ન જ શા માટે ન કરવાં?'

તે જ દિવસે સાંજે તે સ્ટેલાને મળ્યો ને વાત કરી. તેને ધાર્યા કરતાં જુદો જ જવાબ મળ્યો. તેણે ધાર્યું હતું કે સ્ટેલા ખુશ થઈને એને ભેટી પડશે. સ્ટેલાએ તો કહ્યું: 'એ કેવી રીતે બને? હું એક ચીના સાથે તો લગ્ન ન જ કરી શકું. હું તો મારા દેશના-અમેરિકન માણસને જ પરણું.'

ચુંગ સાંભળીને વિચારમાં પડી ગયો. પ્રેમના ઘેનમાં એના મોઢામાંથી બધો ભેદ બહાર પડી ગયો. 'હું ય અમેરિકન જ છું—તું કાલે જોજે.'

બીજે દિવસે સ્ટેલાને ઘેર એક માણસ મળવા આવ્યો. તેણે કાયદા જેવાં કોટ ને પાટલુન પહેર્યાં હતાં. માથે અંગ્રેજી ઢબનો ટોપો હતો. ગળામાં ટાઈ હતી. પણ કોઈ કરતાં કોઈ વસ્તુ તેના શરીર ઉપર ભળતી નહોતી. એણે આવીને સ્ટેલાને કહ્યું: 'હું ગઈકાલ સુધીનો ચુંગ-સુ આજથી તારો વિલિયમ.'

સ્ટેલાએ જો કે ચીનાને પરણવાની ના પાડી હતી, પણ ચીંગ ઉપર એ મોહી હતી તો એના ચીની લેબાશને જોઈને. ચીના પોશાકમાં દેખાવડો લાગતો ચુંગ વિલિયમ રૂપે તેને જરા પણ ન ગમ્યો. જાદુગર ઉપરનો તેનો મોહ એના ચીની પોશાકનો જાદુ ખતમ થતાં ઊતરી ગયો. ચુંગ મટી તેની પાસે આવી ઊભેલો

વિલિયમ તો તેને સાવ મામૂલી સામાન્ય માણસ લાગ્યો. સ્ટેલાએ ચુંગ-સુને પરણવાની ના પાડી દીધી.

બિચારો વિલિયમ! ધોબીના કૂતરા જેવી એની દશા થઈ ગઈ સ્ટેલા તો હાથથી ગઈ-પણ. દિવસે દિવસે વિલિયમને શેઠની પણ બીક લાગવા માંડી. ઝંખતી'તી તે મળી નહિ અને મળી'તી એની બીક લાગતી હતી.

વધારે દિલગીરીની વાત તો એ હતી કે આ વાત કોઈને કહેવાય એમ પણ નહોતું.–દુઃખની વાત તો કોઈકને કરીએ ત્યારે જ દુઃખ કાંઈક ઓછું થાય. લંડનના અગણિત લોકોમાં પોતાનો કહી શકાય એવો ચુંગને એક જ મિત્ર હતો. એનું નામ હતું વિલ ગોલ્ડસ્ટન. જાદુગરોને અનુકૂળ પડે તેવી યુક્તિ-પ્રયુક્તિની સગવડતાવાળા સ્ટેજ (રંગભૂમિઓ) બાંધવાનું તે કામ કરતો. એના મળતાવડા અને સહાનુભૂતિભર્યા સ્વભાવને લઈને ચુંગ-સુને એની સાથે સારું બનતું.

ચુંગે પોતાના દિલની વાત ગોલ્ડસ્ટનને કરી. ગોલ્ડસ્ટને બે ઉપાય બતાવ્યાઃ 'કાં તો વિલિયમે શેઠ પાસે બધી વાતનો ખુલાસો કરી, ગડગુજરી ભૂલી જઈ પહેલાંની જેવો મીઠો સંબંધ તેની સાથે-બાંધી લેવો. અથવા તેને જો શેઠની બીક લાગતી હોય તો 'જીવતું નિશાન' એ ખેલ બંધ કરવો.

પણ બંનેમાં ચુંગને પોતાના સ્વમાનને ધક્કો પહોંચતો હોય એમ લાગ્યું. એનું અભિમાની મન એમાંથી એક પણ વાત કબૂલી શક્યું નહિ-પરિણામે ચિંતાનો કીડો તેના હૃદયને રોજ ને રોજ વધુ ને વધુ ઊંડો કોતરતો ગયો.

*

દર રાત્રિની માફક તે રાત્રે પણ થીએટર ચિક્કાર ભરેલું હતું. ખેલ શરૂ થવાને થોડીક જ વાર હતી. એક ઓરડીમાં ચુંગ અને વિલ વાતો કરી રહ્યા હતાઃ 'પણ તો પછી' જીવતા નિશાન'નો ખેલ બંધ શું કામ નથી કરતો!' વિલ ચુંગ-સુને પૂછી રહ્યો હતો.

'આજની એક રાત કરી લઉં. કાલથી બંધ કરવાની જાહેરાત હું પોતે જ કરી દઈશ.' ચુંગે જવાબ આપ્યો. અને વખતસર સ્ટેજ ઉપર હાજર થવા તૈયારી કરવા લાગ્યો.

'વિલ'ની બનાવટનું એ સ્ટેજ છે. એમાં જમીનમાંથી ફૂટી નીકળતું જણાય એવાં સ્ટેજની નીચેથી ઉપર આવવાનાં ગુપ્ત દ્વારો છે. જમીનમાં પેસી જતું દેખાડવાનાં સ્પ્રીંગવાળાં દ્વારો છે. અદ્ધર આકાશમાંથી આવતું હોય એવી ભ્રમણા ઊભી કરવા માટેના ઊંચા અદૃશ્ય મજલાઓ છે. કંઈક કંઈક જાતની કારીગરી વિલે એ સ્ટેજ ઉપર કરી છે.

રમકડાં જેવા લાગતાં ચીની ફર્નીચરથી સ્ટેજ શણગારાયેલું છે. એના પડદા અને સીનેરીના રંગોની પસંદગી અને મિલાવટ આંખને ખેંચી ગમે એવી છે. બરાબર આઠના ટકોરે સ્ટેજનો પડદો ઊપડે છે. પ્રેક્ષકોની નજરે પહેલી જ વસ્તુ પડે છે તે ધૂપ-સુગંધી અને ગૂંચળે ગૂંચળાં સાથે ઉપર ચડતો.

બીજી જ પળે ધૂપનાં ગૂંચળાં ઓગળી જાય છે અને વિલની કરામતવાળા કોઈ ભંડકમાંથી અદૃશ્યમાંથી દૃશ્ય થયો હોય એવો ચુંગ વિશાળ દાઢીવાળો, લાંબા ચોટલાવાળો, મૂછ હાકડાવાળો ચીનનો વિખ્યાત જાદુગર ચુંગ લોકોની સામે ખડો થાય છે.

જુઓ-એની બીડેલી મૂઠીઓને જુઓ. આંગળી વચ્ચેથી પરાણે મારગ કરીને બહાર આવતી હોય એવી પેલી લૂગડાની પટ્ટી-રીબન જોઈ! પણ આ શું! એણે મૂઠી ઉઘાડીને લાકડી ભોંકવા જેવો અભિનય કર્યો ત્યાં તો રીબનમાંથી મોટા મોટા બે વાવટા બની ગયા.

પ્રજાનું આશ્ચર્ય શમે એ પહેલાં તો એણે પાંખો ફફડાવતો હોય એમ હાથના પંજા હલાવ્યા ને વાહ! પ્રજા ગુમ થઈ ગયા ને

એને બદલે બે સફેદ કબૂતર પાંખો ફફડાવતાં ઊડી ગયાં.

બાળક પ્રેક્ષકો કબૂતરને જોઈ ખડખડાટ હસી પડ્યાં ને ગંભીર વાતાવરણ હળવું બની રહ્યું.

ચુંગના ખેલો આગળ ચાલે છે.

ચુંગના હાથમાં વાંસ છે ને તે તેને આમ-તેમ વીંઝે છે. અરે! પણ વાંસ ક્યાં ગયો? શી ખબર! ચુંગના હાથમાં તો સવાબે ફૂટ લાંબું ને નવ ફૂટ ઊંડું કાચનું વાસણ આવી ગયું છે. વાસણમાં પાણી ભરેલું જોઈ શકાય છે—ખાતરી ન થતી હોય તો એ પાણીમાં તરતી પેલી માછલીને જ જુઓ ને! પાણી વગર કાંઈ માછલી થોડી જ તરવાની હતી!

થોડો ગણગણાટ. ચીની ભાષામાં ચુંગ કાંઈક શ્લોક જેવું બોલે છે. માછલી ને વાસણ બધું ય ગેબ થઈ જાય છે. સ્ટેજ ઉપર તો એક મોટું—અંદરથી અગ્નિની જ્વાળાઓ ફૂટતું—વાસણ પડ્યું છે.

વળી થોડો ગણગણાટ. સ્ટેજ ઉપરના વાસણના ભડકા વધતા જાય છે. ભડકામાંથી એક સોનેરી સર્પવાળી સમી છોકરી બહાર આવે છે. રોજના ટેવાયેલા પ્રેક્ષકો એને ઓળખે છે અને બોલી ઊઠે છેઃ 'સુસ-સીન.'

આવા આવા ખેલોથી પ્રેક્ષકોને અજાય-બીમાં નાંખ્યે જતા ચુંગના ખેલો એક પછી એક ભજવાતા રહે છે.

અને હવે રોજ રાતનો છેલ્લો પ્રયોગ—બધા પ્રેક્ષકોનો પ્રિય પ્રયોગ—'જીવતું નિશાન.'

ઊંચા આસનવાળી, રંગિત કપડાંઓથી સુશોભિત કરેલ એવી એક મોટી ખુરશી ઉપર—સિંહાસન પર ચીની રાજા બેઠો હોય એમ ચુંગ બેઠો છે. પ્રેક્ષકોમાંથી કોઈ પણ ચાર વ્યક્તિઓને સ્ટેજ પર બોલાવવામાં આવે છે. ખેલ માટે વાપરવાની બંદૂકની ગોળીઓ પણ પ્રેક્ષકોને તપાસવા માટે ફેરવવામાં આવે છે. તપાસાઈ આવેલ ગોળીઓ સુસ-સીન બંદૂક-માં ભરી ભરીને પેલા ચારે જણાને ચાર બંદૂક આપે છે.

ધીમું સંગીત શરૂ થાય છે. પેલા ચારે જણા બંદૂક તાકે છે. પૂરતી સ્વસ્થતા સાથે ચુંગ હુકમ આપે છેઃ 'ફોડો.'

એકી સાથે ચારે બંદૂકના બાર થાય છે. પ્રેક્ષકોના જીવ પણ ઘડીભર તો અદ્ધર થઈ જાય છે. પણ બીજી જ પળે ચુંગને ઊભો થતો જુએ છે. ને ઝભ્ભાના ખીસામાંથી ગોળીઓ કાઢીને પોતાના હાથમાંથી પોતાની રકાબીમાં 'ખડિંગ ખડિંગ' કરતો નાંખે છે.

હસતાં હસતાં લોકો ઘેર જાય છે. કોઈને પણ એ વાતની તો ક્યાંથી ખબર હોય કે ચુંગની બંદૂકની બનાવટ જ એવી કરી દીધી હતી કે ભડાકો જ થાય પણ ગોળી તો બંદૂક-માં જ રહે. અને ચુંગ ઝભ્ભામાંથી કાઢે છે એ ગોળીઓ તો એણે પહેલેથી જ ખીસામાં મારેલી હોય છે.

પણ આ તો રોજની વાત થઈ.

આજની રાતે તો રોજ કરતાં કાંઈ વિશેષ બનવાનું હતું.

રોજની જેમ માણસો ચૂંટાયા, ગોળીઓ તપાસાઈ, બંદૂકમાં ભરાઈ ને બંદૂકના બાર પણ થયા.

ચુંગે ભડાકા થતાં જ બે હાથ પહોળા કર્યા ને ખુરશી ઉપરથી ઢળી પડ્યો—ને પડ્યો પડી ગયો.

રોજના અભ્યાસી પ્રેક્ષકોએ આને ચુંગની વિનોદવૃત્તિ જ માની લીધી. લોકોની મશ્કરી કરવા જ એણે ગોળી લાગ્યાનો દેખાવ કર્યો હતો એવી ખાતરી બાંધતા લોકો થીએટર છોડી જવા લાગ્યાં.

પણ બીજી બાજુ, અંદર સ્ટેજ ઉપર જુદી જ પરિસ્થિતિ હતી—નીચે પડેલો ચુંગ

મશ્કરી હોય તો તરત ઊઠવો જોઈએ. પણ ચુંગ ઊઠ્યો નહિ એટલે સુસ-સીન તરત ત્યાં દોડી આવી. આવીને જોયું તો ચુંગ મરણ પામ્યો હતો. ગોળાએ તેના હૃદયને વીંધી નાંખ્યું હતું.

પોલીસ-તપાસ થઈ. બંદુક ચલાવનાર પેલા માણસોના, સુસ-સીનના અને બીજા માણસોના જવાબ લેવામાં આવ્યા. પણ આખરે ફેંસલો આવ્યો કે કોઈક કારણસર બંદૂકમાં જ ગોળીને રોકી રાખવાની કળ, કામ કરતી અટકી ગઈ અને ગોળી બહાર નીકળી ચુંગને વાગી બેઠી એટલે આકસ્મિક-અકસ્માતથી મૃત્યુ થયું.

કોર્ટનો-જ્યુરીનો ફેંસલો તો બધાએ માન્ય રાખવો જ જોઈએ ને-બીજે દિવસે છાપાઓ 'વિખ્યાત જાદુગર ચુંગનું અકસ્માતથી થયેલ મૃત્યુ'ના અહેવાલોથી ભરપૂર હતાં. આજે પણ જાદુના શોખીનો એ કમનસીબ રાતને કરુણાભરી આંખે ને અવાજે સાથે યાદ કરે છે.

આ બાબતમાં સામાન્ય માન્યતાથી જુદું જો કોઈ માનતો હોય તો તે એક જ માણસ હતો. અને તે વિલ ગોલ્ડસ્ટન. એનું માનવું છે કે કળ બગડી ગઈ નહોતી-ચુંગે પોતે જ કળને કામ કરતી બંધ કરી દીધી હતી. એના સમર્થનમાં એ બીજી પણ એક વાત રજૂ કરે છે. ચુંગ રોજ ગોળીબાર થવા પછી પિત્તળની રકાબી છાતી આડી ધરતો. એ રકાબી 'બુલેટ-પ્રુફ' (ગોળી' નાવીંધે તેવી) હતી. અકસ્માતથી બચવા માટે જ એ રકાબી એ રાખતો. તે રાતે ચુંગે રકાબી આડી ધરવાને બદલે હાથ પહોળા કરી ગોળી સીધી છાતી ઉપર જ આવવા દીધી હતી.

વિલ ગોલ્ડસ્ટનનું કહેવું એમ છે કે, ચુંગ-લીંગ-સુના મૃત્યુનું કારણ તેના જ શરીરમાં રહેલો વિલિયમ રોબિન્સન જ હતો. એકી સાથે બે વ્યક્તિના જીવન જીવવાની યાતનામાંથી છૂટવા માટે એણે આવું મૃત્યુ પસંદ કર્યું.

એ જે હોય તે-રોકડો-બિચારી સુસ-સીનનો એના મૃત્યુમાં જરા યે હાથ નહોતો એ જાણીને જ મને તો સંતોષ થાય છે. તમારો જે મત હોય તે તમે જણાવો.

[અંબેજી પાઠી

આજે ચોર-બજારમાં સંધિ થવાની અફવા જ માત્ર આવી હતી ત્યાં તો ભાવમાં ચઢી જ ઊથલ-પાથલ મચી ગઈ. સોદા-હોલમાં એટલી ગીરદી થઈ ગઈ કે બહારથી તો કોઈ અંદર પ્રવેશી શકે તેમ હતું જ નહિ પણ અંદરથી બહાર પણ માંડ માંડ જવાય તેમ હતું.

એકાએક એક સટોડિયો બહારથી બેહોશ જેવો થઈ બીજાના અંગ ઉપર ઢળી પડ્યો. આસ-પાસના સટોડિયાનું ધ્યાન તેની પર પડતાં તેઓ તેની આ બેશુદ્ધિ કેટલી મિનિટમાં વળી જશે એની મુદતના સટ્ટે ચઢી ગયા.

દરમિયાન કોઈ સેવાભાવી સટોડિયો ડાક્ટરને બોલાવી લાવ્યો.

'એની જિંદગીને તો ખાસ ખતરો પહોંચે એમ નથી, પરંતુ તેના માથા પર ઠંડા પાણીનું પોતું કે બરફ મૂકશો તો વખાય સહુને અવશ્ય ખતરો પહોંચશે.' ડોક્ટરે અભિપ્રાય આપ્યો.

# ઉજેણી નગરી ને વિક્રમ રાજા

## ૧: સિંહાસનની વાર્તા

—મન્મથ—



ઊંચો ઊંચેરો કૈલાસ ને એ કૈલાસને માથે શિવજીનાં બેસણાં. ત્યાં બેઠા શિવજી તપ કરે. એમના તપે કરીને દુનિયા લીલુડી રહે.

એવા શિવજી કૈલાસ બેઠા તપ કરે ને પોતાને તપ તપતાં કોઈ લાખો ને કરોડો વ વીતી ગયાં. એક સમે દેવસભાને ઉછરંગ આ કે હાલો ને સહુ દેવો, કૈલાસે બેઠા જી તપ કરે છે તે એમના તપનું ઉજવણું કરીએ' ને શિવજીનાં દર્શન કરી પાવન થઈએ.

ને કૈલાસે શિવજીનાં બેસણાં ને ત્યાં રંગેઉમંગે દેવતા શિવજીના તપનું ઉજવણું કરવાને આવ્યા છે. રૂડો મંડપ રચ્યો છે ને રૂડી સભા શણગારી છે. શિવજીની સભામાં સિત્તેર કોટી સૂરજ પ્રકાશે ને કોઈ એંશી કોટી ચંદ્રમા એને ચંદરવે શોભી રહ્યા છે. તેત્રીસ કોટી દેવતા સામા હાથ જોડીને ઊભા છે. ગંધર્વો ગાન કરે છે, નારદ વીણા વગાડે છે, બ્રહ્મા વેદ ભણે છે ને ઇંદ્ર આરતિ ઉતારે છે ને તપિયાના તપનું ઉજવણું તો ત્રણે લોક વખાણ્યું છે.

—દેવો શિવજીની સેવા કરે છે ને એવે સમે વિશ્વકર્મા સભામંડપમાં આવ્યા છે. સભામંડપની રૂડી શોભા દીઠી છે ને રૂડો દેવતાનો સાથ દીઠો છે. રૂડા શંભુને દીઠા છે ને શંભુજીનાં બેસણાં દીઠાં છે. બેસણાં દેખીને વિશ્વકર્માને લાજ ઊપજી છે. એ તો મનમાં વિચારે છે કે, ઓહો આવી રૂડી સભા છે ને રૂડા સભાના બેસનારા છે. તે વચ્ચે રૂડા શિવજી બિરાજ્યા છે ને મારા શંભુજીને સારાં બેસણાં નહિ! હું જેવો ઘડનારો છું ને મારા શંભુજી પથ્થર ઉપર બિરાજે!

વિશ્વકર્મા તો દોડ્યા દોડ્યા ઘેર ગયા છે. સોનું લીધું છે ને રૂપું લીધું છે. હીરામાણેક ને ઝવેર લીધાં છે. એમણે તો સિંહાસન ઘડવા માંડ્યું છે. એના જેવો કારીગર, એને સિંહાસન ઘડતાં શી વાર! વાતની વાતમાં રૂડું સિંહાસન બનાવ્યું છે. એ તો ગયા તેવા શિવજીની સભામાં પાછા આવ્યા છે અને સભામાં સિંહાસન પધરાવ્યું છે. સિંહાસને કોઈ લાખો ને કરોડો રત્ન જડ્યાં છે. રૂડી હીરામાણેકની વેલો કંડારી છે. સિંહાસને સોનારૂપાનાં ચિત્રામણ છે. સિંહાસને તો શિવજીની સભા શોભી ઊઠી છે. કોટી કોટી સૂરજનાં તેજ ઝગમગી ઊઠ્યાં છે. ગાનતાન ઉછરંગ બધું વીસરી જઈને સહુ સિંહાસનની શોભા જોવા લાગ્યા છે.

સિંહાસન ઉપર શિવજીને બેસાડયા છે ને ફરતી અપ્સરાઓ નૃત્ય કરવા લાગી છે. શિવજીનો ઉત્સવ તો શોભી ઊઠયો છે.

સભામાં શિવજીનો ઉત્સવ થાય છે ને ઘેર બેઠાં સતી પારવતી શંભુજી માટે ઊની ઊની રસોઈ નીપજાવે છે. સતીએ બત્રીસ જાતનાં શાક તેત્રીસ જાતનાં ભોજન તૈયાર કર્યાં છે. રસોઈ તૈયાર કરીને સતી સ્વામીનાથની વાટ જોતાં બેઠાં છે.

ઊની રસોઈ ટાઢી થઈ જાય છે ને સભામાં તો સહુ ઉત્સવમાં ઘેલાં બન્યાં છે. ઉત્સવ આડે કોઈને જમવાનું સૂઝતું નથી. સતીએ એક તેડું મોકલ્યું છે ને બીજું તેડું મોકલ્યું છે. ઘેર જેટલાં દાસદાસી ને નોકરચાકર હતાં એ બધાંને સતીએ સાદ કરવા મોકલ્યાં છે. પણ સતીનાં મોકલ્યાં બધાં યે સભામાં રોકાઈ ગયાં છે. સભામાં જોણાંનો કાંઈ પાર નથી ને જોણાં આડે પાછા ફરવાની કોઈને ફુરસદ નથી.

સતીની રસોઈ ટાઢી થઈ જાય છે ને સતી શિવજીની વાટ જોતાં બેઠાં છે. વાટ જોઈ જોઈને સતી થાકયાં છે તો યે સ્વામીનાથ પધાર્યા નથી અને હવે તો ઘરને આંગણે કોઈ યે નથી કે સતી શંભુજીને તેડવા મોકલે! પણ એ તો જગદંબાનો અવતાર છે. ત્રણે લોક એને આધીન છે. સતી તો ધારે તે કરી શકે. એમણે તો ઘઉંનો લોટ લીધો છે. લોટની કણક બાંધી છે. લુવો લઈને એમાંથી સતીએ એક પૂતળી સરજી છે. પૂતળીમાં આણુનો સંચાર કર્યો છે. લટકમટક કરતી પૂતળી શંભુજીને તેડવા ચાલી નીકળી છે.

સભામાં નાટારંભ થઈ રહ્યો છે. રૂડી અપ્સરાઓ સિંહાસન ફરતી થેઈ થેઈ નાચી રહી છે. સતીની મોકલી પૂતળી સતીનો સંદેશો વીસરી ગઈ છે. ને એ ય અપ્સરા ભેગી નૃત્ય કરવા લાગી છે.

ગઈ છે તો બીજી પૂતળી, ધરી ને બીજી

પૂતળીને મોકલી છે. તે એમ કરતાં સતીએ બત્રીસ લુવા લઈ બત્રીસ પૂતળી બનાવી છે. બત્રીસેને શિવજીને તેડવા મોકલી છે. પણ એ તો ગઈ છે ત્યાં રહી છે. બત્રીસે પૂતળી સિંહાસન ફરતી નૃત્ય કરે છે. ને આખરે સતી શંભુજીની વાટ જોતાં બેઠાં છે.

વાટ જોઈ જોઈને પછી તો સતી થાકયાં છે. પંડે શંભુજીને બોલાવવા સભામાં આવ્યાં છે. સભામાં ચાલવાનો કયાંઈ મારગ નથી. ફરતા તેત્રીસ કોટી દેવતા બિરાજ્યા છે. યક્ષ–કિંનર અને ગંધર્વો ગુણગાન કરી રહ્યા છે. વચ્ચે વિશ્વકર્માનું રચેલું સિંહાસન શોભી રહ્યું છે. સિંહાસન ઉપર શંભુજી બિરાજ્યા છે. અપ્સરાઓ નૃત્ય કરે છે ને ફરતી બત્રીસ પૂતળીઓ થેઈ થેઈ નાચી રહી છે.

સતી સભામાં ચાલ્યાં જાય છે. પણ કોઈ સતીને આવો કહેતું નથી, આદર દેતું નથી. ભીડમાંથી મારગ કરતાં કરતાં સતી માંડ માંડ સિંહાસન સામે આવ્યાં છે.

રૂપ રૂપના અવતાર જેવી અપ્સરાઓ નાચી રહી છે ને સતીની ઘડેલી બત્રીસ પૂતળીઓ ઘૂમી રહી છે. સિંહાસન ઉપર બેઠા શિવજી ડોલી રહ્યા છે ને મરક મરક હસી રહ્યા છે.

જોઈને સતીને રીસ ચડી છે. 'અરેરે આ ધુતારો તો જુઓ! કહે છે કે હું તો તપેસરી, મને કામ નહિ, રાગ નહિ. બેઠો બેઠો તપ તપું. વાતો તો આવી આવી કરે છે અને અહીં તો નાટારંભ માંડી બેઠો છે. ફરતી અપ્સરાઓ છે ને ફરતી બત્રીસ પૂતળીઓ છે. વચ્ચે બેઠો બેઠો બાવો ધૂણી રહ્યો છે. એના તપના હાલ તો જુઓ. આવો રૂડો સુંદરીનો સમુદાય મળ્યો છે, એ તે શીદને ઘરે આવે!'

સતીને તો પગથી માથા લગી આગ લાગી છે. એ તો એવાં રીસે બળ્યાં છે, એવાં રીસે બળ્યાં છે. રીસે બળીને સતીએ શિવજીને ક્યાં

છેઃ 'આવો રૂડો સમુદાય ભેગો કર્યો છે, પછી તમને ઘર શેનું સાંભરે!'

સાંભળીને શિવજી બોલ્યા છેઃ 'આવો આવો, સતી! આવો રૂડો સમુદાય મળ્યો છે. આજ તો આપણે આંગણે મહેમાનોનો પાર નથી. બધાને આદરમાન દો.'

સતીએ કહ્યું છે, 'તમારે માથે શિવજી! ગંગાનાં બેસણાં. ને તમારી ફરતાં બીજી રાણી નાચ કરે. તમારાં હોય એને કહો, મારો ભાવ કોઈ દિવસ પૂછ્યો છે તે આજે પૂછવા બેઠા?'

ત્યારે શિવજીએ કહ્યું છે, 'એવી રીસ કરો મા સતી; મારે તો બધાં ય સરખાં. મારી પાસે કોઈ ઊતરતીય નહિ; કોઈ વહાલુંદવલું નહિ.'

ને સતીએ કહ્યું છે, 'ત્યારે જ મને રસોડામાં ગોંધી રાખી ને તમે અહીં નાટારંભ માંડ્યો છે.'

સતીની આંખેથી આંસુડાં ચાલ્યાં જાય છે ને રંગમાં ભંગ પડ્યો છે. દેવદેવીઓ સહુ સહુને થાનકે જવા લાગ્યાં છે. અપ્સરાઓ ઊડી ગઈ છે. સિંહાસનને બત્રીસ પાયા ને બત્રીસે પૂતળીઓ સિંહાસનના પાયા પકડી ઊભી છે. એ તો થરથર કંપી રહી છે.

સતીએ આમ જોયું છે ને તેમ જોયું છે. સિંહાસનને પાયે પૂતળીઓ દીઠી છે. પૂતળીઓ જોઈને સતીનો રોષ પાછો ભભૂકી ઊઠ્યો છેઃ 'મેં તમને શંભુજીને બોલાવવા મોકલી ને તમે તો અહીં રંગરાગમાં ડૂબી ગઈ. હું આવી ને તમે સિંહાસનમાં સમાણી. તો હવે જેવી પાયા પકડીને ઊભી છો, તેવી પાયે પાયે કાષ્ટની પૂતળી બનીને ચોંટી રહો. સદાકાળ માથે સિંહાસનનો ભાર ને સિંહાસનના બેસનારનો ભાર.'

'હા હા.' કરતા દેવો વચ્ચે પડ્યા છે. ઇંદ્રે હાથ જોડી સતીને વીનવ્યાં છેઃ 'દેવી! સ્વર્ગની શોભા સમાણી પૂતળીઓ સરજી. એ તો જ્યાં રહે ત્યાંના વાસ સોહી રહે. એવીને આમ કાષ્ટનો દેહ ને માથે આવડો મોટો ભાર ન હોય.'

શંભુજી સતીને પ્રસન્ન કરવા લાગ્યા છે.

સતીએ તો કોઈનું કહેવું કાન ધર્યું નથી. બત્રીશે પૂતળીને શાપ દઈ કરીને સતી પાછાં વળી ગયાં છે.

વિશ્વકર્માએ રૂડું સિંહાસન રચ્યું અને સતીએ સિંહાસનને પાયે પાયે રૂડી પૂતળી બેસાડી. એવું બત્રીસ પૂતળીનું સિંહાસન શિવજીની સભામાં સોહી રહ્યું છે. પણ સભાના રંગરાગ ઊડી ગયા છે. સતીએ આવીને રંગમાં ભંગ પાડ્યો છે.

શિવજી સિંહાસનેથી હેઠા ઊતર્યા છે. એમણે કહ્યું છેઃ 'આજ સભાને માથે સતીનો શાપ ઊતર્યો. હસતી-રમતી બત્રીસ પૂતળી કાષ્ટની પ્રતિમા બની ગઈ આવું સિંહાસન મારે ન જોવે. મારે તો ભલાં મારાં મસાણનાં બેસણાં. ઇંદ્રરાજ! આ સિંહાસન અમરાપુરીમાં લઈ જાઓ તમારી સભામાં એ રૂડું દીસશે.'

ઇંદ્ર વીનવતા રહ્યા છે ને શંભુજી ત્યાંથી ચાલી નીસર્યા છે. શિવજીની આજ્ઞા થઈ છે ને એનો લોપ કરે તો શંભુનો કોપ માથે ઊતરે. ઇંદ્ર સિંહાસન સ્વર્ગમાં લઈ ગયા છે અને કોઈ શુભ મુહૂર્ત માટે સિંહાસન સાચવી રાખ્યું છે.

ગાવા અને રડવાની પોતાની આવડત માટે ગર્વિષ્ઠ એવી એક યુવતીને નસીબજોગે એક સિનેમા-કંપનીમાં પ્રવેશ મળી ગયો. કરુણ પાઠ ભજવી રડવાની અજમાયશમાં મુખ્ય દિગ્દર્શકને મતે તે સફળ થઈ. પછી ગાવાની અજમાયશ આપવા તેણે એક ગીત છેડ્યું.

'હાંઉ!' મ્યુઝિક ડાયરેક્ટરે અણગમો બતાવ્યો.

'કારણ?' યુવતીએ પૂછ્યું.

'તમારા ગાવામાં અને રોવામાં લેશમાત્ર ફરક નથી.' જવાબ મળ્યો.

# સાગરની ગોદમાં

—— ચંદુલાલ વ. ભટ્ટ ——

[મધદરિયે તોફાનમાં એક વહાણ ભાંગે છે. પિતા, માતા અને ચાર પુત્રોના એક કુટુંબને વહાણમાં જ રાખી સમસ્ત મુસાફરો હોડીઓમાં નાસી છૂટે છે. નીચે જળ અને ઉપર આભ એવી નિરાધારતામાં જીવનમરણ વચ્ચે ઝોલાં ખાતા કુટુંબમાં, તોફાન શમતાં જીવનની આશા જાગે છે. હાથ લાગ્યાં તેવાં સાધનોથી તરાપો તૈયાર કરી ભાંગેલા વહાણમાંથી લઈ શકાય તેટલી સામગ્રી અને કૂતરાં, મરઘાં, ગાય, ગધેડો, ઘેટાં, બકરાં જેવાં જીવો સાથે એ કુટુંબ એક નિર્જન બેટમાં આવી પહોંચે છે. પોતે ઊભા કરેલા એક તંબૂમાં થોડાક દિવસ વસવાટ કર્યા પછી મોટા વડલા જેવું એક ઊંચું ઘટાટોપ ઝાડ મળી જતાં તેના પર માળ બાંધી વસવાનું નક્કી થાય છે. રસ્તામાં આવતી નદી પર પાટિયાંનો એક પુલ જહેમતપૂર્વક તૈયાર કરી, જરૂરી સામગ્રી ને પ્રાણીઓ સાથે આખું કુટુંબ પેલા ઝાડ પાસે આવી પહોંચે છે. ઝાડની ઊંચી ઊંચી ડાળીઓ સાથે દોરડાની એક લાંબી નીસરણી બાંધી મોટાં મોટાં બીમ અને પાટિયાં વડે ઝાડ પર બાંધેલા 'હવાઈ મહેલ'માં સૌ નિરાંતે ઊંઘી જાય છે. વળતે દિવસે બધાં રવિવાર ઊજવે છે. પછી અર્નેસ્ટ અને તેનો પિતા બંને જૂના તંબૂ તરફ ઊપડે છે.]



તંબૂ પર પહોંચી જનાવરોને ગાડીમાંથી મુક્ત કરી ચરવા છોડી દીધાં. ગાડીમાં ભરવાની ચીજોમાં માખણનું પીપ, ચીઝ, દારૂગોળો તથા મીઠું એટલાં વાનાં હતાં. તે બધું લઈ લીધું. ટર્કનું પેલું શાહુડીના ચામડાનું બખ્તર ત્યાં મૂકી ગયેલા તે પણ લઈ લીધું. ગાડીમાં આ વસ્તુઓ અમે ગોઠવતા હતા ત્યાં પેલાં જાનવરો ચરતાં ચરતાં આઘાં નીકળી ગયાં. મેં આસપાસ નજર કરી પણ દેખાયાં નહિ. 'અર્નેસ્ટ, જરા જો તો ખરો. આપણાં જાનવર ક્યાં ગયાં?' મેં કહ્યું. 'તું જરા એની તપાસ કર દરમિયાનમાં હું આપણી હોડી વગેરેની તપાસ કરી આવું.'

અર્નેસ્ટ ઊપડ્યો. હું અમારી મુક્તિખાડી તરફ ગયો. એની પાસે થોડે દૂર તપાસ કરતાં મને નાના એવા બીજા વહેન પાસે નેતરની ઝાડી દેખાઈ. ત્યાં નાહવાની પણ સારી એવી સગવડ જણાઈ. મારી દૃષ્ટિએ નેતર એ જરૂરી વસ્તુ હતી એટલે એમાંથી જેટલી કાપી શકાય તેટલી સોટીઓ મેં કાપી લીધી. હોડી વગેરે તપાસી વળી પાછો હું તંબૂ તરફ વળ્યો. ત્યાં આવ્યો તો મેં ન તો જનાવરો જોયાં કે ન તો અર્નેસ્ટને જોયો. હું મૂંઝાયો. ચંપો ચારે

તરફ શોધવા. તંબૂની અંદર ને પછી તંબૂની બહાર શોધતાં શોધતાં, અર્નેસ્ટ મહેરબાનને તંબૂની પાછળ ઘોરતા મેં જોયા. મને થયું 'આ ય તે ખરો!'

મેં જઈને એને ઢંઢોળ્યો. 'અરે ભાઈ, તું તે આ શું કરે છે? આપણે જે કામે આવ્યા તે કામ ઝટ પૂરું કરી ઘેર પહોંચવું જોઈએ. ઉપરાંત આપણાં જનાવર ક્યાં ગયાં? નદીનો પુલ ઓળંગી જશે તો તો તેમનો ક્યાંય પત્તો ય નહિ લાગે.'

આંખો ચોળતો એ ઊભો થયો. 'બાપુ, જનાવરો પુલ ઓળંગી શકે એમ નથી. મેં પુલ ઉપરથી પુલનાં બે પાટિયાં જ ખેસવી લીધાં છે! જનાવરો તો ત્યાં પેલા ખડકની પાછળ ચરે છે.'

અર્નેસ્ટની અક્કલ-હુશિયારી માટે ખરે જ માન થયું. 'વારુ, ત્યારે હવે તું ભીડું એકઠું કરી લે. એટલી વારમાં હું નાહી આવું.' એમ કહીને હું ઊપડ્યો. મારા પછી એને ય નાવણ કરવાનું હતું એટલે મને નાહવામાં ઘણી મજા પડી છતાં તત્કાળ એ પતાવ્યું.

જ્યાં વળી પાછો હું આવું છું ત્યાં અર્નેસ્ટને ન જોયો. ઘડીભર તો મને ગુસ્સો આવી ગયો. મને થયું વળી પાછો ઊંઘવા માંડ્યો હશે. પણ ત્યાં તો 'બાપુ, બાપુ! અહીં આવો. મે એક જબરી માછલી પકડી છે.' હું ઉતાવળે એના અવાજ તરફ દોડ્યો. જઈને જોયું તો એની જાળની લાકડી ને દોરીની સાથે એક જબરી માછલી પકડાઈ આવેલી. નદીની અંદર એ માછલી હતી અને અર્નેસ્ટ જાળનો દોરો ખેંચતો ખેંચતો, લાંબો થઈને કાંઠે સૂઈ પડ્યો હતો. પેલી માછલી આ તરફ ખેંચાવાને બદલે અર્નેસ્ટને જ પાણીમાં ખેંચી જવા મહેનત કરી રહી હતી. મેં જઈને તરત પેલી લાકડી પકડી લીધી. દોરી ઢીલી કરી દીધી. માછલી જરા છૂટી થઈ. લાકડીની મદદ વડે દોરીને વધુ પાણીમાં લઈ જઈ એને છીછરા પાણી તરફ લાવ્યો. ત્યારબાદ માછલી એની સાથે જ ખેંચાઈ આવી. આંચકો મારી કાંઠા તરફ ઉછાળી. ખૂબ તરફડીને થોડી વારમાં એ ખલાસ થઈ ગઈ.

સાલ્મોન જાતની એ માછલી હતી. વજન એનું પંદર રતલ જેટલું હતું. અમારા ખોરાકના ભંડારમાં આનું મહત્ત્વ જેવું તેવું ન હતું. આ વખતે અર્નેસ્ટની બહાદુરી માટે એને મેં ધન્યવાદ આપ્યો.

પછી અર્નેસ્ટ તરત નાહવા ઊપડી ગયો. નાહીધોઈને એ આવ્યો. પકડાયેલી માછલીને અમે સાફસૂફ કરી અને એ ગંધાઈ ન ઊઠે એટલા માટે એના ઉપર મીઠાનો છંટકાવ કર્યો.

ગાડીમાં ભરેલા સામાનમાં આ એક માછલીનો વધારો થયો. ગાડી તૈયાર થઈ એટલે ગાય તથા ગધેડાને પકડી આણી ગાડીએ જોડ્યાં. ગાડી ઊપડી. ઝપાટાભેર અર્ધોક રસ્તો તો કાપી પણ નાખ્યો.

પણ આ તો હતો નિર્જન પ્રદેશ. એમાં ડગલે ને પગલે કંઈ ને કંઈ નવા બનાવો બન્યા વગર રહે તેવું ન જ હતું. મોટા ઘાસમાં આવી પહોંચ્યા ત્યાં અમારી ફ્લોસ મોટી જોર જોરથી ભસવા ને ભસતી ભસતી અમારી નજર બહાર નીકળી ગઈ.

હું એની પાછળ પડ્યો. એક બહુ જ જુદા પ્રકારનું દેખાતું પ્રાણી કૂતરાની ઝપટમાંથી છટકીને બહુ જ નવાઈ પમાડે એવી રીતે કૂદતું જતું મેં જોયું.

મને ગોળીબાર કરવો ફાવે એટલા માટે ફ્લોસ એક બાજુ ખસી ગઈ. મેં ગોળી છોડી પણ ખાલી ગઈ. મારી પાછળ જ અર્નેસ્ટ હતો. એ બારીકાઈથી જનાવરને નીરખતો હતો. એની કુદવાની ગતિ અને રીત એણે જોઈ લીધી હતી. કૂદીને લપાઈને ઊંચા ઘાસમાં એને બેસી જતાં એણે જોયું.

બરાબર આનો લાગ જોઈને, એણે નિશાન

તાકયું. મારી નવાઈનો પાર ન રહ્યો. અર્નેસ્ટની એક જ ગોળીએ એ જનાવર ઢળી પડ્યું!

અમે ઉતાવળે એની નજીક પહોંચ્યા. ખરેખર બહુ જ વિચિત્ર જાતનું એ જનાવર હતું. ઘેટાના જેવડું એ 'જણાતું' હતું. પૂંછડી એની વાઘ જેવી હતી. મોં અને ચામડી એનાં ઉંદર જેવાં હતાં. સસલાં જેવાં મોટા એના કાન હતા. એના આગલા પંજા ખિસકોલીને મળતા આવતા હતા. એમાં નહોર હતા છતાં ચાલવામાં ઉપયોગી થાય એવા નહોતા. એના પાછલા પગ માત્ર બહુ લાંબા, કે મજબૂત તેમ જ વિચિત્ર પ્રકારના હતા.

થોડો સમય તો અમે શાંતિથી એને જોતા જ રહ્યા. આ પ્રાણી કોને મળતું આવે છે એ યાદ કરવા મેં ઘણી મહેનત કરી પણ વ્યર્થ.

અર્નેસ્ટ વધુ નજીક ગયો અને બોલ્યો, 'બાપુ! ખરેખર આ તો ભારે વિચિત્ર જનાવર છે. મેં તો કદી ય તે આવું જનાવર નથી જોયું. મારી મા અને મારા ભાઈઓ એને જોઈને કેવાં રાજી થશે! મેં કેવો સરસ શિકાર કર્યો!'

'સાચેસાચ તેં ભારે પરાક્રમ કર્યું છે.' મેં જવાબ આપ્યો. 'હું ક્યારનો વિચાર કરું છું, પણ આ કયું પ્રાણી ને એની જાત કઈ તેનો નિર્ણય હું નથી કરી શકતો. અર્નેસ્ટ, ચાલ તો આપણે બારીકાઈથી એને જોઈએ.'

'બાપુ! એને ચાર કાપવાના દાંત છે. બે ઉપર ને બે નીચે. મોટી ખિસકોલીને એવા હોય છે.' અર્નેસ્ટ બોલ્યો.

'તો તો પછી ખિસકોલીની જાતનું જ એ જનાવર ગણાય.' મેં જણાવ્યું. 'તું એવાં Rodents જાનવરનાં નામ ગણાવી શકે ખરો!'

'હા, થોડાંક હું જાણું છું: ઉંદર, ડોર-માઉસ, ખિસકોલી, સસલું, બીવર તથા જરબો.'

'ખરું સાચું કહ્યું.' મેં જણાવ્યું. 'હવે મને ખ્યાલ આવી ગયો. જરબોની જાતનું આ જનાવર છે. એમની છાતીની નીચે એક બખોલ જેવું હોય છે. એમાં માદા પોતાનાં બચ્ચાંને હેરવેફેરવે છે. મારી ખાતરી છે કે તેં જેનો શિકાર કર્યો છે એ માદા કાંગારૂ જ છે. કેપ્ટન કુકે ઑસ્ટ્રેલીઆમાં એમની શોધ કરી ત્યાં સુધી લોકો એને ઓળખતા ન હતા.

આટલી એની ઓળખાણ કરીને અમે આ કાંગારૂને ય તે અમારી ગાડીમાં ગોઠવ્યું ને અમારા હવાઈ મહેલ તરફ રવાના થયા.

ચાલતાં ચાલતાં અર્નેસ્ટને તો આ જનાવર વિષે ખૂબ જ કુતૂહલ થતું હતું એટલે વળી એણે આ કાંગારૂ વિષે વધુ કંઈક કહેવાનું મને જણાવ્યું.

'મેં તો બેટા, મુસાફરોએ લખેલા ગ્રંથોમાં એનું વર્ણન વાંચ્યું છે.' મેં એનું કુતૂહલ શાંત કરવા જણાવ્યું. 'એ પ્રાણીઓને ખાસ ખાસ કઈ આદતો છે એ વિષે મેં કહ્યું તેથી વિશેષ હું નથી જાણતો. એના પાછલા પગ એના આગલા પગ કરતાં ત્રણ ગણા મોટા હોય છે. અલબત્ત ટીડડાની જેમ પગના પ્રમાણમાં ઊંચા કૂદકા એ નથી મારી શકતા, પણ નવાઈ પમાડે તેવી ફાળો તો એ જરૂર ભરે છે. એમનો ખોરાક ઘાસ હોય છે. ઉપરાંત તેઓ અમુક જાતનાં શાકનાં મૂળ ખાય છે. આગલા પગથી, હાથની માફક જ ઝપાટાબંધ તેઓ એ ખોદી કાઢે છે. આમ કરતાં કરતાં તેઓ પોતાના પાછલા પગ ઉપર ઊભાં થઈ કોઈની ઝપટમાં ન આવી જાય માટે ઊંચા ઘાસની કે ઝાડીની બહાર નજર નાખતા જાય છે. સલામત સ્થિતિમાં પોતે નથી એવું જણાય કે તુરત જ પોતાની પૂંછડીની મદદથી તેઓ જબરો કૂદો મારીને આડી–અવળી દિશામાં ગુમ થઈ જાય છે. એમની પૂંછડીના સ્નાયુઓ એ કાર્યમાં મદદ થાય એટલા મજબૂત હોય છે. પૂંછડી એ કાંગારૂને માટે ખૂબ જ મદદગાર અવયવ છે. એ

સિવાય પોતાનું રક્ષણ કરવું એને માટે મુશ્કેલ ગણાય છે.'

મારું વર્ણન ચાલુ હતું અને એ રીતે અમે અમારે સ્થાનક આવી પહોંચ્યા. પહોંચતાં મોડું થયું. પરંતુ અમે જે પ્રમાણમાં સરંજામ આણ્યો હતો તેની સરખામણીમાં અમારું મોડું આવવું આ લોકોએ નિભાવી લીધું.

પણ અમે જ્યારે આવી પહોંચ્યા ત્યારે અર્નેસ્ટના ભાઈઓએ જે દશ્ય ઊભું કર્યું હતું તે જોઈને અમારાથી હસ્યા સિવાય રહેવાયું નહિ. એક જણ ભૂરા ખલાસીનો ઝભ્ભો પહેરીને કૂદતો કૂદતો આવતો હતો. બીજાએ ખલાસીનો ચોરણો પહેર્યો હતો. એની નાડી ઠેઠ એને ગળે પહોંચતી હતી. ત્રીજાએ એક જાકીટ પહેર્યું હતું. એ ઠેઠ ગોઠણ સુધી લબડતું હતું. જાણે કે કોઈ ફેન્સી ડ્રેસમાં એ બધા રંગભૂમિ પર ઊતર્યા હોય એવું જણાતું હતું.

મેં માનેલું કે આ ખરેખર ગમ્મત ખાતર કરવામાં આવેલું હશે પણ ખરી વાત હું પાછળથી જાણી શક્યો કે એ મહેરબાનોનાં કપડાં એની માએ ધોયાં હતાં. બીજી જોડીઓ તો તરત મળે એવું ન હતું. વહાણમાંથી મળી આવેલ પેલા ખલાસીના નાનકડા કબાટ (લોકર)માંથી આ કપડાં મળી આવ્યાં હતાં. એનો અત્યારે ઉપયોગ કર્યો હતો. અને પછી તો જ્યાં સુધી અમે આવીએ ત્યાં સુધી એ પહેરી જ રાખવાં એવો તેમણે નિર્ણય કર્યો. અમને ય એમની રમૂજમાં ભાગ લેવરાવવાનો એમણે ઠરાવ કર્યો હતો.

અમારા આનંદનો પાર ન રહ્યો. એમની ખુશી પણ અપાર હતી. અરસપરની ખુશાલી પૂરી થઈ એટલે પછી અમારી હાથ-ગાડીના સામાન તરફ સૌની નજર ગઈ. માખણ-ચીઝનાં પીપ, તેતર, મીઠું, માછલી અને એ બધાં ઉપર શિરમોર ચઢાવે તેવી વસ્તુ તો કાંગારૂ હતી: એની પ્રાપ્તિનો વિજય અર્નેસ્ટને ફાળે જતો હતો. બધો સામાન ઉતારતાં ઉતારતાં અર્નેસ્ટે પોતાનું એ પરાક્રમ અથથી ઇતિ સુધી વર્ણવી બતાવ્યું.

ફ્રિલીપ તથા બીજા બધા એ વાત સાંભળતા હતા. ફ્રિલીપ સિવાય બીજાં સૌ ખૂબ રાજી થયાં. ફ્રિલીપના મનમાં માત્ર અર્નેસ્ટની જરા અદેખાઈ આવી. કાંગારૂના શિકારનો જશ એ ખાટી ગયો એથી એને જરા ઇર્ષ્યા આવી. એને થયું કે આના કરતાં હું ગયો હોત તો કેવું સારું થાત? આ ભાવ એના મનમાં ને મનમાં એણે છુપાવ્યો છતાં એ ઢાંક્યો ન રહ્યો. મેં એ ભાવ પારખી લીધો. 'કાંઈ નહિ ફ્રિલીપ, હવે પાછો ફરી હું વહાણના ભંગારની બહેરે જવા ધારું છું. એ વખતે તું મારી સાથે રહેજે.'

પોતાની વાત મેં પારખી લીધી એ જાણી એ જરા ભોંઠો પડ્યો અને છતાં મારી સૂચના સ્વીકારી લઈને એ બોલ્યો, 'બાપુ, હું જરૂર તમારી સાથે આવીશ. અહીં મારે લાયક કંઈ ખાસ કામ પણ નથી હોતું.'

અને એ રીતે વાતો કરતાં સામાન ઉતરી રહ્યો. બધા સામાનને યોગ્ય ઠેકાણે ગોઠવી દીધો. આણેલા મીઠામાંથી થોડું મીઠું જનાવરોને આપ્યું. એમને એની જરૂર હતી. પેલા મરેલા કાંગારૂની ચામડી ઉતારી લઈને, ચોખ્ખી કરી સૂકવવા ઝાડ ઉપર ટાંગી દીધી. અંદરના માંસ વગેરેથી કૂતરાઓને ધરવ્યા. છેવટે અમારી પેટ-પૂજાનો વારો આવ્યો. માછલી તથા સુંદર રીતે બાફેલા બટેટાની ઉજાણી કરી અમારો દિવસ પૂરો કર્યો. વિશ્રાંતિ લેવા જાણે કે અમારો હવાઈ મહેલ અમને બોલાવી રહ્યો હતો. સવાર સુધી અમે એમાં ખોવાઈ ગયા.

## [૧૩] ફરી વહાણ પર

અમારું વહાણ ભાંગ્યાને ઠીક ઠીક દિવસો પસાર થઈ ગયા હતા. છતાં એ વહાણનો ખડકમાં ફસાઈ પડેલો અર્ધો જેટલો ભાગ સાધારણ સાબૂત હતો. પાછલા ભાગના ભૂક્કા

બોલી જતાં એનો કાટમાળ વીંખાઈ ગયો હતો. મારું ધ્યાન હજુ એ બચેલા ભાગમાં ભરેલી સામગ્રી પર હતું. વહાણ ઉપરના ભાગની કેબીનો અને એની આસપાસમાં ભરેલો માલ હજુ ય બચ્યો હોવો જોઈએ એવી મારી ચોક્કસ ગણતરી હતી. વહાણ ઊપડ્યું ત્યારે જ ભરપૂર સાધનસામગ્રી લઈને ઊપડેલું. શાંત સાગરના કોઈ બેટમાં જ્યાં જંગલી જાતિઓ વસતી હોય એવા ટાપુમાં જઈને જ વસાહત કરવાની દૃષ્ટિએ ઊપડ્યું હતું. એટલે એમાં જરૂરી એવી બધી જાતની વિવિધ વસ્તુઓ ભરી હતી.

એટલે વળી ફરી એક સવારે તૂટેલા વહાણની મુલાકાત લેવા હું તૈયાર થયો. ફિલીપને સાથે લેવાનો ઈરાદો હતો. અહીં અમારે 'હવાઈ મહેલે' પણ સાવધ રહેવાની તો જરૂર હતી. અમારી ગેરહાજરીમાં ખરાબર ખબરદાર રહેવાની સૂચનાઓ આપવા ખાતર મેં અર્નેસ્ટ તથા જેકને બૂમ પાડી.

થોડી વાર થઈ પણ એ મહેરબાનો દેખાયા નહિ. એની માને પૂછ્યું તો એ ય ચોક્કસ માહિતી આપી શકી નહિ, પરંતુ તેઓ બટેટા ખોદવા ગયા હશે એવી તેણે કલ્પના કરી. બટેટાવાળી જગ્યા તો જરા દૂર હતી. હું નારાજ થઈ ગયો. આ રીતે વગર કહે આટલે દૂર જવામાં - ખરેખર જોખમ જ હતું.'

આ વખતે વહાણ ઉપર જઈએ ત્યારે બે-એક દિવસ ત્યાં રોકાઈને લાવવા જેવું બધું લાવવાની મારી ગણતરી હતી. વહાણની વાત નીકળતાં મારી પત્ની ભારે મૂંઝાતી અને ગભરાતી. 'ઘડીએ ઘડીએ તમે ત્યાં જાઓ છો અને જીવ ઊંચો થાય છે. કોને ખબર ક્યારે ફરી પાછું તોફાન ઊપડે!'

'પણ હવામાન તો સાવ ચોખ્ખું છે! એમાં આપણે રસ્તો કાઢવા સિવાય ઉપાય નથી. જેણે આપણને એકવાર બચાવ્યાં તે ફરીને યે બચાવશે જ. તારે તો અમને હિંમત આપવી જોઈએ અને છોકરાઓને બહાદુર બનાવવા જોઈએ.', આટલું બોલ્યા પછી એને પક્ષે કંઈ કહેવાનું ન હતું. એણે રજા આપી.

અમે ઊપડ્યા. રસ્તામાં જ નદી પર અમે બાંધેલા પુલ પાસે પેલા મહેરબાનો બટેટાનો થેલો ભરીને મળ્યા. આમ કહ્યા વગર ચાલી નીકળવામાં તદ્દન મૂર્ખાઈ જ હતી એ વાત એમને વાજબી જણાતાં તેમણે ફરી એવું ન કરવા કબૂલ્યું અને અમે જુદા પડ્યા.

અમારી હોડી લઈ, અમે દરિયામાં વહેતું મૂક્યું. નદીના અનુકૂળ પ્રવાહમાં આવતાં થોડી વારમાં જ ધારેલી જગ્યાએ પહોંચી ગયા.

અને ખરે જ ત્યાં જઈને જોયું તો ચીજો હજી ત્યાં એમ ને એમ ભરી પડી હતી. અમારી નાની એવી હોડીમાં કેટલુંક લઈ જઈ શકાય? એટલે અમે એક તરાપો બાંધવાનો નિર્ણય કર્યો. વળી પાછાં અમે થોડાં પાણી ભરવાનાં પીપ શોધી કાઢ્યાં. તે બધાંને એક ચોરસ બને એ રીતે ચાર હારમાં ગોઠવ્યાં. અને ચારે તરફ ખીલીઓ અને દોરીઓથી જડીને બાંધી દીધાં. મહેનત તો ઘણી પડી, પણ સારો એવો તરાપો બની ગયો. અમારી હોડી કરતાં સહેજે ત્રણેક ઘણો સામાન સારે એવડો એ મોટો બન્યો.

આટલું કર્યું ત્યાં તો સાંજ પડવા આવી. ખાવાનું તો સાથે લાવ્યા જ હતા, છતાં બાકી રહેલા સામાનમાં શોધતાં બીજું ય મળી આવ્યું જ. ખાઈને કેબીનની પથારીઓમાં આરામ લેતાં શરીરને વધુ રાહત ને સુખ મળ્યાં. થાકી એવા ગયા હતા કે વારાફરતી જાગવાનો નિર્ણય કર્યો હોવા છતાં બેય જણા ઘસઘસાટ ઊંઘી ગયા.

સવાર પડતાં જ - નાનામોટા સામાનની શોધ ચલાવવા માંડી. દરવાજાનાં તાળાં લીધાં, આગળિયાઓ લીધા, વહાણના અધિકારીઓની મુસાફરીની પેટીઓ લીધી. સાથે સાથે વહાણના સુતાર તથા લુહારોના સામાનનાં ખોખાં પણ ઉપાડ્યાં.

કપ્તાનની પેટીમાંથી સોનારૂપાનાં ઘરેણાં,

વાળી કેટલી મ ઘડિયાળો, મોંઝીઓ, પટ્ટાઓ ને તમાકુની ડાબલીઓ પણ નીકળી. કદાચને નવી વસાહતમાં વેપાર કરવાની ગણતરીએ એમણે આ બધું લીધું હશે! એની સાથે સાથે જ સિક્કાની પેટી પણ જડી આવી. એ જોતાં ફિલીપનું મન પીગળી ગયું. છતાં એવા સિક્કામાં મન ઘાલવા કરતાં અમારે મન તો વધુ ઉપયોગી છરીકાંટાઓ અને એવી હમેશાના ઉપયોગની વસ્તુઓની વધારે જરૂર હતી.

આ સિવાય અમે બે ડઝન જેટલી યુરોપનાં ફળઝાડોની કલમો પસંદ કરી લીધી. એમાં મોસંબી, સફરજન, બદામ, પીચ વગેરેની કલમો ય હતી.

આટલું લીધું ત્યાં તો અમારી નજરે લોખંડના મજબૂત સળિયા, એક ઘંટી, ગાડાનાં પૈડાં, એની ઉપર ગોઠવવાનું ખોખું તથા લુહારનાં બધાં ઓજારો પણ જણાયાં એમાં કુહાડીઓ, પાવડાઓ, સાંકળો, લોખંડનાં તથા તાંબાનાં દોરડાંઓ, હળોમાંની કોશ અને એ ...ત અનાજના લોટના કોથળાઓ તથા અનાજ અને કઠોળ ભરેલા થેલાઓ પણ જડી આવ્યા. નવી વસાહત માટે કેટકેટલી જંગી તૈયારી હતી! પણ હાય વિધિ!

આ બધું જ કાંઈ અમે એક ફેરામાં જ લાવી શકીએ એવું ન હતું. તત્કાળ તો એમાંથી વધારાનો દારૂગોળો, લોખંડનો સામાન, દાણા, ફળઝાડ અને થોડાં હથિયારો એટલું લેવાનું ઠરાવ્યું. બાકી બીજો બધો સામાન વધુમાં વધુ સલામત લાગતી જગ્યાએ એકઠો કરી મૂક્યો. ફિલીપનો જીવ ચોંટ્યો હતો કપ્તાનની એક સોનાની ઘડિયાળમાં. રાજીખુશીથી મેં એ લેવાની એને રજા આપી.

પછી તો નક્કી કરેલી વસ્તુઓ તરાપામાં ગોઠવી દીધી. વધારામાં એક હોકાયંત્ર અને લોહચુંબકવાળી એક સોઈ પણ લઈ લીધી. સાથે સાથે વેલ માછલીઓના શિકાર માટે વપરાતા બે અણીદાર ભાલા જેવા લાંબા સળિયા તેની સાથે આવેલી મજબૂત દોરીના બંડલો સાથે મળી આવ્યાં એટલે લઈ લીધા.

આટલો સામાન લીધો ત્યાં અમારો તરાપો ને હોડી ભરાઈ ગયાં. બપોર થવા આવ્યા. તરાપાના બે ઉંડાને દોરડાથી બાંધી એ દોરડું અમારી હોડીના પાછલા ભાગ સાથે બાંધી દીધું અને અમે ઊપડયા. [ચાલુ

હું તાજો જ સત્યાગ્રહમાંથી પાછો ફર્યો હતો; અને એ સ્વાભાવિક છે કે જો પરણેલા હોઈએ તો સીધા ઘરે જ જઈએ અને માત્ર વેશવાળ કરેલા હોઈએ તો સસરાજીને ઘરે જઈએ. હું બીજા પ્રકારનો હતો એટલે બીજે ઘરે ગયો.

મારાં સાસુસસરા બહુ જ મોડર્ન હતાં—અગર તો મોડર્ન છે એમ બતાવવા માટે થઈને તે લોકો અમોને એકલાં રહેવા દઈ બહાર ફરવા ચાલ્યાં ગયાં.

આપ બધા જાણતા હશો કે જેલજીવન કેટલું નીરસ છે; એટલે તેને વિષે વાતચીત પણ કેટલી વાર થાય! મારું અને મારી ભાવી પત્ની લતા, બંનેનું શરીર તંદુરસ્ત દેખાતું હતું એટલે તબિયતના સમાચાર પણ બહુ ઝાઝી વાર ન ચાલ્યા; અને લાંબા વિયોગને અંતે મળતાં હોઈએ ત્યારે સ્વાભાવિક રીતે જ બંનેને એકબીજાની નજદીક આવવાનું મન થાય છે. અમે નજીક આવતાં હતાં—પણ ત્યાં તો લતાની નજર દાદર પર ઊભીને અમને જોઈ રહેલી તેની સાત વર્ષની બહેન પર પડી અને 'અરે!' એમ બોલીને તે મારાથી દૂર થઈ.

જરાકે ગભરાયા વિના મેં ઓળીને કહ્યું, 'તું બહુ ડાહી છો. લે આ એકઆનો અને ઉપર રમવા જા.'

મેં આપેલી લાંચ સ્વીકાર્યા સિવાય એબી દાદરી ઉપર ચાલી ગઈ. મે અને લતાએ એકબીજાની સામું જોયું—ત્યાં તો તે ધબ ધબ કરતી નીચે આવી.

મારા હાથમાં આઠઆના મૂકી તે બોલી: 'મને તમારું નાટક જોવા દ્યોને!' —મ. વ્યા.

# પાદરનાં તીરથ

—જયંતી દલાલ—

પરિચયકાર : મગનલાલ પડિયા

[ ' રેખા 'ના સંપાદક શ્રી જયંતીલાલ દલાલ એક સિદ્ધહસ્ત કલમકાર છે. માણસોની માફક લેખકોના પણ જો 'ઊર્મિપ્રધાન' અને 'બુદ્ધિપ્રધાન' એવા વર્ગ પાડવામાં આવે તો શ્રી દલાલ 'બુદ્ધિપ્રધાન' વર્ગમાં આવે તેવા છે. અને છતાં એમની બુદ્ધિના કાટલે વસ્તુઓને માપવાની શક્તિ એમના લેખનકાર્યમાં માનવભાવ આલેખવામાં અંતરાયરૂપ નથી થતી એની પ્રતીતિ નીચેનો પરિચય વાંચીને થશે જ પણ એના વિશેષ સમર્થન માટે તો નવલકથા જ વાંચવી રહી.

'અમે તેવી પરિસ્થિતિમાં વ્યક્તિ કેવું વર્તન રાખે છે એ જોવા' લખાયેલી આ વાર્તા (પાદરનાં તીરથ) માં લેખક કહે છે તેમ 'વસ્તુ માત્ર એક નૈમિત્તિક આલંબન જ લેવાયું છે.' આવો એ નૈમિત્તિક આલંબન તરફ નજર કરીએ. –પરિચયકાર ]

રંજાડામાં સિપાહીઓએ કરેલા અત્યાચારની ઊડીને આવેલી વાતે 'નંદપરા'માં પહેલાં તો ભયનું એક મોજું વ્યાપી ગયું. ત્યાં વળી વાત આવી કે રંજાડા ભાંગીને સિપાહીઓ હવે બાજુના ભંગારા ઉપર જવા ઊપડ્યા છે ને કાલ સવારે ઊઠીને કોને ખબર છે, નંદપરાનો પણ વારો આવે!

આમ આગામી ભયની કલ્પનામાંથી આગળ વધીને સીધા પ્રતિકાર સુધીની વિચારસરણીએ લોકો ચડી ગયા. એ પ્રતિકાર માટે કોઈકે 'રેલવાઈ' સામે આંગળી ચીંધતા જ વ્યૂહ રચવાને ઓઠું મળી ગયું. એમાં ક્યાંકથી સૂચન આવી પડ્યું: 'બાળી દો સ્ટેશનને. ઉખાડી દો પાટા.'

ને પછી તો ટોળું ક્યારે મોટું થયું, ક્યારે સ્ટેશન તરફ વળ્યું, ક્યારે લેમ્પ રૂમ તૂટી, ક્યારે ઘાસલેટના ડબા બહાર આવ્યા, કાકડા બન્યા, ઘાસલેટ છંટાયું ને દીવાસળી ચંપાઈ તેની કોઈ ખબર જ ન પડી.

સાંજ પડતાં પહેલાં તો સ્ટેશન બળી ચૂક્યું.



અને એ રીતે નંદપરાએ ઇતિહાસને પોતાને ગામ આમંત્રણ આપ્યું.

ત્યાર બાદ લાઠી-બંદૂકધારીનું કટક ઊતરી પડ્યું ત્યારે જે બન્યું એનો ક્રમબદ્ધ ઇતિહાસ તપસિલે નોંધાયેલો મળવો મુશ્કેલ છે. એક જ સાથે ઘણે ઠેકાણે ઘણું બન્યું.

ખાલપાવાસથી શરૂ થઈને બાવાજીના મંદિર સુધી બધે જ માનવતા-વિહોણી પશુતા ફરી વળી. રોકડ કે માલ તો લોકોને ગજ

ભક્તિ શીખડાવવા આવનાર સિપાહીઓએ કબજે લીધા–પણ વકરેલી પશુતા ઓઓના શિયળ ભોટ્યા વગર પણ ન રહી.

ખાલપાવાસનો મુખી સેંજી બધો ગુનો માથે ઓઢી લેવા તૈયારી બતાવે છે–જો એમ કરતાં ય ગામનો છુટકારો થતો હોય તો. પણ જવાબમાં માર અને અપમાન સિવાય બીજું કશું જ મળતું નથી.

કાલાભાઈ શેઠ માંડ માંડ સબ–ઇન્સ્પેક્ટરને સારી એવી રકમ આપીને ઘરેણાંની મંજૂસ બચાવી શકે છે.

જગતપિતાની હજૂરમાં ધર્માધમનો પોકાર જાહેર કરવાની એક માત્ર તમન્નાવાળા પંડ્યાજીની પુત્રીને જીભ કચરીને જીવ આપવો પડે છે.

‘હિટલર’ તરીકે ઓળખાતા ગાંડાને પણ લાકડીનો સવાદ ચખાડાય છે.

કેસુ સોનીની દુકાન લૂંટાય છે. મંદિરના બાવાજીને પણ ગિરફતાર કરાય છે.

ખાસ વફાદારીનું પ્રદર્શન કરવા ખુલ્લા બારણે સ્વાગત કરવા ઊભા રહેનાર અંબાલાલ વકીલનું પોતાનું સ્વાગત લાકડીના ફટકાથી જ થાય છે. વકીલ સાહેબ કાયદાની યાદ આપે છે એટલે તો સોટીનો કાયદો વધુ અમલી બને છે. અને આખરે એમને પણ ગિરફતાર કરવામાં આવે છે.

અને પછી નંદપરાથી ચાર માઈલ દૂર રેલ્વેની છાપરી પાસે ઊભા રાખેલ ત્રણ ડબામાં એકાણું કેદીઓ, બાસઠ સિપાહીઓ, ચાર જમાદાર ને બે ફોજદાર બધા ગોઠવાય છે. એ ગોઠવણી કોઈ સરખે ભાગે તો ન જ થાય. જમાદાર–ફોજદારના ડબામાં બીજાઓ માટે જગ્યા ન હોય એ તો દેખીતું જ છે. અને કેદીઓના રક્ષણ માટે એમની સાથે બેઠેલા સિપાહી કોઈ સંકડાશ થોડા અનુભવે એમ હતા એટલે પાઘડીનો વળ છેડે એ મુજબ દબાણ બધુ પેલા એકાણું જણાઓ ઉપર જ આવે એ તો સ્વાભાવિક જ હતું

બસ, અહીં એન્જિનની રાહ જોતાં જોતાં અથવા કહો કે એન્જિન આવતાં ફોજદારને ખપ જોગા કરાવેલ વિલંબના સાત–આઠ દિવસોના ગાળામાં જ ‘વ્યક્તિઓનાં વર્તન’ (કે માનવ–સ્વભાવનાં વર્તન!)ની નોંધ લેતાં લેતાં જ આ નવલકથા પૂરી થાય છે.

પણ એ નોંધ પરથી ઊઠતાં ચિત્રો કેવાં સુંદર છે!

સંપૂર્ણ, સુરેખ ચિત્ર કહી શકાય એવા ડૉક્ટરને જ પહેલાં લઈએ. એમનું નામ ડૉક્ટર નગીનદાસ. એ નંદપરાના રહીશ નથી–એ છે નવાગામના. સિપાહીઓના ત્રાસે આસપાસનાં બધાં ગામોમાં રમખાણ આંધી ઊઠતી હતી ત્યારે માત્ર નવાગામ આ બધામાંથી મુક્ત રહેલું નિર્જળ વનની વીરડી જેવું હતું. એ શરતચૂક હતી કે કોઈ પૂરીપાકી ગણતરી તે કહેવું ઘણું મુશ્કેલ હતું.

રાજકારણ અને જાહેરજીવનની સાથી ડૉક્ટરે પોતાનું જીવન આરંભ્યું હતું. આખા જીવન દરમિયાન એ વસ્તુઓના ચળકાટથી એ અંજાયા નહોતા. પોતાનો જીવનપંથ, પોતાની શક્તિઓની મર્યાદાઓને જોઈ, એમણે આંકી લીધો હતો. દુનિયાનું દુઃખ એમને પરેશાન કરી મૂકતું. એ કહેતાઃ ‘હું તો ડૉક્ટર છું. લોકોનો રોગ મટાડું, એનું દરદ દૂર કરવું એ જ મારું કામ.’

જે દિવસે એમણે સાંભળ્યું કે નંદપરાનું સ્ટેશન બળ્યું ત્યારે એમણે કહ્યું હતુંઃ ‘આ તો ઉત્પાતને નોતરું દીધું. કરનારા તો ક્યાંયે રહેશે અને નિર્દોષ બિચારા કુટાઈ જશે.’ અને પછીના દિવસે જ્યારે એમણે પોલીસ આવ્યાની અને જે જે ગુજર્યું હતું એની વાત સાંભળી ત્યારે એમનું હૈયું રડી ઊઠ્યું હતું. ‘આવું દુઃખ?’ એ જ ખ્યાલ એમના મનને સંતાપી મૂકતો હતો.

એમનું દરદ હળવું તો કરી શકાય અને કરવું જોઈએ એમ પૂરતી શ્રદ્ધાથી માનીને નંદપરાથી કેદીઓને રેલની છાપરીએ લઈ

જતા હતા ત્યાં રસ્તામાં ચવાણું, ચણા ને પાણી લઈને ધર્મશાળાને ઓટલે ઊભા રહ્યા. કેદીઓની ભૂખ કરતાં પોતાની અને સિપાહીઓની ભૂખનો વિચાર કરીને સબ ઇન્સ્પેક્ટરે એમને ચવાણું, ચણા વહેંચવાની છૂટ આપી.

એવી જ રીતે, બપોરીએ પહોંચ્યા બાદ, એમણે ફોજદાર આગળ, આ લોકોને જમાડવાની દરખાસ્ત મૂકી અને એ પણ ઉપર કહેલ ગણતરીએ જ મંજૂર રખાઈ.

વાત વાતમાં ડૉક્ટરે ફોજદારને કહ્યું, 'આમાંના કેટલાક તો ત્યાં નહોતા જ એની હું ખાતરી આપી શકું.' પણ એ શબ્દો ઉપર ભરોસો મૂકીને ફોજદારે 'એવા જે હોય તેને ડૉક્ટર તારવી કાઢે અને ફોજદાર તેમને છોડી મૂકશે' એમ કહ્યું, ત્યારે ઘડીભર તો ડૉક્ટર પણ મૂંઝાઈ ગયા. ફોજદાર વિશેનો એમનો આદર ખૂબ જ વધી ગયો.

જેમના વિશે પોતાને સોએ સો ટકા ખાતરી હતી એવા ચાર જણાને ડૉક્ટરે છોડાવ્યા. હા. એક જુવાન જગદીશને એમ ને એમ છોડાવી લેવાની ડૉક્ટરને ઇચ્છા તો થઈ પણ એ પ્રલોભનમાંથી ડૉક્ટર પોતાની જાતને બચાવી શક્યા.

પણ એ જ ભલા ફોજદારે બીજે કે ત્રીજે દિવસે જ્યારે કહ્યું કે 'આમાંથી કોઈને છોડાવવા હોય તો આ એક બે–દિવસ છે.' અને સિગારેટ સળગાવતાં ઉમેર્યું કે 'દરેક કામ એના બદલાની આશાથી થાય છે. જેવું કામ એવું એનું મૂલ. દાઈઆણી છોકરાનો જનમ કરાવવાના પણ પૈસા લે છે.' ત્યારે ડૉક્ટરને માનસિક આઘાત તો જરૂર લાગ્યો. પણ પોતાના મનદુઃખ અને સુંવાળાપને બીજાઓની જિંદગીના સવાલ આડે ન આવવા દેવાં જોઈએ એવું મનને મનાવીને એમણે ફોજદારની વાત કાને ધરી, અને માણસ દીઠ પાંચસો રૂપિયા માગતા ફોજદારને સંજોગો પ્રમાણે ઓછામાં ઓછા દોઢસો–બસો સુધી માનવા તૈયાર કર્યા.

અથવા કહો કે ફોજદાર જાતે જ તૈયાર થયો, કારણકે ડૉક્ટર પોતે તો આ વસ્તુને ફોજદારની જેમ સોદાની દૃષ્ટિએ જોતા જ નહોતા.

પણ ડૉક્ટરને વધુ આઘાત તો ત્યારે લાગ્યો જ્યારે ફોજદારે એમનો પણ પોતાના જેવા જ ગણી 'તમારા ય દસ ટકા' એમ કહ્યું. ઘડીભર તો ડૉક્ટરને આમાંથી તદ્દન ખસી જવાનું મન થયું. ફોજદાર પાસેથી નીકળ્યા ત્યારે તો મનમાં ગાંઠ વાળીને જ કે હવે વધુ સેવામાં જોખમ છે માટે અહીંથી જ અટકી જવું. પણ ઘેર પાછા આવીને આ રીતે પેલાઓને છોડાવી શકાય તેમ છે એ જાણતાં જ કેદીઓના સગાસંબંધીઓએ પૈસા માટે કરવા માંડેલી વેતરણ જોઈને ડૉક્ટરને થયું કે, 'દુનિયા જ ખરી હશે.' પોતાના મનઘડત મદારો પર જીવનના સદ્–અસદ્ વિશે ખ્યાલ બાંધીને એ પોતે જીવતા હતા એ માત્ર અકસ્માત હતો. બહારની, મગરમચ્છની દુનિયામાં એ રીત ન હતી. એ પોતાનો વ્યવહાર બીજી રીતે રોકવી લેતી.

એમ વિચારીને રોતાકકળતા આવતા લોકો પ્રત્યે અનુકમ્પાથી પ્રેરાયા વગર ન રહી શકવાથી આખરે ડૉક્ટર એમાં ઘસડાયા. જે લોકો પૈસાની જોગવાઈ કરી શકે એમને તે જલદી કરવા તેમણે કહ્યું.

પણ, હવે એમનું મન તો જેમની પાસે નાણાં નહોતાં અને એટલે જેમનાથી કાંઈ થઈ શકે એમ નહોતું, એમને માટે દ્રવવા લાગ્યું. એવાઓને માટે એમને બંગ–ઉઘીના આપવાનું કહેવા એ કાલાભાઈ શેઠ સુધી ભારે પણ ખાઈ આવ્યા પણ કાલાભાઈ શેઠ માને એવા ક્યાં હતા!

ગાડી ઊપડી ત્યારે કેટલાક છૂટયા ને કેટલાક રહી ગયા. ડૉક્ટરના મોઢા ઉપર મહેનત કરી છૂટયા છતાં કાંઈક કરી શક્યાનો આનંદ નહોતો.

*

ઊંડી, સમજણભરી માનવતા માટે માન ઉપજાવતું બીજું ચિત્ર છે સ્ટેશન માસ્તરનું.

સ્ટેશન બળાયું ત્યારે એક સાધાવાળાએ ટોળામાંથી કેટલાક લાઇન સાથે અટકચાળા કરતા હતા તે જોઈ એમને વારતાં કહ્યું, 'શું કરે છે લ્યા ? આ કાંઈ વાણિયા-બામણનું બોડીબારું નો'ય. મેલી દે, નહિ તો ટચકારું છું.' સાધાવાળાના આ શબ્દોએ સો મણ જારમાં એક અંગારો બેરવવાનું કામ કર્યું. એમ ન થયું હોત તો, ચોક્કસ તો કેમ કહી શકાય પણ કદાચ માસ્તર પોતાના પ્રભાવશાળી વ્યક્તિત્વથી એ વહેનને બીજી કોઈ દિશામાં વાળી શક્યા હોત.

પણ એમણે જ્યારે જોયું કે વાત કાબૂ બહારની થઈ ગઈ હતી ત્યારે પછી એમણે મન સાથે એક વાતનો નિશ્ચય કરી લીધો ને એ નિશ્ચય એમણે સાધાવાળાઓને પણ જણાવી દીધોઃ 'હું કોઈને ઓળખતો નથી. તમે કોઈને ઓળખતા નથી. કોઇ કોઈને ઓળખતું નથી. આવામાં તે ક્યાં કોઈ કોઈને ઓળખી શકાય !'

પોતાના આ નિશ્ચયને માસ્તરે ફોજદારના બમાનુષી તાપ આગળ પણ ઓગળવા ન દીધો. ફોજદારે માસ્તરને અને સાધાવાળાઓને કેદીઓમાંથી વધારે નહિ તો થોડાને તો ઓળખાવી કાઢવા બોલાવ્યા. પણ માસ્તર તો એક જ વાતને વળગી રહ્યાઃ 'એટલા મોટા ધાડામાં ક્યાં કોઈને ઓળખવા બેસાય ?' એટલું જ નહિ સાધાવાળાઓને ય એમણે ફોજદારના દેખતાં જ ભરમ ફોડ્યા વગર અને છતાં હિંમત આપતાં કહ્યું, 'એમાં શું ! હું જાણતો હોઉં કે તેં આગ લગાડી છે તો તો રેલ્વેના નોકર તરીકે મારી ફરજ થઇ પડે કે મારે તને ઓળખી બતાવવો. પણ હું તને ઓળખતો ના હોઉં તો એમ જ કહેવાનું કે હું કાંઇ જાણતો નથી. ખરું કહેવામાં બીક શી ?'

ઓળખાણની એ રામલીલામાંથી સાધાવાળાઓ સાથે સહીસલામત ઘેર આવ્યા ત્યારે માસ્તરને લાગ્યું કે એમના એકધાર્યા પ્રમાણિક, પાપથી દૂર રહેતા જીવનમાં આજનો દિવસ એક ધન્ય દિવસ હતો.

*

હવે આપણે અંબાલાલ વકીલ તરફ નજર કરીએ. એમને પકડ્યા ત્યારે તો એમની વકીલાત કાંઈ કામ લાગી નહિ. પણ ફોજદારની પેલી 'કિંમત લેવાની' યોજના બાદ અંબાલાલનો ભાવ પુછાયો. ડૉક્ટર ગયા પછી ફોજદારને પણ એમ લાગ્યું કે પોતે કાંઈક કાચું કાપ્યું છે. ડૉક્ટર કેટલાક બહુ ગરજવાળાને લાવશે એટલું જ; બાકી તેની પાસેથી ઝાઝું રળવાની આશા નહોતી, એટલે એણે અંબાલાલને બોલાવી તેની પાસે પણ એ જ વાત મૂકી.

અંબાલાલના પહેલા સવાલે જ ફોજદારને ખાતરી કરાવી આપી કે અંબાલાલ ડૉક્ટર કરતાં જુદી જ જાતનો માણસ હતો.

'મારું શું !' અંબાલાલે પૂછ્યું.

'તારું શું વળી ?' તને છોડી દઉં.

'મારે નથી છૂટવું.' કહીને અંબાલાલ ચાલવા લાગ્યો. અંબાલાલને પોતાની કિંમત સમજાઈ હતી. તેણે કહ્યું, 'વકીલ છું તે ચોકખી વાતમાં માનું છું.'

હા—ના કરતાં કરાર થયા. કોરા ટકાની વાત પર બંનેએ નમતું મૂક્યું. રૂપિયે ચારઆની પર આવ્યા ને અંબાલાલ છૂટયો—ફોજદાર માટે ઘરાકો લાવી આપવા.

પણ ગામમાં આવતાં અંબાલાલને લાગ્યું કે ફોજદારે પોતાની સાથે દગલબાજી કરી છે. પહેલું તો એ કે એણે પેલા ડોક્ટરને ય દલાલ નીમ્યો હતો. ને બીજું તો એ કે એને એવા લોકોમાંથી ઘરાક ગોતવાના હતા જેમાંના કેટલાકનાં તો હાડકાં વેચીએ તો ય પાંચ પાઈ ભેગી થાય એમ ન હતી. એવાઓનો વિચાર કરતાં અંબાલાલને પણ કાલાભાઇ શેઠ સાંભરી આવ્યા. ને એ પણ શેઠની પાસે દોડયો.

અંબાલાલ કહે તેને શેઠે ખાતે આપવા. શેઠનું ખાતું તો ખરું જ. ને અંબાલાલ પોતાના

ભાગમાંથી થોડુંક શેઠને આપે એ લાભ શેઠને વધારાનો. પણ ડાહ્યાભાઈ શેઠે તો ચોકખી સુણાવી દીધી કે–અવેજ જરા સરખોય આપી શકે એમ હતાં એ તો ક્યારનાં સોનબાઈ આપીને રૂપમાઈ લઈ ગયાં હતાં. હવે તો હાથેપગે હતાં એ જ રહ્યાં હતાં તે સહાવન ખોલવાનો તો ડાહ્યા શેઠનો વિચાર ન હતો.

ઘણી રકઝક પછી વૈદગાંધીનું સહિયારું વહેવારની એરણ પર ટિપાયું–ભાગલાભ નક્કી થયા.

અંબાલાલે ઉદ્યમ શરૂ કર્યો.

કેટલાક સામા પૂછતા આવ્યા. કેટલેક સ્થળે અંબાલાલ જાતે જઈ બધું જડબેસલાખ કરી આવ્યો. એન્જિન કબાને જોડાઈ ગયું તે પહેલાં તો અંબાલાલે હિસાબ પતાવી દઈને બારસી ઓગણીસો ને પંચોતેરની રકમનો નફો કર્યો હતો.

*

હવે ડાહ્યાભાઈ શેઠનો પણ થોડોક પરિચય કરી લઈએ.

કટકદળ ગામ ઉપર ઊતર્યું ત્યારે ડાહ્યાભાઈ પણ તેમાંથી અણિશુદ્ધ કોરા તો શી રીતે નીકળે ?

નેતરની ચમચમતી સોટી ખાતાં ખાતાં, લાઠીનો ધા પણ ખમતાં ખમતાં શેઠ સિપાહીઓ મંજૂસ તોડે એ પહેલાં સબ ઇન્સ્પેક્ટર સાથે સોદો કરવામાં સફળ નીવડ્યા. સિપાહીઓ ગયા પછી ડાહ્યાભાઈ શેઠે એમના ઇષ્ટ દેવને યાદ કર્યા, 'શ્રીજીબાવા...ઘણાની ઘાત સોયે ગઈ.'

આમ શરૂઆતમાં આ ધમાલે ડાહ્યાભાઈ શેઠને થોડાઘણા રૂપિયાનું નુકસાન કરાવ્યું. પણ એનો બદલો પણ શ્રીજીબાવાએ એમને આ ને આ પ્રસંગમાંથી વાળી આપ્યો. ફોજદારની 'માલની કિંમત'વાળી યોજના શરૂ થતાં જ ડાહ્યાભાઈ શેઠને ત્યાં ઘરાકી ઊમટી પડી.

ડાહ્યાભાઈ શેઠ અવેજ વિનાનો વેપાર કરતા નહિ. ને સોનાચાંદીના અવેજનો ભાવ અત્યારનો ગણવાનો નહિ એ પણ એમનો સિદ્ધાંત હતો. તાળા–ખોલામણી, કાઢણી–છોડામણી, વ્યાજબાધ, વટાવ ને ધર્માદાનો લાગો એ બધી વિધિમાંથી પસાર થતાં ચૂકતા દેવાની રકમના, ગાણુસ પ્રમાણે, સોના એંશીથી પંચાશી ઊતરે–બહુ કસે એવું કળ હોય તો નેવુ એથી વધુ તો નહિ જ.

આવી ધમધોકાર ઘરાકી વચ્ચે ડૉક્ટર નગીનદાસ જ્યારે અવેજ વગર રૂપિયા આપવાની વાત લાવ્યા ત્યારે શેઠે પોતાની બધી શેઠાઈને એક પળમાં રોળીટોળી નાખી:

'શું કરવું ! દુકાન લૂંટાઈ ગઈ. ખાલી થેલા'ય લઈ ગયા. મંજૂસ તોડીને પારકો અવેજ પણ ઉપાડી ગયા. શહેરમાં મોટી હડતાલમાં ભારી નુકસાન થયું. આ વરસ તો, ડૉક્ટર સાહેબ, ભગવાન આ મોં પર નાક રહેવા દે તો બસ છે.'

સાંભળીને ડૉક્ટર તો સડક જ થઈ ગયા ને, મૂગે મોઢે આવ્યા હતા તેવા પાછા ફરી ગયા.

ડૉક્ટર ઓટલેથી ઊતર્યા એટલે ડાહ્યાભાઈએ નિરાંતનો એક શ્વાસ મૂક્યો: 'હાશ ! વખત બગડી ગયો નકામો. ગામનું બધું કરવા નીકળ્યો છે ! શ્રીજી બાવા...'

સાંજક ટાણે પાછો અંબાલાલ એવી જ વાત લાવ્યો ત્યારે શેઠને પહેલાં તો ફાળ પડી. પણ પછી વાતચીત કરતાં તેમણે મનમાં તાગ કાઢ્યો, 'પેલા જેવો ધરમીનો ઢીકરો નથી લાગતો સાવ. માણસ છે તો વહેવારી. પણ સાલો કમાડી છે. નુકસાન હું વેઠું, રૂપિયા હું ઢગના કરું, ધૂળરાખ પર પૈસા હું આપું અને ભાગ મળે એને. વીલોવીલ કસવો જોઈએ.'

ખૂબ કસીને આખરે એમણે અંબાલાલ સાથે સોદો ઉતાર્યો–જેને આપે તેની પાસે પોતાના પૈસા ને તેનું વ્યાજ તો ઊભાં રહેતાં જ હતાં. ને અંબાલાલના ભાગમાંથી ભાગ મળતો હતો એ વધારામાં. વાણિયો પગ ચૂકે એવો નહોતો.

*

ડૉક્ટર અને અંબાલાલ બંનેને અજાયબી પમાડનું અને વિમાસણમાં મૂકી દેતું એક અદ્ભુત સૌમ્ય પાત્ર હવે જોઈએ.

એ છે બંગારાની પરી ડોસી. એનો દીકરો જગુ–જગદીશ તોફાનથી દૂર રહેવા હજુ હમણાં જ કૉલેજ છોડી ગામ આવ્યો હતો. કાંઈક કામસર પોલીસ આવી તે દિવસે એ નંદપરામાં હતો એટલે એ પણ ઝડપાઈ ગયો હતો. વિધવા ડોસીના આ એકના એક જુવાન નિર્દોષ છોકરાને છોડાવી શકાય એમ છે એ કહેવા ડૉક્ટર પોતે પરી ડોસી પાસે ગયા. ડોસીએ ડૉક્ટરને આવકાર્યા, સાંભળ્યા, પણ ડોસીના જવાબથી ડૉક્ટરના અચંબાનો પાર ન રહ્યો: 'તમે કહો છો એ ખરું છે, ડૉક્ટર સાહેબ, જીવ પાથરીને પણ જગુને બચાવવો જોઈએ પણ...'

ડૉક્ટર જોઈ શક્યા કે આ 'પણ'માં બીજાઓની જેમ પૈસાનો મેળ કેમ ઉતારવો એની મૂંઝવણ નહોતી વ્યક્ત થતી. એ લૌકિક 'પણ' નહોતું–જાણે કે આદિ ભૌતિક હતું.

'આમ છૂટવું એને આપણે વ્યાજબી ગણી શકીએ ખરાં!' ડૉક્ટરને વધુ આશ્ચર્યમાં નાખતો પ્રશ્ન આવ્યો. ને પછી દિલ ખોલતાં ડોસી બોલ્યાં: 'જગુને ઉછેરતાં હું એને એક જ વાત ઘૂંટાવતી આવી છું. કશું ય કરે તે પહેલાં તારા આત્માને પૂછી જોજે. આજે હું એનું મન જાણ્યા સિવાય કેમ કરીને કશું ય કરું!'

એક કલાકની વાતચીત પછી નગીનદાસ ડોસીને જગુની મુલાકાત લઈ જોવા અને તેનો પોતાનો વિચાર જાણી જોવા પૂરતું જ સમજાવી શક્યા. એથી વિશેષ કશું જ કરી શક્યા નહિ.

બીજે દિવસે આવીને અંબાલાલે પોતાની રીતે પરી ડોસી સાથે એ જ વાત કરી. આ માણસની વાત કરવાની રીતથી જ ડોસીને એના ઉપર તિરસ્કાર આવ્યો. ડોસીની ના સાંભળી એ બોલ્યા: 'આ જગુભાઈની મા બોલે છે? પેલે કબ્જે હરેક પળે મોતનો સામનો કરતા જગુભાઈની મા બોલે છે! શો કાળજું છે! મા જેવી મા. માણેક માણેક!' ને પછી ધીરે રહીને સસ્તામાં કરાવી આપવાની વાત સુદ્ધાં કરી જોઈ.

ડોસીએ આખરે જ્યારે કંટાળીને કીધું કે 'હવે ઊભો થઈને નીકળ અહીંથી. મારે એક શબ્દ પણ નથી સાંભળવો' ત્યારે અંબાલાલના બુદ્ધિશાળી ભેજાએ તારવણી કાઢી કે, 'નક્કી મારો બેટો ડૉક્ટર, વહેલો બધું જાતે સલાખ કરતો ગયો છે.'

પણ બીજે દિવસે જગુને રેલવેની છાપરીએ જોતાં ડોસીની આંખમાં જળજળિયાં આવી ગયાં.

અને હવે જગુનો પરિચય પણ આપણે અહીં જ સાધી લઈએ–માદીકરાના વાર્તાલાપમાંથી.

'બા, માનવીએ દુનિયાની શું સ્થિતિ બનાવી છે!'

'જગુ બેટા, એમાં આપણે શું કરી શકીએ!'

થોડી વાર મૌન અને પછી જગુ: 'તો આપણે કશું...કોઈ...કશું...!' ને જગુથી આગળ ન બોલાયું.

'ના. હું અને તું. એક એક વ્યક્તિ પણ કરી શકે–પોતે શું કરવું છે એનો નિશ્ચય કરીને. પોતે એ મુજબ કરવા માંડે. દુનિયા શું કહેશે કે કરશે એની ઝાઝી તમા ન રાખે. પોતાને જે સાચું લાગે તે જ આચરે.'

વળી પાછું મૌન અને પછી પરી ડોસી: 'તો તેં શું વિચાર કર્યો બેટા!'

'શેનો બા!'

'તારે જેલમાં જવું છે!'

'જવું તો ન હતું. આ તો મોકલે છે.'

'તારે ન જવું હોય તો કોઈ મોકલશે નહિ.' પછી ડોસીએ મૂંઝાતાં મૂંઝાતાં કહ્યું.

'એટલે!' [અનુસંધાન પાન પરમે

# બુલબુલ

'સરિતા'

ચીન જેવો મોટો દેશ. ત્યાં મોટાં મોટાં નગરો અને મોટી મોટી હવેલીઓ. મોટી મોટી નદીઓ અને મોટા મોટા પર્વતો. એક મોટી નદીને કિનારે વસેલું એક ભવ્ય પાટનગર. અને તેને ફરતું એક મોટું વન. તેનો નહિ આરો કે ઓવારો. અંદર મોટાં મોટાં વૃક્ષો અને ગીચ ઝાડી વચ્ચે આવેલો ચીનના રાજાનો ભવ્ય મહેલ. સૂર્યના તાપમાં ચળકતાં તેનાં સોનેરી શિખરો અને ઝળહળતા રત્નજડિત કિનારા. હીરે જડેલા ઝરૂખા, ચંદનના હોજ અને અત્તરના ફુવારા. રાજાની રોમ રોમ સાયબી. અને એ મોટા વનની શોભા! રંગબેરંગી ફૂલો અને તરેહતરેહનાં વૃક્ષો લૂમેઝૂમે, ફળ લટકે અને પક્ષી ટહુકા કરે. આખું વન પુષ્પના પમરાટથી જાણે મહેકી રહે.

સાંજ પડે એટલે રાજા આ વનમાં ફરવા નીકળે. અને વનની શોભા જોઈ જોઈને મનમાં હરખાય 'શું મારું વન છે!' ગામના લોકો પણ આ વનમાં ફરવાફરવા આવે. તેની શોભાનાં વખાણ સાંભળીને આજુબાજુનાં ગામમાંથી પણ લોકો સહેલ કરવા આવે. એકવાર એક જાપાની મુસાફર ફરતાં ફરતાં ચીનના દરબારમાં આવી ચડ્યો. ચીનના રાજાની સાયબી જોઈને મુગ્ધ બની ગયો. તેના મહેલ જોયા, મિનારા જોયા, બાગબગીચા, ફુવારા બધું જ જોયું. ફરતાં ફરતાં વનમાં એક વૃક્ષ નીચે આવ્યો. ત્યાં એક લીલુંછમ ઝાડ. પાંદડે પાંદડે જાણે મોતી વેર્યાં. પવનમાં હિલોળા લેતી એની લતાઓ અને આ વૃક્ષની વચ્ચે વસેલું એક પક્ષી, સુંદર ચળકતાં એનાં પીંછાં, અને ઘાટીલું



એનું શરીર. એની આંખમાંથી તો જાણે તેજના ફુવારા નીકળે અને તેના કંઠમાંથી શાંત મધુર અને દિવ્ય રસની સરિતા વહે. આ પક્ષી રોજ સાંજસવાર ગાય. એના સંગીતના સૂરે આખું વન જાણે હિલોળે ચડે, નદીનાં નીર થંભી જાય, વૃક્ષો ડોલવા લાગે. પુષ્પો તેની આરતિ ઉતારે. સિંહ અને શિયાળ, સર્પ અને નોળિયો, બધાં જ સાથે બેસીને સાંભળે.

મુસાફરને કાને આ સૂરો પડયા. તેના પગ થંભ્યા. આંખ બંધ કરીને તે દિવ્ય સંગીત સાંભળવા લાગ્યો. સાંભળતાં સાંભળતાં એ તો એવો રસમગ્ન બની ગયો કે પોતે ક્યાં છે એ ભૂલી ગયો. એ તો જાણે સ્વર્ગીય અમૃતરસનું પાન કરી રહ્યો હતો. અને પોતે જાણે સ્વર્ગીય આનંદમાં વિહરી રહ્યો હતો. થોડી વાર પછી સંગીત બંધ થયું. તેની આંખો ખૂલી અને જોયું તો પોતે વનમાં ઝાડ નીચે બેઠો હતો. મનમાં થયું કે ચીન દેશમાં આટઆટલી સુંદરતા જોઈ, ભવ્યતા જોઈ પણ આવું દિવ્ય પક્ષી તો ક્યાં ય ન જોયું,

થોડા દિવસ રાજમહેલમાં રહીને મુસાફર પોતાને દેશ પાછો ફર્યો અને ' વર્ણન લખ્યું. તેમાં ચીનના !, ચીનના સૌંદર્યનાં ખૂબ જ વખાણ કર્યાં: અને છેવટે તેણે આ પક્ષીનું અને તેના સંગીતનું વર્ણન કર્યું. આ અજોડ પક્ષીનું વર્ણન કરવામાં તો તેની કલમ ખીલી ઊઠી.

એક વાર ચીનના રાજાના હાથમાં આ પુસ્તક આવ્યું. પોતાના દેશનું વર્ણન રાજા વાંચતો જાય અને મલકતો જાય પણ જ્યારે આ પક્ષીની વાત આવી ત્યારે રાજા મોંમાં આંગળી નાખી રહ્યો. 'મારા વનમાં વળી આવું દિવ્ય પક્ષી છે?' તેણે દરવાનને બોલાવ્યો. અને પૂછ્યું, 'આપણા વનમાં ક્યાં ય આવું પક્ષી તેં જોયું છે?'

'ના સાહેબ. મેં તો આવું પક્ષી જોયું નથી. ખોટી વાત લાગે છે. એ મુસાફરે તુક્કો લગાવ્યો લાગે છે.'

'અરે એવું તે કાંઈ હોય? જા, હમણાં જ જા અને તપાસ કર.'

દરવાન મૂંઝાયો. આ પક્ષી ક્યું, ક્યાં હશે, શું કરવું? તેનાં હાંજાં ગગડી ગયાં. રાજાએ મુદત આપી હતી કે સાંજ સુધીમાં પત્તો નહિ મળે તો ઘાણીએ ઘાલીને તેલ કઢાવીશ. તે બેહાવરો બહાવરો આમતેમ ફરે, પણ ક્યાંય આ પક્ષી દેખાય નહિ, તેના સૂર સંભળાય નહિ. ત્યાં વનમાં એક છોકરી મળી.

'કેમ દરવાનજી, આમ હાંફળાફાંફળા ફરો છો?'

'અરે શું વાત કરું, રાજાવાજા ને વાંદરાં. રાજાએ કહ્યું છે કે બુલબુલ પક્ષીની શોધ કરી આવ નહિ તો ઘાણીએ ઘાલીને તેલ કાઢીશ' દરવાને કરુણ અવાજે કહ્યું.

'અરે પણ એમાં મૂંઝાઓ છો શું? ચાલો બતાવું.'

'મશ્કરી તો નથી કરતી ને છોકરી?'

'તમારી મશ્કરી હોય દરવાનજી? મારી સાથે ચાલો. મેં એ પક્ષી જોયું છે.' બંને જણાં ચાલ્યાં. રસ્તામાં ઝરણાનો કલકલ કરતો અવાજ સંભળાયો. દરવાન-ને થયું ને બોલી ઊઠયો: 'ખરેખર બુલ-બુલ પક્ષીનો જ આ અવાજ લાગે છે. શું મીઠાશ છે!'

'અરે આ તો ઝરણાનો અવાજ છે.' છોકરીએ હસતાં હસતાં કહ્યું.

બંને જણાં ચાલ્યાં જાય છે. ત્યાં આંબાની ડાળેથી કોયલનો ટહુકાર સંભ-ળાયો. દરવાનજીના કાન ચમક્યા. 'અરે મીઠો કંઠ! માળું પેલા મુસાફરની વાત તો સાચી.'

'તમે તો આ કોયલનો 'કુહૂકુહૂ અવાજ સાંભળીને ગાંડા બની જાઓ છો ત્યારે બુલબુલને સાંભળીને તો મોરલીના સૂરે નાગ ડોલે તેમ તમે પણ ડોલવા જ માંડશો.'

થોડે ચાલ્યાં ત્યાં પેલું વૃક્ષ આવ્યું. અને વૃક્ષમાં પેલું બુલબુલ પક્ષી પીંછાં પાથરીને પોઢ્યું હતું.

'વહાલા બુલબુલજી! એકવાર ગાઓ તો.' છોકરીએ પ્રેમભીના અવાજે કહ્યું.

બુલબુલે તો ગાવાનું શરૂ કર્યું. દરવાન તો જાણે આશ્ચર્યચકિત બની ગયો. 'આપણા જ વનમાં આવું સ્વર્ગીય પક્ષી અને આપણને ખબર નહિ.' અને તે પોતાના અજ્ઞાનથી શરમિંદો થયો. બુલબુલે તો પોતાના સ્વરો વાતાવરણમાં પાથરી દીધા.

'બુલબુલજી, રાજાજીને તમારું સંગીત સાંભળવું છે. તમે મહેલમાં પધારશો?' છોકરીએ બુલબુલને પૂછ્યું.

આ છોકરી અને બુલબુલને ખૂબ જ ગાઢ દોસ્તી. બુલબુલથી આ છોકરીની આજ્ઞા કેમ લોપાય? અને તેમાં ય રાજાજીને સાંભળવું હોય તો જવું જ જોઇએ ને? બુલબુલે કહ્યું, 'જરૂર રાજમહેલમાં જઇશ અને રાજાજીને સંગીત સંભળાવીશ.'

દરવાન તો રાજા પાસે ગયો અને બધી વાત કરી. રાજાએ તો રાજમહેલને શણગાર્યો અને દરબાર ભર્યો. પોતે રત્નજડિત સિંહાસને બિરાજ્યા અને પાસે એવું જ નાનું રત્નજડિત સિંહાસન બુલબુલ માટે મૂકાવ્યું. સાંજ પડી સૂર્ય અસ્તાચલમાં ગયો. સંધ્યાના આછા રંગો પથરાઈ ગયા, ત્યાં બુલબુલ ઊડતું આવ્યું. તેના પ્રકાશથી આખો દરબાર ઝળાંઝળાં થઇ ગયો. રાજાએ બુલબુલને સિંહાસન ઉપર બેસાડ્યું. બુલબુલને સાંભળવા માટે હેકડેઠઠ મેદની જામી છે. મોટા મોટા ગવૈયા અને સંગીતકારો ભેગા થયા છે. મનમાં ફુલાય છે, 'અમારા જેવું તે કાંઈ એનું સંગીત હોય.' ટાંચણી પડે તોપણ સંભળાય તેવી શાંતિ પથરાઇ ગઈ છે. બુલબુલે સંગીત શરૂ કર્યું. તેના કંઠમાંથી સ્વર નીકળ્યો. વાતાવરણનાં મોજાં કંપવા લાગ્યાં, વૃક્ષો ડોલવા લાગ્યાં. પક્ષીઓ આકાશમાં સ્થિર થઇને સાંભળવા લાગ્યાં. તેના સંગીતના સૂરોએ જાણે નજર સમક્ષ સ્વર્ગ ઊભું કરી દીધું. આખી કુદરતમાં જાણે નવયોવન પથરાઈ ગયું. અને શ્રોતાવર્ગ આનંદમાં ગરકાવ થઈ ગયો. સૌનાં હૈયાં હિલોળે ચડ્યાં અને સ્વર્ગીય આનંદની રસલહાણમાં તરબોળ બની થનગન થનગન નાચવા લાગ્યાં. થોડી વારે બુલબુલનો સ્વર ધીરો થયો અને પછી દિશાઓમાં મળી ગયો.

'શાબાશ શાબાશ બુલબુલ!' તાળીઓના ગડગડાટથી આખો દરબાર ગાજી ઊઠ્યો.

'બુલબુલજી! હવે તો તમે અમારે ત્યાં જ રહો. તમારા માટે સોનાનો મહેલ ચણાવું. અંદર હીરા જડાવું, બાગબગીચા કરાવું. રત્નજડિત હિંડોળાખાટ કરાવું. અત્તરથી નવરાવું, મન–માન્યાં ભોજન કરાવું. મારા ખોળામાં રમાડું અને છત્રીપલંગમાં પોઢાડું.' રાજાજીએ બુલબુલને વિનંતિ કરી.

'ના રે ના. રાજાજી! મને રાજમહેલમાં ન ગમે. મારે તો લીલાછમ વૃક્ષની પથારી, ઝરણાનું મીઠું પાણી અને વનરાઈ જોઈએ. હું તો આકાશને હિંડોળે હીંચું ને પવનને હિલોળે નાચું. પણ આપ ફરમાવશો ત્યારે આપની સેવામાં હાજર થઈશ. તમે મારા રાજા, મારા છત્ર.' કહીને બુલબુલ તો ઊડી ગયું.

પછી તો બુલબુલ રોજ સાંજસવાર આવે, ગાય અને રાજાને પ્રસન્ન કરે. પછી તો એવું થઈ ગયું કે રાજાને બુલબુલના સંગીત વિના ચાલે જ નહિ. બુલબુલને સાંભળ્યા પછી જ રાજાને ચેન પડે.

એકવાર રાજાને ત્યાં એક બંધ પેટી આવી. જાપાનના કારીગરે રાજા ઉપર મોકલી હતી. રાજાએ પેટી ખોલી. તેમાંથી એક બનાવટી બુલબુલ નીકળ્યું. સોનેરીરંગ, હીરામોતીથી ઝાકઝમાળ કરતાં પીંછાં, રૂપ રૂપના અંબાર. માત્ર તેમાં પ્રાણ નહિ. ચાવી દઈએ એટલી વાર ગાય.

રાજાએ વળી પાછો દરબાર ભર્યો. લોકો ભેગા થયા. સાચું બુલબુલ પણ આવીને બેઠું. પેલા બનાવટી બુલબુલને ચાવી દીધી એટલે ગાન તો શરૂ થયું. સાચા બુલબુલની હરીફાઈ કરે એવું મધુર એનું સંગીત. રાજા આનંદમાં આવી ગયા. તેણે આનંદમાં અને આનંદમાં બુલબુલને પોતાના ખોળામાં લીધું. સાચું બુલબુલ એકાએક ઊડીને પોતાના વૃક્ષકુંજમાં સંતાઈ બેઠું.

રાજાને તો બુલબુલના સંગીત વગર ચાલે નહિ. મનમાં આવે કે તરત જ ચાવી ચડાવે અને સંગીત શરૂ થાય. ખાતાંપીતાં હરતાંફરતાં સંગીત ચાલ્યા જ કરે. બુલબુલ ગાય તો જ રાજાને ઊંઘ આવે. આમ દિવસો અને મહિનાઓ વીતવા લાગ્યા. પેલું સાચું બુલબુલ તો પોતાના નિવાસસ્થાનમાં રહીને પોતાના સંગીતથી કુદરતને નવડાવે.

રાજા એકવાર સૂતો હતો. પાસે પેલું બનાવટી બુલબુલ ગાતું હતું. રાજાને ઘેન ચડ્યું. આંખો મીંચાવા લાગી. એકાએક સ્વર તૂટી ગયો; સંગીત બસૂરું બની ને ખટ કરતું બંધ થઈ ગયું. રાજાની ઊંઘ ઊડી ગઈ. તેણે જોયું તો બુલબુલનું સંગીત બંધ થઈ ગયું હતું. તેણે ચાવી દીધી, આમ ઘૂમરડે અને તેમ ઘૂમરડે પણ બુલબુલ કાં ન ગાય? રાજાએ કારીગરોને બોલાવ્યા પણ કાંઈ જ વળ્યું નહિ. તેની ઊંઘ અને ભૂખ ઊડી ગયાં. રાજા 'બુલબુલ બુલબુલ' ઝંખ્યા કરતા. હવે તો તેમની અંતિમ પળો પાસે આવતી હતી.

વનમાં બુલબુલને ખબર પડી કે રાજા માંદા પડ્યા છે અને બુલબુલના સંગીત માટે ઝંખ્યા કરે છે. મનમાં થયું લાવને જાઉં. રાજાના હૃદયને શાંતિ થશે. એ તો ઊડ્યું અને રાજાના મહેલની બારી સામેના વૃક્ષ ઉપર જઈ ને બેઠું. એકાએક બારીમાંથી સોનેરી પ્રકાશ આવ્યો. રાજા ચમક્યો. બુલબુલે સંગીત શરૂ કર્યું: જેમ જેમ બુલબુલ ગાતું જાય તેમ તેમ રાજાના શરીરમાં ચેતન આવતું જાય. રાજાના શરીરમાં જોર આવ્યું એટલે ઊભા થઈને બારીએ આવી બોલ્યા, 'બુલબુલજી, તમે ક્યાં ગયા હતા? તમારા વગરનો હું મરી જાત.'

'રાજાજી, તમે સૂઈ જાઓ. હું અહીં

બેસીને રોજ ગાઈશ.' પછી તો બુલબુલ રોજ સાંજ–સવાર આવે. પ્રભાતે મંગલ ગીત ગાઈને રાજાને ઉઠાડે અને સાંજે શાંત સૂરો છેડી રાજાને નિદ્રાને હિંડાળે હિંચોળે અને પછી ઊડી જાય. રાજા તો સાજા થવા લાગ્યા. શરીરમાં નવું લોહી આવ્યું, મુખ પર નવી કાંતિ ચમકી.

'બુલબુલજી! હવે તમે મારે ત્યાં જ રહો. બનાવટી બુલબુલને નહિ રાખું. એ ભૂલ હવે હું નહિ કરું.'

'નહિ, નહિ રાજાજી! હું જરૂર પડ્યે તમારી સેવામાં હાજર રહીશ. રોજ આવીને અહીં બેસીને ગાઈશ, ગાઈશ, તમને શાંતિ થશે ત્યાં સુધી ગાઈશ.'

આમ વર્ષો વીત્યાં. રાજાને ધોળા પળી આવ્યા. શરીરે કરચલીઓ પડવા લાગી ને એક દિવસ યમરાજનું તેડું આવ્યું. બુલબુલ ઝપાટાબંધ ઊડતું ઊડતું આવ્યું અને રાજાની પાસે બેઠું અને ગાવા લાગ્યું. રાજાની આંખો બંધ થઈ. તેના હૃદયને શાંતિ થઈ અને બુલબુલ તેના સંગીતથી રાજાના આત્માને સ્વર્ગમાં લઈ ગયું. ચોમેર દિવ્ય શાંતિ પ્રસરી ગઈ. બુલબુલ ઊડી ગયું. અને પાછું પોતાના ઝાડના ઝુંડમાં જઈ બેઠું.

પછી તો બુલબુલની ગાથા ઘેર ઘેર ગવાવા લાગી અને લોકો દેશપરદેશથી તેને સાંભળવા આવવા લાગ્યા.

[ઍન્ડર્સનની પરિકથા
'નાઈટીંગલ' પરથી]



પાન ૪૯નું સાંધણ]

– 'ફોજદાર કહે છે કે...'

જગુ સમજી ગયો. તેની આંખો ઝીણી થઈ. તેનું શરીર ધ્રૂજી ઊઠ્યું.

'પૈસા માગે છે એમ ને? અને તમે...તમે કેટલા આપવાના નક્કી કર્યા? કેમ મૂંગાં બન્યાં! મારું મોત પણ ન સુધરવા દીધું!' પોતે શું બોલી ગયો એનું ભાન થતાં જ જગુ રોઈ પડ્યો.

એને પૂરેપૂરો રોઈ લેવા દઈ પછી ડોસીએ કહ્યું: 'જગુ મેં કશું જ કર્યું નથી.'

અને જગુએ પાછી આંખ ઊંચી કરી, જોયું. જાણે અભિમાન લેતા હોય કે 'મારી મા, એવું કરે જ નહિ.' અને ડોસી પણ એમ જ જગુને નીરખી રહ્યાં.



નઘરા રાક્ષસ જેવા ફોજદારને શું કોણ જાણે શું સૂઝ્યું તે ઠેઠ ઉંબરા સુધી આવી ગાડી ઊપડતી વખતે એણે જગુને પોતાની પાસે બોલાવ્યો.

'હજાર વીંછીના ડંખની વેદના સહેતો હોય એમ જગુ આવ્યો. એને શંકા ગઈ કે આખરે માનું હૈયું હાથ નહીં રહ્યું હોય.

ડૉક્ટર વિમાસતા રહ્યા. 'ડોસી આટલી મક્કમતાથી ના પાડતી હતી અને જગુ અહીં ક્યાંથી!'

ડોસી બોલતી હતી, 'આ ડૉક્ટરે કાંઈ કર્યું કે શું?'

અંબાલાલ બબડતો હતો, 'છેતરી ગયો મારો બેટો!'

એ સહુની અજાયબી ભાંગતો ફોજદારનો અવાજ આવ્યો: 'ડાક્તર સાહેબ, જાઓ જગુભાઈને લઈ જાઓ. તમારા ગામને અમારી એટલી ભેટ!'

[પ્રકાશક: ગતિ પ્રકાશન લિમિટેડ, અમદાવાદ. મુખ્યવિક્રેતા: ભારતી સાહિત્ય સંઘ લિ. મુંબઈ. મૂલ્ય: અઢી રૂપિયા

# સમાજ અને સાહિત્યની નવાજૂની

થોડા સમય માટે નાસી છૂટેલા એક પાળેલા કાળા ચીંછે ગઈ કાલે લખનૌના એક બજારમાં ભારે ગભરાટ ફેલાવી મૂક્યો હતો. પોતાના પાળનારની સામે થઈ જઈને એ ચીંછ એક મંદિરમાં ઘૂસી ગયું હતું. મંદિરમાં દર્શને આવેલા થોડાક માણસો ત્યાંથી નાસી છૂટ્યાં હતાં. અને ચીંછ ઠાકોરની મૂર્તિની બરાબર સામેના એક બારણામાં જઈને બેસી ગયું. એનો પાળનારો એને પકડવા પાસે જતાં એના પર હુમલો કરી તેને ઇજા કરી હતી. જોખમ વધી પડવાની આગાહી કરીને હથિયારબંધ પોલીસની એક ટુકડીએ મંદિરને ઘેરી લીધું અને છેવટે ભારે મુશ્કેલીથી એ 'બનાવટી ભગત'ને ત્યાંથી ખસેડી શકાયું હતું.

કાલુપુરમાં ઝરીના નામની દોઢ વર્ષની ને અફીણ ખવડાવવામાં આવતું હતું અને જે ડબ્બીમાંથી અફીણ આપવામાં આવતું હતું તે ડબ્બી છોકરીને રમવા માટે આપેલી. કહેવાય છે કે ગમતાં રમતાં છોકરીને હાથે ડબ્બી ઊઘડી જવા પામી હતી અને ડબ્બી ઊઘાડાં છોકરીએ અફીણની ગોળીઓ મોંમાં નાંખતાં છોકરી બેભાન થઈ જવા પામી હતી તેને સારવાર માટે સીવીલ હોસ્પીટલમાં ખસેડવામાં આવી હતી.

પાલીતાણા રાજ્યના માનવિલાસ પોલીસ થાણાના મેટી ગામની સીમમાં એક કોળીની ચાતેક વર્ષની બાળકીને માથામાં પથ્થર મારી, ગળું દબાવી, જોનારને ત્રાસ અને કમકમાટી ઉપજાવે તે રીતે અગીયારેક વર્ષની તે કોળણ કિશોરીએ ફક્ત ૧૮ રૂ ભારના ચાંદીના દાગીના (હાંસડી) માટે મારી નાખ્યાની બિના બની છે.

* *

હૈદરાબાદ (દક્ષિણ)ની પ્રેમચંદ સોસાયટીના ઉપક્રમથી ન્યુ દિલ્હીમાં તા. ૩૦-૩૧ ઓગસ્ટ અને ૧-૨ સપ્ટેમ્બરના દિવસોમાં એક ભારતીય સાહિત્ય સંમેલન ભરવામાં આવનાર છે. એ માટે દરેક ભારતીય ભાષાના સાહિત્યકારોને આમંત્રણો પાઠવવામાં આવ્યાં છે.' ગુજરાતના ઘણા સાહિત્યકારોને એવાં આમંત્રણો મળ્યાં છે, જુદી જુદી ભાષાના સાહિત્યકારોનો પરસ્પર સંબંધ વધારવો, વિચારવિનિમય માટે યોજના કરવી અને એક ભાષામાંની ઉત્તમ સાહિત્યકૃતિઓનો બીજી ભાષાના સાહિત્યકારોને પરિચય કરાવવો એવો આ સંમેલનનો મુખ્ય આશય છે.

શ્રી વિદ્યાવિજયજી હીરક મહોત્સવ પારિતોષિક સંબંધે ઇનામી નિબંધની યોજના પ્રગટી છે. નિબંધના વિષયોમાં, 'ગુજરાતનો ભૌગોલિક ઇતિહાસ' ને 'ગુજરાતી ગદ્યસાહિત્યની ઉત્પત્તિ અને પ્રગતિ' એ ગદ્યવિભાગમાં અને 'આપણું કવિતાસાહિત્ય' ને 'આપણું પ્રાચીન અને અર્વાચીન રાસસાહિત્ય' એ પદ્યવિભાગમાં રાખવામાં આવ્યા છે. બંને વિભાગમાં દરેક માટે રૂા. ૨૫૦નું પારિતોષિક અલગ અલગ છે. નિબંધો ૧૯૪૭ના નવેમ્બરના છેલ્લા અઠવાડિયામાં 'સત્યનારાયણ પંડ્યા, સુપરિન્ટેન્ડન્ટ, જૈન સંસ્કૃત મહાવિદ્યાલય, શિવપુરી (ગ્વાલિયર)' એ સરનામે મોકલી આપવા અને વિશેષ પૃચ્છપરછ પણ તેમને જ કરવી.

'જાપાનના વર્ડ્ઝ વર્થ'-કહેવાવાનું બહુમાન પામેલા એશિયાના સુપ્રસિદ્ધ કવિ શ્રી યોને નોગુચીનું જુલાઈની ચૌદમી તારીખે ૭૦ વર્ષની ઉંમરે અવસાન થયું છે. જાપાનીઝ તેમજ અંગ્રેજીમાં તેમણે સુંદર કાવ્યો રચેલાં છે, હિંદની છેલ્લી મુલાકાત પછી તેમણે 'Ganges Call me' (ગંગા મને સાદ દે છે) એ નામનો હિંદવિષયક કાવ્યોનો સંગ્રહ પ્રસિદ્ધ કરેલો. જાપાનના લશ્કરવાદની એમની હિમાયતને અંગે સ્વ. ટાગોરે એમની કડક ટીકા કરેલી, પણ એથી સ્વ. યોને નોગુચીનો એમના પ્રત્યેનો આદર જરા યે ઘટ્યો નહોતો.

## છૂટક 'કહાની' મળવાનાં સ્થળો

મેસર્સ એ. એચ. વ્હીલર રેલ્વે બુકસ્ટોલ

—આફ્રિકામાં—

જાફર ન્યુસ સર્વિસ
પો. બો. ૬૨૦, મોમ્બાસા

મેસર્સ વોરા બ્રધર્સ
પો. બો. ૩૯૩, મોમ્બાસા



## —: લવાજમ ભરવાનાં સ્થળો :—

ભારતી સાહિત્ય સંઘ લિ.
મીન્હાજ બિલ્ડીંગ, કાલબાદેવી રોડ : મુંબઇ-૨

ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધીમાર્ગ : અમદાવાદ

ગાડી પોળ સામે, રાવપુરા : : વડોદરા

ગુજરાત સાહિત્ય ભંડાર
પ્રિન્સેસ સ્ટ્રીટ, નાનકવાડા : કરાચી

એલ. કે. મેઘાણી
૧૪, અમરતલ્લા સ્ટ્રીટ : કલકત્તા

## શ્રી જૈન બાળવિદ્યાર્થીભુવન
### ભાવનગર

આપને ત્યાં આવતા દરેક અવસરે આ સમાજોપયોગી સંસ્થા તરફ આપનો ઉદાર હાથ લંબાવશો એવી વિનંતી છે.

મદદ મોકલવાનું સ્થળ
પારેખ પ્રેમચંદ ગોવિંદજી દલાલ
દાણાપીઠ : ભાવનગર

---

## 'કહાની'માં વાર્તા મોકલનારને

★ 'કહાની'માં છપાતી મૂળ કે અનુવાદિત વાર્તા બદલ પુરસ્કાર દેવામાં આવે છે અને તેને પ્રગટ કરવાના હક્ક લેખકના પોતાના રહે છે. મૂળ કે અનુવાદિત વાર્તાની તમામ પ્રકારની જવાબદારી લેખક કે અનુવાદકની પોતાની જ રહે છે

★ વાર્તા પરત જોઈતી હોય તો તે માટે પણ આવશ્યક ટપાલ-ટિકિટો બીડવી.

☆ કાર્યાલય પત્રવ્યવહાર કરવા બંધાયેલ નથી.

---

પ્રત્યેક પ્રકારની ૭૩ વાર્તાનો સંગ્રહ

## ર સ ક્યા રી

કિં. ૮ રૂપિયા વી. પી. પોસ્ટેજ ૦-૧૨-૦
કહાની કાર્યાલય : દાણાપીઠ, ભાવનગર

,ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

સપ્ટેમ્બર ૧૯૪૭



વર્ષ ૩ : અંક ૯

काव्येषु रम्या कथा



## ઉજેણી નગરી ને વિક્રમ રાજા
## ૨ : ગર્ધવસેનની વાર્તા

મયૂર

કૈલાસે બેઠાં શિવજી તપ તપે ને એક દિવસ પારવતીજીએ તપિયાના તપતાં રૂસણાં લીધાં છે. સતીને મન સંસારની વાતો ને તપિયો કહે હું તપ કરું ને ધ્યાન ધરું.

ને એમાં એક દિવસ વસંત ઋતુ આવી છે. ફૂલડાં ફોરી ઊઠ્યાં છે ને મંજરી મહોરી છે. કોયલ શોર મચાવે છે ને પ્રમદાનાં અંગ રંગે રસ્યાં છે. સતી વસંતના વાઘા સજી રંગેઉમંગે શિવજી સમીપે ગયાં છે. પણ તપિયો કહે હું તપ કરું ને ધ્યાન ધરું.

સતીએ તો પછી કામદેવને આરાધ્યો છે. કામદેવ એનાં સાધન-સામગ્રી લઈ તપિયાના તપમાં ભંગ પાડવા ગયો છે ને અંગ બળતાં અનંગ થયો છે. તપિયો તપ તપતો બેસી રહ્યો છે ને વસંત વીતી જતાં સતીનાં અંગ પણ ટાઢાં પડ્યાં છે.

હરતાંફરતાં સતી તપિયાની સેવા કરે છે ને ઘરનું કામ કરે છે.

એમાં એક દિવસ ફળફૂલ લઈને સતી શિવજી સમીપે આવ્યાં છે ત્યાં તો સતીએ કૌતુક દીઠું છે શિવજીએ તો ગંગાને માથે ચડાવી છે ને એની ખળખળ વહેતી ધારા સાથે શંભુજી ગેલ કરે છે ને મરક મરક હસે છે સતીએ જોતાં શું જોયું છે ને એમની આંખડી રીસે રાતી થઈ છે. એ તો સડવડ દડવડ પાછાં વળી ગયાં છે.

પછી તો બાવાની મઢુલીમાં રોજ નવાં નવાં રોનક જાગે છે. કોક દિવસ ગંગાની ધારા કલનાદ કરે છે, કોક દિવસ ચંદ્રિકાના તેજ અમી વરસે છે. ને વળી કોક દિવસ ભીલીરાણીના ઘૂઘરા વાગે છે. આમ તપિયાના તપને ઠેકાણે રંગ અને રાગની રમઝટ જામી છે. બાવો ડાકડમરુ વીસરી ગયો છે. રૂંઢમાળા અળગી કરી છે. એની ભભૂત ધૂણીમાં ભેળી થાય છે. એણે તો અંગે ચંદનના લેપ લગાવ્યા છે. રૂડી ફૂલડાંની માળા કંઠે ધરી છે આગળ આગળ ભીલીરાણી નૃત્ય કરે છે ને ગંગા અને ચંદ્રિકા એને માથે ચડી બેઠી છે.

સતી કહેઃ 'આ ઢોંગીના ઢોંગ તો જુઓ હું જાઉં છું ત્યારે આંખો બંધ કરીને બેસી રહે છે. બોલાવ્યો બોલતો નથી ને વાસો વળું છું કે અહીં રંગની

નોબત બજે છે. એને તો હું જ ગમતી નથી ને !'

ને સતીએ શિવજીનાં રુસણાં લીધાં છે.

કૈલાસે બેઠાં શિવજી તપ તપે ને એવા તપિયાનાં પારવતીજીએ રુસણાં લીધાં છે. સ્વર્ગલોકનમાં એ વાતની ચર્ચા થઈ છે ને ઇંદ્રરાજા કહેઃ 'શિવજી સંસારીના સુખ માટે તપ તપે ને એવા તપિયાનાં, સતીએ રુસણાં લીધાં છે તે હવે શિવજીની સેવા કોણ કરશે ? તપિયો મહાદુખિયો થશે ને એના દુઃખે સંસારી કહાશે '

ઇંદ્રે ચિત્રલેખાને હુકમ કર્યો છેઃ 'કૈલાસને માથે શિવજી તપ તપે ને તપિયાનાં સતીએ રુસણાં લીધાં છે તું વહેલી તપેશરીની સેવા કરવા પહોંચી જા. રૂડી રીતે શિવજીની સેવા કરજે ને ભોળોનાથ પ્રસન્ન થશે તારી ભવની ભાવઠ ભાંગશે ને જન્મારો સફળ થશે '

ઇંદ્રરાજની આજ્ઞા અપ્સરાએ માથે ચઢાવી છે ઘરે જઈને ચિત્રલેખા નાહી-ધોઈને પવિતર થઈ છે. ચોળી ચરણાં ને ચીર ધારણ કર્યાં છે. બાર આભુષણ પહેર્યાં છે ને સોળ શણગાર સજ્યા છે. બનીઠનીને ચિત્રલેખા શિવજીની સેવા કરવા નીસરી છે.

મારગ જાતાં કોઠે મસર કર્યો છેઃ 'બનીઠનીને ઠુમક ઠુમક કરતી નીસરી છે, ચિત્રલેખા, તે તું તે તપિયાની સેવા કરવા જાય છે કે એના તપમાં ભંગ પાડવા ?'

તો કે, 'હું તો શંભુજીને રિઝાવવા જાઉં છું.'

મારગ જાતાં એને ઇંદ્રનો કુમાર મળ્યો છે. કુમારે અપ્સરાનું રઢિયાળું રૂપ દીઠું છે ને રૂપે એનું મનડું મોહ્યું છે. ઇંદ્રનો કુમાર તો ચિત્રલેખાનો મારગ રોકી ઊભો છે. 'લટકમટકા કરતાં ક્યાં ચાલ્યાં સુંદરી ?'

તો કે, 'કૈલાસે બેઠા શિવજી તપ તપે. તપિયાની સેવા કરવા જાઉં છું કુમાર.'

તો કે, 'તું સહુણી સુંદરી. તારી સુકોમળ કાયા અને તારું રૂડું રૂપ. ભોળો-નાથ તો ઘરડાખખ છે. ગળામાં રૂંઢમાળ પહેરે, શરીરે ભસ્મ ચોળે ને નજરે દીઠો ન ગમે. આખો દિવસ ભાંગ પીએ ને નશામાં પડ્યો રહે. એવા ગંજેરી પાસે, જાવા શીદને નીકળી છે સુંદરી ?'

ચિત્રલેખા કહે, 'ઇંદ્રરાજે આજ્ઞા કરી છે ને હું તો ચિઠ્ઠીની ચાકર. જ્યાં મોકલે ત્યાં મારે જવું જોઈએ.'

તો કે, 'હું તને નહિ જાવા દઉં સુંદરી. કૈલાસે નિત બરફનો વરસાદ પડે ને તારી રંગસૂરી કાયા એ તો બરફની ભેગી ઓગળી જશે. પછી રસિયાના રાગ કોણ પૂરા કરશે ? આવો રૂડો દેહ ધર્યો છે તે કંઈ હિમાળે ગાળવા માટે નથી. એ તો રંગભવનમાં રાગીને રંગે રમાડવા માટે છે.'

ચિત્રલેખા હા–ના કરતી રહી છે ને બળ કરીને કુંવર એને પોતાને મહેલ ઉપાડી ગયો છે. એણે તો અપ્સરાને રંગભોવનમાં સંતાડી રાખી છે. કુમારને મહેલ દિવસ અને રાત રંગની નોબત વાગે ને કોઈને ખબર નો પડે કે કોણ નાચે છે ને કોણ ગાય છે

ને શિવજી તો કૈલાસે બેઠા તપ તપે છે ને સતીએ એનાં રુસણાં લીધાં છે. શંભુજીની સેવા કરનારું કોઈ નથી ને છ છ મહિનાથી ભોળોનાથ દુઃખી થાય છે. પણ ભોળા શંભુને વળી દુઃખ શું ને સુખ શું ? એ તો બેઠો બેઠો તપ તપે ને તપનાં પુણ્ય દુનિયા ઉપર વરસાવે

છ મહિને ઇંદ્રરાજ શંભુજીના દર્શને પધાર્યા છે. શંભુને પાય પડી ખબરઅંતર પૂછ્યાં છે: 'મારી મોકલી અપ્સરા આપની સેવા તો રૂડી રીતે કરે છે ને!'

તો કે, 'અમારે જોગીઓને વળી અપ્સરાની સેવા શી ? અમે તો ભભૂત ચોળીએ ને મસાણમાં પડ્યા રહીએ '

તો કે, 'સતીએ શિવજીનાં રુસણાં લીધાં ને શંભુની સેવા કરવા મેં ચિત્રલેખાને મોકલી. કીધું'તું, રૂડી રીતે ભોળાનાથની સેવા કરજે. શંભુજી રીઝ્યે દુનિયા લીલીપીળી રહેશે ને તપિયાને કષ્ટ પડશે તો દુનિયાને પ્રલે થશે.'

શિવજી કહે, 'ખોટો જશ ખાટો મા ઇંદ્રરાજ. અહીં તો અપ્સરા યે નથી ને કોઈ નથી. ઊંચો ઊંચેરો કૈલાસ છે ને એના ઉપર બરફ છાયો છે. એ વચ્ચે બાવાનાં બેસણાં છે. તિયાં બેઠો બેઠો બાવો તપ તપે ને એની ધૂણી તાપે બાવાની તો સદાય અમીની નજર, ઇંદ્રરાજ ! બાવાને કોઈ ઉપર રાગ નહિ, કોઈ ઉપર દ્વેષ નહિ. તમારાં રમકડાં બાવાને રીઝવે તો જ બાવો રિઝાય એવું ભણતર ક્યાંથી ભણ્યા ઇંદ્રરાજ ?'

તો કે, 'હું ભોળાનાથને ઓળખી શક્યો નહિ, એટલી મારી ભૂલ થઇ. મને ક્ષમા કરો. પણ મેં મોકલી'તી એ અપ્સરા ક્યાં ગઇ ?'

તો કે, 'તમારાં રમકડાંની તમે સંભાળ રાખો. એની સાથે મારે કાંઈ લેવાદેવા નહિ.'

ઇંદ્રરાજે અનુચરને હુકમ કર્યો છે: 'ચિત્રલેખાને જ્યાં હોય ત્યાંથી હાજર કરો.'

ચિત્રલેખા ઇંદ્રના કુંવરને દરબાર રંગે રમે છે ને મોજ કરે છે. ત્યાં ઇંદ્રરાજનું તેડું આવ્યું છે. એના રંગરાગ ઊડી ગયા છે ને થરથર ધ્રૂજતી ચિત્રલેખા ઇંદ્રરાજ પાસે ગઇ છે.

એના પેટમાં પાપ થોડું જ હતું ? ઇંદ્રના કુંવરે એનો મારગ રોક્યો હતો. એ બચાડી એમાં શું કરે ? એણે તો જેવી બની'તી એવી વાત ઇંદ્રરાજને કહી દીધી છે.

સાંભળીને ઇંદ્રરાજ કુંવર ઉપર કોપ્યો છે. કાંઈ પૂછ્યું નથી ને કાંઈ ગાછ્યું નથી. ઝટ કરતો કુંવરને શ્રાપ દીધો છે: 'મૂરખમાં મૂરખ એક ગધેડો અને એવો મૂરખ તું નીકળ્યો. જા પૃથ્વી ઉપર પડ અને ગધેડાનો અવતાર લે.'

'હાં હાં' કરતા શિવજી વચ્ચે પડ્યા છે. પણ ઇંદ્ર તો બરાબરનો કોપ્યો છે. 'સારઅસાર જાણે નહિ ને ગુણહીણો થઇને ફરે એના ઉપર દયા નહિ, દેવ ! એ તો એ જ લાગનો છે. ગધેડો બનીને ધરતી ઉપર રખડશે. ઉકરડા વરખોળશે ને કુંભારને ઘેર માટી સારશે.'

શંભુજી કહે: 'બાળક ઉપર આવડો

રોષ ન હોય ઇંદ્રરાજ. . શાપનું કાંઈક નિવારણ કરો.'

તો કે, 'મારો શાપ મિથ્યા નહિ થાય. પણ એટલું થશે કે દિવસે એ ગધેડો થઈને રહેશે ને રાતે એની ઇચ્છા હશે તો એ દેવરૂપ ધારણ કરી શકશે.'

ને પેટના જણ્યાને શાપ દઈ કરીને ઇંદ્રરાજા સ્વર્ગલોકમાં ગયા છે ને શંભુજી સમાધિમાં પડ્યા છે.

*

પૃથ્વી ઉપર ખંભાવતી નગરી ને એમાં એક ગલાલિયો કુંભાર રહે. કુંભારના ઘાટ નગરીમાં વખણાય અને રાજદરબારે એનાં મૂલ થાય.

ગલાલિયાને ઘેર એક દિવસ એક નવતર ગધેડો આવી ચડ્યો છે ગધેડામાં રૂપ હોય નહિ તોય જાણે આ ગધેડો રૂપાળો રૂપાળો લાગે છે. નધણિયાતો માનીને કુંભારે તો એને બાંધી લીધો છે. ગધેડો ગલાલિયાને ઘેર રહે છે, માટી સારે છે, ઠકણાં ખાય છે ને ઉકરડા વરખોળે છે. એમાં એક દિવસ બરાબર મધરાતનો પહોર થયો છે. જળથળ બધું જંપી ગયું છે. . કુંભાર ને કુંભારણ થાકયાંપાકયાં નિરાંતે સૂતાં છે. બરાબર તેવે ટાણે ગધેડાને એકાએક વાચા પ્રગટી છે: 'ગલાલિયા રે ગલાલિયા! તું સૂતો છે કે જાગે?'

ભર નીંદરમાં કુંભાર સૂતો છે પણ આ તો ગર્દભરાજનો અવાજ. અવાજ સાંભળી ગલાલિયો ઝબકીને જાગ્યો છે. આઘુંપાછું જોયું છે ને કોઈને દીઠું નથી. સપનું આવ્યું હશે એમ માનીને ગલાલિયો તો પાછો સૂઈ ગયો છે.

ને ફરીથી ગધેડાએ ભૂંકાર કર્યો છે: 'ગલાલિયા રે ગલાલિયા! તું સૂતો છે કે જાગે?'

આ વખતે તો કુંભાર પથારીમાંથી ઊભો થયો છે. ચારે બાજુ જોવા લાગ્યો છે. પણ કોણ હોય તે નજરે પડે? એક કોર એની કુંભારણ પડી પડી ઘોરે છે ને બીજી કોર ગધેડો બાંધ્યો બાંધ્યો જમીન વરખોળે છે. કુંભાર વિચારમાં પડ્યો છે કે આ તે કેવું કૌતુક? ઊંઘમાં જાણે કોઈ સાદ કરે છે ને જાગીને જોઉં છું તો કોઈ કરતાં કોઈ નથી. એની ઊંઘ ઊડી ગઈ છે ને પથારીમાં બેઠો છે. બેઠો બેઠો ચારે કોર નજર રાખી રહ્યો છે.

ત્યાં તો ગધેડો ફરી વાર બોલ્યો છે: 'ગલાલિયા રે ગલાલિયા! હું ગર્ધવ સેન કુમાર! તું સૂતો કે જાગે?'

કુંભાર તો સાંભળીને આશ્ચર્યમાં પડી ગયો છે. ફાટી આંખે ગધેડા સામું જોઈ રહ્યો છે.

"ને ગધેડે આગળ જાતાં કીધું છે: 'મારો એક સંદેશો ગામના રાજાને પહોંચાડશે?'

કુંભાર તો બોલે કે ચાલે. એના પેટમાં ભય ગરી ગયો છે. આ તે સાચોસાચ ગધેડો બોલે છે પછી કોઈ ભૂતપ્રેત એને ભરમાવી રહ્યું છે. કુંભાર તો વિમાસણમાં પડી ગયો છે.

પણ એની વિમાસણની ગર્ધવસેનને પરવા નથી ને એણે કહ્યું છે: 'હું ઇંદ્રરાજાનો કુમાર. તારાં નસીબ પાંસરાં કે તારે ઘેર આવ્યો. ગલાલિયા! ગામના રાજાને એટલું કહેજે કે દિવસ ધરે હોય

તો ગર્ધવસેનના દર્શને આવે. રૂડી ભેટ-સોગાદો લાવે. એની કુંવરી મને પરણાવે. આટલું નહિ કરે તો એની નગરી ઉજડ થશે ને એનું રાજ ખેદાનમેદાન થશે.'

આટલું કહીને ગર્ધવસેન તો પાછો જમીન વરખોળવા લાગ્યો છે.

ને આણી કોર ગલાલિયો વિચારે ચડયો છે. આ તે કેવી અચરજ છે? આટલા દિવસથી આંગણે બાંધ્યો છે. કોઈ દિવસ એક અક્ષરે બોલ્યો નથી. મૂંગો મૂંગો માટી સારે છે ને ડફણાં ખાય છે. કોઈ દિવસ ઉં કે ચું કરી નથી ને આજ એને ઇંદ્રરાજાનો કુંવર થવાના કોડ કયાંથી જાગ્યા? ગધેડો તો ખીજે કે રીજે ત્યારે હોંચી હોંચી સિવાય બીજું વેણ નો બોલે ને આજ આ પોપટની વાણી કયાંથી બોલવા લાગ્યો? નક્કી આમાં કાંઈક કરામત છે. જરૂર આ ગધેડામાં ભૂતપ્રેત ભરાયો છે

કુંભારને વિચારમાં પડેલો જોઈ ગર્ધવસેન ફરી બોલ્યો છે: 'આડીઅવળી કાંઈ વાત વિચારીશ મા ગલાલિયા! મેં કીધા એટલા અક્ષર સાચા માની લેજે. દિવસ ઘરે હોય તો મેં કીધું એટલું કરજે. ત્રણ દહાડાની મહેતલ છે. ત્રણ દિવસમાં મારો સંદેશો રાજાને પહોંચાડજે. સંદેશો પહોંચાડીશ તો તને ન્યાલ કરી દઈશ. તારે ઘરે રાજવટ ખડી થાશે ને મારું આટલું કામ નહિ કરે તો માટી–ખાણે દબાઇને મરી જઈશ. ને કયારે ગયો ને કયારે મર્યો એની યે કોઈને ખબર નહિ પડે.'

તો ય કુંભાર તો બોલે કે ચાલે. એ તો મૂંગો મંતર્યો બની ગયો છે ને ગધેડો ય પછી છાનો રહ્યો છે.

માંડ માંડ સવાર પડયું છે. સવાર પડતાંવેંત જ કામકાજ પડતાં મૂકીને ગલાલિયો પ્રધાનને ઘેર ગયો છે. પ્રધાનજીને માંડીને વાત કરી છે.

વાત સાંભળીને કોક હસે કે કોક મૂરખ કહે. પણ પ્રધાન તો વાત સાંભળીને વિચારમાં પડી ગયો છે. પંડે વાણિયો છે. ડાહી જાત છે. એ તો તેલ જુવે, તેલની ધાર જુવે. એણે કહ્યું છે: 'ગલાલિયા! તારી વાત વિચારવા જેવી ખરી. પણ નજરે ન જોઉં ને કાને ન સાંભળું ત્યાં સુધી વાત સાચી ન માનું.'

તો કે, 'અધરાતે મારે ઘેર પધારો ને સાચખોટનાં પારખાં કરો. રાજાની કુંવરીનું ગધેડા માટે માગું કરવા આવ્યો છું તે એમ ને એમ હાલી નીકળ્યો તો નહિ જ હોઉં ને? મારે માથે ય મોતનો ડર તો છે ને?'

ને પ્રધાન કહે: 'રાતે વાત.'

રાતનો વહાડ કરીને ગલાલિયો ઘેર આવ્યો છે. એને કામકાજ સૂઝતું નથી. એ તો ચારે કોર રઘવાયો રઘવાયો ફરે છે. ને જેમ તેમ કરતાં રાત પડી છે.

રાતે પ્રધાન ગલાલિયાને ઘેર આવ્યો છે ને એક કોરે કૌતુકની વાત સાંભળવા સંતાઈને બેઠો છે.

અધરાત થઈ છે ને ગર્ધવસેનને વાચા પ્રગટી છે: 'ગલાલિયા રે ગલાલિયા! હું ગર્ધવસેન કુમાર. ગામના રાજાને એટલું કહેજે, કે દિવસ ઘરે હોય તો ગર્ધવ-સેનના દર્શને આવે. રૂડી ભેટસોગાદો

લાવે. એની કુંવરી અને પરણાવે. આટલું નહિ કરે તો એની નગરી ઉજડ થશે ને એનું રાજ એદાનમેદાન થશે.'

પ્રધાને ગર્ધવસેનની વાત કાનોકાન સાંભળી છે ને સવારે જઈને રાજાને વાત કરી છે. વળતાં કહ્યું છે: 'રાજાજી! એ ગધેડો નથી પણ લાગે છે કોઈ દેવતાઈ જીવ. શું એનું રૂપ છે ને શું એનું તેજ છે!'

રાજા કહે: 'તમે તે કેવી વાત કરો છો, પ્રધાનજી? એક તો ગધેડો ને વળી એને રૂપ?'

તો કે, 'રાજા! નાખી દેવાની વાત નથી. હું વાણિયાનો દીકરો. સો ગળણે ગળીને પાણી પીઉં.'

તો કે, 'તો ય આજ ગણતાં ભૂલી ગયા, પ્રધાનજી! રાજાની કુંવરી રાજકુમારને પરણે. ગધેડાને કોઈએ દીકરી દીધી જાણી છે?'

તો કે, 'રાજા! મેં તો નજરે દીઠું ને કાને સાંભળ્યું. જેવું હતું તેવું કહી સંભળાવ્યું છે. રાજનું સારું થાય એ જોવાની મારી ફરજ. પછી તો તમે જાણો ને તમારાં કરમ જાણે.'

તો કે, 'અમારી રજવાડી રીત. રાજકુમાર હોય તો ય અમે એનાં હીર લેઈએ ને પારખાં લઈએ. મોટા સ્વયંવર રચીએ ને મોટી હોડ મૂકીએ સ્વયંવરમા શિરતાજ હોય ને હોડ જીતી જાય એ અમારી કુંવરીને વરે. હાલીમવાલીનું ત્યાં કામ નહિ તમારો ગધેડો દેવતાઈ હોય તો એને જઈને પૂછો ને કે એ શું શું કરી શકે?'

પ્રધાન કુંભારને ઘેર આવ્યો છે. ને પ્રધાનને ભાળીને ગર્ધવસેનને વાણી પ્રગટી છે: 'પ્રધાનજી આવ્યા તો ભલે આવ્યા. ગઈરાતે છાના આવ્યા'તા. આજે છતરાયા આવ્યા છો. તમારા રાજાને અમારો સંદેશો પહોંચાડજો. 'અમારું' કહ્યું કરશે તો રાજા સુખી થશે ને અમારાં વેણ ઉથાપ્યે કાંઈ સારાવાટ નહિ રહે'

પ્રધાન કહે: 'ગર્ધવસેન! ભલું તમારું રૂપ ને ભલી તમારી વાણી. અમારો રાજા તો તમારી ઉપરથી ઓળઘોળ થઈ જાય. તમ જેવો જમાઈ કરમે ક્યાંથી હોય? પણ અમારી તો રાજવંશીની રીત. અમે તો સાચખોટનાં પારખાં લઈએ રતન હોય તો મૂલવીએ ને કીડિયું હોય તો ફોડી નાખીએ'

તો કે, 'તો લ્યો ને પારખાં.'

તો કે, 'તમારી તેવડ કેટલી ગર્ધવસેન?'

તો કે, 'હું જળ હોય ત્યાં થળ કરું ને થળને ઠેકાણે જળ કરું. ને તરણાનો મેરુ કરું ને મેરુને તરણાવત્ બનાવી દઉં. નેવાનાં પાણી મોભે ચડાવું ને વેળુમાં મંદિર રચાવું.'

વાત સાંભળીને પ્રધાન પાછો વળી ગયો છે ને જઈને રાજાને વાત કરી છે. રાજા કહે: 'આપણી ખંભાવતી નગરી. નગરીને બાવન બજાર ને ચોરાશી ચૌટાં. પણ ફરતો કોટ નહિ ને કાંગરા નહિ. નગરીનાં રૂપ તો ક્યાંય સમાતાં નથી, પણ કિલ્લા વિના એ તો વસ્ત્ર વિનાની નારી જેવી વરવી લાગે છે નગરી ફરતો ત્રાંબાનો કોટ રચાવો. કોટે રૂપાના કાંગરા

મુકાવો. બાવન બજારના બાવન દરવાજા ને એથી બમણી બારીઓ મુકાવો એટલું એક રાતમાં કરી આપે તો જાણું કે ગર્ધવસેન ખર નથી પણ નર છે. એટલું કરે એને મારી કુંવરી પરણાવું.'

રાજાનો સંદેશો સાંભળી ગર્ધવસેને કહ્યું છે: 'જેટલા વામાં ગઢ રચવો હોય એટલા વામાં સૂતરનો તાગડો વીંટો. સૂતરને તાગડે તાગડે દૂધની ધારાવડી દેવડાવો. દરવાજા બારીના વચ્ચે મારગ રાખજો. એટલું કરીને ગામમાં પડો વગડાવજો કે સમી સાંજના સહુ સૂઈ જાય ને રાતે કોઈ બહાર નો નીકળે.'

રાજનો હુકમ છે ને વાતની વાતમાં બંદોબસ્ત થઈ ગયો છે. મધરાત થઈ છે ને ગર્ધવસેને કહ્યું છે: 'ગલાલિયા! તું ભેળો આવછ કે હું એકલો જાઉં?'

તો કે, 'રાજાનો હુકમ છે. મારાથી બહાર નો નીકળાય.'

તો કે, 'ગઢમાં તારે ક્યાંય બાંકોરું રાખવું છે?'

તો કે, 'મારે વળી બારી શી ને બાંકોરાં શાં? સહુ ચાલશે એ મારગે હું યે ચાલીશ. મને કોઈ ના થોડી જ પાડશે?'

ગલાલિયો સૂતો રહ્યો છે. નગરીને માથે ઘારણ વળી ગયું છે ને ઇંદ્રના કુંવરે પોતાનું અલૌકિક રૂપ લીધું છે. એ તો સૂતરને તાંતણે તાંતણે ચાલ્યો છે. પહેલે ફેરે એક કોટ રચાણો છે. બીજે ફેરે બીજો કોટ રચાણો છે ને એમ કરતાં ગર્ધવસેન નગરી ફરતો સાત ફેરા ફર્યો છે ને નગરી ફરતા સાત કોટ રચાણા છે. રૂડા ત્રાંબાના કોટ છે ને ઉપર રૂપાના કાંગરા છે. સોનારૂપાના બાવન દરવાજા છે ને એથી બમણી ગઢને બારીઓ છે. સવારે સૂરજદાદાએ એની કાય શણગારી છે ને નગરીનાં લોક કિલ્લો જોવાને ટોળે મળ્યાં છે. રૂડી જોવા જેવી શોભા થઈ છે. રાજાએ તો ખંભાવતી નગરીનું નામ ત્રંબાવટી નગરી રાખ્યું છે ને પ્રધાનને કીધું છે કે, 'કુંવરીના લગનની તૈયારી કરો.'

ચંદ્રમુખી રાજાની કુંવરી. એને બીજી બે સહિયરો. એક સૂરજમુખી પ્રધાનની કુંવરી ને બીજી પંચમુખી બારોટની દીકરી. ત્રણેને એવી ગાંઠ કે જરા યે એકબીજીથી છૂટી ન પડે. ને એમાં એક દિવસ કોકે મશ્કરી કરી કે 'આવાં બહેનપણાં તે ક્યાં સુધી નભશે? આજ તો ભેગી હરો છો ને ભેગી ફરો છો, ભેગી રમો છો ને ભેગી જમો છો. પણ પછી માબાપ વરાવીને સાસરે વળાવશે તે દિવસ તમારું શું થાશે?'

ને ત્રણે યે કહેતાં શું કહી દીધું છે કે, 'ત્રણે ય એક ભરથાર વરશું.'

ચડેભરી ત્રણેએ મોઢેથી વેણ કાઢયાં છે ને વળતાં એ વાતના દેવતાને સાક્ષી રાખ્યા છે.

ને આજે ચંદ્રમુખીના લગ્નની રાજા તૈયારી કરાવે છે, ત્યારે સૂરજમુખી અને પંચમુખીએ પણ માબાપને કહ્યું છે કે 'અમારા લગ્નની યે તૈયારી કરો.'

સાંભળીને પ્રધાન વિચારમાં પડી ગયો છે કે 'દીકરી, મૂરતિયો ગોત્યો નથી ને કેની સાથે લગ્ન કરશો?'

તો કે, 'ચંદ્રમુખીનો જે ભરથાર તે મારો યે ભરથાર.'

ને પંચમુખી કહે, 'ત્રણે ભેળી રહીએ છીએ, ત્રણેને એક વર વરવાનાં નીમ. અમથી જુદા નો પડાય.'

— આ તો એક રોનક છે ભાઇ! રૂડો રૂપાળો હલેયો કુંવર હોય તો ત્રણ શું ત્રણસેં એને વરવા સાબદી થઈ જાય પણ ચંદ્રમુખીનો ભરથાર કંઇ હવે નગરીનાં લોકથી છાનો રહ્યો છે! એની તો ચોરે ને ચૌટે વાતો થાય છે. ને ચારે કોરથી રાજાને ફટફટ થાય છે. રાજાનો તો દિવસ ફરી ગયો છે ને એ તો મૂરખ છે તે દેખીપેખીને ગધેડાને દીકરી દેવા તૈયાર થયો છે. પણ એનાં કરમ એની પાસે ને એ ગમે એને દીકરી દે પણ એમાં આ બે ભેળી શીદને હાલી મળી છે?

પણ એ તો એવી હાલી મળી છે કે કોઇની સમજાવી સમજે તેમ નથી ને બનેનાં માબાપે પછી વાતની તથ્યા મૂકી છે. એનાં કરમ એની પાસે દેખી-પેખીને કૂવે પડવા નીકળી છે, એમાં આપણે શું કરશું?

ને રંગેચંગે ત્રણે ય કુંવરીઓ ગર્ધવસેનને પરણી ઊતરી છે.

રાજાએ રૂડો મહેલ આપ્યો છે. દાસદાસી અને નોકરચાકર આપ્યાં છે. ધનદોલત અને સુખસંપત વસાવી છે. દીકરી જરા ય દુઃખી ન થાય એવી બધી યે તેવડ રાખી છે. પણ બચાડીઓના નસીબે કેવો રૂડો ભરથાર લખ્યો છે!

પણ ભલોભૂંડો ગમે તેવો હોય, કરમમાં લખ્યો'તો તે ભરથાર મળ્યો છે ને ત્રણે ય બહેનપણી એને દેવના ચક્કર જેવો માનીને એની રૂડી રીતે સેવા કરે છે

પણ સ્વામીનાથની તો ગધેડાની જાત એ તો જઈ જઈને ગામના ઉકરડા વરખોળે, રાખના ઢગલામાં આળોટે ને કોણ જાણે કેટલાં યે ઠફણાં ખાય ત્યારે જ એને સોહરી વળે. ગર્ધવસેન આખો દિવસ ગામમાં પાટકે ને રાત પડે ઘેર આવે એક કોર નિમાણો બનીને ઊભો રહે બોલે નહિ, ચાલે નહિ, ખાય નહિ, પીએ નહિ

ને એમ કરતાં આઠ, દિવસ વીતી ગયા છે ને નવમા દિવસની રાત પડી છે ગર્ધવસેન રખડીરઝળીને ઘેર આવ્યો છે ને ત્રણે સખીઓ દોડી દોડી સામી આવી છે. એક એની રજે ભરી કાયા લૂછી રહી છે, બીજી મધુરાં ગીત ગાય છે ને ત્રીજી સાજ વગાડે છે.

જુઓ તો ખરા! કોઈ પોપટ પાળે ને કોઈ મેના ભણાવે. કોઈ મોરલા નચાવે ને કોઈ હંસલા ચરાવે. આંગણે કાં તો હાથીડા ઝૂલતા હોય ને કાં તો ઘોડલા હણહણે. કોઈએ ગધેડો પાળ્યો જાણ્યો નથી ને ગધેડો આંગણાનો શણગાર નથી તો ય અહીં તો ગર્ધવસેન પનોતો થયો છે ને કુંવરીઓ એના ઉપરથી ઓળઘોળ થઈ જાય છે. એમને ખબર જ છે કે જેણે આવો રૂડો ત્રાંબાનો ગઢ રચ્યો છે ને ફરતા રૂપાના કાંગરા કોર્યા છે એ વર કાંઈ જેવો તેવો તો નહિ જ હોય એ દેવ આજે રૂઠયો છે પણ એનો એ દેવ એક દિવસ ત્રૂઠશે ને તે દિવસે આપણા આંગણે મોતીડાના મે વરસશે.

ને નવમા દિવસની રાતે ગર્ધવસેન ત્રૂઠયો છે. એને વાચા પ્રગટી છેઃ 'કુંવરી રે કુંવરી! તમે સુખી કે દુઃખી?'

તો કે, 'અમારે વળી સુખ શું ને દુઃખ શું ? સ્વામીનાથની સેવા કરીએ ને દિવસ વિતાવીએ.'

તો કે, 'તમારો સ્વામીનાથ તો વારે રૂડો !'

તો કે, 'માબાપે અમને જે વર વરાવ્યો એ અમારે પનોતો. ઠંઠણપાળ હોય કે ખેતરપાળ હોય, અમે એ વરની સેવા કરીએ ને કાયાનું કલ્યાણ કરીએ.'

તો કે, 'તમારી સેવાથી હું પ્રસન્ન થયો છું. જે ઇચ્છા હોય તે માગી લ્યો.'

ચંદ્રમુખી કહેઃ 'અમારી ઇચ્છા એટલી કે જેવા હોય તેવા રૂપે દેવતા દર્શન દ્યે'

સૂરજમુખી કહેઃ 'તમે ખંભાવતી બદલી ત્રંબાવટી નગર વસાવ્યું. નગરીની ફરતા કોટકિલ્લા રચ્યા. અમારે નસીબે જ દેવતા અણદીઠા કાં રહે ?'

પંચમુખી કહેઃ 'અમે ઘર જોયું નહિ, બાર જોયું નહિ. અમે જાત જાણી નહિ, ભાત પ્રીછી નહિ ને હવે તો લોકમાં અમારી હાંસી થાય છે દેવતા ત્રૂઠયો હોય તો આટલું વરદાન દે કે લોકોમાં અમારી વાતો થાતી બંધ થાય'

ગર્ધવસેન કહેઃ 'હું ઇંદ્રરાજાનો કુમાર. શાપે કરીને ગર્ધવસેન સરજ્યો. પણ પિતાએ પાછું વાળી જોયું છે તે રાતે દેવરૂપ ધારણ કરી શકીશ. આજ સુધી તમારી પરીક્ષા કરતો હતો. તમે તનમન વચનથી મારી સેવા કરી છે ને હવે તમને હું અનાથ નહિ છોડું પણ આપણી શરત એટલી કે જ્યાં સુધી આ વાત છાની રહે ત્યાં સુધી જ આપણો સંબંધ. વાત ઉઘાડી પડે કે તમે તમારે રસ્તે, હું મારે રસ્તે ને પટ્ટન સો કટ્ટન.'

તો કે, 'અમને અમારો દેવતા મળતો હોય તો વળી વાતને વિસ્તારીને અમારે શું કામ છે ?'

એટલું કહેતામાં તો ગર્ધવસેન અલોપ થયો છે ને રૂડો રૂપાળો દેવકુમાર સામો ઊભો ઊભો ખડખડ હસી રહ્યો છે. ત્રણે બહેનપણીના હૈયામાં હરખ ક્યાં ય માતો નથી. આજે આજે દિવસે એમનાં વ્રત ફળ્યાં છે ને ભગવાને એમની લાજ રાખી છે

રાજમહેલમાં ત્રણે સાહેલીઓ ઇંદ્રના કુંવર સાથે રમે જમે છે ને એમ કરતાં ત્રણેને ઓધાન રહ્યાં છે. ને એમાં એક દિવસ રાજાની રાણી દીકરીનાં ખબર-અંતર પૂછવા આવી છે.

એણે તો દીકરીને દીઠી છે. દીકરીનાં દરસણ દીઠાં છે ને એને હૈયે ફાળ પડી છે. અરેરે દીકરીએ તો એની જાત વંઠાડી. રાણી તો કાળો કકળાટ કરવા લાગી છે.

ચંદ્રમુખી તો કાંઇ સમજે કે કારવે. એ તો વળી વળી માને પૂછે છેઃ 'માડી! કાંઇ ખરખબર પૂછતી નથી ને આવીને ઊભી રહી ત્યારથી આ કાળો કકળાટ શું આદર્યો છે ?'

તો કે, 'દીકરી ! મેં તો દીઠે જાણ્યું ને હવે પૂછીને બીજું શું પામવાની હતી ? તેં તારી જાત લજાવી ને કુળને માથે કાળો ડાઘ લગાડ્યો.'

ને ચતુર દીકરી માની અવળી વાણીનો મરમ સમજી ગઇ છે એ તો કહે છેઃ 'માડી ! તેં તો દીકરીને ગધેડા સાથે

વરાવી ને અમારું ભલું ભૂંડું કર્યું ! પણ અમે રે બે આંકડા લખાવીને લાવી'તી. અમારે કરમે અમને તો દેવનો કુમાર મળ્યો છે.'

તો કે, 'હું કેમ માનું ?'

તો કે, 'રાતે છાનીમાની આવજે માડી, હું તને દેવ જેવો દેવ બતાવીશ.'

ને રાત પડી છે ને રાણી છાની માની આવી છે એણે તો છાને ખૂણેથી જોવા જેવું જોયું છે. એક કોર ગધેડાની ખોળ પડી છે ને કુંવર તો કુંવરીઓ સાથે કિલોળ કરે છે.

માને થયું છે કે દીકરી તો મારી સતી સીતા જેવી છે ને એને કરમે તો રૂડો ભાગ્યવંત ભરથાર લખ્યો છે. પણ એટલા અધૂરા પૂજેલા કે દિવસે બચાડા-ને ગધેડાનો ભાર વેંઢારવો પડે છે.

માડી વિચાર કરે છે કે આનો કાંઈ ઉપાય ? આનો કાંઈ ઉપાય ? મારી દીકરી દિવસ ને રાત સુખી થાય ને આમને મોઢેથી ગાળ બંધ થાય. વિચાર કરતાં એને થયું છે કે આ ગધેડાની ખોળ પડી છે. લાવ ને ખોળને બાળી નાખું. પછી તો દેવનો કુંવર ગાંધર્વસેન નહિ બને. ને દીકરી એય ને ખાશેપીશે ને કલોલ કરશે.

રાણીએ તો જઈને ગધેડાની ખોળ લીધી છે. મહીં અંગારો મૂક્યો છે ને એ તો છાનીમાની પાછી વળી ગઈ છે રાજમહેલમાં જઈને સવામણની તળાઈમાં સૂઈ ગઈ છે.

ખોળ બળી છે ને એની વાસે ચંદ્રમુખીનો શ્વાસ રૂંધાયો છે. એની વાસે ઇંદ્રના કુમારને દેહે ઝાળ પડી છે. ને દોડ્યો દોડ્યો ખોળ શોધવા આવ્યો છે. વાંસે ચંદ્રમુખી, સૂરજમુખી ને રંભામુખી દોડી દોડી આવી છે. જુએ તો ગર્દભનું ખોળિયું ભડભડ બળે છે.

ખોળિયું બળે છે ને ઇંદ્રના કુમારની આંખે આંસુડાં છલે છે. આંસુડાં દેખીને રાણી ચંદ્રમુખીએ કહ્યું છે: 'બળ્યું બળ્યું ગધેડાનું ખોળિયું. એ બળતું દેખીને દેવતા શીદને આંસુ સારે !'

તો કે, 'રાણી ! ખોળિયું બળે તો હું શાપની મુક્તિ પામ્યો. હવે સવાર પડશે ને હું ઇંદ્રના ધામમાં પહોંચીશ. પણ પછી તમારું શું થશે ! એ વિચારે આંખે આંસુડાં આવ્યાં.' –

તો કે, 'જ્યાં તમે ત્યાં અમે.'

તો કે, 'રાણી ! આપણો વાર પૂરો થયો. આપણી વાત છાની રહે ત્યાં સુધીનો જ આપણો સંબંધ. આપણો સંબંધ પૂરો થયો. પણ હવે વાર કરાડો મા. જે દિશ મારગ સૂઝે તે દિશ નાસવા માંડો. સવારે આ મહેલ નહિ હોય ને આ નગર નહિ હોય. જેટલા વામાં ગાંધર્વસેનના ખોળિયાનો ધુમાડો ફરી વળશે એટલા વામાં પટ્ટન કટ્ટન થઈ જશે.'

ને ત્રણે રાણીઓએ આડું અવળું જોયું નથી, પાછું જોયું નથી ને દીઠે મારગડે ઠેઠ સુધી ચાલી નીસરી છે.

ગાંધર્વસેનના શાપની અવધ પૂરી થઈ છે ને વિમાને ચડીને એ ઇંદ્રના દરબારમાં ગયો છે.

# યાદગીરી

રામનારાયણ 'ના.' પાઠક

લેનિનગ્રામાં યુસોવ નામનો એક મિલ-મજૂર રહેતો હતો. એક દિવસ વૃદ્ધ યુસોવ પોતાના ઘરથી દૂર, શહેરને બીજે છેડે બજારમાં જવાના રસ્તા પર એક બાંકડા પર આવીને બેઠો. રસ્તે જતાં માણસો તરફ એ કોઈ ઓળખીતાને શોધતો હોય તેમ તાકીને જોયા કરતો હતો.

થોડી વારે એક વયોવૃદ્ધ ને અશક્ત એવી સ્ત્રી ત્યાંથી નીકળી. એને જોતાં જ યુસોવ જરા ટટ્ટાર થયો અને એણે ઘોઘરા અવાજે સાદ કર્યો: 'મેરિયા!'

મેરિયા અટકીને ઊભી રહી. અવાજની દિશામાં નજર કરી, યુસોવ તરફ એ જોઈ રહી.

'કેમ મને ન ઓળખ્યો! હું યુસોવ.'

મેરિયા કશું બોલ્યા વિના નજીક આવી. 'તમને કેમ ભૂલું!' કહી ઊભી રહી.

'બેસો ને,' વૃદ્ધે બાંકડા પર સહેજ ખસી બેસતાં હાથને ઇશારે કહ્યું.

'તમે તો પેલી બાજુ રહો છો. આ તરફ તો કદી જોયા નથી!' બાઈએ ઊભાં ઊભાં જ પૂછ્યું.

'આજ ખાસ તમને મળવા જ આ તરફ આવ્યો. ઉતાવળ ન હોય તો બેસો.'

મેરિયા થેલી બાજુમાં મૂકીને બેઠી.

'તમે હવે સાવ ઘરડાં થઈ ગયા.'

'હા. હવે કામે જતો નથી.'

'મેં પણ કામ તો છોડી દીધું છે.'

'તમે ગામડેથી આવ્યાં એ વખતનું તમારું શરીર અને શાલ આજેય મારી નજરે તરે છે.'

'નાદિયા એવી જ છે. તમે જોઈ નથી ને?'

'ના.' વૃદ્ધે નિસાસો મૂકતાં કહ્યું. 'એને માટે જ હું આજ આ બાજુ આવ્યો છું. છાપામાં, રેડિયોમાં જ્યાં ને ત્યાં નાદિયાનું નામ સાંભળું છું અને મારા મનમાં ન કળી શકાય એવી લાગણીઓ થાય છે. આખર વિચાર કર્યો કે એકવાર એને મળવું જો એ હા પાડે તો.'

મેરિયા કશું બોલી નહીં. યુસોવ દુ:ખી અવાજે બોલ્યો: 'ખરેખર મેરિયા, તું તો સુખી છો.'

'તમે હાથે કરીને તમારું સુખ ગુમાવ્યું.'

'એ વાત પણ ખરી.' કહી યુસોવે માથું નીચું નાખ્યું. થોડી વાર રહીને એણે ઊંચું જોયું ને પૂછ્યું: 'મને નાદિયા મુલાકાત આપશે?'

'હું એને પૂછી જોઈશ.'

'તેં મારે વિશે એને પહેલાં જે વાતો કરી હશે તેથી કદાચ એ મળવાની ના જ પાડશે.'

'મેં કદી તારે વિષે એને કશી વાતો જ નથી કરી.'

'મારા સમ!'

'એમાં સમ ખાવાની જરૂર જ નથી. જો નાદિયા હા પાડે તો હું તને ક્યાં ખબર આપું?'

'બસ કાલ સવારે હું અહીં જ તને મળીશ.'

'કાલ નહિ પરમ દિવસે.' મેરિયા બોલી. 'હું એકાંતરે બજારમાં જાઉં છું.'

'ભલે તો પરમ દિવસે આવીશ.'

મેરિયા થેલી લઈ ઊભી થઈ. વૃદ્ધ યુસોવ પણ ઊઠ્યો.

'લાવો થેલી લઈ લઉં!'

'ના ના, એમાં ભાર નથી.' કહી મેરિયા ચાલી. યુસોવ થોડે સુધી એની સાથે સાથે ચાલ્યો. બજારનો રસ્તો આવતાં બંને છૂટાં પડ્યાં.

*

જુવાનીના દિવસોમાં યુસોવ મિલમાં વણાટ

ખાતામાં મદદનીશ મુકાદમ હતો એ વખતે મેરિયા ગામડેથી નવીસવી આવી હતી. એનું ભરાવદાર સશક્ત શરીર, એની માંજરી આંખો, એના ભૂરા સોનેરી વાળ, એનો ઊઘડતા ગુલાબ જેવો હસતો ચહેરો–પ્રથમ નજરે જ એ મનમાં વસી ગઈ એ વારંવાર મેરિયાને બોલાવતો અને કામની સૂચના આપતો. એની સાથે વાત કરવાના પ્રસંગો યોજતો. મજૂરો છૂટે ત્યારે મિલને દરવાજે એ મેરિયાની રાહ જોતો ઊભો રહેતો અને બને સાથે બજારમાં જતાં. કોઈ વાર એ મેરિયાને સિનેમામાં પણ લઈ જતો. મિલ–મજૂરણો મેરિયા ને યુસોવની દોસ્તી ઉપર મશ્કરીના બોલ બોલતી ત્યારે મેરિયા માત્ર હસીને બીજી બાજુ ચાલી જતી. યુસોવ મેરિયાને કહેતોઃ 'તારાથી વધારે સુંદર છોકરીઓ મને ચાહે છે પણ મારો પ્રેમ તો તારી ઉપર જ છે.'

યુસોવ પોતાની કારીગરી અને વ્યવસ્થા-શક્તિના જોરે મોટો મુકાદમ બન્યો. મેરિયાને એણે કહ્યું: 'હવે આપણને એક સરસ મકાન મળશે. એમાં આપણે રહેશું.'

'પણ આપણે હવે લગ્ન કરી લેવાં જોઈએ.'

'ઘર મળી જાય પછી લગ્ન કરીએ.'

'પણ લગ્ન નહીં કર ત્યાં સુધી તને કોઈ મકાન આપવાનું નથી. એકલિયાને કોણ ઘર આપે?'

'એવું તે હોય? હું મિલ મેનેજરને વાત કરવાનો છું.' એમ કરતાં એક વરસ વીત્યું.

એક દિવસ મેરિયાએ ગંભીર અવાજે પોતાને મહિના રહ્યાની વાત યુસોવને કરી અને કહ્યું: 'હવે તારે મકાન જલદી મેળવી લેવું જોઈએ.'

'અરે કાલ ને કાલ એની પાસે જાઉં.'

'ઘર આપશે તો ખરા ને?'

'અરે ન શું આપે! એના બાપ છે!'

યુસોવ આમ હસતા બતાવતો બોલ્યો પણ, એના મનમાં ધ્રાસ્કો પડ્યો.

તે દિવસથી યુસોવનું મન મેરિયાથી જુદું થવાના ઘાટ ઘડવા લાગ્યું. એના વિચારો જુદી દિશાએ વહેતા હતા. યુસોવના મનમાં જુદા જ મનોરથો ઘડાતા હતા. પોતે વીવીંગ માસ્તર બનવું, કોઈ પૈસાદારની છોકરીને પરણવું, એક બગીચાવાળું મકાન કરવું અને મોજથી જિંદગી ગાળવી મેરિયા જેવી ગરીબ ગામડિયણ સાથે કાયમી બંધાઈ જવાથી એનો એક પણ મનોરથ સિદ્ધ થાય તેમ ન હતું પરિણામે એ મેરિયાથી છૂટવાની તરકીબો રચવા માંડ્યો.

જે દરવાજે યુસોવ મેરિયાની રાહમાં હમેશાં ઊભો રહેતો એ દરવાજે મેરિયાને ઊભેલી જોઈ એ આડું જોઈને ચાલ્યો જતો. રસ્તામાં કોઈ વાર મેરિયા સામી મળતી તો એ તરીને ચાલ્યો જતો. મિત્રો સાથે વાતોમાં તલ્લીન હોય એવો ડોળ કરી બીજે રસ્તે ચાલ્યો જતો.

પૂરા દિવસે મેરિયાએ એક દીકરીને જન્મ આપ્યો. ધર્માદા ઈસ્પીતાલમાં એણે સુવાવડ કરાવી. ત્રણ દિવસના આરામ પછી એ કામે ચડી. અને રાત–દિવસ મજૂરી કરી પોતાનું અને દીકરીનું પોષણ કરવા લાગી. નાનકડી સુંદર દીકરીનું નામ એણે નાદિયા પાડ્યું. નાદિયાને પાડોશણ બાઈ પાસે મૂકીને મેરિયા મિલમાં જતી. વચ્ચે એક–બે વાર આવીને ધવરાવી જતી. એ રીતે મેરિયાના દુખના દિવસો વીતવા લાગ્યા.

આ બાજુ યુસોવના મનોરથ સફળ થયા. લગ્નની ઉંમર વિતાવી ગયેલી એક આધેડ બાઈ સાથે એ પરણ્યો. એ બાઈનો બાપ પૈસાદાર હતો. બાઈ ખૂબ કરિયાવર લાવી. યુસોવે પોતાને માટે મકાન બંધાવ્યું. આગળ નાનકડો બગીચો કર્યો. પોતે વીવીંગ માસ્તર થયો, પૈસાદારની દીકરી પરણ્યો, પાકું મકાન અને આંગણામાં બગીચો બનાવ્યો. આમ યુસોવના

મનોરથ પૂરા થયા. પણ એ સુખી ન થયો. એની સ્ત્રી હંમેશાં માંદી-સાજી રહેતી. અને વારંવાર સુસોવ ઉપર ચિઢાતી. ઉંમર વધતાં સુસોવથી પહેલાં જેટલું કામ થતું નહીં એટલે આવક પણ ઓછી થવા લાગી.

આખરે સુસોવની પત્ની લાંબી બિમારી ભોગવી ગુજરી ગઈ. એને કશું સંતાન ન હતું. ઘડપણમાં એકલો-અટૂલો સુસોવ મકાન આગળના પોતાના બગીચામાં બેઠો ઉદાસ મનથી જીવનનાં સુખનો વિચાર કરતો પણ ક્યાંઈ સુખ દેખાતું નહીં

નાદિયા મોટી થઈ. મેરિયાએ એને ભણાવી. એ મિલમાં જ કારીગર તરીકે કામ કરતી. મજૂરોની એ આગેવાન બની. એનાં ભાષણો સાંભળવા મજૂરોની મેદની મળતી. એના ફોટા વર્તમાન પત્રમાં આવતા. એના સમાચારો રેડિયોમાં આવવા લાગ્યા.

સુસોવ સવારના પહોરમાં ચાપાણી પીતાં વર્તમાનપત્ર ખોલતો ને એમાં નાદિયાના ફોટા સામે એકીટશે જોઈ રહેતો મનમાં વિમાસતો, 'કેવી બહાદુર છોકરી છે!' રેડિયોમાં એનો અવાજ સાંભળી બબડતો, 'ગામડેથી આવી ત્યારે મેરિયાનો અવાજ પણ આવો જ હતો.'

નાદિયાને મળવા એ અધીરો બન્યો અને આખરે મેરિયાએ એને નાદિયાની મુલાકાત કરાવી દેવાનું વચન આપ્યું, ત્યારે એના આનંદનો પાર ન રહ્યો.

સવારમાં એ વહેલો ઊઠ્યો. હજામત બનાવી મોઢે પાઉડર ચોપડ્યો, મૂછે કલપ લગાડ્યો. કબાટમાંથી નવાં કપડાં કાઢ્યાં. કેવાં કપડાં પહેરવાં એનો વિચાર કરતાં એને મનમાં થયું, મને આમ ટાપટીપ કરીને નીકળેલો જોઈને લોકોના મનમાં શું વિચારો આવશે? કોઈ કહેશે, આ બુઢ્ઢો આજ બનીઠનીને નીકળ્યો છે! આમ વિચારી એણે કપડાં પાછાં મૂક્યાં અને પહેરેલાં કપડાંને જરા ઠીકઠાક કરી લીધાં. હાથમાં લાકડી લીધી અરીસામાં એકવાર મોં જોઈ લીધું અને બહાર નીકળ્યો.

ઠરાવેલા સમય કરતાં ક્યાંક વહેલો જઈને એ બેઠો. મેરિયાની રાહ જોતાં એની નબળી પડેલી આંખો થાકી. મનમાં થયું, 'ભૂલી તો નહીં ગઈ હોય ને? કદાચ નાદિયાએ મળવાની ના પાડી હશે' આમ વિચાર કરે છે એટલામાં મેરિયા આવી પહોંચી.

'બહુ વાટ જોવરાવી?'

'કેમ હું તો વખતસર જ આવી છું.' કહી મેરિયાએ કાંડા-ઘડિયાળ સામે જોયું. 'તમે વહેલા આવ્યા લાગો છો.'

'તો એમ હશે. કેમ શું કહ્યું નાદિયાએ?'

'એણે હા પાડી આજ સાંજે પાંચ વાગે મારે ઘેર આવજો. તમે ઘર તો જોયું છે ને?'

'ના મને ખબર નથી.'

'જુઓ આપણે જૂની મિલમાં જતાં ત્યાં પેલું દેવળ હતું એ તમને યાદ છે!'

'હા.'

'બસ એની પાછળની ચાલીમાં ૫૪ નંબરનું મકાન. બેઠા ઘાટનું લીલાં નળિયાંવાળું મકાન છે.'

'એ તો હું શોધી કાઢીશ. તમે મુલાકાત ગોઠવી આપી તે બદલે તમારો આભાર માનું છું.'

'એમાં આભાર માનવાની જરૂર નથી.' કહી મેરિયા બજાર તરફ ચાલી ગઈ.

સાંજે પાંચ વાગે મેરિયાએ બતાવેલી એંધાણીએ સુસોવ નાદિયાને ઘેર પહોંચ્યો. બહાર ઊભા રહીને બારણે ટકોરા માર્યા. તરત જ બારણું ઊઘડ્યું. મેરિયાએ સહેજ હસીને આવકાર આપ્યો: 'આવો.' સુસોવનું ઊંચું શરીર કમરમાંથી સહેજ વળી ગયેલું હતું તે એણે ટટ્ટાર કર્યું. કોલર જરા સરખો કર્યો અને મેરિયાની પાછળ દીવાનખાનામાં દાખલ થયો.

પેરા વાદળી રંગના ખૂલતાં કપડાં પહેરેલી, તેજસ્વી નાદિયા ફુસોવને જોતાં જ સોફા પરથી ઊભી થઈ અને મોં મરકાવી હાથ લંબાવ્યો. ફુસોવે વાત્સલ્યભરી નજર નાદિયા પર ઠેરવી અને હાથ મેળવતાં આખા શરીરમાં કંપ અનુભવ્યો. નાદિયાએ હાથને ઈશારે સામેની ખુરશી પર બેસવા કહ્યું. ફુસોવ બેઠો. અને ઘડીભર નાદિયા સામે એકીટશે જોઈ રહ્યો. જાણે દિવસોનો ભૂખ્યો માણસ ભોજન પર તૂટી પડ્યો ન હોય!

'ગરમી બહુ પડે છે, નહીં!' નાદિયાએ રૂમાલથી પવન નાંખતાં કહ્યું.

'હા. ગરમીના દિવસો છે ને!' ફુસોવ બોલ્યો અને પછી ઉમેર્યું: 'તમારાથી મિલમાં તો રહેવાતું નહીં હોય?'

'મિલમાં તો મોટાં હવાબારીઓ ઠેર ઠેર મુકાવેલાં છે અને વીજળીક પંખાઓ પણ છે ત્યાં એટલી ખાસ ગરમી જણાતી નથી.'

'અમારા જમાનામાં તો તબેલામાં પૂરેલા ઘોડાની માફક અમે બફાઈ જતાં.' કહી ફુસોવે મેરિયા સામે જોયું. 'કેમ તમને તો યાદ હશે!'

'હવે તો જમાનો પલટાઈ ગયો.'

'તમે કેટલી સાળ ચલાવો છો?' ફુસોવે પૂછ્યું

'બસો.'

'બસો સંચા!' ફુસોવ આંખો ફાડીને બોલ્યો.

'એમાં નવાઈ પામવાની જરૂર નથી. અત્યારે વિજ્ઞાનની મદદથી પહેલાં કરતાં અનેકગણું કામ થઈ શકે છે.'

વાત ચાલે છે ત્યાં એક નાની બે અઢી વરસની પતંગિયા જેવી રૂપકડી બાળા ઓરડામાં દાખલ થઈ અને પોતે પહેરેલું ફ્રોક બતાવતી મેરિયાને કહેવા લાગી: 'જુઓ મા, કેવું સરસ લાગે છે!'

'વાહ, સરસ છે બેટા.' કહી મેરિયાએ એને બથમાં લઈને બચી ભરી.

તરસ્યો માણસ અપ્રાપ્ય જળાશય તરફ જોઈ રહે એમ ફુસોવ નીરખી રહ્યો એના મુખમાંથી શબ્દો સરી પડ્યા: 'દાદા પાસે આવીશ કે બેબી?' કહેતાં એણે હાથ લંબાવ્યો. 'નાદિયા નાનપણમાં આવી જ લાગતી હશે નહીં!'

'હા. લગભગ એવી જ.'

ફુસોવે પકડવા માટે હાથ લંબાવ્યો એટલે નાની બાળા કૃત્રિમ ચીસ નાખીને ત્યાંથી નાસી પોતાની માની ગોદમાં લપાઈ ગઈ.

'તમારાથી હવે કામ તો નહીં થતું હોય?' નાદિયાએ ફુસોવના વ્યથિત ચહેરા સામે જોઈને પૂછ્યું.

'ના હું કામે જતો નથી.'

'તો પછી તમારો નિર્વાહ કેમ ચાલે છે!'

'નિર્વાહ તો રાજ્ય કરે છે. એને માટે દયાની ભીખ માગવા હું તમારી પાસે નથી આવ્યો.' કહીને ફુસોવે ઘોઘરો અવાજ ખોંખારો ખાઈને સાફ કર્યો. પછી આગળ બોલ્યો: 'નાદિયા, મારે કશું જોઈતું નથી, પરંતુ મારું ઘર છે એ તને મળે એમ હું વિલમાં લખી જવાનો છું.'

'અમારે તો મજાનું ઘર છે. બીજા ઘરની જરૂર નથી.' નાદિયા બોલી.

'તારે જરૂર નહિ હોય પણ મારે તો હવે જે છે તે તને જ આપી જવાનું છે ને!' કહેતાં એનું ગળું રૂંધાયું.

સામે ભીંતે એક છબી લટકતી હતી એની સામે ફુસોવ એકીટશે જોઈ રહ્યો. પછી બોલ્યો: 'એક વસ્તુ માગું!'

'ખુશીથી.'

'આ તસ્વીર મને આપો.'

ફુસોવની મનોવેદના નાદિયા જોઈ શકી. ફોટો ઉતારી એની પાછળ કંઈક લખ્યું અને

પછી એ યુસોવને આપ્યો. યુસોવે ઊભા થઈ બે હાથ લંબાવી માનપૂર્વક તે લીધો.

વાત ચાલે છે એટલામાં ટેલિફોનની ઘંટડી વાગી. નાદિયાએ રીસીવર લીધું અને જવાબ આપતાં બોલી: 'હાં, બરાબર છે, બરાબર છે. તમે ચિંતા ન કરશો. સભાની વ્યવસ્થા થઈ રહેશે. વ્યાખ્યાતાઓ પણ ગોઠવી લેશું. હું એ માટે અર્ધા કલાકમાં આવી પહોંચું છું.

'તમારે બહાર જવાનો વખત થયો લાગે છે.' કહેતાં યુસોવ ઊભો થયો.

મેરિયા અંદરથી ચાનાસ્તો લઈને આવી. 'ચા પીને જાઓ.'

યુસોવ બેઠો. નાદિયાએ ચા તૈયાર કરી આપી. યુસોવને ચા પીતાં પચીસ વર્ષ પહેલાં-નાં મેરિયા સાથેના દિવસો યાદ આવ્યા કર્યા.

થોડી વારમાં નાદિયા તૈયાર થઈને આવી પહોંચી.

મેરિયા સાથે હાથ મેળવી યુસોવે કહ્યું: 'આ માટે તમારો આભાર માનું છું.'

'હવે તમે તમારા મનમાં કશું લાવશો નહીં.'

નીચે ઊતરીને યુસોવ પગથિયા પાસે ઊભો રહ્યો.

નાદિયાએ મોટરનું બારણું ખોલતાં કહ્યું: 'તમે તો શહેરની પશ્ચિમ બાજુએ રહો છો કેમ

'હા.'

'ચાલો ત્યારે બેસી જાઓ. તમને ઉતારતી જાઉં.'

યુસોવ આભારભરી નજરે ઘડીક જો રહ્યો અને પછી નાદિયાની બાજુમાં જઈ બેઠે

રસ્તામાં એ નાદિયા સામે વારંવાર જો કરતો હતો.

'બસ ઊભી રાખો મોટર. અહીં સામે માનું ઘર છે.'

મોટર ઊભી રહી. યુસોવ નીચે ઊતર્યો એણે ફરી નાદિયાનો આભાર માન્યો. નાદિયાની મોટર દેખાતી બંધ થઈ ત્યાં સુધી એ જોઈ રહ્યો. પછી ઢીલે પગે અને ઢીલે મ એ ઘર તરફ ચાલ્યો.

ઘેર જઈ કોટ-ટોપી ઉતારી એક મોટ ખુરશીમાં બેઠો અને ફોટા સામે જોવા લાગ્યો પાછળ શું લખ્યું છે એ વાંચવા લાગ્યો નાદિયાએ લખ્યું હતું: 'પૂ. પિતાશ્રીને પ્રથમ મુલાકાતની યાદગીરીમાં...'

વાંચતાં યુસોવનું હૈયું ભરાઈ આવ્યું. એણે ફોટો છાતીએ ચાંપ્યો.

[એક રશિયન વાર્તા ઉપરથ

## સાચવજો-કરોળિયો જાળું ન બાંધે!

અમેરિકાનો પ્રખ્યાત હાસ્યરસનો લેખક માર્ક ટ્વેઈન એક કાળે દૈનિક વર્તમાનપત્ર ચલાવતો હતો. તેના પત્રના એક વેપારી ગ્રાહકે એક વેળા પત્ર લખી ફરિયાદ કરી કે તેના છાપામાં એક કરોળિયો નીકળ્યો હતો.

માર્ક ટ્વેઈનનો જવાબ આ મતલબનો હતો:—

એ કરોળિયો આપને નાખુશ કરવાના ઇરાદાથી ત્યાં આવ્યો નહોતો; તે તો માત્ર મારા વર્તમાનપત્રમાં કોણ કોણ વેપારી જાહેરખબર નથી આપતા તેની ખાતરી કરવા ગયો હતો કે જેથી તેવા કોઈ વેપારીની દુકાનના બારણામાં જાળું બાંધીને પોતાનું શેષ જીવન તે આરામથી ગુજારી શકે.

મુનિકુમાર મ. ભટ્ટ

# સાચી પણ અદ્ભુત વાતો

છોટાલાલ મા. કામદાર

## સૈનિકોની વાતો

સૈનિકો રજા ગાળવા આવે છે ત્યારે તેઓ તેમની સાથે અપ્રતિમ શૌર્યના, જીવસટોસટના બચાવના તથા રુવાં ખડાં કરી દે તેવા સાહસની વાતો સાથે લાવે છે. આવા પ્રકારના મારા ભાઈ જ્યારે રજા પર આવ્યા ત્યારે તેને મળેલ અનુભવનું તેણે વર્ણન આપવાનું હતું. પરંતુ જે રસિક વાત તેણે અમને કહી તેને યુદ્ધની સનસનાટી અથવા તો સૈનિક જીવનની મુશ્કેલીઓ સાથે સંબંધ નહોતો. આ વાત તો નાગણને બચાવનાર નાગને મળતી હતી.

મારા ભાઈએ કહ્યું કે એક સાંજે અમે જંગલની નજીક થઈને જતા હતા ત્યાં અંધારું આવ્યું. અમે ત્યાં જ પડાવ નાખ્યો. તંબૂ ખોડીને વાળુ કર્યા બાદ હું ખાટલા પર લાંબો થઈને પડ્યો અને ઊંઘી જવાનો વિચાર કરવા લાગ્યો. મારી આંખ મીંચાતી હતી ત્યાં મારા કાન પર ત્રણ વખત ચળ આવી. તેનો અર્થ એ કે સવારમાં મને કંઈક ઉશ્કેરાટ થવાનો હતો.

અને ચોક્કસ થયું પણ તેમ જ. બીજે દિવસે સવારમાં વહેલો હું ઊઠ્યો ને મેં સુસવાટભર્યો અવાજ સાંભળ્યો. મેં જરા ટીલા-થથી આસપાસ નજર નાખી. નીચે જોતાં મારા ખાટલાના એક પાયા પર મોટા નાગને વીંટાયેલ જોતાં હું ભયભીત થઈ ગયો. બંદૂકની ગોળી જેટલી ઝડપથી હું નાસી છૂટ્યો ત્યારે હું માંડ શ્વાસ લઈ શકતો હતો. પૂરતી હિંમત એકત્ર કરી હું તથા મારા મિત્રો તંબૂ પાસે ટોળું વળી ઊભા. પરંતુ અંદર જવાની કોઈની હિંમત ચાલતી નહોતી. નાગ ત્યાંથી છૂટવાનો યત્ન કરતો હતો, પરંતુ તેના યત્નો નિષ્ફળ નીવડ્યા. અમે ભયથી તાકી રહેવા સિવાય કશું કરી શક્યા નહિ. નાગની આંખોથી અમે ધ્રૂજી રહ્યા હતા.

અચાનક મેં મારા મિત્રને એમ કહેતાં સાંભળ્યો કે પાસેના મઠમાં એક બર્મીઝ ધર્મગુરુ રહે છે. તે સર્પના શાસ્ત્રમાં પારંગત છે. એવી વાત ચાલતી હતી કે તેની પાસે સર્પના ઝેરનો અદ્ભુત ઉતાર છે. સદ્ભાગ્યે, મઠ અમારા પડાવની નજીક હતો. મેં ત્યાં દોડી જઈને ધર્મગુરુને આવવાની વિનંતિ કરી. તે એક બેગ તથા હાથમાં પુસ્તક લઈને તરત જ આવ્યા. મેં તેને અદ્ભુત દૃશ્ય બતાવ્યું. હજુ પણ નાગ ખાટલાને વળગી રહ્યો હતો.

તે થોડા સમય સુધી આ દૃશ્ય નિહાળી રહ્યા. પછી પલાંઠી વાળીને તંબૂની બહાર બેઠા તથા પુસ્તક ઉઘાડીને તેમાંથી વાંચવા લાગ્યા. થોડી વાર પછી તે ઊભા થયા અને બેગમાંથી ચળકતો પથ્થર લઈને તંબૂમાં દાખલ થયા. પછી તેણે નાગના માથા પર એવી ચોકસાઈથી પથ્થર ફેંક્યો કે તે બરાબર તેના માથાની વચ્ચે વાગ્યો. અમે આશ્ચર્ય સહિત જોયું કે નાગ જમીન પર લાંબો થઈને પડ્યો હતો. ધર્મગુરુ જરા પણ ભય વિના ખાટલા પાસે ગયા અને ખાટલાને થોડા તસુ ખસેડ્યો. જ્યાં નાગ ગૂંચળું વળીને પડ્યો હતો ત્યાં—ખાટલાની બરાબર નીચે—અમે કંઈક કાળી વસ્તુ જોઈ! ધર્મગુરુએ ચળકતો પથ્થર લીધો ને તે તંબૂમાંથી સત્વર બહાર નીકળી આવ્યા. તે જ સમયે નાગ સજીવન થયો. તેણે કાળા પદાર્થ સામે નજર નાખી. સુસવાટા કરવા માંડ્યા. તેણે તે, કાળો પદાર્થ મોઢામાં લઈ ખેંચવા માંડ્યો અને આખો પદાર્થ મોઢામાં આવ્યો ત્યાં સુધી ખેંચ્યા જ કર્યું. તે બીજો નાગ હતો! તે મરી ગયેલ હતો તેમ અમે જોઈ શક્યા. જીવતા સર્પે સુસવાટા શરૂ કર્યા અને તે દુઃખથી તરફડિયાં મારવા લાગ્યો. તે

મૃત્યુ—નાચ હોવાની અમને ખાતરી હતી. દરેક જણ એક શ્વાસે આ દૃશ્ય જોઇ રહેલ હતું. બર્મીઝ ધર્મગુરુને પણ તેમાં રસ પડતો હોય તેમ જણાયું. નાગે લગભગ પંદર મિનિટ સુધી નૃત્ય કર્યું અને પછી મરેલ સર્પની આસપાસ ગૂંચળું વળી ગયો અને ત્યાંથી ખસવાની તૈયારી કરતો હતો ત્યાં જ ધર્મગુરુએ તેના તરફ પત્થર ફેંક્યો. નાગ ફરીથી લાંબો થઇને પડયો. ધર્મગુરુ નાગ પાસે ગયા અને ચીપિયા વડે તેનું ઝેર કાઢી લઇ તે પગાડતો પત્થર લઇ પાછા આવ્યા. તરત જ નાગ ત્યાંથી ચાલતો થઈ ઝાડીમાં અદૃશ્ય થઇ ગયો.

આ અદ્‌ભુત દૃશ્ય જોઇને અમે બધા આશ્ચર્યચકિત થઈ ગયા. બર્મીઝ ધર્મગુરુએ અમારા તરફ હસીને અમને બધાને નાગની આ વિચિત્ર રીતભાત સમજાવી. 'જે માણસે (એટલે કે, મેં) અહીં પડાવ નાખ્યો તેણે બરાબર નાગના દર ઉપર ખાટલો નાખ્યો હતો. ખાટલાથી દર પુરાઈ ગયું. દરની અંદર નાગણ હતી. તે બહાર આવવાની તૈયારી કરતી હતી ત્યાં તેના માથા પર ખાટલો ઢાળવામાં આવ્યો. તે ત્યાં ને ત્યાં મૃત્યુ પામી. નાગે આવીને જોતાં દર પુરાઈ ગયેલ જણાયું. એટલે તેણે ખોલવા યત્ન કર્યો, પણ તેમાં તે નિષ્ફળ નીવડયો. જો માણસ ખાટલા પર પા કલાક વધારે સૂતો હોત તો નાગે ક્રોધથી તેને દંશ દીધો હોત. સદ્‌ભાગ્યે તેમ બન્યું નહિ. મારા પુસ્તકમાં મેં સર્પ વિષેના ઘણા બનાવોની નોંધ કરી છે પણ મને આવો એક પણ વિચિત્ર બનાવ તેમાંથી મળી શકયો નહિ. તેથી મારા દાદાએ આપેલ ચળકતા પત્થરનો અખતરો કરવાનો મેં વિચાર કર્યો—તેના સ્પર્શ માત્રથી કોઈ પણ નાગ બેભાન થઈ જાય તેવો તેનામાં ગુણ છે. હું સફળ થયો. આવો નાગ બહુ ભયંકર હોય છે, કેમકે આડે આવતી દરેક વ્યક્તિને દંશ આપી તે તેના સાથીના મૃત્યુનો બદલો લે છે, મેં તેની ઝેરી દાઢ કાઢી નાખી. હવે તે બાળક જેટલો જ નિર્દોષ છે

## હેસ્ટિંગ્સનું ભૂત

કહેવાય છે કે આ મહાન ગવર્નર જનરલ હેસ્ટિંગ્સ દર સાંજે ચાર ઘોડાની ગાડીમાં રસ્તા પર આવે છે અને ગાડીમાંથી ઊતરીને કંઇક ચોક્કસ વસ્તુની શોધમાં ઘર આખામાં ફરે છે. આ વાતનો વિચિત્ર પુરાવો હેસ્ટિંગ્સના પરમમિત્ર તથા અંગત મંત્રી સ્વ. નેસ્બીટ ટોમ્સન ઉપર હેસ્ટિંગ્સે ૧૭૮૫ના ૨૧ જુલાઇએ લખેલા પત્રથી મળી રહે છે. ગ્લીગના જીવનચરિત્રમાં આ પત્રનો ઉલ્લેખ કર્યો છે. તે લખે કે 'મારા મોટા ટેબલ બાબત ફરીથી લખતાં મને દુઃખ થાય છે પણ તે વિષે તમારા અગર લાર્કિન્સ તરફથી મને કશા ખબર મળ્યા નથી. મારી તે વિશેની ચિંતાની તમને કલ્પના ય આવી શકે નહિ.' આ ટેબલની અંદરની વસ્તુઓને હેસ્ટિંગ્સ ખૂબ કિંમતી ગણતો હતો કેમકે તે સંબંધી કલકત્તા ગેઝેટના તા. ૬ સપ્ટેમ્બર ૧૭૮૭ના અંકમાં નીચેની જાહેરખબર આપવામાં આવી હતી. 'વૉરન હેસ્ટિંગ્સ સાહેબનું એક જૂનું કાળું લાકડાનું મેજ, જેમાં બીજી વસ્તુઓ ઉપરાંત બે નાનાં ચિત્રો તથા કેટલાક ખાનગી કાગળો હતા તે, બંગાળામાંથી તેમની વિદાય વેળાએ, તેના ઘરમાંથી કાં તો ચોરાઈ ગયેલ છે અથવા ભૂલથી તેમના સામાન સાથે હરરાજીથી વેચાઇ ગયેલ છે. આ પરથી ખબર આપવામાં આવે છે કે પેટીની અંદરની વસ્તુઓ પાછી મેળવી શકાય તેવા ખબર જે કોઇ માણસ આપશે તેને મિ. લાર્કિન્સ તથા ટોમ્સન બે હજાર રૂપિયા આપશે.'

આ ખોટ કદી પુરાણી નહિ અને પોતાના જૂના ઘરની હેસ્ટિંગ્સની અવારનવાર મુલાકાત વચ્ચે, કંઇ સંબંધ શોધી કાઢવાનું અસંભવિત નથી. ૧૮૭૬ની શરૂઆતમાં ઇન્ડિયા ઑફિસના દફતરખાનામાંથી તેના કેટલાક કાગળો મળી આવ્યા હતા. ગુમ થયેલ ટેબલમાં ગુમ થયેલ કાગળો પૈકીના આ હશે ખરા ?

## વિચિત્ર સંયોગ

જૂના કલકત્તાના ભૂતની બીજી પ્રમાણભૂત વાતો નીચે આપી છે.

જૂની સુપ્રીમ કોર્ટમાં જુદા જુદા વખતે બે જુદા જુદા ન્યાયાધીશો હતા–તેમનાં નામ સર એન્થની તથા સર આર્થર બુલ્લર હતાં. સર આર્થર તથા તેનો ભાઈ ચાર્લ્સ ટોમસ કાર્લાઈલના ખાનગી વિદ્યાર્થી હતા. નીચેનો બનાવ આગલા ન્યાયાધીશ સર એન્થની વિશે છે. સર એન્થનીની પત્ની તથા કુટુંબ ઈંગ્લાંડમાં હતાં. એક રાત્રે પત્ની પર લાંબો પત્ર લખવાને બેઠા હતા. આંખ ઊંચી કરીને જોતાં તેણે તેની પત્નીને બારણા પાસે ઊભેલી જોઈ ને તેને મહદાશ્ચર્ય થયું. પોતાની ખુરશી પરથી ઊભા થઈ એન્થની તે આકાર તરફ ગયા પરંતુ આકાર પાછો હઠતાં હઠતાં અદૃશ્ય થઈ ગયો. ન્યાયાધીશ પોતાના સ્થાન પર પાછા આવ્યા. તે એટલા મૂંઝાઈ ગયા હતા કે તેને ફરીથી હાથમાં કલમ લેવાનું મન થયું નહિ. તે વિચાર કરવા લાગ્યા. બારણા પ્રતિ દૃષ્ટિ કરતાં તેણે પોતા પ્રત્યે મીટ માંડી રહેલ આકાર જોયો. તેના મુખ પર વિષાદભર્યું સ્મિત હતું પોતાની પત્નીને નામથી બોલાવી તે ફરીથી આકૃતિ તરફ ધસ્યા. પરન્તુ આગળની માફક તે આકાર હઠતાં હઠતાં અદૃશ્ય થઈ ગયો. થોડી વાર પછી નોકરે તેમને બેશુદ્ધ સ્થિતિમાં જોયા જે ક્ષણે અહીં આકાર દેખાયો હતો તે જ સમયે હિંદ અને ઈંગ્લાંડ વચ્ચેનો સમયનો ફેર બાદ કરતાં તેની પત્ની મૃત્યુ પામી હતી. એન્થનીએ બીજે દિવસે પત્ર પૂરો કર્યો તેમાં તેણે જે જોયું હતું તેનું વર્ણન કર્યું હતું, અને પત્નીની તબિયત વિષે ચિંતા દર્શાવી હતી આ પત્ર કુટુંબને મળ્યો અને તે એક કિંમતી મિલકત તરીકે સાચવી રાખવામાં આવ્યો. જે માણસે આ વાત લખી છે તેને ઘણાં વર્ષો પછી તે બતાવવામાં આવ્યો હતો.

૧૮૮૦માં રેવ. બુલ્કિયર ર સેવિલે પોતાના પુસ્તક 'એપેરિશન્સ'માં નીચેની હકીકતનું વર્ણન આપેલ છે—

મિ. સ્પાર્ક્સ મને કહે છે કે એક સાંજે, વોરન હેસ્ટિંગ્સના મંત્રી મારા પિતાના કાકા જોસેફ ફાર્ટર કલકત્તામાં કાઉન્સિલ ચેંબરમાં, હિંદની સુપ્રીમ કાઉન્સિલની સાથે બેઠા હતા ત્યારે એક સભ્ય મિ. શેકસ્પીઅર અચાનક ઊભા થઈને બૂમ પાડી ઊઠ્યા કે 'પ્રભુ, પ્રભુ, સામે મારા પિતા ઊભા છે.' પછી આ કાઉન્સિલે એક અજાણ્યા મનુષ્યની આકૃતિને કાઉન્સિલ ચેમ્બરમાંથી બીજા ઓરડામાં જતી જોઈ. આ ઓરડામાંથી બહાર જવાનો રસ્તો નહોતો. આકૃતિ ત્યાં અદૃશ્ય થઈ ગઈ કાઉન્સિલનું ખાસ ધ્યાન ખેંચાવાનું કારણ એ હતું કે આ આકૃતિની ટોપી અસામાન્ય આકારની હતી અમારા સમયમાં તે 'ચીમની–પોટ'ના નામથી ઓળખાતી. આ બનાવથી ગવર્નર જનરલ એટલા આશ્ચર્યચકિત થઈ ગયા કે તેણે આ બાબતની નોંધ લેવાનો હુકમ કર્યો અને તે રેકર્ડમાં રાખી. હજુ પણ તે નોંધ કદાચ મળી આવે.

સમય જતાં ઈંગ્લાંડથી આવતું એક વહાણ શેકસ્પીઅરના પિતાના મૃત્યુના ખબર લાવ્યું. તે વહાણમાં હિંદમાં પહેલવહેલાં 'ચીમની–પોટ' ટોપીઓનો મોટો જથ્થો પણ આવ્યો.

## મિસિસ કૂપરની વાત

નોકરોના પોશાક માટે એક વખતની અતિ પ્રખ્યાત દુકાન હંટર એન્ડ કં. મા મિ. લુઈ કૂપર હિસાબી કારકુન હતા. તે બાવ બજારમાં સેંટ ઝેવિયરના દેવળની જગ્યા પાસે પોતાની માલિકીના ઘરમાં રહેતા હતા બાવ બજારનો લતો તે સમયે આજના કરતાં ઓછો ફેશનેબલ ગનાતો હતો. ચાર દિવસમાં જ કૂપરના પદર અને વીસ વર્ષના બે પુત્રો મૃત્યુ પામ્યા આ બેવડા દુઃખનો તેની પત્નીને એવો આઘાત

લાગ્યો કે કૂપરને થોડો સમય તેને ભવાની-પુરની ગાંડાની ઇસ્પિતાલમાં રાખવી પડી. પોતાની પત્નીને જૂના ધરમતલ્લામાં વેલિંગ્ટન સ્ક્વેરથી આગળ-જ્યાં અત્યારે મેથોડિસ્ટ બંગાળી દેવળ આવી રહેલ છે ત્યાં-એક નાના ઘરનો ઉપલો માળ ભાડે રાખ્યો. પોતે તો ખાવ બજારના ઘરમાં રહેતો હતો. દેવળમાં આર્થનામાં હાજરી આપ્યા બાદ તે દરરોજ સવારે ગાડીમાં તેની પત્ની પાસે જતો અને સાથે હમેશાં જોઈતી ચીજવસ્તુઓ લઈ જતો. ૧૮૪૫ના માર્ચની છઠ્ઠી સવારે હમેશ માફક કૂપર તેની પત્નીને મળવા ગયો પરંતુ તેને પરશાળમાં મૃત્યુ પામેલી જોઇને તે હબક ઈ ગયો. એમ લાગતું હતું કે ખૂબ ધમાલ પછી તેને લૂગડાના લાંબા કટકાથી ગળે ટૂંપો દઇને મારી નાખવામાં આવી હતી. દરેકેદરેક કિંમતી વસ્તુ ઉપાડી જવામાં આવી હતી. પોલીસે ખૂબ તપાસ કરી અને ખૂનની તપાસ વેળાએ જ્યુરીએ તો ઇરાદાપૂર્વક કરવામાં આવેલ ખૂનનો જ નિર્ણય આપ્યો, પરંતુ ખૂનીઓનો પત્તો લાગ્યો નહિ.

ધરમતલ્લાના જે ઘરમાં ખૂન થયું હતું તે સત્વર 'ભૂતિયા ઘર'ના નામથી ઓળખાવા લાગ્યું અને થોડા સમય સુધી તે ખાલી પડી રહ્યું. થોડાં વર્ષો પછી ગળાના બે વેપારીઓ કામ પ્રસંગે કલકત્તા આવ્યા. તેમને કલકત્તામાં થોડી રોકાણ થવાની હતી. ઘરના ઇતિહાસની તેમને કઇ ખબર ન હોવાથી તેઓએ છ મહિના માટે તે ઘર ભાડે રાખ્યું. એક વખત તેઓએ કોઈ 'જલસા'ની ટીકીટ ખરીદી હતી. પણ જે સાંજે જલસો થવાનો હતો તે જ સાંજે એકને તાવ આવ્યો. તેણે પોતાના મિત્રને એકલા જવાની તથા પોતાને ઘેર રહેવા દેવાની વિનંતિ કરી. તે ઓરડામાં સૂતો હતો. બીજે દિવસે તેણે તેના મિત્રને સ્ત્રી-મિત્ર સાથે ઘેર આવવા માટે ઠપકો આપ્યો. બીજાએ આરોપનો ઇન્કાર કરતાં ગુસ્સાથી કહ્યું: "હું કદી કોઈ સ્ત્રી-મિત્રને લાવ્યો જ નથી.' તેણે સૂચન કર્યું, ' બુદ્ધાજી, તમને સ્વપ્ન આવ્યું હશે. 'તમે ખરેખર શું જોયું તે કહો.' તેના મિત્રે કહ્યું: 'મધરાત પછી થોડે વખતે મેં સ્પષ્ટપણે એક સુંદર, ઊંચી યુરોપિયન અથવા રૂપાળી યુરેશિયન ઓરતને તમારા ઓરડામાંથી બહાર નીકળી, હું જે ઓરડામાં જાગતો પડ્યો હતો તેમાં થઇને પરસાળમાં જતી જોઇ. તે વસ્ત્રરહિત લાગતી હતી, પણ મને જરા વિચિત્ર તો એ લાગ્યું કે તેના ગળાની આસપાસ લૂગડાનો લીરો હતો. તેને ફરી વખત જોવા હું જિજ્ઞાસાથી તેની પાછળ ગયો. પરંતુ હું પરસાળમાં જવાના બારણા પાસે ગયો ત્યાં તો તે અદશ્ય થઇ ગઇ!'

રાત્રે કોઇ ઉપરથી નીચે આવ્યું હતું કે કેમ તેની નોકરો પાસે તપાસ કરાવવામાં આવી. પ્રસંગોપાત વેપારીઓને ખબર પડી કે ઘર ભૂતિયું હતું. બાકી રહેલ મુદતનું ભાડું પણ ચૂકવી દઇને તેઓ આ ઘર છોડી ગયા. ઘણાં વર્ષ પહેલાં આ ઘરને પાડી નાખવામાં આવ્યું છે.

નીચેની વાત એન્ડ્રુ લેંગે કહેલી કહેવાય આવે છે લેંગની દૂરની સગી એક બાઈ એડિનબરોમાં સવારે જાગી ઊઠી ત્યારે તેને લાગ્યું કે મારા પિતા મારી પથારી પાસે ઊભા છે. તેણે ઇસ્ટ ઇન્ડિયા કંપનીના જનરલ તરીકેનો પૂરેપૂરો ગણવેશ ધારણ કર્યો હતો. ને તે દુઃખથી પોતાનું પડખું હાથથી દાબતા હતા. પછી તે અદશ્ય થઇ ગયા. જે પાદરીની સાથે આ બાઈ રહેતી હતી તેને પોતે જે જોયું હતું તે બાઇએ કહી બતાવ્યું. પાદરીએ એ બનાવની તારીખની નોંધ લીધી. આ બનાવ ધારવા પ્રમાણે સંપૂર્ણ શાંતિના સમયમાં બન્યો હતો. હિંદમાંથી ત્યાર પછી આવેલ ખબરમાં બળવાના ખબર આવ્યા. સાથે સાથે ખબર આવ્યા કે બાઈના પિતા સંપૂર્ણ ગણવેશમાં પોતાની દેશી ટુકડી સમક્ષ ભાષણ કરવા ગયા હતા અને ત્યાં તેને ગોળીથી ઠાર કરવામાં આવ્યા હતા.

# સગાઈ સંગાર

આડી બાવન વીરની ચોકી છે ને આડી ચોસઠ જોગણીઓ ખપ્પર લઈને ઊભી છે. સિદ્ધની સાધના પૂરી થઈ છે ને હવે ચોકિયાતોને ઘરે જાવાની વેળા થઈ છે. એ તો ક્યારે છૂટે ને ક્યારે જઈએ એની વાટ જોતા, ઉતાવળા થઈ રહ્યા છે. પણ સિદ્ધ તો એક સાધના પૂરી કરી બીજી સાધના શરૂ કરી છે. એ તો પદમણીની પળોજણમાં પડ્યો છે ને બાવન વીર અને ચોસઠ જોગણી એની ઉપર રીસે રાતાં થઈ રહ્યા છે.

ને એમાં ઓછામાં પૂરું સિદ્ધે કાંઈ જોયું નથી જાણ્યું નથી ને મૂઠી ભરીને પદમણીના બારજ આડા બાકળા ઉડાડ્યા છે. બાકળામાં વશીકરણના મંત્ર મૂક્યા છે. એ તો જેની દરી ઊડે એની દશા આવરે ને જેને અંગે એ એને પરવશ કરે. બાકળા તો ઉડાડ્યા છે પણ મૂરખ એટલું ભૂલી ગયો છે કે આડી આણ દીધેલી છે ને આણ ઉથાપીને બાકળા બહાર કેમ કરીને જશે!

પદમણી તો આઘી રહી ગઈ છે ને બાકળા વીર અને જોગણીની કાયા ઉપર પડ્યા છે.

બાકળા પડ્યા ને વીરને અંગે ચમક ઊપડી છે. જોગણીની કાયાને આભડછેટ લાગી છે. પણ વીરને તો વજ્રકછોટો ને જોગણી અખંડ બ્રહ્મચારિણી. વશીકરણના મંત્ર એને કાંઈ અસર ન કરે પણ મંત્રની ઝપટ તો લાગી ને એમનો ક્રોધ ભભૂકી ઊઠ્યો છે. ઝડપ મારીને બાકળા પાછા ઉડાડ્યા છે ને વીરના ઉડાડેલા બાકળા જઈને સિદ્ધના આસન ઉપર પડ્યા છે.

સિદ્ધનું તો મસાણના મડાનું આસન. રાતે ચંદને રંગેલું ને લાલ ફૂલડે શણગારેલું. બાકળાના મંત્ર મડું બેઠું થયું છે. ને એ તો જેવા મંત્ર એવાં એનાં રોનક. મડું પ્રેમવશ બની સિદ્ધને કોટી ફરવા લાગ્યું છે. 'આવો પ્રીતમ! આવો પ્યારે! મેં તુમ પર વારી જાઉં.' મડાને વાચા હોત તો તે આવું આવું જ કાંઈક બોલત ને!

કુંડાળાની ધારે ઊભી કલાલણ ગુરુની પ્રેમલીલા દીઠી છે ને એને અંગે રોમાંચ ખડા થયા છે. મડું રૂમઝુમક ડગ ભરે છે ને ગુરુદેવ ઉપર વારી જાય છે. કુંડાળાની કોરે ઊભાં ઊભાં બાવન વીર અને ચોસઠ જોગણી આ પ્રેમનો ઉત્સવ જોઈ રહ્યાં છે ને હકક હકક હસી રહ્યાં છે. એમની નજરે તો જાણે ભીલી રાણી નૃત્ય કરે છે ને શિવજી ડોલી રહ્યા છે. આઘેરી જઈને પદમણી આ રંગલીલા જોવા ઊભી રહી છે. એની નજરે તો પ્રીતમ-પ્રેમદાનાં રિસામણાં-મનામણાં ચાલી રહ્યાં છે. સિદ્ધ મડાને આઘું આઘું હડસેલે છે ને મહાસુંદરી પ્રેમવિહ્વળ બની પ્રીતમને વધુ ને વધુ વળગતી જાય છે.

પદમણી પાછી આવી છે ને કલાલણને કહે છેઃ 'કલાલણ! તારો ગુરુ તો ખરેખરો સિદ્ધ. એની સાધનાનો કાંઈ પાર નહિ. એ તો મૂવાં બેઠાં કરે ને મડાની સાથે રમરોળ કરે.'

પણ કલાલણને ભાનસાન નથી. એ તો ગુરુની પ્રેમસમાધિમાં જાણે પડી છે. ઊભી ઊભી એક નજરે ગુરુની પ્રેમલીલા નિહાળી રહી છે. એની નજરે તો મડું સલુણી સુંદરી જેવું જ દેખાતું હશે ને!

પદમણીએ કલાલણના અંતરના ભાવ પીછાણ્યા છે ને કહ્યું છેઃ 'કેવી રૂડી પદમણી તારા ગુરુએ સરજી છે! જાણે પચ્છમની પદમણી. તારો ગુરુ તો ભારે જબરો. બાઈ! તારા ગુરુનો તાલ રહ્યો ને પદમણીનો એ.લ રહ્યો.'

તો કે, 'પદમણી! કેવા શુકને હું તને અહીં લાવી! એક દિવસ મારો સિદ્ધ પ્રસન્ન

થયો ત્યારે તારો જોગંદર વચમાં કૂદી પડ્યો ને મારાં આદર્યાં અધૂરાં રહ્યાં ને આજે જ્યારે મારી મનકામનાની સિદ્ધિની વેળ આવી હતી ત્યારે તું આવીને ઊભી.'

તો કે, 'હું તો કાંઈયે મારગ રોકીને ઊભી નથી. તારા ગુરુની નજરમાં તું નો સમાણી ને એ સુંદરી સરજીને એની સાથે રંગે રમે છે એમાં મારો કાંઈ દોષ?'

તો કે, 'ગુરુની આ લીલા તો કોણ જાણે ક્યારે યે પૂરી થશે?'

તો કે, 'ફરતા બાવન વીર બેઠા છે ને ફરતી ચોસઠ જોગણી ઊભી છે. ને વચ્ચે કૂંડાળું કરીને જીવતો માણસ મૂવાની મહોબ્બત માણી રહ્યો છે. મડાં જીવતાં થાય નહિ ને એ તો જીવતો નર મૂવાની ગતિ પામશે ત્યારે જ આ લીલાનો પાર આવશે ને! ત્યાં સુધી કલાલણ! તું કાંઠે ઊભી ઊભી આ રંગલીલા જોયા કરજે. તારો વારો કાંઈ આવે નહિ ને તું સિદ્ધ થા નહિ.'

તો કે, 'આ ફરતી ચોકી મેલી છે તેને કોક હુકારી મેલો. ચોકી ઊઠે તો ગુરુ બહાર નીકળે ને તો મને ય કાંક મારગ સૂઝે.'

તો કે, 'આરે ઊભેલાં દેવીદેવતા કાંઈ ચિપાળિયાં થોડાં જ છે તે હુકાર્યાં હાલ્યાં જશે. એના મંત્રતંત્ર તું જાણતી હો તો ભણવા માંડ. ને તારો ગુરુ તો પ્રેમદીવાનો. એણે તો પ્રેમનો પ્યાલો પીધો છે. ચોકી ઊઠશે તો ય એને મારગ નહિ સૂઝે.'

તો કે, 'મારી વિદ્યા અધૂરી છે, પદમણી! તારી વિદ્યાએ આ ભૂતડાં ભાગી જશે. એટલું કરી મારા ગુરુને છૂટો કર. મારો ગુરુ બહાર નીસરે ને હું એની પૂજા કરું.'

તો કે, 'તારા સિદ્ધે બોલાવેલાં ભૂતડાં. એણે એને થાનક થાપ્યાં, તું સિદ્ધની સાધુડી. તારા ગુરુનાં થાપેલાં તું ઉથાપ. એમાં મારે શું!'

ને એમ બેય સાહેલી બહાર ઊભી ઊભી વાદેવાદ કરે છે ને કૂંડાળાની માલીપા એકલો સિદ્ધ પ્રેમરંગમાં વધુ ને વધુ ડૂબી રહ્યો છે. ફરતાં વીર ને જોગણી નાચી રહ્યાં છે ને વચ્ચે મૃત્યુની વિલાસિતા સિદ્ધને વધુ ને વધુ આલિંગનમાં ભીંસી રહી છે. એ મંત્રતંત્ર ભૂલી ગયો છે. પ્રેમનાં સ્વપ્નાં સરી ગયાં છે ને એને થાતું હશે કે આ લીલા કોઈ રીતે પૂરી થાય! કોઈ એને આમાંથી ઉગારી લ્યે. ફક્ત એક જ વાર ઉગારી લ્યે તો ફરી આ રવાડીએ ન ચડું.

પણ મસાણમાં એનું કોણ હોય તે એની વહારે ધાય? એણે ભૂતડાં પ્રસન્ન કર્યાં ને એ તો તૃપ્ત થઈને સહુ સહુને થાનકે પહોંચી ગયાં છે. એણે બાવન વીર ને ચોસઠ જોગણીને સાધ્યાં. એ તો કૂંડાળાની કોરે બાંધ્યાં બાંધ્યાં એના ઉપર ગુસ્સે થઈ રહ્યાં છે. એણે કલાલણને સિદ્ધિ આપી. પણ એ તો ગુરુની પ્રેમલીલા મગન બનીને નિહાળી રહી છે. ક્યારે એ લીલા પૂરી થાય અને ક્યારે પોતે ગુરુની પ્રસાદી પામે! એની નજરે તો કૃષ્ણની રાસલીલા જ દેખાતી હશે ને!

ને એમ ગુરુ બિચારો મૃત્યુના આલિંગનમાં મોજ માણી રહ્યો છે ને એની એના સાધ્ય કે સાધક કોઈને કશી પડી નથી. એકલી પદમણી ઊભી ઊભી આ મૃત્યુલીલા જોઈ રહી છે. એના હૈયામાં વિધવિધ ભાવો ઊપજી રહ્યા છે. ધૂણા ધીમે ધીમે અનુકંપામાં ફેરવાતી જાય છે અને અને...

અરે અરે પણ આ મસાણના મડા સાથેની સિદ્ધની પ્રેમલીલા તો દેખી જાય તેમ નથી. સિદ્ધ બચાડો ચારે કોર રઘવાયો રઘવાયો થઈને દોડે છે ને મહાસુંદરી એની પાછળ લાંબા લાંબા હાથ કરતી વળૂંભી રહી છે. સિદ્ધને ભાગવા માટે એક કૂંડાળા જેટલી જ જગ્યા છે ને આ સુંદરીના હાથ તો કૂંડાળાની યે બહાર નીસરી રહ્યા છે. એ તો હમણાં સિદ્ધને ચોળી નાખશે. અરેરે એ બચાડાની શી દશા થશે!

શું આવ્યું! કેટલા દિવસ તું મારી મારી ફરી! કેટલા દિવસ સુધી તારો પકડારો બંધ ન થયો! તને એમ હશે કે આ જે કોલાહલ મચી રહ્યો છે, તારા અંગઅંગમાં જે ઉન્માદનો દાવાનળ સળગી રહ્યો છે, તે સાધનામાં કંઈક ત્રુટી રહી જવાને કારણે હશે! ના, ના. તું એક સિદ્ધને ચલિત કરવા મથી રહી હતી, તું સિદ્ધની સમગ્ર સિદ્ધિ લૂટી લેવા માગતી હતી. અને સિદ્ધે તને પરચો બતાવ્યો કે તું કિસ ગિનતીમાં છે! તે દિવસે અગર જો હું વચ્ચે ન પડ્યો હોત તો સારી ભૂતસૃષ્ટિ તને સ્વાહા કરી જાત.'

તો કે, 'બાવાજી! આજ હવે આટલે દિવસે કાહું ગુમાન શીદ ને કરો છો! તમારી સાધનાની ને સિદ્ધિની મને બધી જ ખબર છે. નારીમાં તમારું મન રાચતું ન હતું, તો શું કામે લોલુપ આંખે મારી સામે જોઈ રહી મારાં વસ્ત્ર-આભૂષણ દૂર કરવાનું મને કહેતા! શું કામે!'

તો કે, 'મારે જાણવું'તું કે તારામાં કોઈ લાજશરમ છે કે નહિ! અને જે જાણવું'તું તે મેં જાણી લીધું. જબ તુમ નગન હો કર હમારે સામને ખડી હુઈ તબીસે હમને સબ કુછ જાન લિયા. ત્યારથી હું તારા તરફ દયાની દૃષ્ટિથી જોતો આવ્યો છું. તારી કામભૂખારી આંખે મારી આંખમાં લોલુપતા ભાળી હશે, પરંતુ એમાં કેવળ ઘૃણા જ હતી, અનુકંપાભરિત ઘૃણા જ. ત્યારથી હું વિચાર કર્યા કરું છું કે અહો નારી કીતની અધમ છે! કીતની સ્વાર્થપટુ છે! એક અલ્પ સ્વાર્થની સિદ્ધિને માટે એ સબ કુછ કરી શકે છે. અપના શરીર તક દે સકતી હૈ! ઓહો કીતની અધમ હૈ નારી!'

ને ગુરુની વાત સાંભળીને કલાલણ ચીડાણી છે. 'ને મહારાજ! આ બધું જ્ઞાન તમારામાં ભર્યું છે, તો અત્યાર સુધી તમારું આ જ્ઞાન ક્યાં સંતાડી રાખ્યું'તું! તમારા પંથની ને તમારા ધરમની વાતો તમે કયે મોઢે કરતા'તા!'

તો કે, 'એટલું પણ નં સમજી શકી કલાલણ! અમારો પંથ કોઈએ દીઠો નથી ને અમારા ચેલા મૂંડ્યા કોઈએ જાણ્યા નથી ને પછી અમારા પંથની ને અમારા ધરમની વાતો શી! કોઈ ધૂની માણસ જાગે, એની ધૂનમાં એ મસાણ માણે, મસાણના દેવતાની કલ્પના કરે ને ભૂતપ્રેતના ભડકા ઉડાડે, તો એને રોકી રાખનારું કોઈ હતું! એવા ધૂનીને વળી પંથ શા! ને જમાતો શી! એની માટી યે એક દિવસ મસાણમાં મળી જવાની.'

તો કે, 'તમને રાગ નહિ, અનુરાગ પણ નહિ!'

તો કે, 'આટલા દિવસથી અહીં આવે છે કલાલણ! તારું રૂપ છૂટું મૂકે છે, પણ કોઈ દિવસ તારા અંગને હાથ પણ અડાડ્યો છે! પછી રાગ અને અનુરાગની વાતો શી!

તો કે, 'તો મહારાજ! આટલા બધા સતની પૂછડી છો, તો આ પદમણીને અહીં સુધી શીદને ઢસડી લાવ્યા! એના રૂપ ઉપર તો અંજાયા પડ્યા'તા!'

ને સાંભળીને બાવાને કપાળે કરચલી વળી છે. પદમણી બાવાનો જવાબ સાંભળવા જરા ઓરી આવી છે. ભાંગતે અવાજે બાવાએ પાપનો એકરાર કર્યો છે. 'એટલી તારી સોબતની અસર થઈ, કલાલણ! હું મસાણનો અઘોરી. મસાણના સંગાથી સિવાય બીજા કોઈને જાણ્યું નહિ ને તો ય તારી સોબતે એટલો અધૂરો રહ્યો. ને એટલી માનવીની નિર્બળતાએ મારામાં ઘર કર્યું. તે દિવસે મને ભેરિયાએ હેરાન કર્યો. મારા અંતરમાં વેરની આગ ભભૂકી. ભેરિયો તો અજિત હતો. એ કોઈ મારી ઝપટમાં આવે તેમ નહોતો ને તેં પદમણી તરફ આંગળી ચીંધાડી. એનું રૂપ તેં મસાણની રાખ ઉપર આળેખ્યું. વેરની ધૂનમાં મેં પદમણીને અહીં બેસારી.'

તો કે, 'તમારા પંથનો ઉદ્દેશ શીખવવા રહો.'

તો કે, 'શું હશે એ તો ખબર નથી. શિવજીની બરાત નીકળવાની હતી. મૈં શિવ બનનેવાલા થા. આગે આગે બીજી રાણી નૃત્ય કરનેવાલી થી. ઔર...ઔર...કુછ યાદ નહિ. મગર કુછ હોનેવાલા થા.'

ને પદમણીએ વચમાં કહ્યું છે: 'જો હોનેવાલા થા, સો હો ગયા. મસાણના જોગીને મસાણનાં પંખીડાં મળી ગયાં.'

તો કે, 'મિલ ગયા. ને તમે બને હવે પીપળપંખીએ ચડીને ઝટઝટ ઘરભેળાં થઇ જાઓ. આજ ઊડ્યું એ ઊડ્યું. એ પંખીડાની પાંખો ખરી પડશે ને હવે કોઇ દિવસ એ નહિ ઊડી શકે. ને કલાવણ! તારી વિદ્યા તને અહીંથી જ મળી હતી. તું એને પાત્ર ઠરી નથી. એ વિદ્યા યે હવે અહીં જ રહેશે.'

ને એટલું કહેતાંમાં મસાણની માલીપા એક મોરો બધો ભડકો થયો છે. એનું તેજ ચારે તરફ ફરી વળ્યું છે. મસાણની અંધારી ભૂમિનાં હૈયાં ઝગમગી ઊઠ્યાં છે. કલાવણની આંખો અંજાઇ ગઇ છે. થોડી વારે આંખ ઉઘાડી છે ને ચારે કોર ફરીફરીને જુએ છે કે નથી સિદ્ધ, નથી એની સાધનાનાં સાધન અને નથી સિદ્ધનાં સામરીનો.

પડખે ઊભી ઊભી પદમણી મંદ મંદ હસી રહી છે. પડખે ઊભું ઊભું પીપળપંખી પાંખ પહોળું કરી રહ્યું છે.

'તેં સિદ્ધને જાતો દીઠો, બહેન!' કલાવણે પૂછ્યું છે.

તો કે, 'મેં તો તારો ખરતો જોયો, બહેન. લાંબો બધો તેજનો લિસોટો થયો ને ધરતીના હૈયામાં સમાઇ ગયો.'

તો કે, 'એમાં કાંઇ લખ્યું વાંચ્યું?'

તો કે, 'એમાં લખ્યું'તું કે મારો જોગંદર, સાજોનરવો છે ને જુગજિવાને આ દશ તે દશ તમકી રહ્યો છે. [આઠ

અમદાવાદથી ટ્રેઇન ઊપડવાની તૈયારીમાં હતી. લગભગ પચાસ વર્ષની ઉંમરના લાગતા બે ગૃહસ્થો, ફર્સ્ટ ક્લાસના કંપાર્ટમેન્ટમાં બેઠા બેઠા અખબાર વાંચી રહ્યા હતા. વ્હીસલ વાગી અને ગાડીએ પ્લેટફોર્મ છોડ્યું. ડિસ્ટન્ટ સીગ્નલ પણ વટાવ્યું અને સ્પીડ પકડી. હવાના એક જ સપાટાએ બારી પાસે બેઠેલા એક ગૃહસ્થના છાપાને અસ્તવ્યસ્ત કરી મૂક્યું એટલે તેમણે આસ્તેથી કાચની બારી ચડાવી.

બારી ચડાવવાનો અવાજ સાંભળીને બીજા ગૃહસ્થનું ધ્યાન છાપામાંથી બારી તરફ દોરાયું. પહેલા ગૃહસ્થે કહ્યું: 'મને ટ્રેઇનની હવા માફક નથી આવતી.'

બીજા ગૃહસ્થનાં ભવાં સંકોચાયાં. તેમની આઝાદી પર કોઇ તરાપ મારતું હોય એમ તેમને લાગ્યું. બારીને નીચે પાડી નાખતાં તે બોલ્યા: 'મને આમ મૂંઝામણમાં બેસવું પસંદ નથી.'

પહેલા ગૃહસ્થ ચિડાઇને છાપું નીચે મૂકી ફરીથી બારી ચડાવતાં બોલ્યા: 'તો તમે સામેની સીટ પર બેસી શકો છો.'

બીજા ગૃહસ્થે એટલી જ મક્કમતાથી બારી નીચે ઉતારતાં ઉત્તર આપ્યો: 'આપ પણ સીટ બદલાવી શકો છો.'

અને પછી બીજા સ્ટેશને આવીને ગાડી ઊભી રહી તોપણ પેલા બંને, રૂમી પણ આઝાદી ભોગવી રહેલા ગૃહસ્થોએ બારી ઉઘાડ-બંધ કરવાનું ચાલુ રાખ્યું.

તેવામાં ગાર્ડની નજર તેમના પર પડી-તેણે બંનેની તકરાર સાંભળી. પરિસ્થિતિનો વિચાર કરી લીધો અને પછી આસ્તેથી કહ્યું: 'આપ કરો ફરિયાદો, આ બારીને કાચ જ નથી.''

— બા. વ્યા.

# સુવર્ણમૂર્તિ

મણિલાલ અલગારી

[ શિવશંકર ચૌધરીને ત્યાંથી એમના ઇષ્ટદેવ લક્ષ્મીનારાયણની નક્કર સોનાની મૂર્તિ ચોરાઈ જાય છે. શિવશંકરનો કલકત્તામાં ઈમારતી લાકડાનો મોટો વેપાર છે. જેમની ભાગીદારીમાં શિવશંકરે હમણાં અબરખની ખાણ ખરીદી છે તે, કલકત્તાથી આવેલા સર શ્રીનાથ સરકારની સલાહથી આવી પડેલી આફતમાં સહાયભૂત થવા કલકત્તાના વિખ્યાત ડિટેક્ટીવ કિરીટને તાર કરી બોલાવવામાં આવે છે. કિરીટ આવી પહોંચી શિવશંકરના મકાનમાં એક અજાણ્યા મહેમાન તરીકે ઊતરે છે. ]

કિરીટ શિવશંકરની મા સાથે વાત કરતો હતો. હરસુંદરીદેવીની ઉંમર સાઠ ઉપર હશે. ખાવેપીવે સુખી હોઈ શરીર ઉપર ઘડપણ જેવું દેખાતું નથી પણ આંખે ઝાંખ આવી ગઈ છે. નાક ઉપર પાતળી સોનાની ફ્રેમનાં ચશ્માં પહેર્યાં છે.

'ચશ્માં શું આપ હમેશાં પહેરો છો મા!' કિરીટે પૂછ્યું.

'હા બેટા, હવે ઘડપણ આવ્યું. ચશ્માં વિના કંઇ નથી દેખાતું.'

'છેલ્લામાં છેલ્લો લક્ષ્મીનારાયણની મૂર્તિ પૂજાના ઓરડામાં ક્યારે જોઇ હતી એની આપને ચોક્કસ ખબર છે?

'આજ શનિવાર, પરમ દી ગુરુવારે રાતે. નવ વાગ્યાની સંધ્યારતિ પછી પૂજારી જતા રહ્યા હતા ત્યાર પછી પણ એકાદ કલાક સુધી હું પૂજાના ઓરડામાં હતી.'

'તમારા દીકરા પાસેથી સાંભળ્યું છે કે પૂજાના ઓરડામાં તમે, પૂજારીજી અને મિ. ચૌધરી સિવાય કોઇ પ્રવેશ કરતું નથી.'

'હા, બેટા, કારણકે મારા સ્વામી કહેતા કે દેહમન પવિત્ર ન હોય ને પૂજાના ઓરડામાં જઈએ તો દેવ કોપિત થાય. લક્ષ્મીનારાયણ અમારા ઇષ્ટદેવ છે ને હાજરાહજૂર છે.' છેલ્લા વાક્ય વખતે એમનું ગળું રૂંધાઇ ગયું.

'મારા સ્વર્ગસ્થ સસરા કહેતા કે જ્યાંસુધી લક્ષ્મીનારાયણ આ ઘરમાં રહેશે ત્યાં સુધી આ ઘરમાં અશુભનો પડછાયો પણ નહીં પડે. શિવુને મોઢે જ સાંભળ્યું છે બેટા કે તેં ઘણાની ખોવાયેલી વસ્તુ શોધી આપી છે.' એમ કહેતાં કહેતાં આંખમાં ઝળઝળિયાં આવી ગયાં, ને આગ્રહભેર બોલ્યાં, 'અમારા લક્ષ્મીનારાયણને ગમે તેમ કરીને શોધી દે બેટા. શિવુને હું કહી દઉં છું કે તારે જેટલા પૈસા જોઇએ તેટલા દે. લક્ષ્મીનારાયણ ખોવાયા ત્યારથી મારી શાંતિ ચાલી ગઇ છે. કાલ રાતે મેં સ્વપ્નું જોયું કે મારા ખોવાયેલા ગોપાળ લક્ષ્મીની આંગળી પકડીને મારા ઘરે પાછા આવવા રસ્તો શોધતા ભટકયા કરે છે. તેમણે બે દિવસથી ખાધું નથી. મારા ખવરાવ્યા વિના એ ખાતા નથી. ભૂખથી એમનું નવઘનશ્યામ રૂપ ઝાંખું પડી ગયું છે...' શિવશંકરની માની આંખમાંથી આંસુ ઝરવા લાગ્યાં.

'રડો મા, મા! હું–કિરીટ છાતી ઠોકીને કહું છું કે આપના લક્ષ્મીનારાયણને હું જરૂર શોધી આપીશ.'

'ભગવાન તારું ભલું કરશે બેટા.'

'મા! આપને બરોબર ખબર છે કે તે રાતે સંધ્યારતિ પછી મૂર્તિ આપે સિંહાસન ઉપર જ જોઈ હતી?'

'હા બેટા. ઓરડામાંથી નીકળતી વખતે ય મૂર્તિને સિંહાસન ઉપર મેં જોઇ હતી.'

'પૂજાનો ઓરડો ઉઘાડો મૂકી આપ ક્યાંય ગયાં નહોતાં?

'રાતના ત્યારે બનતા સુધી નવ કે સાડા-નવ વાગ્યા હશે. મેં પૂજાનું નૈવેદ્ય એક બાજુ

'મને થયું કે એ મારા કાનનો ભ્રમ હશે.'

'પછી તે સંબંધી આપે આપના ઠાકરા-પૂછી જોયું હતું !'

'હા, બેટા. પણ એ તો કહે કે તે વખતે હું ગયે હતો.'

'ઠાકરના ઓરડાને તાળું વાસીને આમાં ત્યારે અંદર કોઈ નહોતું ને ?'

'ના બેટા...'

કિરીટ ફરીથી માની સાથે પૂજાના ઓરડામાં આવ્યો. પૂજાનો ઓરડો મોટો હતો. ભોંતળિયે સુંવાળી ચાદર જડી હતી. એક ખૂણામાં રૂપાનું ચળકતું સુંદર સિંહાસન હતું અને તેની ઉપર મખમલની ગાદી ને ફરતી રેશમની ઝાલર ઝૂલી રહી હતી. ઓરડાનું બારણું બહુ જ મજબૂત હતું. એક તો તે સાગુવાનના લાકડાનું બનાવેલું ને ઉપર જાતાં સળિયાવાળી જાળી અને બે તાળાં લગાડવામાં આવતાં—એક બારણે અને બીજું જાળીએ. ઓરડાની બે બાજુની દીવાલમાં બે બારી હતી. તેમાં જ જાડા સળિયા નાખેલા હતા. કિરીટ બારીમાંથી બહાર જોયું. બહાર નીચેથી બારીએ પહોંચી શકાય તેમ નહોતું. કિરીટ બારીના સળિયા તપાસી જોવા લાગ્યો.

ઓરડાની દક્ષિણ બાજુની બારીની નીચે જોયું તો ત્યાં ઘેઘૂર ઘટાવાળાં ઝાડો ઊભાં હતાં.

'છેલ્લાં આ ઓરડાને ક્યારે રંગ દેવામાં આવ્યો છે, મા !'

ઘં આવે છે, બેટા. અહીં ગંગાજળ ન મળે એટલે મહિના-માં બે વાર કલકત્તાથી ગંગાજળ મંગાવી એમાં ભરી મૂકીએ છીએ.'

ઓરડાની બહાર બારણાને જમણે પડખે જ જૂના લાકડાના ખોખાનો ઢગલો હતો.

'મા, એક વાત પૂછી લઉં. તે રાતે 'મા'-ની બૂમ સાંભળ્યા પછી તમે આ ઓરડામાં કેટલી વાર સુધી હતાં ?'

'લગભગ અડધોક કલાક.'

* *

કિરીટે બગીચામાં ફરતાં ફરતાં લગભગ એક કલાક ગાળી નાખ્યો. ત્યાર પછી પોતાના ઓરડામાં આવી એક ચોપડી ઉપાડી.

બહાર લોકોનો અવાજ સંભળાયો. થોડી વારે શિવશંકર તથા સર શ્રીનાથ સરકાર દાખલ થયા.

કિરીટે તેમની સામે જોયું.

'કિરીટભાઈ ! આમને આપ નહિ ઓળખતા હો ! એ મારા ભાગીદાર લખપતિ સર શ્રીનાથ સરકાર છે.' શિવશંકરે ઓળખાણ આપતાં કહ્યું.

- 'નમસ્કાર. હા એમનું નામ મેં સાંભળ્યું છે. ભાગ્યશાળી પુરુષ છે.'

'સર શ્રીનાથે જ આપને વિષે કહ્યું હતું તેમની સલાહથી જ આપને બોલાવ્યા છે

'ઓહ !'

'આપની અદ્‌ભુત કીર્તિની વાતો મેં ઘણા વખત પહેલાં સાંભળી છે. એટલે મને એમ થયું કે આમાં આપ જ મારા મિત્રને મદદ કરી શકશો.'

કિરીટ મૃદુ મૃદુ હસવા લાગ્યો. પછી સસ્મિત બોલ્યો: 'આપનો આભાર.'

સર શ્રીનાથ બોલ્યા: 'મિ. ચૌધરી દ્વારા આપે બધી હકીકત સાંભળી હશે. મિ. રાય! આપને આમાં કંઈ સમજાય છે?'

'કંઈ નથી સમજાતું એમ તો ન કહી શકાય, સર શ્રીનાથ! બધું જોયા–સાંભળ્યા પછી એટલું તો સમજાયું છે કે મૂર્તિ કેવી રીતે પૂજાના ઓરડામાંથી ચોરાઈ છે.'

'હં...સમજી શક્યા છો! તો તો કોણે ચોરી કરી તે ય જાણી શક્યા હશો.'

'ના, એ જો જાણવા મળ્યું હોત તો અત્યારે મૂર્તિ મેળવવાના પ્રયત્ન કરવા મંડી પડ્યો હોત.'

'આપ ચોરને પકડી પાડશો એની મને ખાતરી છે એટલે જ આ વસ્તુની તપાસનો ભાર આપને સોંપવાનું મેં સૂચવ્યું હતું.'

'જેટલું સમજ્યો છું તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ચોર શિકારી બિલાડાની જેવો અત્યંત ચપળ અને બિલ્લીપગો છે. ઉપરાંત મૂર્તિ ક્યાં છે તે તે પહેલેથી જ જાણતો હોવો જોઈએ. આ ઘરનો તે પાકો જાણભેદુ લાગે છે! એટલું જ નહિ પણ રાતે પૂજાના ઓરડાને ક્યારે તાળું મારવામાં આવે છે, કોને કોને અંદર પ્રવેશ કરવાનો અધિકાર છે અને કોઈને ખબર પડ્યા વિના ક્યારે પૂજાના ઓરડામાં સહેલાઈથી દાખલ થઈ શકાય તે પણ જાણતો હોવો જોઈએ.'

શિવશંકર ઉત્તેજિત થઈ બોલી ઊઠ્યા: 'તો મિસ્ટર રાય, આપ એમ કહેવા માગો છો કે ચોરે ઓરડામાં જઈને મૂર્તિ ચોરી છે!'

'પૂજાના ઓરડામાં પેસીને મૂર્તિ ચોરી છે કે નહિ તે હું ન કહી શકું. પણ ચોરી થઈ તે રાતે ઓરડામાં ચોર ઘૂસ્યો હતો એમાં લેશ-પણ શંકા નથી.'

'એમ બને જ કેમ! આ તો તદ્દન અસંભવિત.' સર શ્રીનાથ બોલી ઊઠ્યા. 'ચોવીસે કલાક પૂજાના ઓરડામાં બધાની આંખમાં ધૂળ નાખીને એ કેવી રીતે પેસી શકે? આ તે શું કંઈ જાદુ છે?'

'ચોરે મોટું જોખમ ખેડ્યું હતું એ વાત ચોક્કસ. પણ હમણાં જ મેં કહેલી વાતો આપ ભૂલી ગયા લાગો છો. પહેલાં જ મેં કહ્યું છે કે ચોર આ ઘરનો અજાણ્યો નથી. તે આ ઘરના ખૂણેખૂણાનો ભોમિયો ભલે ન હોય પણ આ ઘરનો જાણભેદુ તો હોવો જ જોઈએ. બીજું પૂજાના ઓરડા સંબંધી બધું તે જાણે છે અને એ વખતે સાધારણ રીતે કોણ કોણ પૂજાના ઓરડામાં હોય કે ન હોય તે ય તેનું અજાણ્યું નથી. સૌથી મુદ્દાની વાત તો એ છે કે ચોર અસાધારણ ચપળ અને મીની-પગલે ચાલવામાં પાવરધો છે.'

*

બે દિવસ પછી સાંજની ટ્રેનમાં શિવશંકર ભાણેજ ભત્રીજો સત્યેન કલકત્તેથી આવ્યો. ચારેક દી પહેલાં શિવશંકરે તેને ખાસ કામે કલકત્તા મોકલ્યો હતો.

ઓરડામાં બેસીને કિરીટ અને શિવશંકર વાતો કરતા હતા. સર શ્રીનાથ પણ વેપાર સંબંધી વાતો કરી ગઈકાલે સાંજની ટ્રેનમાં કલકત્તે ચાલ્યા ગયા હતા.

કિરીટે કહ્યું: 'તમને કોઈની ઉપર ચોરીનો શક આવે છે મિસ્ટર ચૌધરી!'

શિવશંકર બોલ્યા: 'આપ શું કહેવા માગો છો તેની સમજ નથી પડતી, કિરીટબાબુ!'

'તે દી વાતચીતમાં હું આપને જ સૂચન આપતો હતો, મિસ્ટર ચૌધરી. એટલે કે જેણે મૂર્તિ ચોરી છે તે આ ઘરનું બધું–પૂજાના

ઓરડાની રજેરજ માહિતી પણ તે જાણે છે. તેની કલ્પનામાં ઓરડાનું દૂબહૂ દશ્ય ખડું થયેલું છે.'

શિવશંકરને હવે સમજાયું કે કિરીટબાબુ-ની વાતચીતનું વહેણ કઈ બાજુ છે. થોડી વાર તે સૂમસામ બેસી રહ્યા. પછી મૃદુગંભીર કંઠે બોલ્યાઃ 'હવે સમજી શકું છું કે આપ શું કહેવા માગો છો પણ......'

'જુઓ મિ. ચૌધરી, જે દિશામાંથી આપ-ણને સ્વપ્નમાં પણ આઘાત આવવાની કલ્પના ન હોય તે દિશામાંથી જ ઘણી વાર ઓચિંતા આઘાત આવે છે. લોભના જેવો મનુષ્યનો કોઈ શત્રુ નથી. લોભવશ થઈ માણસ હિતા-હિત, પાપપુણ્ય ન્યાયઅન્યાય, ધર્મ-અધર્મ બધું જ ભૂલી જાય છે.'

'તે રાતે ઘરમાં હું, મારી મા, મારો નાનો દીકરો દ્વિજ, મારા મેનેજર અને સેક્રેટરી શ્રીકંઠ બાબુ, અમિય બાબુ, જીવન બાબુ અને નોકર-ચાકરો હતા. સત્યેન પણ તે દી નહોતો.'

'ચાકર-બાકરની વાત હું નથી કરતો. એમના ઉપર મને લેશ પણ સંદેહ નથી. આ એમનું કામ જ નથી. આ તો કોઈ બુદ્ધિવાન અને ચતુર માણસનું કામ છે ચાકરો સિવાયનામાં એક આપ પોતે, આપની મા, શ્રીકંઠ બાબુ, અમિય બાબુ, જીવન બાબુ અને આપનો પુત્ર દ્વિજશંકર. એમાંથી આપને, આપની માને અને દ્વિજશંકરને બાદ કરતાં બાકીનામાં કોઈ ઉપર આપને શક છે? શ્રીકંઠ બાબુ......?' કિરીટ મિ. ચૌધરીના મુખ ભણી સપ્રશ્ન દૃષ્ટિથી તાકી રહ્યો.

'શ્રીકંઠ બાબુ આજ ત્રણ વરસથી મારી સાથે કામ કરે છે. જેવા કામઢા છે તેવા જ વિશ્વાસપાત્ર છે. ગરીબાઈમાં ઊછર્યા છે ઉચ્ચ શિક્ષણ લેવાની ઇચ્છા છતાં પૈસાની તંગીને લીધે બિચારાને નોકરી લેવી પડી છે. તેમનાં બધાં ય કામો તદ્દન સંતોષકારક હોય છે. તેમનો મને પાકો વિશ્વાસ છે, મિસ્ટર રાય.'

'અમિય અને જીવન બાબુ?'

'તેઓ તો હંમેશા ઘરની બહાર ઑફિસ-માં જ રહે છે. આજ સુધી કદી તેમણે ઘરમાં પ્રવેશ કર્યો નથી એટલે તેઓ ઘરનો ખૂણેખૂણો જાણે એ તદ્દન અસંભવિત છે. વળી તેઓની ઉમર મારી જેટલી છે-ને આ ઘરે લગભગ ત્રીશ વરસથી નોકરી કરે છે.'

એવામાં સત્યેન ઓરડામાં દાખલ થતાં બોલ્યોઃ 'મામા!'

'કોણ સતુ! આવ. આ મારો ભત્રીજો સત્યેન, કિરીટબાબુ! અને સતુ, આ મારા મિત્ર કિરીટ રાય છે.'

અન્યોન્યે નમસ્કાર કર્યા.

કિરીટ તીક્ષ્ણ દૃષ્ટિથી સત્યેનને જોતો હતો. સત્યેનની ઉમર ૨૫થી વધારે નહોતી. મોઢું ભરાવદાર નહિ પણ શક્તિશાળી લાગતું. એક વખત સત્યેન નિયમિત વ્યાયામ કરતો. પેરેલલ બાર, રીંગ, ટ્રેપીઝ વગેરેમાં એક્કો હતો.

'સાંજની ગાડીમાં આવ્યો! સવારે આઠ વાગ્યાની ગાડીમાં આવવાનો હતો ને?'

'હા, આઠની ગાડીમાં જ આવવાનું ધાર્યું હતું પણ આજ સાત દી થયા તે ટ્રેન બંધ થઈ ગઈ છે-જે ટ્રેન હાવરાથી રાતે દસ વાગે છૂટી સવારે આઠ વાગે પહોંચતી તે. એટલે પછી સાંજની ગાડીમાં આવ્યો.

કિરીટ સતુની વાતથી ઉત્કંઠિત થઈ ગયો. 'પણ કાલે સવારે હું સ્ટેશન ભણી ફરવા ગયો હતો ત્યારે ૯-૧૦ મિનિટે એક ટ્રેન આવી હતી.'

'એ સીધી કલકત્તાથી આવતી નથી. એ તો આસનસોલ જંકશનથી રાતે ત્રણ વાગે છૂટે છે-એ બ્રાંચ લાઈનની ટ્રેન છે. એની સાથે કલકત્તાની કોઈ ટ્રેનનો મેળ નથી.'

'ઓહ! આપની પાસે ટાઈમટેબલ છે મિસ્ટર ચૌધરી?'

'છે. શું કામ છે?'

'જરા જરૂર છે. લાવો જોઈએ.' કિરીટે મૃદુકંઠે જવાબ આપ્યો.

'હું જ ગઈકાલે આવતી વખતે એક ટાઈમ ટેબલ ખરીદતો આવ્યો છું. લો લાવી દઉં.'

સત્યેન ઓરડામાંથી ટાઈમ ટેબલ લેવા બહાર નીકળ્યો.

રાતે ઘણી વાર સુધી કિરીટ ટાઈમ ટેબલ જોયા કર્યું અને કાગળમાં કાંઈક લખ્યું.

બીજે દી વહેલી સવારે આઉટ હાઉસમાં જ્યાં શોફર, દરવાન અને બીજા નોકરો રહેતા હતા ત્યાં જઈ આવી બપોરે જરૂરી કામ છે કહી કિરીટ બે દિવસ માટે કલકત્તા જતો રહ્યો.

બે દિવસ પછી કિરીટ પાછો આવ્યો નહીં. ચોથે દી સવારે શિવશંકરને કિરીટનો એક તાર મળ્યો. તારમાં એમ જણાવ્યું હતું કે— આપની મૂર્તિ પાછી મેળવવી હોય તો તાર મળે કે તરત જ કલકત્તા આવવા રવાના થશો. આજે બુધવાર છે. શુક્રવારે તો પહોંચવું જ જોઈએ—કિરીટ.

શિવશંકર ટેલિગ્રામ વાંચી વિસ્મયથી હતબુદ્ધિ થઈ ગયા. જવું હોય તો આજે જ જવું જોઈએ. વિચારવાનો ય અવકાશ નહોતો. તે જ સાંજે વગર વિલંબે તે કલકત્તા રવાના થયા અને તારથી કિરીટને ઊપડવાના; ખબર આપ્યા.

બીજે દી સવારે કિરીટ પોતે સ્ટેશન પર રાહ જોતો હતો. ફર્સ્ટ ક્લાસમાંથી શિવશંકર ઊતરતાં જ સામે પ્લેટફોર્મ પર કિરીટને જોઈ વિસ્મયથી બોલ્યાઃ 'કેમ મિસ્ટર રાય! શી બિના છે?'

'આપની મૂર્તિનો પત્તો લાગ્યો છે, મિસ્ટર ચૌધરી.'

'હેં...સાચે જ! ક્યાં?' શિવશંકર ઉત્કંઠાથી બોલી ઊઠ્યા.

'અધીરા થશો મા. પત્તો લાગ્યો છે એટલે મૂર્તિ તો આપને મળવાની જ.'

'પણ પત્તો લાગ્યો હોય તો પછી ઢીલ શું કામ કરવી?'

'એમ કર્યા વિના ચાલે તેમ નથી. આવતી કાલે સાત વાગ્યા સુધી આપણે ધીરજ રાખવી પડશે. કાલે આઠ વાગ્યામાં જ આપ આપની ગુમ થયેલી મૂર્તિ પાછી મેળવશો. માત્ર થોડા કલાક ધીરજ રાખવાની છે.'

'પણ...'

'આકળા થવાની કંઈ જરૂર નથી, મિસ્ટર ચૌધરી. હવે તે કિરીટની આંખમાં ધૂળ નહિ નાખી શકે. મેં તેને પકડી પાડ્યો. હવે એ બરાબર મારા સકંજામાં આવ્યો છે. તેને તો કંઈ ખબર નથી એટલે તે નિશ્ચિંત છે ને આઠ વાગ્યા સુધી તેમ જ રહેવાનો.'

*

સવારના ૭ વાગ્યા હશે. કલકત્તાની ઊંઘ હજી હમણાં જ ઊડી છે.

કિરીટની મોટરમાં જ શિવશંકર ને કિરીટ 'આઉટ ટ્રામ' ઘાટે આવીને ઊતર્યા.

'અહીં કેમ મિસ્ટર રાય!'

કિરીટ જરાક હસીને બોલ્યોઃ 'આપના ગુરુદેવ આ રસ્તે બર્મા જઈ રહ્યા છે. જેટીમાં પેલી 'નવદુર્ગા' સ્ટીમર જોઈ-જનાબુઓ ચડે છે તે! તેમાં જ બેસીને દેવ બર્મા જાય છે.'

'હેં! શું કહો છો!'

'હા જલદી ચાલો.'

દરિયાઈ પોલીસ ઈન્સ્પેક્ટર શાંતિબાબુ જેટી ઉપર તેમની જ રાહ જોતા હતા. કિરીટને જોઈને શાંતિબાબુએ પ્રણામ કર્યા.

'કેમ શું ખબર છે?'

'હજી આવ્યા નથી. અહીંયાં જ રાહ જોવું કે?'

'ના, ચાલો સ્ટીમરની કેબીનમાં જઈને જ બેસીએ. આપણે ઓચિંતા જ તેની મુલાકાત લેવાની. જોજો ને કેવો ઘભરાઈ જાય છે!'

'વારુ, ચાલો.'

બધા ય સ્ટીમરની સીડી ઉપર ગયા.

ત્યારે અસંખ્ય ઉતારુઓના કોલાહલથી સ્ટીમર ગાજી ઊઠી હતી. કેબીનમાં ત્રણે જણ રાહ જોવા લાગ્યા.

સ્ટીમર સાડા આઠ વાગે છૂટતી કારણ તે વખતે જુવાળ ચડતો.

લગભગ સાડા સાતે એકાએક કેબીનનું બારણું ઊઘડ્યું ને કુલીને માથે સુટકેસ ને બિસ્તરા સાથે સર શ્રીનાથ દાખલ થયા.

શિવશંકરે ઊભા થઈ એકદમ અચંબાથી પૂછ્યું: 'સર શ્રીનાથ! તમે!...' બાકીનું વાક્ય ગળામાં જ અટકી ગયું.

કિરીટ ય ત્યારે ઊઠીને ઊભો થયો હતો. મૃદુહાસ્ય કરીને તે ય બોલ્યો: 'ગુડ મોર્નિંગ, સર સરકાર!'

સર શ્રીનાથના મોઢા ઉપરથી નૂર ઊડી ગયું. તે ગમે તેમ કરીને થૂંક ગળે ઉતારી ઘડીક કિરીટ સામે તો ઘડીક શિવશંકર સામે જોવા લાગ્યા. બીજી જ ક્ષણે જાતને સંભાળી કંઈક બોલવા જતા હતા—

પણ કિરીટે અટકાવ્યા: 'સર શ્રીનાથ! આપને થતું હશે કે આપે આ ભૂલ ક્યાં કરી? પણ તમારા હાથમાંથી હવે બાજી ચાલી ગઈ છે. તમારો ખેલ ખલ્લાસ!'

સર શ્રીનાથે તેટલી વારમાં પોતે ઘવાઈ ગયાનો ભાવ ધર્યો કાબૂમાં લઈ લીધો હતો. શિવશંકર ભણી જોઈને બોલ્યા: 'આ બધું શું છે, મિ ચૌધરી? આ બધાનો શો અર્થ?'

શિવશંકર એનો શો જવાબ આપે? તે પોતે હજી વસ્તુસ્થિતિ કંઈ જ સમજી શક્યા નથી. કારણકે કિરીટે કંઈ જ ફોડ પાડ્યો નહોતો.

'બર્મા જઈને મૂર્તિને થાળે પાડી દેવાનો વિચાર રાખ્યો હતો, કેમ સર સાહેબ! અને એ પૈસાથી આપના ડૂબતા ધંધાને બચાવવો હતો? પણ આખરે તો તમારી બાજી ઊંધી વળી છે. તમારા પાસા અવળા પડ્યા છે. હા આ બાબત મને સોંપવાની સલાહ આપીને આપે શિવશંકર પ્રત્યે મૈત્રીધર્મ બજાવ્યો છે. શિવશંકર બાબુ તેને માટે જરૂર આપનો અંતઃકરણપૂર્વક આભાર માનશે. હવે સીધી રીતે મૂર્તિ બહાર કાઢી આપો. પછી આપને પોલીસને સોંપવા કે ન સોંપવા તે આપના મિત્ર શિવશંકર ઉપર છોડું છું. આપે આપનું કામ બજાવ્યું છે. હવે તેઓ તેમનું કામ બજાવે. હું હવે ફરજમુક્ત થાઉં છું.'

પાછા ફરતી વખતે શિવશંકર બોલ્યા, 'મિસ્ટર કિરીટરાય, હવે મને સમજાય છે કે આપની વાત બહુ સાચી છે. મનુષ્ય લોભમાં શું નથી કરતો! સર શ્રીનાથ જેવા મિત્ર આવું અતિ હીન કામ કરી શકે એનો મને સ્વપ્ને ય ખ્યાલ નહોતો.'

શાંતિબાબુ સાથે જ હતા. તેઓ બોલ્યા: 'એને પોલીસને સોંપી દેવો ઉચિત હતું, મિ. ચૌધરી!'

'ના, ના. પકડાયાની શરમ જ એને માટે પૂરતી મર્માન્તિક છે. મને મારા ચોરાયેલા દેવ પાછા મળી ગયા છે.' ચાલતાં ચાલતાં સ્નેહપૂર્ણ દૃષ્ટિથી મૂર્તિ સામે જોઈ બોલ્યા: 'કોણ જાણે કેવા મોટા સંકટ ને વખાના માર્યા સર શ્રીનાથ સરકાર જેવા માણસને આવું હીન કામ કરવું પડ્યું હશે! આવા મોટા મોભાદર માણસનું અપમાન કરવા હું નથી ઇચ્છતો.'

'પણ ગુનેગારોને દંડ થવો ઉચિત છે. મિ ચૌધરી.' શાંતિબાબુ બોલ્યા.

'એ હું માનું છુ પણ સર શ્રીનાથ સરકારને તેટલો હલકો માની શકતો નથી. પકડાઈ જવાથી એમનું મોઢું કેવું થઈ ગયું હતું! મને લાગે છે કે ફાંસીના હુકમથી પણ એવું ન થાય.'

*

શિવશંકર અને કિરીટ કલકત્તામાં શિવશંકરના મકાનમાં બેઠા બેઠા છે.

'હજી મારાથી સમજી નથી શકાતું, મિ. રાય, કે આપે આ અશક્યને પણ કેવી રીતે શક્ય કર્યું!' શિવશંકરે પૂછ્યું.

કિરીટે કહ્યું: 'મેં આપને પહેલેથી જ કહ્યું હતું કે પૂજાના ઓરડામાંથી મૂર્તિ કેવી રીતે ચોરાઇ ગઇ છે તે સમજી શક્યો છું પણ મૂર્તિ ચોરવામાં કોનો હાથ હોઇ શકે એ નહોતો સમજી શકતો. એક વસ્તુ ઉપરથી હું એવા પાકા નિશ્ચય પર આવ્યો હતો કે ચોર આ ઘરનો જાણભેદુ–ઘરના નિયમો અને અંતાઓનો પણ જાણકાર હોવો જોઇએ. એટલે એ દૃષ્ટિએ વિચાર કરતાં પહેલાં ઘરના લોકો ઉપર જ શક જાય. પણ તે રીતે જેઓ ઘરમાં હાજર હતા તેમની 'મુવમેન્ટ' સંબંધી બરોબર તપાસ કરતાં ઘરનું કોઇ હોય એમ ન લાગ્યું. અને ન હોય તો પછી એવો કોઇ માણસનો હાથ હોવો જોઇએ જે બહારનો હોવા છતાં આ ઘરનો સારી રીતે પરિચિત હોય. એવું કોણ હોઇ શકે એ તપાસ કરતાં એકમાત્ર સર શ્રીનાથ સિવાય બહારનું બીજું કોઇ જ આપના ઘરથી ખાસ કરીને પૂજાના ઓરડાથી 'પરિચિત નથી. પણ પહેલી દૃષ્ટિએ તેની ઉપર શંકા કરવી એ તદ્દન અસંભવિત હતું. તેમની સ્થિતિ અને બીજી બધી દૃષ્ટિએ વિચાર કરતાં સર શ્રીનાથ પણ આપના મકાન વિષે બધું જાણતા તેમ હું જાણતો નહોતો પણ જ્યારે આપને મોઢે સાંભળ્યું કે તે આપના ખાસ મિત્ર અને વેપારમાં ભાગીદાર છે અને મને બોલાવવાની આપને તેમણે જ સલાહ આપી હતી ત્યારે જ તેમની ઉપર મને જરા શંકા પડી. તે પોતે ચોર હતા તેથી જ પોતે અગમબુદ્ધિથી આપને મારી વાત જણાવી—અલબત્ત મોઢાની ઉપલક સહાનુભૂતિ, સ્નેહ અને મૈત્રીના અભિનયમાં. ગુનેગારની આ પ્રકારની સાયકોલોજીના દાખલાઓનો કંઇ અભાવ નથી. ત્યાર પછી બીજું કારણ અને ઉપયોગી સૂત્ર આપના ભત્રીજા સત્યેન બાબુની એક વાતમાંથી મળ્યું.

'શું!'

'ટ્રેનના ટાઇમીંગના ફેરફારના ખબર ઉપરથી આપની સાથેની ચર્ચામાંથી મેં જાણ્યું હતું કે સર શ્રીનાથ તે દિવસે સવારે સાડા આઠ વાગે આપને ત્યાં પહોંચ્યા હતા. સર શ્રીનાથ પર શંકા કરવા છતાં સમજી શકતો નહોતો કે સર શ્રીનાથ આગલે દિવસે કનકસેથી આવી મૂર્તિ ચોરી પાછા કલકત્તાની ટ્રેનમાં આપને ત્યાં કેવી રીતે આવી શક્યા? પણ નવા ટાઇમટેબલ ઉપરથી સાબિત થાય છે કે ટ્રેનોના નવા ટાઇમીંગના હિસાબે સાત દી પહેલાં આ ટ્રેન બંધ થઇ ગઇ હતી. પણ તમે કોઇ તે જાણતા નહોતા એટલે તમને કે ડ્રાઇવરને કંઇ શંકા જતી નહોતી કે સર શ્રીનાથ સરકાર કેવી રીતે એ વખતે કલકત્તે આવ્યા. અને આપ જાણતા નહોતા એટલે આપને શંકા ન પડી કે એ સમયે 'આસનસોલ'ની ટ્રેન આવવી સંભવિત હોઇ શકે. આ એકમાત્ર ગંભીર ને ભયંકર ભૂલથી સર શ્રીનાથની બધી સાવચેતી અને યોજના બરબાદ ગઇ. મારી આગળ બધું દીવા જેવું સ્પષ્ટ થઇ ગયું. ટ્રેનના ટાઇમીંગની હેરફેર જાણ્યા પછી જ હું ચોક્કસ નિર્ણય ઉપર આવ્યો. તમારા શોફરને પૂછીને જાણી લીધું છે કે સવારે સાડા આઠ વાગ્યાની ટ્રેનમાં જ સર શ્રીનાથ સરકાર આવ્યા હતા. ત્યાર પછી હું કલકત્તા આવ્યો—સર શ્રીનાથ સંબંધી વધારે તપાસ કરવા. વગર વિલંબે પહોંચ્યો શ્રીનાથના સોલીસીટર મિત્ર વસુ પાસે. તેમની પાસેથી જ જાણ્યું કે છેલ્લા એક વરસમાં સર શ્રીનાથે શેરબજારમાં ઘણા પૈસા ગુમાવ્યા હતા અને માથે મોટું દેવું થઇ ગયું હતું. અને ત્યાંથી એ પણ સમાચાર સાંભળ્યા કે સર શ્રીનાથ કંઇ ખાસ કામે બર્મા જાય છે એટલે મારો શક પાકો થઇ ગયો. મેં દરમ્યાન પોલીસ શાંતિબાબુને ખબર આપી આપને તાર

કર્યો. પછીની બધી વાત આપ જાણો છો.'

'પણ મૂર્તિ કેવી રીતે ચોરી લીધી એ હજી ય અણઉકલ્યો જ કોયડો રહ્યો.'

'હા, એય કહું. તમારો પૂજાનો ઓરડો જોતાં બે વસ્તુએ, મારું ધ્યાન ખેંચ્યું. એક તો એ કોઠી અને બીજું બારણા બહારના લાકડાના પેલા ખાલી ખોખાએ અને બીજું દક્ષિણની બારીના સળિયા પરના ડાઘાએ. ત્યાં કોઈ ન દેખે તેમ ઓરડામાં ઘૂસી જઈને કોઈએ દોરડું બાંધી દીધું હતું. એ બારી નીચે પટાદાર ઊભા છે. રાતે અંધારે કોઈ એ દોરડે ચડી બારીમાંથી કશાક હથિયાર વડે સિંહાસન ઉપરથી મૂર્તિ સહેલાઈથી લઈ શકે તેમ છે. પણ તો તો દોરડું બાંધવા ઓરડામાં કોઈક ગયું જ હોવું જોઈએ. પણ એ કેવી રીતે બને? પણ તમારાં માની વાતચીતથી એનો તાંતણો મળી ગયો. તે દી રાતે કોઈએ 'મા' કહીને બૂમ પાડી હતી. તમારાં માએ ધાર્યું કે તમે પાડી. એ તો તમે પણ પછી તમારી માને મોઢે સાંભળ્યું છે. તમારાં મા ઓરડામાંથી બહાર આવ્યાં. એમની આંખો નબળી છે એમાં વળી રાતનો અંધકાર! તમારાં મા બહાર આવ્યાં તે મોકાનો લાભ લઈ ઝડપથી મીની પગલે ઓરડામાં પ્રવેશ કરી દોરડું લટકાવી દીધું ને તરત કોઠી પાછળ સંતાઈ રહેલ. માને પાછા ફરતાં થોડી વાર લાગે. એ સ્વાભાવિક છે. કારણ તેમણે બહાર કોઈને ન જોતાં થોડી રાહ જોઈ હતી. જ્યારે તમારાં મા ઓરડામાં પાછાં ગયાં કે ચોર સરકી ગયો. એક પ્રશ્ન કદાચ બધાને થાય કે જો ઓરડામાં ગયો હતો તો મૂર્તિ ચોર્યા વિના કેમ બહાર નીકળ્યો? એનાં બે કારણ છે. એક તો એ વખતે મૂર્તિ ચોરી લેવાની અનુકૂળતા હોવા છતાં આપની માની નજરે પડી જવાનો બહુ સંભવ હતો અને જો તેમને ખબર પડત કે મૂર્તિ નથી તો તો તે વખતે જ હોહા થઈ જાત. આ બધું વિચારી દોરડેથી ચડી બંધ તાળે જ ચોરી કરવાનું ચોરે ઉચિત ધાર્યું હતું એમાં બહારના માણસો ઉપર શક જવાનો સંભવ બહુ ઓછો હતો. જોકે આ રીતે ચોરી કરવી એ થોડું જોખમી તો હતું જ. રાતની ટ્રેનમાં સર શ્રીનાથ બનાવટી વેશમાં ત્યાં આવ્યા અને પછી મૂર્તિ ચોરી રાતે બારની ગાડીમાં આસનસોલ જતા રહ્યા. આસનસોલની અપ અને ડાઉન બંને ટ્રેનો વચ્ચેના એક સ્ટેશને રાતે પાંચ વાગે ક્રોસીંગ કરે છે ત્યાં જ ટ્રેન બદલી સર શ્રીનાથ સાડા આઠ વાગ્યે આપને ત્યાં આવ્યા હતા. જ્યારે તેઓ આપને ત્યાં આવ્યા ત્યારે મૂર્તિ સાથે જ હતી. ટ્રેનના ટાઈમ ટેબલ ઉપરથી જ આ બધું હું જાણી શક્યો છું. અને આસનસોલ સ્ટેશન પાસેની મોડર્ન હોટલમાં તપાસ કરતાં ખબર પડી કે સર શ્રીનાથ તે રાતે તે હોટલમાં જ હતા. હોટલની નોંધમાં તેમણે પોતાનું મૂળ નામ જ લખ્યું હતું. આપના ઘરની દીવાલે પણ દોરડાથી ઉપર ચડવાનાં ચિહ્નો હજી આપ જોઈ શકશો.

*

હરસુંદરી દેવીએ, પોતાના કારકૂન મારફત, ઉમળકાભેર કિરીટને આશીર્વાદ આપ્યા અને શિવુને ૨૦૦૦) બે હજાર રૂપિયાનો ચેક મોકલી આપવા કહ્યું.

કિરીટને જે દિવસે ટપાલમાં ચેક મળ્યો તે જ દિવસે છાપામાં મોટા મોટા અક્ષરે છાપવામાં આવ્યું હતું:

'દોકતા બોમ્બે મેઈલમાંથી જાણીતા વેપારી અને લક્ષાધિપતિ સર શ્રીનાથ સરકારે કૂદી પડીને આપઘાત કર્યો છે. જોકે મૃત્યુનું કારણ હજી કાંઈ જાણવામાં આવ્યું નથી.'

– સર શ્રીનાથ સરકારના મૃત્યુ-સમાચાર સાંભળી હરસુંદરી દેવી બોલ્યાં: 'અહા, કેવા સજ્જન માણસ હતા!'

શિવશંકરે શ્રીનાથ વિષે કોઈને ય કશું કહ્યું નથી અને કિરીટરાય તેમ જ શાંતિબાબુને પણ એ વાત કોઈને ન કહેવા ભારપૂર્વક કહ્યું છે.

[શ્રી નીહારરંજન ગુપ્તની
બંગાળી વાર્તા ઉપરથી

# હું કદી ભૂલીશ નહિ

[ પ્રત્યેકના જીવનમાં ઘણી ઘડીઓ એવી આવી જાય હોય છે, જેને શબ્દસ્થ કરી બીજાઓને તેમાં સહભાગી બનાવી શકાય. 'કહાની'ના વાચકસમુદાયને પોતાના જીવનનો એવો ચિરસ્મરણીય પ્રસંગ, 'કહાની'ના એક કોલમમાં ૧૫ થી ૨૦ લીટીમાં સમાઈ જાય તેવી રીતે ટૂંકાણમાં લખી મોકલવા નિમંત્રણ આપવામાં આવે છે. મળેલા આવા પ્રસંગો ન સ્વીકારાતાં તે પરત કરવાની તેમજ સ્વીકારાયેલા પ્રસંગો અંગે પણ કશા પત્રવ્યવહારની આવશ્યકતા નથી. — સંપાદક ]

અમારી એક ફૂટપાથ-ક્લબ છે. દરરોજ રાતના તે મ્યુનિસિપાલીટીના લેમ્પ પાસેની ફૂટપાથ પર મળે છે. ક્યાં આગળ મળે છે તે લખવાની જરૂર નથી. તેમાં નોખી નોખી જાતના તથા પ્રકારના સભ્યો છે.

રોજની માફક આજે પણ બધા ભેગા થયા હતા. એક જણે સૂચવ્યું કે જિન્દગીમાં ન ભૂલી શકાય તેવો પ્રસંગ જો કોઈના જીવનમાં બન્યો હોય તો કહો. બધા સહેજ શાન્ત થયા, માનું છું કે વિચાર કરતા હશે. સૌથી પહેલાં ગનીભાઈએ શરૂઆત કરી.

આ ગનીભાઈનું સાચું નામ છે બીજું પણ અમે તેમને એ નામે બોલાવીએ છીએ. તેઓ ગાડી હાંકે છે. તેમણે શરૂ કર્યું:

તમે બધા જાણો છો કે ગાડીવાળાઓને કેવી કેવી જાતનાં માણસો મળે છે. મને આ બનાવ જીવનભર યાદ રહેશે. થોડા દી પહેલાં હું સ્ટેશનથી એક બાઈને લઈ આવતો હતો. દેખાવ પરથી ભદ્ર મહિલા લાગતાં હતાં. તેમને કૃષ્ણનગર જવું હતું... અમે જેવાં સ્ટેશનનાં કંપાઉન્ડની બહાર નીકળ્યાં ત્યાં તો પાછળથી બૂમ સંભળાઈ, 'એ ભાઈ, ગાડી ઊભી રાખજો.'

મેં ગાડી ઊભી રાખી. જોયું તો એક મજૂર દોડતો દોડતો આવતો હતો., તેણે આવીને પેલાં સન્નારીના હાથમાં પર્સ મૂકતાં કહ્યું: 'તમે ડબામાં જ ભૂલી ગયેલાં—સામાન લેતી વખતે મારું ધ્યાન હતું.'

સન્નારીને ત્યારે જ યાદ આવ્યું કે તે પર્સ ભૂલતાં આવ્યાં હતાં તેથી તેમણે ખુશી થઈને પેલા મજૂરને પાંચ રૂપિયાની એક નોટ આપવા માંડી જે પેલાએ લેવા ના પાડી અને કહ્યું: 'આપને જો વાંધો ન હોય તો કહેશો કે તેમાં બધા થઈને કેટલા પૈસા હતા?'

પેલી બાઈએ પાકીટ ખોલીને કહ્યું: 'સાઠ રૂપિયા, થોડુંક પરચૂરણ અને એક સાચા મોતીની માળા.'

મજૂરે એક નાની નોટબુક કાઢી. મેં જોયું તો તેમાં ઘણા આંકડાઓ લખેલા હતા. પેલાં બાઈએ કહ્યું તે આંકડો ટપકાવી લેતાં તે બોલ્યો: 'માત્ર પ્રમાણિક રહેવા માટે મારે જિન્દગીમાં કેટલું ખોવું પડ્યું છે તેની આ નોંધ છે.' અને તે હસતો હસતો ચાલ્યો ગયો.

'કેવી સંસ્કારી પ્રમાણિકતા!', પેલાં સન્નારી બોલ્યાં. અને ત્યારથી મેં નક્કી કર્યું છે કે નવ નંબરના (તેને બાવડે નવ નંબરનો બિલ્લો બાંધેલો હતો.) પોર્ટરને ગાડીમાં મફત બેસાડવો.

થોડી વાર કોઈ બોલ્યું નહિ પરંતુ ત્યાર પછી તરત જ ભૂપેન્દ્રે શરૂ કર્યું.

આ મિસ્ટર ભૂપેન્દ્ર ક્રિકેટ રમે છે. તેનું ટૂંક-નામ 'રોય' અમે પાડેલું છે. મોટી મેચો પણ રમેલા છે.

—ક્યાં જોયું હતું તે તો યાદ નથી પણ એ બનાવ બરોબર યાદ છે. ક્રિકેટ મેચ ચાલી રહી હતી. અમારી સામેની ટીમમાં આંતર-રાષ્ટ્રીય ખ્યાતિ પામેલ ખેલાડી સ્વ. અમરસિંહ

ત્યાં આવ્યા અમારા પ્રોડ્યુસર. કંપનીમાં આ એક બહુ જ અગત્યની વ્યક્તિ હોય છે. તેણે 'મા'ને કહ્યું: 'ડાર્લીંગ (આ શબ્દ અમે ત્યાં વપરાય છે) જરા ચાલો ને પેલો બણુચક આવ્યો છે.' બણુચક એટલે ફિલ્મ ઉતારવા માટે પૈસા રોકનાર શેઠિયો.

'આને લઈ લેજો.' આમ તેને કહીને ડાર્લીંગે પેલા ચામાચીડિયાને સોફામાં પડતું મૂક્યું અને...

હું કેમેરાના સ્ટેન્ડ ઉપર કોણી ટેકવી વિચારી રહ્યો: આ મા થવાની! 'ના ના,' મારા ફિલ્મ લાઈનથી રેવાઈ ગયેલા મગજે જવાબ આપ્યો. એ તો માત્ર માનો પાઠ જ કરવાની છે.

અને ફરીથી પાછી શાંતિ છવાઈ—હવે મારો વારો હતો. મારો બોલવાનો વિચાર નહોતો છતાં પણ ન ભૂલી શકાય તેવો બનાવ મારા જીવનમાં બન્યો હતો.

મેં શરૂ કર્યું: 'ઘણી વાર એવું બને છે કે કોઈ માણસનું એકાદ વાક્ય પણ આપણને જિન્દગીભર યાદ રહી જાય. પંડિત જવાહરલાલનું ચૌદમી ઓગસ્ટની રાતે બાર વાગ્યા પછી બોલાયેલું વાક્ય—'જ્યારે જગતનું અધું અંગ શાન્ત નિદ્રા લઈ રહ્યું છે ત્યારે આ અંધકારમાં હિન્દ પોતાની આઝાદી હાંસિલ કરી રહ્યું છે.'—મને યાદ છે.

મારી તો પ્રાર્થના છે કે જ્યાં સુધી મારામાં ચેતન જેવી વસ્તુ હોય ત્યાં સુધી એ વાક્ય મને યાદ રહે!

અને ફરી પાછી શિયાળાની વહી જતી ચાંદની રાત જેવી શાંતિ ફૂટપાથ પર પથરાઈ રહી.

સંપાદક: યંગ-ક્લબ

એક વખત આચાર્ય કૃપાલાની કોલેજના વિદ્યાર્થીઓ સમક્ષ ભાષણ કરવા ગયા હતા. ભાષણને અંતે પ્રશ્નોત્તરી હતી, જેમાં એક વિદ્યાર્થીએ પૂછ્યું 'આચાર્યજી! આપની ઉંમર કેટલી?'

'મારી ઉંમર ને?' કૃપાલાનીજીએ સહજ વિચાર કરીને જવાબ આપ્યો—

'જ્યારે હું તમારા જેવડા યુવાનોની પાસે ભાષણ કરતો હોઉં છું ત્યારે મને મારી ઉંમર એક સાઠ-સિત્તેર વર્ષના વૃદ્ધ પુરુષ જેવડી લાગે છે. જ્યારે પંડિત નહેરુ સાથે વાત કરતો હોઉં છું ત્યારે મારી ઉંમર મને એક ચાલીસ-પચ્ચાસ વર્ષના અનુભવી અને વફાદાર સેના-નાયક જેવડી લાગે છે. સરદાર પટેલ સાથે વાત કરતો હોઉં છું ત્યારે ઉંમરનો બાધ મને નડતો નથી. ગાંધીજી સાથે વાત કરતો હોઉં છું ત્યારે સાત-આઠ વર્ષના બાળક જેવડી લાગે છે.' અને છેવટે તેમણે હસીને ઉમેર્યું: 'જ્યારે શ્રીમતી સુચેતા સાથે વાત કરતો હોઉં છું ત્યારે હું પચ્ચીસ વર્ષનો યુવાન હોઉં તેમ લાગે છે.'

* * *

મા દીકરાને શિખામણ આપે છે: 'પાડોશીઓને મદદ કરવા માટે જ પ્રભુએ આપણને દુનિયામાં મોકલ્યાં છે.'

નાનો છોકરો માની સામે તાકતો પૂછે છે: 'અને પાડોશીઓને શું કામ મોકલ્યાં છે?'

* * *

પક્ષીવિશારદ—તમે જાણો છો, બગલો પાણીમાં એક પગ પર શા માટે ઊભો રહે છે?

કંટાળેલો શ્રોતા—તે પગ પણ જો તે લઈ લે તો પાણીમાં ઢળી જ પડે ને, માટે.

— બા. વ્યા.

# એક દૃષ્ટિ...

—પરાગ

રૂપાળું મોઢું જોયું એટલે પછી બીજે જગ્યા શોધવાની જરૂર ન હતી. અંદરનાં મુસાફરોએ શેરબકોર મચાવી મૂક્યો: 'જગ્યા નથી, જગ્યા નથી.' પરંતુ ક્યા ડબ્બામાં ચડવું અને ક્યા ડબ્બામાં ન ચડવું એ મુસાફરની મુન્સફીની વાત છે. એમાં અભિપ્રાય આપવાનો કે આડચ ઊભી કરવાનો કોઈને કશો જ અધિકાર નથી. જગ્યા નહિ હોય તો ઊભા રહીશું. ઊભા રહેવાની કોઈ ના થોડી જ પાડી શકશે?—નહિ. મુસાફર તરીકેના મારા હકમાં કોઈ જ વાંધો લઈ શકતું નથી. ચડી જ બેઠો અને ગાડી ઊપડી.

જરા ઠીક ઊભા રહેવાની જગ્યા કરી લીધી અને નજર રૂપાળા મોઢા ઉપર માંડી. કાળાં ચશ્માં હતાં એટલે નજરની દિશા કોઈ પારખી શકે તેમ ન હતું અને છતાં પણ કોઈ જાણી જાય તો તેથી ડરવાનું પણ શું હતું? આંખો મારી છે. એ વડે શું જોવું અને શું ન જોવું એ મારી પોતાની બાબત છે. એમાં કોઈને વાંધો લેવા કાંઈ જ કારણ નથી.

અને એમ હું નજર અને નજરબંધીના ખેલ કરતો ઊભો હતો, ત્યાં સ્ટેશન આવી પહોંચ્યું. બધા જ મુસાફરો ઊતરી ગયા. એક રૂપાળું મોઢું બેસી રહ્યું. મારે ઊતરવાનું તો હતું જ, પરંતુ એકલું રૂપાળું મોઢું બેસી રહે અને હું ઊતરી જાઉં એ સભ્યતાની ખાતર પણ બરાબર ન હતું. મને લાગ્યું કે લોકોમાં સ્ત્રીસદ્ભાવની ભાવના જ ઓછી હોય છે. અંગરક્ષક તો બની શકું તેમ હતું નહિ, પરંતુ એ રૂપાળા મોઢા સાથેની ગાડીની મુસાફરી જ્યાં સુધી લંબાય ત્યાં સુધી તો મારે એના વળાવિયા બનવું જ જોઈશે. બરાબર એની સામે આસન જમાવ્યું. ગાડી વળી ઊપડી.

પરંતુ લોકોની આડચ વચ્ચેથી એ સુંદર મુખનાં દર્શન કરવાનો જે સુયોગ હતો તે હવે સરી ગયો અને કોયડો જટિલ બની ગયો. પરંતુ જોવું એટલે જોવું જ. એમાં પછી શરમની કે સભ્યતાની કે એવી બીજી-ત્રીજી વાતો હોવી જોઈએ નહિ. અને છતાં પણ દંભ અને દુનિયાદારી 'લોકોને બીજી જાતનું જ્ઞાન આપતાં 'હોય છે. એ જ્ઞાન એવા પ્રકારનું હોય છે કે જોવું અને જોતા નથી એવો દંભ કરવો. એવે ટાણે સ્વાધિકાર હકોની દલીલ પાંગળી બની જાય છે અથવા તો એ સ્વીકારવા કોઈ તૈયાર હોતું નથી. એટલે તો લોકો છિદ્રો શોધતા હોય છે અને આડચો ઊભી કરે છે.

મેં પણ એવો નુસખો શોધી કાઢ્યો. છાપાને મદદમાં લીધું. એની આડચે વારે વારે એકાદ બે આંખ મારી લેવાશે, એવી આશા-થીરતો.

પણ પોલ કાંઈ છાની રહી હોય એમ લાગતું નથી. થોડી વારે સામેથી અવાજ આવ્યો: 'કાળાં ચશ્માંમાંથી વાંચી શકો છો ખરા!'

ચમકી પડ્યો. આ વળી નવો અનુભવ હતો. આમ અજાણ્યા પુરુષ સાથે અજાણી સ્ત્રી એકાએક વાતો કરતી નથી અને તો ય અહીં એ પ્રકાર શરૂ થયો છે. જવાબ આપવાની ઇચ્છા હતી જ નહિ. છતાં ય જવાબ આપવો પડ્યો, સભ્યતાની ખાતરસ્તો: 'વંચાય છે, થોડુંઝાઝું.'

'તો પછી ચશ્માં ઉતારી નાખતા કેમ નથી? આંખે કાંઈ હરકત છે?'

'ના આંખે ખાસ હરકત નથી.'

'પણ કાળાં ચશ્માં સગવડતાવાળાં છે. ધારી વસ્તુને લક્ષ્ય કરી શકાય અને સામી વ્યક્તિને ખબર પણ ન પડે.'

'મારો ઉદ્દેશ એવો ન હતો...' હું કહેવા જતો હતો.

'અને એવો ઉદ્દેશ હોય તોપણ વાંધા જેવું શું છે! આંખ છે તે જુએ. જે જોવા જેવું હોય તે જુએ. સભ્યતા અને સમાજ આડી આડચ ઊભી કરે. એમાં તમે નવું કશું જ કરતા નથી. પરંતુ મારાથી શરમાવાની કશી જ જરૂર નથી. ચશ્માં ઉતારી નાખો. છાપું એક તરફ મૂકી દો. સામું જોવાની તમને છૂટ છે. એથી મર્યાદાનો ભંગ નહિ થાય.' તે હસી.

'પણ...પણ...મારા મનમાં એવું કશું જ નથી.'

'અને હોય તોપણ શું હરકત છે? હું રૂપાળી છું તે લોકો મને જુએ તો. આંખ આંખનો ધર્મ નહિ બજાવે તો રૂપની બીજી ઉપયોગિતા પણ શું છે?' તે ફરીથી હસી.

મેં ચશ્માં ઉતાર્યાં નહિ કે છાપું પણ દૂર કર્યું નહિ. ફક્ત આંખોને ખૂબ જ કાબૂમાં રાખી અને ભૂલેચૂકે પણ સામી પાટલી તરફ ન જોવું એમ મનમાં ગાંઠ વાળી. ત્યાં કોઈ બેઠું જ નથી. એ પાટલી તો તદ્દન ખાલી જ છે.

પણ યુવતીને વાતો કરવી હતી. તેણે ફરીથી પૂછ્યું: 'આપ શું કરો છો?'

શું કરું છું હું!–કૉલેજમાં અભ્યાસ કરું છું? કોઈ મોટી પેઢીનો મેનેજર છું? રાજકીય પ્રવૃત્તિમાં ભાગ લઈ રહ્યો છું? મોટો લેખક છું?–શું કરું છું હું! મન તરંગે ચડ્યું હતું. દુનિયાને આંજી નાખે એવું મારું વ્યક્તિત્વ રજૂ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે ત્યારે કાંઈ જ પ્રવૃત્તિ હાથ ચડતી નથી. મેં કહી નાખ્યું: 'બેકાર છું. અહીંતહીં રખડું છું.'

'બહુ સરસ. બહુ સરસ. બેકારીનો ધંધો ઘણો મોટો છે. નહિ કામ કરવાની માથાકૂટ, નહિ કશી જવાબદારી, નહિ પગાર ગણવાની કડાકૂટ કે નહિ એને વાપરવાની ચિંતા. ઘણો સરસ ધંધો. અને રખડવાનું તો મને પણ ખૂબ જ ગમે છે. જ્યાં ત્યાં આંખ મારવાનું મળે, નવા નવા તરંગો અને નવી નવી કલ્પના. નવાં નવાં દૃશ્યો અને નવી નવી દુનિયા. રખડવાનું કોને ન ગમે? પણ અમારું તે કાંઈ નસીબ છે? સવાર થાય છે ને નિશાળે ધોળા મૂકે છે...'

'કૉલેજમાં અભ્યાસ કરતાં હશો?' મારાથી પુછાઈ ગયું.

'કૉલેજ સિવાય બીજે ક્યાં ભણવાનું હોય? જ્યાં જુઓ ત્યાં કૉલેજ, કૉલેજ ને કૉલેજ. અને કૉલેજ પણ એક બહુરૂપી સંસ્થા છે. એમાં છોકરા–છોકરીઓ એકલું ભણતાં જ નથી, ગણતાં પણ શીખે છે.'

'એ વળી નવું જ્ઞાન.'

'એ નવું જ્ઞાન નથી, પરંતુ જવા દો એ વાત. હું તમારી વાત પૂછતી હતી ને મારી વાત કહેવા લાગી ગઈ.'

'તો એમાં મને પણ જાણવાનું ગમશે ને!' હું હવે ધીમે ધીમે ક્ષોભ છોડી રહ્યો હતો. શરૂ શરૂમાં એમ થતું હતું કે બરાબરનો આવી ભરાયો છું. પણ હવે તો લાગે છે કે રંગ લાગી ગઈ છે અને...'

'મારી વાત જાણવી હશે તો તમે પછીથી જાણી શકશો. અત્યારે તો તમે અનાયાસે મળી ગયા છો તે તમારી જ વાત જાણી લઉં.'

'મારી વાત જાણીને શું કરશો!'

'કેટલા નીરસ છો! એક સુંદર યુવતી સાથે આ રીતે પરિચય કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે, ત્યારે તમે એનાથી દૂર ભાગી રહ્યા છો. આવી એકાદ ધન્ય પળ માટે કંઈક જુવાનકા ફૂલફટાકડા થઈને ફરતા હોય છે, પોતે જે નથી એ દેખાડવાનો ડોળ કરતા હોય છે, અને આકાશ–પાતાળ એક કરતા હોય છે. પતંગિયાં દીપક ઉપર અંજાયાં થઈને પડે છે ને તોય દીપક એને દઝાડે છે. જ્યારે તમને તો અનાયાસ સમજણની સિદ્ધિ સાંપડી ગઈ છે.' તે બોલી.

ને ખરેખર સમણાની સિદ્ધિ જ મને સાંપડી રહી હતી. રૂપાળું મોઢું ભાળ્યું કે બસ વાંસે લાગ્યો જ છું. એમાં બહુ બહુ તો એકાદ બે ક્ષણ આંખ ઠારવાનું જ મળતું હશે, તોય આંખો ખેંચી ખેંચીને દમ નીકળી ગયો છે. અને આજે હું ઉદ્ધાર થયો.' 'ઠીક તો ફરમાવો. બનશે એટલા જવાબ દઈશ.'

એનું નામ 'મનોરમા' એ હું તમને કહી રાખું. મનોરમાને મારા જીવનની ત્રણ વાતો જાણવી હતી. એક તો મારા કુટુંબી જનોની વંશાવલિ અને ઈતિહાસ. બીજું મારી નાણાકીય પરિસ્થિતિ અને ત્રીજું હું પરણેલો છું કે કુંવારો છું.

પહેલી બાબતમાં મેં જ્યારે જણાવ્યું કે મારા પિતા દીંગ-મરચાની ફેરી કરતા અને તેમની સ્વર્ગમાંની પ્રવૃત્તિના કશા સમાચાર આજ સુધી સાંપડ્યા નથી. કુટુંબની વંશાવલિમાં ચારેક પેઢીનાં નામ કહી શકું ખરો, પરંતુ એ કોઈનો કશો ઈતિહાસ હજુ નોંધાયો જાણમાં નથી. મને હતું કે મારી આટલી વાતથી જ બીજી વાતોનો અંત આવશે અને હું વધુ ઊંડી તપાસમાંથી બચી જઈશ. પરંતુ પરિણામ ધાર્યા કરતાં ઊલટું જ આવ્યું.

મારા પિતાનો ધંધો જાણીને તો એ ઊછળી પડી. 'બહુ જ સરસ ધંધો. નહિ દુકાનનું ભાડું ભરવાનું, નહિ માણસ રાખવાનો, નહિ ઝાઝી મૂડી રોકવાની, અને ઘરાકોને પણ સગવડતા કેટલી! ઘેર બેઠાં ચીજ-વસ્તુઓ મળી જાય, ખરેખર ફેરિયાનો ધંધો તો ઘણો જ ઉત્તમ છે.'

પૈસાની બાબતમાં જેમ મને લક્ષ્મીદેવી પ્રત્યે સખત તિરસ્કાર હતો, તેમ તેને પણ ધન અને ધનિકો પ્રત્યે ખૂબ જ ઘૃણા હતી. તેના મત પ્રમાણે પૈસાદારોને પંચાતનો પાર હોતો નથી. પૈસા સાચવી રાખવા, તેમાં કેમ વધારો થાય એ માટે રાતદિવસ જહેમત કર્યા કરવી અને સહુથી મોટી વાત તો પોતા પાસે પૈસા છે એવું જાહેરમાં પ્રદર્શન કર્યા કરવું. જો કે આ મત સાથે હું સંમત થઈ શકતો નથી. પૈસા સંબંધે મારા વિચારો ઘણા જુદા છે પરંતુ એ તો સહુ સહુના મંતવ્યની વાત છે.

વાત લગ્નજીવન ઉપર આવી. મને સવાલ થયો. મેં જવાબ આપ્યો: 'એક તો હું અને વળી પરણેલો?'

એણે કહ્યું: 'મને ખાતરી જ હતી કે નથી પરણેલા. જરા પૂછાઈ ગયું. પણ હવે જ્યારે લગ્નની વાત નીકળી છે ત્યારે એક વાત પૂછી લઉં. લગ્નજીવન સંબંધે તમારા શા વિચારો છે?'

મેં કહ્યું: 'ઘણા જ અચોક્કસ.'

'એટલે?'

'પરણવું અને ન પરણવું.'

'એ વિચાર મને ખૂબ ગમ્યો. હું પણ એને સગવડિયો ધર્મ માનું છું.' તે થોડી વાર શાંત રહી.

મેં પણ આંખની દિશા બદલાવી. કારણ કે હવે આંખને એ આકૃતિમાં રસ રહ્યો ન હતો. અતિપરિચયે અવજ્ઞા જેવું ન હતું, પણ લગભગ એવું તો ખરું જ.'

મનોરમાને ઊતરવાનું સ્ટેશન નજીક આવતું હોય તેમ જણાયું. તેણે તૈયારી કરી. મારી સામું જોયું અને કહ્યું: 'તમારી વાતથી મને ઘણો સંતોષ થયો છે. તમે એમ ન ધારતા કે મેં તમારી વાત સાચી માની લીધી છે! એથી ઊલટું તમે ઘણા સુશિક્ષિત છો, સંસ્કારી છો, ધનવાન છો એવી એવી છાપ મારા દિલ ઉપર પડી છે. અને અવિનય ન થતો હોય તો હું એટલું કહી શકું કે તમારી કદાચ લગ્ન કરવાની ઈચ્છા કોઈ વખત થાય તો બીજી અનેક યુવતીઓ જે તમારા સહવાસમાં આવી હોય તે સાથે મારી પણ તુલના કરજો.'

તેણે એક કાગળ ઉપર પોતાનું સરનામું

લણી આપ્યું' અને સ્ટેશન આવતાં અમે છૂટાં પડ્યાં.

મારા પરિચયની અનેક યુવતીઓ! છૂટો પડ્યો કે તરત જ આ વાત ઉપર હું ખૂબ જ હસી પડ્યો. પરિચય ગણાવવા બેસું તો પાર આવે તેમ નથી, પરંતુ એ બધી ઓળખાણો એક તરફી જ છે. અને અત્યાર સુધીમાં મારી સામે કોઈ યુવતીએ જોવાની દરકાર કરી હોય તો તે આ પહેલવહેલી યુવતી હતી. જેણે મારી સાથે પરિચય સાધ્યો હતો એટલું જ નહિ પણ મારી સાથે લગ્ન કરવા તૈયારી બતાવી હતી.

અને હું મૂરત જોવા બેસું એટલો મૂરખ ન હતો. પહેલે રવિવારે જ ચાર વાગે મનોરમાને મકાને પહોંચી ગયો અહોહો! શું ભાવભર્યું સ્વાગત મળ્યું છે! પરંતુ સ્વાગત કરનારી તો 'હમણાં આવું છું' કહીને સરકી ગઈ અને હું ઉગમણો બેસું કે આથમણો એની ગડમથલ કરતો ઓડાની જેમ ઊભો રહ્યો

થોડી વારે અંદરના ઓરડામાંથી કોકનો પગરવ સંભળાયો. સાથે સાથે મનોરમાનો અવાજ પણ આવ્યો: 'તમે આવો તો ખરા.'

અને મનોરમા એક યુવકને બાવડું ઝાલીને બહાર ઓસરીમાં જ્યાં હું ઓડાની જેમ ઊભો હતો ત્યાં ખેંચી લાવી.

'જુઓ સાંભળો! તમે રોજ રોજ મને કહો છો કે તને કોણ પરણવાનું હતું! કોણ પરણવાનું હતું! તમારા મનમાં એમ હશે કે તમે ન મળ્યા હોત તો હું કુંવારી રહી જાત ખરું ને? પણ મારા મહેરબાન! તમે ભૂલો છો. જુઓ આ મિસ્ટર મને પરણવા માટે જ આવી પહોંચ્યા છે.' અને તે ખડખડાટ હસી પડી.

પેલો યુવક જે હવે તો મનોરમાનો પતિ જ હતો તે ક્ષણભર મારા સામું જોઈ રહ્યો. એની આંખમાં ઠપકો હતો. પરંતુ એ રોષ મારા ઉપર ઠલવાશે કે કોઈ બીજાના ઉપર એ નક્કી ન હતું. આખરે એણે કહ્યું: 'કેવી ચિઢાવવી છે? નાહકનો આ મિયાંકને હેરાન કર્યો.'

'હેરાન કાંઈ યે નથી કર્યો આ તો પાના ની જ છુ. અને તે ફરીથી હસી પડી.

અને રૂપાળા મોઢા સામે તાકી તાકીને જોવા માટેનાં મારી પાસે કાળાં ચશ્માં પણ એ ટાણે ન હતાં. નહિતર આંખની શરમ છુપાવવા તો એ કામ આવત!

/

'રસિક! તું આટલી હદે આ ચીરુટની લતે પહોંચ્યો જ એમ હું કલ્પી જ ન શકું. ખેર, દિવસની કેટલી થાય?' ઘણા લાંબા કાળ પછી મળેલા મોહનલાલે મુરબ્બીપણે પૂછ્યું.

'બસ આઠ-દસ.' રસિકલાલે સાવ નિસ્પૃહ ભાવે જવાબ આપ્યો.

'એની કિંમત શું ગણાય?' મોહનલાલે જાણે ખર્ચનો અંદાજ કાઢવા પૂછ્યું..

'આમ તો એકના આઠ આના હતી પણ લડાઈ દરમિયાન દોઢ રૂપિયે માંડ મળતી. આજકાલ રૂપિયો પડે છે' રસિકલાલે લાપરવાહીથી કહી નાખ્યું.

'અરે શું રસિક, તું આવો ઉડાઉ બની ગયો છે? ખરેખર એની આજ સુધીની કિંમતમાં તો આ સામેનો માળો તારો હોય!'

'પણ મોહનભાઈ, માનીશ? એવી બીડીઓ ફૂંકનારાઓ જ એવા માળા બનાવે છે.' રસિકલાલે મૂછમાં હસતાં કહ્યું.

'હે શાબ હવે.'

'શાબ શું. જેને તું શિખામણ આપે છે એ જ બીડીઓની રાખ કરનાર રસિકનો જ એ માળો છે ચાલ હવે ઉપર આપણી ઓફિસમાં બેસી ચા-પાણી પીએ.'

# સાગરની ગોદમાં

ચંદુલાલ વ. ભટ્ટ

[મધદરિયે તોફાનમાં એક વહાણ ભાંગે છે. પિતા, માતા અને ચાર પુત્રોના એક કુટુંબને વહાણમાં જ રાખી સમસ્ત મુસાફરો હોડીઓમાં નાસી છૂટે છે. નીચે જળ અને ઉપર આભ એવી નિરાધારતામાં જીવનમરણ વચ્ચે ઝોલાં ખાતા કુટુંબમાં, તોફાન શમતાં જીવનની આશા જાગે છે. હાથ લાગ્યાં તેવાં સાધનોથી તરાપો તૈયાર કરી ભાંગેલા વહાણમાંથી લઈ શકાય તેટલી સામગ્રી અને કૂતરાં, મરઘાં, ગાય, ગધેડો, ઘેટાં, બકરાં જેવા જીવો સાથે એ કુટુંબ એક નિર્જન બેટમાં આવી પહોંચે છે. પોતે ઊભા કરેલા એક તબૂમાં થોડાક દિવસ વસવાટ કર્યા પછી મોટા વડલા જેવું એક ઘણું ઘટાટોપ ઝાડ મળી જતાં તેના પર માળ બાંધી વસવાનું નક્કી થાય છે. રસ્તામાં આવતી નદી પર પાટિયાંનો એક પુલ જહેમતપૂર્વક તૈયાર કરી, જરૂરી સામગ્રી ને પ્રાણીઓ સાથે આખું કુટુંબ પેલા ઝાડ પાસે આવી પહોંચે છે. ઝાડની ઊંચી ઊંચી ડાળીઓ સાથે દોરડાની એક લાંબી નીસરણી બાંધી મોટાં મોટાં બીમ અને પાટિયાં વડે ઝાડ પર 'હવાઈ મહેલ' ખડો કરી સુખેદુઃખે નિતનવી ઘટનાઓમાં દિવસો વિતાવે છે. એક દિવસ વળી ફિલીપ અને તેના પિતા ખડકમાં ભરાઈ રહેલા પેલા તરેલા વહાણ પર જઈ, લઈ શકાય તેટલી સામગ્રી લઈ હોડી અને તરાપો છોડી મૂકે છે.]

હવા અનુકૂળ હતી. સઢ ચડાવ્યા હતા એટલે હવાની મદદથી અમારી સફરને વેગ મળ્યો. દરિયો શાંત હતો. લગભગ કાંઠે પહોંચવાની તૈયારીમાં હતા ત્યાં ફિલીપે જરા દૂર કંઈક મોટું ને વિચિત્ર શરીર પાણીમાં તરતું જોયું. દૂરબીનની મદદથી મેં જોયું તો એ એક મોટો દરિયાઈ કાચબો હતો. પાણીની સપાટી ઉપર તરતાં તરતાં એ ઊંઘતો હતો. અમે પાસે આવતા હતા એનું ય એને ભાન ન હતું.

ફિલીપે હોડીને જરા એ તરફ વાળવા મને જણાવ્યું. મેં હોડી વાળી લીધી. એનો વિચાર એને જોવા ઉપરાંત બીજું કંઈ કરવાનો હશે એ મારા ખ્યાલમાં નહિ. ફિલીપે તો લાગ જોઈને પેલું વ્હેલ માછલીના શિકાર કરવાનું ભાલા જેવું તીર કાચબા પર ફેંક્યું. એ એના શરીરમાં ખૂંચી ગયું. ખૂંચવાની સાથે એ ભાગ્યો. અમારી હોડીને પણ જબરો આંચકો લાગ્યો. મેં બૂમ પાડી: 'ફિલીપ, ફિલીપ, શું થયું! જરા સંભાળ.'

'જરા ય ફિકર કરશો મા, બાપુ. હું બરાબર સંભાળીશ.' ફિલીપે ટાઢે પેટે જવાબ આપ્યો.

હવે કાચબાના શરીરમાં ખૂંચી ગયેલા એ તીક્ષ્ણ ભાલા સાથેનું દોરડું અમારા સઢના થાંભલા સાથે બાંધેલું હતું. કાચબો સમુદ્ર તરફ ધસ્યો એટલે અમારી હોડી એની પાછળ ઘસડાઈ. હોડીની ગતિ એકદમ વધી ગઈ. મારે માટે એ સંભાળવી મુશ્કેલ બની ગઈ. છતાં એમાંથી કંઈક રસ્તો કાઢવા મેં એક યુક્તિ કરી. હવા કાંઠા તરફની હતી. મેં તરત સઢ ચડાવી દીધા. હવા સઢમાં ભરાઈ એટલે કાચબાભાઈને દરિયા તરફ આ બધું ઘસડીને ચાલવું આકરું પડ્યું. એણે કાંઠે કાંઠે ચાલવાનું શરૂ કર્યું. અમારી હોડી મૂળ જગ્યાએ, જ્યાં અમે ઊતરેલા તેને બદલે અમારા 'હવાઈ મહેલ' તરફના ખુલ્લા દરિયાકાંઠા તરફ ઊપડી.

થોડો સમય આ જ રીતે અમે ચાલ્યા હોઈશું ત્યાં એક અવાજ સાથે અંદરના હોળાર-વાળા કાંઠા સાથે હોડી અફળાઈ. સારે નસીબે હોડી ઊંધી વળતાં બચી ગઈ. મેં છીછરા પાણીમાં ભૂસકો માર્યો. ભૂસકો મારીને દોરડાની મદદથી અભાગ રાક્ષસ ડ્રાઈવર તરફ ગયો. પેલું ભાલું હજુ ય એના શરીરમાં ખૂંચેલું હતું. એ કાઢવા એ અથાક મહેનત કરતો હતો. મેં એને મારી કુહાડીથી પૂરો

કર્યો. ફિલીપના હર્ષનો પાર ન રહ્યો. જેલમાં આવી જઈને એણે આનંદ પ્રદર્શિત કરવા ખાતર હવામાં બંદૂકનો બાર કર્યો. અમારો હવાઈ મહેલ સાવ પાસે જ હતો એટલે બધાએ આ બંદૂકનો બાર સાંભળ્યો. સાંભળીને બાવરાં બની સૌ ત્યાં દોડી આવ્યાં. ફિલીપે જાણે કે કોઈ જબરજસ્ત પરાક્રમ કર્યું હોય એમ એ કાચબાને પકડીને કાંઠે આણ્યો. સૌ ટોળે મળીને એને જોવા ઊભાં રહ્યાં. દરમિયાનમાં ભરતી એની ટોચે આવી ગઈ હતી. અને ઓટની શરૂઆત થતી હતી.

થોડી વારમાં તો હોડી જમીન ઉપર રહી ને પાણી ખસી ગયું. ઓટનો લાભ લઈને ફરી પાછી ભરતી આવે ત્યારે હોડી એમાં તણાઈ ન જાય એટલા ખાતર બે મોટા ડંડા દૂર જમીનમાં ખોડ્યા અને એની સાથે હોડી તથા તરાપાનાં દોરડાં બાંધી દીધાં.

દરમિયાનમાં મારી પત્નીએ પેલી ગાડી મંગાવી લીધી. એમાં બધો સામાન ભરવાની શરૂઆત કરી. સૌથી પહેલાં તો એમાં પેલો કાચબો મૂક્યો. બધાં જ એકઠાં મળ્યાં ત્યારે તો માંડ એ ઊંચકાયો! ગાડી જોડી. બે જનાવર એને ખેંચતાં હતાં છતાં ય અમારે સૌએ એને ધક્કા મારી મારીને મદદ કરવી પડતી હતી. કાચબા ઉપર બીજો જેટલો ગોઠવાય તેટલો સામાન પણ ગોઠવ્યો હતો.

અમારે મુકામ પહોંચીને કાચબો તથા બધો સામાન ઉતારી લીધો. કાચબાને લાવીને ઉતાર્યો તો ખરો પરંતુ એના ઉપરની ઢાલનું શું કરવું એની અંદરોઅંદર ચર્ચા થવા લાગી. કોઈએ કહ્યું કે એનું પાણી ભરવાનું કૂંડું બનાવીએ ને કોઈએ કહ્યું કે એમાંથી જુદી જુદી જાતની વસ્તુઓ બનાવવા ખાતર રાખીએ. જવાબમાં મેં દરિયાઈ કાચબા ને જમીનના કાચબાની વાતો કહી. બંનેની ઉપરની ઢાલ દેખાવમાં તો મળતી આવે છે પરંતુ જમીન ઉપરના કાચબાની ઢાલ જ એ માટે વધુ ઉપયોગી ગણાય છે. એને પહેલાં ઉપરથી જુદી કરવામાં આવે છે, ત્યાર પછી એને અગ્નિમાં તપાવવામાં આવે છે પછી જ એ વધુ ચકચકિત બની શકે. દરિયાના કાચબાની ઢાલ આવી ક્રિયા સહન કરી શકતી નથી.

આટલી ચર્ચા પૂરી કરી, વળી પાછા અમે અમારી ગાડી લઈને સામાન લેવા ઊપડ્યા. બીજી સફરેથી પાછા આવ્યા ત્યાં મારી પત્નીએ મને એક ખુશ ખબર આપ્યા. એને દરિયાકાંઠેથી એક કેનેરી નામના દારૂનું પીપ તરતું તરતું મળી આવેલું. એ દારૂ તાજો ને ઠંડો હોય ત્યારે પીનારને બહુ તાજગી આપે છે.

મેં દારૂના એ પીપમાં ઉપરના ઢાંકણની જગ્યાએ કાણું પાડી અંદર એક બરૂની સળી મૂકી અને શ્વાસ ખેંચી અંદરનો દારૂ ચાખ્યો. ખરે જ એનો સ્વાદ અતિ મધુર હતો.

ખાણું તૈયાર હતું. કાચબાના માંસમાંથી પણ આજે ભોજન મળવાનું હતું. ખાઈપીને તથા કેનેરીના સ્વાદથી તાજામાજા થઈ, રાત પડી એટલે હવાઈ મહેલમાંની પથારીઓમાં જઈને સૌ જંપી ગયાં.

## [ ૧૪ ] નવી તાલીમ

હજુ ય અમારી હોડી અને તરાપામાં માલ ભરેલો રહી ગયો હતો. સવારે સૌ પ્રથમ હું ઊઠ્યો અને બીજાઓને ખલેલ પહોંચાડ્યા સિવાય ઝાડ ઉપરથી નીચે ઊતર્યો.

ઉપર સૌ શાંત હતાં. છતાં નીચે તો પશુપખીઓની પ્રવૃત્તિ શરૂ થઈ જ ગઈ હતી. કૂતરાની જોડી નાચતી-કૂદતી મારી આસપાસ પૂંછડીઓ પટપટાવતી વહાલ કરવા લાગી. જાણે કે મારી સાથે આવવાની પરવાનગી માગી રહી હતી. કૂકડાકૂકડીઓ પાંખો ફફડાવતાં કૂકડેકૂક કરીને કૂજતાં હતાં. બકરી કૂણા ઘાસમાં બેઠી બેઠી વાગોળતી હતી. ને અપેકાભાઈ નિગને જમીન પર આરામથી પડ્યા હતા મારી સાથે ફરજ પર આવવાની જાણે ભાઈને જરા ય ઇચ્છા નહોતી. એ સ્થિતિમાંથી

એને ઊભો કરીને, ગાડીએ જોડવા માટે સામાન પલાણ્યો. ગાય તો હજુ દાંતની બાકી હતી એટલે એને અત્યારે કામમાં ન લીધી. કૂતરાંઓને ઇશારો કર્યો એટલે એ આગળ થયાં. થોડી વારમાં તો અમે દરિયાકાંઠે આવી પહોંચ્યા. રાતમાં ભરતી આવી ગયેલી, અને છતાં સામાન ભરેલો અમારો તરાપો ને હોડી સલામત રહ્યાં હતાં. અમારું વફાદાર જનાવર ખેંચી શકે તેટલો ભાર ભરીને હું પાછો ફર્યો ત્યાં નાસ્તાની તૈયારી થઇ ચૂકી હતી. બપોર પહેલાં હજુ બાકી રહેલો સામાન હોડીમાંથી લાવવો હતો એટલે નાસ્તો પતાવી, વળી પાછા ત્યાં પહોંચ્યા. બપોરની ભરતીનો લાભ લઇને તરાપો ને હોડી અમારે ત્યાંથી ઉપાડવાં હતાં.

ધાર્યે સમયે અમારું કામ પતી ગયું. ભરતી ચડી અને અમારી હોડીને અમે મુક્તિ ખાડી તરફ હંકારી મૂકી. હવા ખુશનુમા હતી. દરિયો શાંત પણ હતો. મને લાલચ થઇ આવી કે ફરી તૂટેલા વહાણ ઉપર ચક્કર મારી આવીએ! શરૂમાં સામો પવન હતો એટલે જરા કઠિન જણાયું, પરંતુ પેલી દરિયામાં મળતી નદીના પ્રવાહમાં આવતાં, ઝપાટાબંધ ત્યાં પહોંચી ગયા. સમય ઓછો હતો એટલે અહીં આવ્યા ત્યારે જે કંઇ લઇ જવાય તે લઇ જવું એમ ધારી, જેક અને ફ્રિલીપ ઉપયોગી વસ્તુઓ શોધવા લાગ્યા. એ બધી વસ્તુઓમાં બે ખૂબ જ ઉપયોગી વસ્તુઓ મળી આવી. ત્રણ એક એક પૈડાની, બાબાગાડી જેવી અને બબ્બે કાંડા પાડીને અંદર સામાન ભરી લાવ લઇ-જાવ કરી શકાય તેવી ગાડીઓ હતી. એ સિવાય વહાણના મધ્ય ભાગમાં, એક અંધિયાર જગ્યામાં મૂકેલી એક લાંબી ને સરસ મજાની, સઢ ચડાવીને દરિયામાં ઉતારી શકાય એવી તૈયાર હોડી પણ જણાઇ આવી. એના ભાગો જુદા જુદા હતા, પણ એમાં કશું જ અધૂરું ન હતું.

મારા મગજમાં આનો ઉપયોગ કરવાનું નક્કી થઇ ગયું. કોઇ પણ હિસાબે ને જોખમે આ હોડીને દરિયામાં ઉતારવાની મનમાં ભાંજગડ ચાલવા લાગી. છતાં અત્યારે વખત થોડો હતો એટલે એ વાત મેં મનમાં જ રાખી. તત્કાળ તો પેલી ત્રણ ગાડીઓ, એક ત્રાંબાની કિટલી, એક સરાણનો પથરો, તવા થાય તેવા બે પહોળા લોખંડના પતરાં, તથા તમાકુનો ભૂકો કરવાનાં ઓજારો, એટલાં વાનાં લઇ લીધાં.

અમારી હોડી પાછી ઊપડી. સામે કાંઠે પહોંચવા આવ્યા ત્યાં જાણે કે એક હારમાં ઊભીને કેટલાય ઠીંગુજીઓ અમને ખૂબ જ આશ્ચર્યભરી નજરે જોતાં હોય એવું જણાયું. સફેદ જાકીટો પહેર્યાં હોય, બાજુમાં એમના હાથ જાણે કે લટકતા હોય, અને કોઇ કોઇ વાર એ હાથ અમને આવકાર આપવા માટે જાણે કે ઊંચાનીચા થતા હોય એવું ય-અમને લાગ્યું.

'આ તે શું આપણે ઠીંગુજીઓના દેશમાં આવી ચડ્યા છીએ?' હું હસીને બોલ્યો. 'અને આપણને આવકાર આપવા માટે તેઓ આવી પહોંચ્યા-લાગે છે.'

'ના ના, બાપુ,' જેક બોલ્યો. 'એ તો લીલીપુટવાળાઓ_ લાગે છે. જોકે મેં વાંચ્યું છે એની કરતાં થોડાં મોટાં જણાય છે.'

પણ વધુ નજીક આવતાં એ કોણ હતાં એ હું તુરત સમજી ગયો. 'અરે રામ, એ તો પંખીઓ છે. એમનું નામ પેંગ્વિન છે. સહેલાઇથી પકડી શકાય એવાં એ છે. એમને તરતાં ખૂબ સરસ આવડે છે પણ જમીન પર એમની કશી કારી ફાવતી નથી. તેઓ ન તો ઊડી શકે છે કે ન કોઇ ભય જેવું હોય તો ત્યાંથી જલદી નાસી જઇ શકે છે. શિકારી બહુ સહેલાઇથી એમનો શિકાર કરી શકે છે.

આટલું સાંભળ્યું ત્યાં તો જેક હુશિયાર થઇ ગયો. છીછરા પાણીમાં અમે આવ્યા ત્યાં એણે માર્યો પાણીમાં ભૂસકો. તરીને પહોંચી

ગયો કહિ. પેલા પેંગ્વિનો હજુ કંઇ વિચાર કરે ત્યાં તો એ એમની ભેગો ભળી ગયો. ચાર-છને લાકડીની ઝપટમાં લઈ લીધાં. બીજાં જે જરા દૂર હતાં તે કંઈ સમજ્યા વગર જ પાણીમાં ઊતરી તરતાં તરતાં ને ડૂબકીઓ મારતાં અમારાથી દૂર નીકળી ગયાં.

દ્વિલીપ ખૂબ ખિજાયો. ભાઈને પોતાને બંદૂકથી એનો શિકાર કરવો હતો, એટલે ક્યાંથી કેમ નિશાન તાકવું એનો એ વિચાર કરતો હતો. દરમિયાનમાં જેક તો પોતાની રીતે જ પતાવી દીધું અને એની બાજી ઊંધી વાળી દીધી.

કાંઠે ઊતરીને લાકડીના ઝપાટામાં આવેલા પેંગ્વિનને તપાસ્યાં તો એ મરી ગયાં હતાં. બીજાંને તમ્મર આવી ગયાં હતાં. હળવે હળવે એમને કળ વળી એટલે ભાગવા મહેનત કરવા લાગ્યાં, પણ અમે એમના પગ બાંધી દીધા. બીજો સામાન ઉતારીએ ત્યાં સુધી એમને મૂકી રાખ્યાં.

સાંજ પડવા આવી હતી એટલે પેલી એક એક પૈડાની ગાડીમાં પેંગ્વિન સહિત આણેલા સામાનમાંથી જેટલો ભરાય તેટલો સામાન ભર્યો અને ત્રણે ય ગાડીઓ ઝપાટાબંધ હાંકતા અમે અમારે હવાઈ મેલે પહોંચ્યા.

ગાડીઓ આવતી જોઈને શરૂમાં અમારાં કૂતરાં માંડ્યાં ભસવા. નજીક આવતાં તેઓએ અમને ઓળખી કાઢ્યા. છોકરાઓની મા આ ગાડીઓને અને સામાન જોઈને રાજી થઈ. મેં પસંદ કરેલી દરેક ચીજનો શો ઉપયોગ થશે તે વિષે એને શંકા થઈ, પણ મારા મગજમાં એની સ્પષ્ટતા હતી જ. લોખંડના તવાનો ઉપયોગ તો બ્રેડ ને રોટલા શેકવામાં કરવાનો હતો. તમાકુનો ભૂકો કરવાના સાધનની મદદથી કાસાવાનાં મૂળ જે અમને મોટા પ્રમાણમાં મળી આવ્યાં હતાં તેને પીસીને એમાંથી બ્રેડ ને રોટલા બનાવવાના હતા.

અમે આણેલો બધો સરંજામ ઠેકાણે પાડ્યો અને પછી અર્નેસ્ટની માએ એના બે છોકરાઓની મદદથી એકઠા કરેલા બટેટાનો ઢગલો દેખાડ્યો. ઉપરાંત અર્નેસ્ટથી ન રહેવાયું એટલે બોલી ઊઠ્યો: ‘ અને બાપુ, અમે તો મકાઈ (Indian corn) દૂધી, તરબુચ ને એવું બધું ય વાવ્યું છે.’

‘ અરે ગાંડા ભડભડિયા, ઘડીક તો ચુપ રહે.’ એની મા બોલી. ‘મારી આખી રમત બગાડી નાખી. એ બધું ઊગીને મોટું થાય ત્યાં સુધી મારે તારા બાપુને ખબર જ પડવા દેવી ન હતી!’

‘ તમે તો ત્યારે ભારે કરી! વારુ, પણ એ બધાનાં બી ક્યાંથી મેળવ્યાં?’ મેં પૂછ્યું.

‘ મારી જાદુઈ કોથળામાંથી જ.’ તેણે કહ્યું. ‘વહાણમાંથી નીકળતી વખતે મારી નજરે મને જે કંઈ ઉપયોગી જણાયું તે બધું જ એમાં ભર્યું હતું. અત્યારે તો જ્યાંથી અમે બટેટા કાઢ્યા, ત્યાં જ એ બધાને વાવી દીધાં છે.’

આટલી વાતચીત દરમિયાન અમે સૌ થાક્યાં હતાં એટલે ટોળે વળીને બેઠાં હતાં. એક વાત પૂરી થઈ એટલે પછી બ્રેડ ને રોટલા તૈયાર કેમ કરવા તેની યોજનાની વિચારણા શરૂ થઈ.

આગલે દિવસે અર્નેસ્ટે અમુક જાતનાં મૂળ શોધી કાઢ્યાં હતાં. મને એ *Manioc* અથવા તો Tapioca જણાયાં, એ જ જગાની આસપાસ શોધ ચલાવતાં Cessaba Roots પણ મોટા પ્રમાણમાં મળી આવ્યાં હતાં.

મેં એ બધાં મૂળનો વચ્ચે ઢગલો કરાવ્યો. બધા છોકરાઓને પેલા તમાકુના છોડનો ભૂકો કરવાના સાધન વડે આ મૂળનો ભૂકો કરવા બેસાડી દીધા. થોડી વારમાં એ ઢગલો તૈયાર થઈ ગયો. મારી પત્નીને આપેલી સૂચના મુજબ એણે સઢના કપડાના બેચાર જાડા પડવાળી મોટી કોથળીઓ તૈયાર કરી આપી. પેલો બધો ભૂકો એમાં ભર્યો. [અનુસંધાન પાન ૫૩ મે

# ઇરાની શાહજાદી

ચાંદસુત

ઘણાં વરસો પહેલાંની આ વાત છે. ભારત દેશથી દૂર દૂર-ઈરાન્ દેશમાં એક બાદશાહ હતો. એનું નામ હતું ગુશ્તસ્પ. ગુશ્તસ્પ કંઈ જેવોતેવો બાદશાહ નહોતો. કંઈ કેટલા ય નાના નાના સુલતાનો તો એને ખંડણી ભરતા હતા

ગુશ્તસ્પને એક દિવસ વિચાર આવ્યો કે આજ તો મારી હકૂમત છે એટલે લોકો મારો હુકમ માને છે અને મને યાદ કરે છે પણ એ બધું ક્યાં સુધી? હું જીવું છું ત્યાં સુધી. મારા મરણ પછી તો લોકો ધીમે ધીમે મારું નામ ભૂલી જ જવાના ને! મારે કાંઈક એવું કામ કરવું જોઈએ કે જેથી પેઢીની પેઢી મને સંભાર્યા કરે.

બાદશાહે પોતાનો આ વિચાર એના વજીરને જણાવ્યો. વજીરને ય બાદશાહની વાત ખરી લાગી.

'જહાંપનાહ! આપની યાદગીરી સંસારમાં કાયમ રાખવી હોય તો આપ એક કામ કરો.' વજીરે થોડી વાર વિચાર કરી કહ્યું

'કહો શું કામ કરું?' બાદશાહે આતુરતાથી પૂછ્યું.

'જહાંપનાહ! આપ એક મોટું સરસ મજાનું શહેર રચાવો બસ, પછી એમાં વસનારાં લોકો આપનું નામ સદા ય સંભાર્યા કરશે'

શાણા વજીરની આ સલાહ બાદશાહને ખૂબ ગમી ગઈ. એણે તરત જ વજીરને હુકમ કર્યો: 'બસ તો, વજીરજી, જાવ કરો તૈયારી. દેશદેશાવરથી તેડાવો કાબેલ કારીગરો અને મગાવો જોઈતી બધી ચીજવસ્તુઓ!'

બાદશાહનું ફરમાન છૂટે પછી એનું પાલન કરવામાં વિલંબ કેવો? વજીરે તો તુરત જ માણસોને દેશપરદેશ રવાના કરી દીધા.

જતે દિવસે દેશપરદેશથી કડિયા અને સલાટો, સુતારો અને લુહારો, રંગારા અને ચિતારા બાદશાહની ખિદમતમાં હાજર થઈ ગયા. સાથોસાથ દેશદેશાવરથી નવું શહેર બાંધવાની તમામ ચીજવસ્તુઓ પણ હાજર થઈ ગઈ.

સારા કામમાં વળી ઢીલ શી? એક શુભ દિવસે અને મંગળ ચોઘડિયે નવું શહેર બાંધવાની શરૂઆત થઈ ગઈ. રાત ને દિવસ કડિયાઓ ચણતર–કામ કરે છે, સલાટો પત્થર ઘડે છે, સુતારો બારીબારણાં બનાવે છે, લુહારો સાંકળો અને મિજાગરાં ઘડે છે, રંગારા રંગે છે ને ચિતારા ચીતરે છે, કોઈને ઘડીનો વિસામો નથી, વાત કરવાની ય નવરાશ નથી, બસ કામ, કામ ને કામ.

શહેર તો તૈયાર થઈ ગયું. જાણે સાક્ષાત અમરાપુરી. શી એની શોભા! શાં એનાં રૂપ! શી એની બાંધણી! શી એની સિકલ! શહેરના રળિયામણાં ચોક ને ચૌટાં, શોભીતાં બજારો ને શેરીઓ, રમણીય મકાનો ને દુકાનો, ભવ્ય મહેલો ને મહાલયો, સુંદર બાગ ને બગીચા– એનું એકેએક અંગ એવું રમણીય હતું કે જોનાર એક જુએ ને એક ભૂલે.

એવું નવું શહેર જોવા સવારે બાદશાહ સલામત પોતે પધારવાના હતા. સંસારમાં પોતાની યાદગીરી તાજી રાખનાર આ કલાના નમૂના જેવા શહેરની બાદશાહ મુલાકાત લેવાના હતા. એ શહેરના રચનારાઓનો આનંદ માતો નહોતો કેમકે એમની કળાની આજ કદર પણ થવાની હતી.

સવાર પડ્યું.

બાદશાહનો આનંદ પણ આજ અનેરો છે. પોતાને એક શુભ ઘડીએ આવેલા વિચારનું સુંદર ફળ જોવા એ પણ તલ પાપડ થઈ રહ્યો છે. બનીઠનીને બાદશાહ જ્યાં મહેલ બહાર નીકળવાની તૈયારી કરે છે ત્યાં સમાચાર આવ્યા: 'જહાંપનાહ! ગઈકાલે સાંજે જ બંધાઈને તૈયાર થયેલ નવું શહેર...........' કહેનારની જીભ ઊપડતી નહોતી.

'જલદી બોલો. શું વાત છે?' બાદશાહ બહાવરો બન્યો.

'આપણે શહેર ફરી વાર બાંધવું પડશે, જહાંપનાહ!' વજીરે આગળ આવી, માથું ઝુકાવી જાહેર કર્યું.

'મતલબ?' બાદશાહનો રોષ ભભૂકી ઊઠ્યો.

'બેઅદબી માફ, આલીજાહ! બાંધેલા નવા શહેરની એક પણ દીવાલ ઊભી નથી. બધું જ પડીને ખંડેર બન્યું છે.'

'હેં?! શું કહો છો તમે? આટઆટલા સમયની મહેનતે બંધાયેલું શહેર આમ પડી ગયું? આટઆટલા માણસોનું કર્યું કારવ્યું ધૂળધાણી થઈ ગયું? મારી યાદગીરી આમ નાબૂદ થઈ જશે?' બાદશાહ વીજળી પડી હોય તેમ ચમકી ઊઠ્યો.

'જહાંપનાહની યાદ અમર રહો!' વજીરનું માથું ઝૂકેલું જ હતું.

'મારી યાદગીરીને રાળીટાળી નાખનારને કોઈ પણ ઉપાયે મારી સામે હમણાં ને હમણાં હાજર કરો.' બાદશાહનો હાથ તલવાર પર પડ્યો.

'જહાંપનાહ! શહેર તો કોઈ ગેબી શક્તિએ પાડી નાખ્યું છે. ઇન્સાનનું આ કામ નથી.'

ખરેખર કોઈ ગેબી શક્તિએ રાતની રાતમાં શહેર જેવું શહેર જમીનદોસ્ત કરી નાખ્યું હતું. ગઈકાલે સાંજે જ્યાં રળિયામણાં મહેલો ને મહાલયો ઊભાં હતાં ત્યાં સવારના પહોરમાં ઈંટ, ચૂનો, પથરા અને કાટમાળનો એક મોટો ડુંગર ખડકાઈ ગયો હતો

બાદશાહ તો પારાવાર અફસોસ કરી રહ્યો છે. રાજકાજમાં એનું મન ચોંટતું નથી. એ તો ઝરૂખે બેઠો બેઠો પેલા કાટમાળના ડુંગર જેવા ઢગલાને નિહાળે છે અને નિસાસા નાખે છે. આખરે વજીરની અને બીજા દરબારીઓની ખૂબ સમજાવટ અને વિનવણી પછી બાદશાહે બીજું શહેર નવેસરથી બંધાવવાની સંમતિ આપી

વખતને જતાં શી વાર? બીજું શહેર પણ બંધાઈને તૈયાર થઈ ગયું. પહેલા શહેર કરતાં ચડે એવી કળા ને કારીગરી બીજા શહેરમાં ખડકી હતી.

વળતી સવારે બાદશાહ સલામત નગરની મુલાકાતે આવવાના હતા. આ વખતે પણ પહેલાં જેવું થાય તો? પણ એવું કાંઈ ન થવા પામે એટલા માટે વજીર પોતે સલ્તનતના રસાલા સાથે

રાત્રે નવા શહેરની શેરીઓ ને બજારોમાં ફરતો હતો.

સવાર પડ્યું.

બાદશાહ શણગાર સજતો હતો.

'જહાંપનાહ! શાહજાદી સાહેબા આપની ખિદમતમાં હાજર થવા માગે છે.' બાદશાહને કહેવામાં આવ્યું.

'શાહજાદી! મારી પ્યારી બેટી! આવવા દો એને કદાચ એને પણ મારી સાથે નવું શહેર જોવા આવવું હશે, એટલે જ એ આવી હશે.' દાઢીને સમારતાં બાદશાહ બબડ્યો.

'અબ્બાજાન, સલામ.' રૂપ રૂપના અંબાર જેવી શાહજાદી નાજેકે આવતાંવેંત મીઠી મધ જેવી વાણી ઉચ્ચારા.

'સલામ બેટી તારે નવું શહેર જોવા આવવું છે ને? અહાહાહા!' બાદશાહ અડખડ હસી પડ્યો.

પણ બાદશાહ પાછું વાળીને પોતાની પ્યારી બેટી તરફ જોતાં જ ઠરી ગયો. હસતાં હસતાં આવેલી ને સદાય હસતી જ રહેતી શાહજાદીના વદન પર શોકની ઘેરી છાયા ફરી વળી હતી. શાહજાદીનો ગુલાબ જેવો ખુશનૂમા ચહેરો જાણે સાવ કરમાઈ ગયો હતો.

'બેટા! શું થયું તને?' પૂછતો બાદશાહ શાહજાદી પાસે આવ્યો ને એને માથે મમતાભર્યો હાથ ફેરવી રહ્યો.

'અબ્બાજાન! તમે બે શહેર બાંધ્યાં પણ એકે વાર મારી સલાહ કેમ ન લીધી?' શાહજાદી બોલી.

'આહાહાહા....' બાદશાહ ખડખડાટ હસી ઊઠ્યો 'ગાંડી! એમાં આમ નારાજ શું થઈ ગઈ? આપણે હજી એક નવું શહેર બાંધવાનું છે. એ તારી સલાહ મુજબ બાંધીશું, પછી કાંઈ? લે ચાલ ઊઠ, અત્યારે તો આ નવું શહેર જોઈ આવીએ.'

પણ નવા શહેરમાં જોવા જેવું હતું જ શું? એ જ ઈંટ, ચૂનો, પથરા ને કાટમાળનો મોટો ડુંગર. રાતભર વજીરે રસાલા સાથે નવા શહેરમાં આંટા માર્યા રાત આખી કાંઈ જ બન્યું નહિ શહેરની દીવાલોની એક કાંકરી યે ખરી નહિ. શહેરને એમ ને એમ સલામત રહેલું જોઈ મનમાં હરખાતો વજીર વહેલી સવારે રસાલા સાથે શહેર બહાર નીકળ્યો પણ રસાલો શહેરથી પૂરા પચાસ કદમ પણ દૂર નહોતો ગયો ત્યાં તો ધડાધડ શહેરનાં મહેલો ને મહાલયો, મકાનો ને દુકાનો, મિનારા ને ઝરૂખા પડવા માંડ્યા. વજીર ને તેનો રસાલો આ અણધારી બિનાનો પૂરો વિચાર કરી શકે તે પહેલાં તો કોઈ જાણે ઢસડી ઢસડીને ઈંટ, ચૂનો, પથરા ને કાટમાળ ખડકતું હોય તેમ તે બધાનો એક જબરદસ્ત ડુંગર થઈ ગયો.

વજીર તો ઘરે જઈ ભારે મૂંઝવણમાં પડ્યો. સવાર પડવાને હાઝી વાર નહોતી બાદશાહને આ ખબર હવે પહોંચાડવા કેમ? બાદશાહ તો બાદશાહ કહેવાય આવા ભોંકાણના સમાચાર સાંભળી ગુસ્સામાં ને ગુસ્સામાં ખબર આપવા જનારનું માથું જ ધડથી અલગ કરી નાખે તો! વિચાર કરતાં કરતાં વજીરને શાહજાદી નાજેક યાદ આવી અને આખરે એને જ બધી વાત સમજાવી બાદશાહ પાસે કાસદ તરીકે મોકલી.

બીજા શહેરની પણ પહેલા શહેર

જેવી જ અવદશા થયેલી જોઈને બાદશાહ તો લગભગ પાગલ જ થઈ ગયો. ખૂબ અકળામણ ભોગવતું એનું હૈયું પોકારી ઊઠયું: 'યા ખુદા! મારો એવો તે શો ગુનો છે કે તું મારું આટલું કામ સફળ થવા નથી દેતો? તેં મને કેવા કેવા બાદશાહો ઉપર વિજય અપાવ્યો છે ને કયાં કયાં સુધી મારી આણ વરતાવી છે. ખુદાવંદા! તુખારામાં આવીને મેં કરેલી આટલી ઇચ્છા પૂરી થવા દે. રહેમ કર પરવરદિગાર, તારા આ ગુનેગાર બંદા પર.'

એ જ રાતે બાદશાહની શાહજાદીને એક સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં શાહજાદીએ એક બહુ જ વિચિત્ર માણસને જોયો. એ માણસ સાવ પાતળો અને ખૂબ જ ઊંચો હતો–તાડના ઝાડ જેવો! એની આંખો ભયંકર અને બિહામણી હતી અને શરીર હાડપિંજર જેવું હતું.

શાહજાદીનો હાથ પકડી એણે કહ્યું: 'નાજેક! મને તારી સાથે મહોબ્બત થઇ ગઇ છે. જો તું તારા બાપનું મન ખુશી–આનંદમાં મહાલતું જોવા માગતી હો, તારા બાપની ઇચ્છા મુજબનું શહેર તુખારામાં વસે એમ ઇચ્છતી હો યાને તારા બાપની યાદગીરી સંસારમાં કાયમ રાખવા ચાહતી હો તો હું કહું એમ તારે કરવું પડશે. બોલ, છે કબૂલ?'

બિચારી શાહજાદી! એ તો ખૂબ જ ગભરાઈ ગઈ. એણે બોલવા મોઢું તો પહોળું કર્યું, પણ એની જીભ ઊપડે ત્યારે ને.'

'હુંઅ, નથી બોલાતું, નહિ? કેવી ગભરાઈ ગઈ? ઠીક સાંભળી લે.' એણે શાહજાદીના જમણા હાથની ટચલી આંગળી પકડી કહ્યું: 'અહીંથી ઈશાન તરફ જઈ, તારી આ આંગળી કાપી એના લોહીથી તું શહેરનો નકશો ચીતરીશ તો એ નકશા મુજબ રચાયેલું શહેર પડી જવાને બદલે એમ ને એમ ઊભું રહેશે.' એટલું કહી એ અદશ્ય થયો. પણ જતાં જતાં એણે શાહજાદીની ટચલી આંગળી એવી જોરથી દબાવી કે શાહજાદી વેદનાની એક રાડ પાડી જાગી ઊઠી.

સવાર પડયું. બધાં જાગ્યાં. શાહજાદી પણ જાગી. રાતના સ્વપ્નાનો વિચાર કરતી કરતી એ સ્નાન કરવા ચાલી.

શાહજાદી નાહીપરવારી આવી ત્યારે બાદશાહ સલામત નાસ્તા માટે એની જ રાહ જોઈને બેઠો હતો.

નાસ્તો કરતાં કરતાં જ શાહજાદીએ વાત છેડી: 'અબ્બાજાન! યાદ છે ને તમે કહ્યું હતું કે એક શહેર મારી સલાહ મુજબનું પણ તમે બનાવશો.'

'બેટા! ખુદાને ખાતર તું શહેરની વાત છેડ મા. માંડ એનું દુઃખ ભૂલ્યો છું. ફરીને જૂના જખમ તાજા કરવાથી શો ફાયદો, બેટી!' બાદશાહે દુઃખદ સ્વરે કહ્યું.

પણ શાહજાદીએ તો બરાબરની હઠ લીધી. બાદશાહની એકની એક શાહજાદી હતી. એનું મન નારાજ કરાય ખરું? બાદશાહ આખરે કબૂલ થયો.

વળતે દિવસે પરોઢમાં બાદશાહના ફરમાન મુજબ વજીર થોડો રસાલો લઈ શાહજાદીની સાથે ઊપડયો. તેઓ ઈશાન તરફ આઘે આઘે ગયાં ત્યાં જઈ શાહજાદી ઘોડા પરથી ઊતરી પડી.

'વજીર સાહેબ! તમે સૌ મારે પગલે પગલે ધીમે ધીમે ઘોડા હાંકતા આવો.' શાહજાદીએ કહ્યું.

'પણ શાહજાદી સાહેબા, આપ નીચે ચાલો ને અમે ઘોડા ઉપર....' વજીરે આનાકાની કરી.

'જુઓ વજીર સાહેબ, તમારે હું કહું એમ જ કરતા આવવાનું છે; નહિતર વળી આપણું કામ પહેલાંની જેમ બગડી જશે.'

'જેવો હુકમ.'

'તમારો જમૈયો આપો તો, વજીર સાહેબ.' શાહજાદીએ વજીર તરફ હાથ લંબાવ્યો.

વજીરે મૂંગા મૂગા પણ જરાક ખંચકાતાં શાહીજાદીને પોતાનો જમૈયો આપ્યો. સૌ હોંશે ઠરેલા રહ્યા અને શાહજાદીએ પોતાના જમણા હાથની ટચલી આંગળી પર મોટો બધો કાપ મૂક્યો. લોહીની તો ધાર થઈ.

'હવે સૌ ચાલ્યા આવો મારી પાછળ પાછળ.' કહી શાહજાદી ચાલવા માંડી. એ તો ચાલતી ગઈ ને પોતાના લોહીની ધારથી જમીન પર નકશો દોરતી ગઈ એણે ચોક દોર્યા ને ચૌટાં દોર્યાં, શેરીઓ દોરી ને બજારો દોર્યાં, બાગ દોર્યા ને બગીચા દોર્યા

સવારથી સાંજ સુધી ભૂખી ને તરસી શાહજાદીએ ફર્યા કર્યું. કપાયેલી આંગળીમાંથી લોહી વહેતું જ રહ્યું અને શહેરનો નકશો દોરાતો ગયો. ભૂખ્યા ને તરસ્યા વજીર ને તેના માણસો મૂગા મૂંગા શાહજાદીની પાછળ પાછળ ઘોડા ચલાવ્યે ગયા. ઘોડા પણ એવા સમજુ કે એમણે મોઢો બાળી પાણી કે ચારો સંભાર્યા વગર ચાલ્યે જ રાખ્યું.

સાંજ પડી. શહેરનો નકશો તદ્દન તૈયાર થઈ ગયો. ભલભલા ઇજનેરો પણ ન દોરી શકે એવો નકશો શાહજાદીએ પોતાના લોહીની ધારથી ચીતરી કાઢ્યો હતો. આખો દિવસ ચાલુ રહેલી લોહીની ધારે શાહજાદીનું શરીર સાવ ખાલી કરી નાખ્યું હતું.

'વજીર સાહેબ! અબ્બાજાનને કહેજો કે આ નકશા મુજબ જ અહીં શહેર બંધાવે અને તેનું નામ વડિયા રાખે. એ શહેર અબ્બાજાનની કાયમની યાદગીરી બનીને આ દુનિયાના તખ્તા પર રહેશે' એટલું જ કહી શાહજાદી ધમ કરતીને જમીન પર પછડાઈ. વજીર અને તેના માણસો શાહજાદીને સંભાળવા ઘોડા પરથી ઊતરે ઊતરે ત્યાં તો શાહજાદી અલોપ. સાથોસાથ જ એક બીજી અજાયબ બિના બની. શાહજાદીનો દેહ જ્યાં પટકાયો હતો ત્યાં પાણીનું એક ખાબોચિયું થઈ ગયું એ ખાબોચિયું ધીમે ધીમે ફેલાતું ફેલાતું એક નાનકડું સરોવર બની ગયું. વજીર અને તેના માણસો તથા ઘોડા સરોવરના પાણીમાં ઘેરાઈ ગયા. તુરત બધા ઘોડા પલાણી પલાણીને પાણી બહાર નીકળી ગયા.

આ અજાયબ અને દુખદ ઘટના સાંભળી રોતો ને પીટતો બાદશાહ જ્યારે એ સરોવરને કાંઠે આવ્યો ત્યારે સરોવરના મધ્ય ભાગમાં બડબડિયાં બોલ્યાં ને અવાજ આવ્યો: 'અબ્બાજાન! મેં સરોવરનું રૂપ લઈ લીધું છે. તમારી કાયમી યાદગીરી સમા આ નગરનાં

વાસીઓને હું કદી ય પાણીની તંગી નહિ ભોગવવા દઉં.' આટલું કહીને અવાજ થમી ગયો.

'બેટી! ક્યાં છો? જવાબ દે બેટી!' એવા પોકારો કરતો બાદશાહ બેહોશ બનીને સરોવરને કિનારે ઢળી પડ્યો.

આજ પણ તુખારાસાં વડિયા નગરની દીવાલોને ભેટતું એ કાચ જેવાં નિર્મળ નીરવાળું નાનકડું સરોવર માત્ર પાંચસો કદમના ઘેરાવામાં પડેલું છે.



સાગરની ગોદમાં [પાન ૪૭નું સાંધણ]

છોકરાઓ બધાને તો આ નવાઈભર્યું જણાયું. 'કદી આનાં મૂળમાંથી તે કંઈ લોટ કે રોટલા બનાવી શકાતા હશે?' અનેરટે પૂછ્યું.

'જરૂર, અમેરિકામાં તો ત્યાંના દેશી વતનીઓ આનો જ વધુ ઉપયોગ કરે છે. બીજા અનાજ વિશે તેઓ ઘણું થોડું જાણે છે. Cessabaની જાતો ઘણી છે. એમાંની એક જાત જલદી પાકીને તૈયાર થાય છે. બીજી એટલી જલદી નથી તૈયાર થતી. ઉપરાંત ત્રીજીને તૈયાર થતાં બે વરસ લાગે છે. આમાંની પહેલી જાતને જો કાચી ખાઈએ તો એ ઝેરી નીવડે છે. છતાં પસંદગી આ પહેલી બેની જ કરવામાં આવે છે. એનો ભૂકો કરીને, એ લીલો હોય ત્યારે દબાવીને એમાંથી પાણી કાઢી નાંખવામાં આવે તો જે ભૂકો વધે તેને ચકરીને સરસ મજાનો લોટ તૈયાર કરી શકાય છે. જેટલું ઝેરી તત્ત્વ હોય છે તે બધું નિચોવવાથી પાણીમાં નીકળી જાય છે.'

'વારુ, ત્યારે આપણો એ જ જાતનો પ્રયોગ થવાનો છે ને?' ફ્લૉરે પૂછ્યું.

'હા, બેટા. પરંતુ આપણે એને તૈયાર કરીને એમાંથી જે વાનીઓ બનાવશું તે તરત ખાશું નહિ. આપણાં કૂકડાનાં બચ્ચાં ને વાંદરાને એ પહેલાં ચાખવા આપશું. એમને એની કંઈ માઠી અસર નહિ થાય તો પછી આપણે વિના સંકોચે એનો ઉપયોગ કરીશું.' મેં સ્પષ્ટતા કરી.

'એ બધું તો ઠીક. પરંતુ આ રીતે પાણી નિચોવીને એનો લોટ કે રોટલા કરવાના હોય તો તો આપણા દિવસનો ઘણો ભાગ એ કાર્યક્રમ પાછળ જ પસાર કરવો પડે.' મારી પત્નીએ પોતાની શંકા દર્શાવી.

'એવું કાંઈ નથી.' મેં જવાબ વાળ્યો. 'એકવાર મોટા પ્રમાણમાં આવો લોટ તૈયાર કરીએ પછી એનું પીપ પણ ભરી રાખી શકાય. પછી લાંબા સમય સુધી એ બગડતો જ નથી.'

ચર્ચા પૂરી થઈ એટલે બધાએ ભેગાં મળી પેલા થેલાનું મોં બંધ કરી વળ દઈ એને નિચોવ્યો. રસનું એક ટીપું ય નીકળે નહિ ત્યાં સુધી એમ કર્યું. છોકરાઓને લોટ બનાવવાની તાલાવેલી થઈ હતી. કાથળો છોડી, થોડો વખત અંદરના ભૂકાને સૂકવ્યો. સુકાયો એટલે એમાંથી હાથો ભરી લોટ લીધો અને એમાં પાણી નાખી લોંદો બનાવ્યો. ચૂલા ઉપર પેલો લોખંડનો તવો ગરમ મૂક્યો હતો. લોટમાંથી ભાખરી બનાવી તવા ઉપર શેકવાની શરૂઆત કરી. એક બાજુ થોડી શેકાઈ એટલે બદલાવી. બીજી બાજુ પૂરી શેકાઈ એટલે ફરી બદલાવી ને છેવટે તૈયાર થતાં ઠંડી થવા મૂકી. અગાઉથી નક્કી કર્યા મુજબ થોડાં પંખીઓને ત્યાં બોલાવી લીધાં, વાંદરું પણ આવી પહોંચ્યું. ભાખરીઓની વાસ તો સરસ આવતી હતી. વાંદરાને મળ્યો એવો ટુકડો આપણને પણ મળી જાય તો લહેર આવે એમ સૌને થતું હતું. [ચાલુ

# સમાજ અને સાહિત્યની નવાજૂની

આ કંઈ વાર્તા નથી, પણ અમદાવાદમાં બનેલો સત્ય બનાવ છે. પતિનું નામ હીરાલાલ પ્રેમશંકર. પત્નીનું નામ છે વિદ્યાગૌરી લાલભાવાના ટીંબે તેઓ રહે છે. હિરાલાલે વિદ્યાગૌરી પાસે પૈસા માગ્યા વિદ્યાગૌરીએ ન આપ્યા એટલે હિરાલાલે ઘાસલેટનો શીશો લાવી વિદ્યાગૌરી પર છાંટયો. પછી દીવાસળી ચાંપી. વિદ્યાગૌરીનાં કપડાં ભડભડ સળગી ઊઠયાં ને આખા શરીરે તે દાઝી. તેણે બૂમાબૂમ કરી. લોકો બધા ભેગા થઈ ગયા. પોલીસને ખબર અપાઈ ને પોલીસ પણ આવી પહોંચી. વિદ્યાગૌરીને સારવાર સારુ સિવિલ હોસ્પીટલમાં મોકલી આપી છે પણ તેની સ્થિતિ ગંભીર હોવાથી મેજીસ્ટ્રેટે તેનું અંતિમ નિવેદન લીધું છે.

ધ્રાંગધ્રાના રહીશ શ્રી મનહર પારેખના પૌત્ર શ્રી. સુરાલાલ પારેખ તેમના જૂના ચોપડાઓ જોતા હતા તેમાંથી એક દસ્તાવેજી કાગળ મળી આવેલો તેમાં પોતાના ઘરની ઓસરી નીચે બેએક હજાર મણ બટી છે અને અનાજની કોઈ વિકટ પરિસ્થિતિમાં ગરીબોને રાહત આપવા પૂરતી સંગ્રહી રાખવામાં આવેલ છે તેમ જણાવેલ છે. તે મુજબ શ્રી સુરાલાલ પારેખે રાજ્યની પરવાનગીથી ખોદકામ કરાવતાં બટીની ગુણીઓ દેખાવા લાગી. ગુણીઓ પર જાડા કંતાનના કોથળા અને તાડપત્રો ઢાંકેલી હતી. ધ્રાંગધ્રાના રાજા માનસિંહજીના વખતમાં ભરી રાખેલી એટલે કે આજથી લગભગ ૬૦ વર્ષ પહેલાંની બટી અત્યારની અનાજની વિકટ પરિસ્થિતિમાં સમયસર મળી આવી છે. બટીનો દાણો મોટો છે. સહેજ અવાવરી ગંધ આવે છે. ગરીબોને હાલ પાંચ પાંચ શેર મુજબ મફત અપાય છે.

*

મહાગુજરાત ગઝલમંડળનો એક મુશાયરો તા. ૨૮-૯-૪૭ના રોજ નગીનચંદ હૉલ, સુરતમાં યોજવામાં આવ્યો છે.

સુપ્રસિદ્ધ ચિત્રકાર ને કલાગુરુ શ્રી રવિશંકર રાવળના પંચાવનમા જન્મદિન નિમિત્તે તેમના કેટલાક શિષ્યો તરફથી તેમને સાત જુદા જુદા ચિત્રકારોની કૃતિઓનો સંપુટ 'સપ્તરંગ' ભેટ ધરવામાં આવ્યો હતો.

સ્વાતંત્ર્યપ્રભાત : શ્રી. નાથાલાલ દવેનાં ગીતો-કાવ્યોની આ પુસ્તિકા દેશને સ્વાતંત્ર્યટાણે, સંસ્કાર સાહિત્ય મંદિર (ભાવનગર) તરફથી પ્રગટ થઈ છે. મૂલ્ય ૦-૬-૦

વેપાર અને ઉદ્યોગ : (માસિક) સંપાદક શ્રી. શિવલાલ જેસલપુરા, એમ. એ. : ઉદ્યોગ કાર્યાલય, ૮૩૬/૧ માણેકચોક, અમદાવાદ. વાર્ષિક લવાજમ હિંદમાં રૂ. ૬॥, હિંદ બહાર શિલીંગ ૧૦॥. આ માસિકના ત્રણ અંકો મળ્યા છે. વેપાર અને ઉદ્યોગ વિશેના સામયિકોની આપણે ત્યાં જે જરૂરિયાત-ઊભી છે તે પૂરી પાડવામાં આ સંગીન માસિક અવશ્ય મહત્ત્વનો ફાળો આપશે. કૉલેજમાંથી નીકળી સતત શ્રમ માગનારી પ્રેસ લાઈનમાં ઝુકાવનાર શ્રી જેસલપુરાનાં પ્રચંડ ખંત અને ઉત્સાહભર્યા આ નવતર પ્રયાસને આવકારી એની સફળતા ઇચ્છીએ છીએ.

કેડી : (પખવાડિક) સંપાદકો શશિકાન્ત નાણાવટી, યશવંત દોશી. વાર્ષિક લવાજમ રૂા. ૮. 'યુવાન ગુજરાતની અભિલાષા વ્યક્ત કરતા પખવાડિક'નો પહેલા વર્ષનો બીજો અંક મળ્યો છે. અનેકવિધ સામગ્રી પીરસતું આ ચિપ્સ પખવાડિક હાર્દિક આવકારને પાત્ર છે.

જય કુમાર : (માસિક) સંપાદકો વીરેન્દ્ર અઢિયા, સૌ કુસુમ અઢિયા : વાર્ષિક લવાજમ રૂ. ૪. 'કુમારોના પોતાના આ પહેલા જ માસિક'નો પહેલો જ અંક મળ્યો છે. કુમાર સાહિત્યની જે ચળવળ ગુજરાતમાં ઊપડી છે તેના પરિપાક રૂપે મળતા કુમારોના આ સાહિત્યને સત્કારતાં ગર્વ થાય છે.

---

વાર્ષિક રૂ ૬-૧૨-० **કહાની** છૂટક રૂ. ०-૧०-०

— ની —

## છૂટક પ્રતો નીચેનાં લોકપ્રિય અખબારગૃહો પરથી મળી શકશે

મેસર્સ એ. એચ. વ્હીલર રેલ્વે બુકસ્ટોલ

| | |
|---|---|
| નેશનલ ન્યુઝ પેપર એજન્સી<br>કાલબાદેવી રોડ : મુંબઈ – ૨ | ગુજરાત બુકસ્ટોલ<br>લક્ષ્મી ટોકીઝ સામે : સુરત |

### —આફ્રિકામાં—

| | |
|---|---|
| જાફર ન્યુસ સર્વિસ<br>પો. બો. ૧૨०, : મોમ્બાસા | મેસર્સ વોરા બ્રધર્સ<br>પો. બો. ૭૬૭, મોમ્બાસા |

### —લવાજમ ભરવાનાં સ્થળો—

| | |
|---|---|
| ભારતી સાહિત્ય સંઘ લિ.<br>મોગરાજ બિલ્ડીંગ, કાલબાદેવી રોડ : મુંબઈ-૨<br>ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધીમાર્ગ : અમદાવાદ<br>કોઠી પોળ સામે, રાવપુરા :– : વડોદરા | ગુજરાત સાહિત્ય ભંડાર<br>પ્રિન્સેસ સ્ટ્રીટ, નાનકવાડા : કરાચી<br>એલ. કે. મેઘાણી<br>૧૪, અમરતલ્લા સ્ટ્રીટ : કલકત્તા |

### 'કહાની'માં વાર્તા મોકલનારને

'કહાની'માં છપાતી મૂળ કે અનુવાદિત વાર્તા બદલ પુરસ્કાર દેવામાં આવે છે અને તેને ગ્રંથસ્થ કરવાના હક્ક લેખકના પોતાના રહે છે. મૂળ કે અનુવાદિત વાર્તાની તમામ પ્રકારની જવાબદારી-લેખક કે અનુવાદકની પોતાની જ રહે છે. ★ વાર્તા પરત જોઈતી હોય તો તે માટે પણ આવશ્યક ટપાલ-ટિકિટો બીડવી. કાર્યાલય પત્ર-વ્યવહાર કરવા બંધાયેલ નથી.

— સંપાદક

વર્ષ – ૩
અંક – ૧૦

# કહાની

ઓકટોબર
૧૯૪૭

| ક્રમ | વાર્તા | વાર્તાકાર | પાન |
| --- | --- | --- | --- |
| ૧ | અજગરનો શિકાર | મુનિકુમાર ભટ્ટ | ૧ |
| ૨ | હાથીના દાંત | રસનિધિ | ૧૬ |
| ૩ | ખૂનનું શિક્ષણ | મણિલાલ અલગારી | ૨૦ |
| ૪ | બે પ્રસંગચિત્રો | ઉ. ઈ. પા. | ૨૭ |
| ૫ | સાચી પણ અદ્ભુત વાતો | છોટાલાલ મા. કામદાર | ૩૩ |
| ૬ | સાગરની ગોદમાં | ચંદુલાલ વ. ભટ્ટ | ૩૭ |
| ૭ | જેનું કામ જે કરે | ચાંદસુત | ૪૬ |
| ૮ | સમાજ અને સાહિત્ય | ... | ... |

વાર્ષિક દેશમાં ૬-૧૦-૦ પરદેશમાં ૯-૦-૦
છૂટક „ ૦-૧૦-૦ „ ૧-૦-૦

## વાર્તા મોકલનારને

'કહાની'માં છપાતી મૂળ કે અનુવાદિત વાર્તા બદલ પુરસ્કાર દેવામાં આવે છે અને તેને ગ્રંથસ્થ કરવાના હક્ક લેખકના પોતાના રહે છે. મૂળ કે અનુવાદિત વાર્તાની તમામ પ્રકારની જવાબદારી લેખક કે અનુવાદકની પોતાની જ રહે છે. વાર્તા પરત જોઈતી હોય તો તે માટે પણ આવશ્યક ટપાલ-ટિકિટો બીડવી. કાર્યાલય માટે પત્રવ્યવહાર અનિવાર્ય નથી.

— સંપાદક

ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક



ઑક્ટોબર ૧૯૪૭

વર્ષ ૩ : અંક ૧૦



काव्येषु रम्या कथा

# અજગરનો શિકાર

મુનિકુમાર મ. ભટ્ટ

[ એક ગોવાળનો છોકરો ખોવાયો હતો ત્યારે તેને જંગલી પ્રાણીઓ ઉપાડી જાય છે. ત્યાં એક વરુનું કુટુંબ તેને ઉછેરીને મોટો કરે છે અને તેનું નામ માઉગલી રાખે છે. માઉગલી એ દેડકાનું નામ છે. ]

એ દિવસોમાં બાલુ રીંછ માઉગલીને વનનો કાયદો ભણાવતો હતો. એ મોટો, ગંભીર, ઘરડો રીંછ આવા કાબેલ વિદ્યાર્થીને ભણાવવામાં બહુ આનંદ પામતો. બાલુ વરુનાં બાલકોનો ગુરુ હતો પણ વરુનાં બાલકો તો પોતાની ટોળીને અને વરુની જાતને કામ આવે એટલો જ વનનો કાયદો ભણતાં અને તેમને શિકારનો સલૂકો આવડી જાય એટલે તરત જ ભાગી જતાં. તેમનો શિકારનો સલૂકો આ અર્થનો હતો. અવાજ ન કરે એવા પગ, અંધારામાં જુવે એવી આંખો, બોડમાં બેઠાં પવનનો સણસારો સાંભળી શકે તેવા કાન, એ બધાં અમારા ભાઈઓનાં લક્ષણ છે. પણ તબાકી શિયાળનાં નથી અને તેને અમે ધિક્કારીએ છીએ. વરુનાં બાલકો આટલું જ શીખતાં પણ માઉગલી તો માણસ હતો એટલે તેને ઘણું વધારે ભણવાનું હતું. હીરા વાઘને નામે કાળા દીપડાને માઉગલી ઉપર હેત હતું અને ઘણી વાર તે વનમાં ફરતાં ફરતાં આવી ચઢતો, માઉગલીને ભણતાં જોતો અને ઝાડને પોતાનું માથું અડાડી જરા જરા ઘૂરકતો. માઉગલી ઝાડે ચઢવામાં તેમજ તરવામાં સરખો હોશિયાર હતો અને તેવું જ સારું દોડી શકતો, એટલે તેના ગુરુ બાલુએ તેને ઝાડીના અને પાણીના કાયદા ભણાવ્યા. તેમાં સડેલી ડાળ અને સારી ડાળ કેમ પારખવી, જંગલી મધમાખી જમીન ઉપર પચાસ ફૂટ ઊંચે હોય તેના મધપૂડા પાસે આવતાં કેમ વર્તવું, જ્યારે બપોરના વડવાગળની ઊંઘ ઊડી જાય ત્યારે શું કહેવું, અને પાણીમાં કૂદકો મારતાં પહેલાં જલસાપને કેમ ચેતવવા એ શીખવ્યું. વનચરો પોતાના આરામમાં ખલેલ પડે તે સહન કરી શકતાં નથી. અને ખલેલ પાડનારની સામાં થાય છે. વળી માઉગલીને અજાણ્યાનો સાદ પણ શીખવ્યો હતો. જ્યાં સુધી આ સાદનો જવાબ ન મળે ત્યાં સુધી તે પાડ્યા કરવો પડે. અને તેનો ઉપયોગ જ્યારે માણસ પોતાની હદ છોડીને બીજી હદમાં જાય ત્યારે કરવાનો હોય છે. તે સાદનો અર્થ આ છે, 'હું ભૂખ્યો છું' એટલા માટે મને અહીં શિકાર કરવાની રજા આપો' અને તેનો જવાબ આ છે, 'ભલે; શિકાર કર' પણ કેવળ ભૂખ માટે, મોજ માટે નહીં.'

આ ઉપરથી ખબર પડશે કે માઉગલીને કેટલું બધું યાદ રાખવું પડતું હશે. અને

એકની એ વાત સો સો વખત ગોખીને તે થાકી જતો પણ બાલુએ હીરા વાઘને કહ્યું હતું તેમ, 'માણસનું બાળક તે માણસનું બાળક છે અને તેટલા માટે તેણે વનના બધા કાયદા જાણવા જોઈએ' આ ચર્ચા એકવાર બાલુએ ગુસ્સે થઈને માઉગલીને થપાટ મારી ત્યારે થઈ હતી એટલે દીપડાએ કહ્યું કે 'એ તો બરાબર છે પણ એ કેટલો નાનો છે એ તો જો.' હીરા વાઘના હાથમાં જો માઉગલી પડ્યો હોત તો તે તો તેને લાડ લડાવી લડાવીને બગાડી જ મૂકત. તે બોલ્યો, 'એના આટલા નાના માથામાં આટલું ભણતર શે રહે?'

બાલુએ જવાબ આપ્યો કે, 'આ વનમાં કોઈ પ્રાણી બહુ નાનું હોય એટલે તેને મરાય નહીં એવો નિયમ છે ખરો? એવો નિયમ નથી માટે જ હું તેને આ બધી વાતો ભણાવું છું, અને એટલા માટે જ જો એ ભૂલી જાય તો હું તેને હળુકથી મારું પણ છુ.'

હીરા વાઘે હસવાનો ઘુરકાટ કર્યો, 'હળુકથી ધૂળ તારો લોખંડી પંજો હળુકથી માર તોપણ કેટલું વાગે તેની તને શી ખબર પડે, આજે જ તારો માર ખાઈને તેનો ચહેરો કેવો ઝોલાઈ ગયો છે.'

બાલુએ જવાબ આપ્યો, 'એ છોકરો અજાણમાં હેરાન થાય તેના કરતાં તો મારે હાથે માથાથી પગ સુધી ઉઝરડાઈને રીઢો થાય એ વધારે સારું છે કેમકે હું તેને ચાહું છું. અત્યારે હું તેને વનના કાયદાના ગુરુમંતર શીખવું છું અને એ ગુરુમંતર શિકારી પ્રાણીઓ, પક્ષીઓ અને નાગલોકથી તેની રક્ષા કરશે. હાલમાં પણ જો તેને યાદ હશે તો જંગલનાં બધાં પ્રાણીઓ પાસેથી તે રક્ષા માગી શકશે. આવા લાભ માટે થોડો માર ખાવો પડે એ શું ખોટું છે?'

'ભલે એમ તો એમ.' હીરા વાઘે કહ્યું, 'પણ એટલું ધ્યાન રાખજે કે એ છોકરો ભૂલથી તારે હાથે મરી ન જાય. તું ઝાડના ઠૂંઠાને તારા નહોર સાફ કરવા વાપરે છે તેવું એ સુકું ઠૂંઠું નથી. મને તો બતાવ કે એ ગુરુમંતર કેવાક છે? હું તો મદદ માગવાને બદલે મદદ કરું એમ છું. તોપણ મારે એ જાણવું છે.' અને હીરો વાઘ ત્યાં લાંબો થઈને બેઠો અને પોતાના લોખંડી રંગના ચળકતા નહોર જોવા માંડ્યો.

બાલુએ કહ્યું: 'હું બોલું તેના કરતાં માઉગલી પાસે જ તે બોલાવીશ. અરે નાના-ભાઈ, અહીં આવ તો?'

માઉગલી ઝાડ ઉપર બેઠો હતો તે ઊતરી આવ્યો. તે હજી ખોરવાતો હતો. 'મારું માથું હજી મધપૂડાની જેમ ધમધમે છે. હું તારું કહ્યું નથી માનવાનો પણ હીરા વાઘનું કહ્યું માનીશ.'

બાલુ જરા કચવાયો અને દુભાયો. તોપણ બોલ્યો: 'મારે મન બધું સરખું જ છે. મેં તને આ વનના જે ગુરુમંત્રો શીખવ્યા છે તે બોલી બતાવ.'

માઉગલીને પણ જરા રોફ કરવાની તક મળી, 'કઈ જાતના ગુરુમંતર બોલું. આ વનમાં ઘણી જાતો વસે છે અને બધાયના ગુરુમંતર મને આવડે છે.'

'હા. તને થોડું ઘણું આવડે છે પણ બધું આવડતું નથી. જો તો હીરા વાઘ, આ લોકો તેમના ગુરુનો પાડ તો કદી માનતા જ નથી. આટલાં બધાં વરુને મેં ભણાવ્યાં પણ હજી એકેય મને ગુરુદક્ષિણા આપવા આવેલ નથી. પણ જવા દો. હવે વિદ્વાન નાનાભાઈ, શિકારી લોકોનો સલૂકો બોલો.'

'આપણ બંને એક લોહીનાં
તું ય તેમ જ હું ય.'

'સરસ. હવે પંખીનો સલૂકો.'

માઉગલીએ ઉપરના શબ્દો બોલીને પછી સમળીના જેવો અવાજ કર્યો.

'વારુ હવે નાગલોક.'

માઉગલીએ ફરી ઉપરના શબ્દો બોલીને સર્પના ફૂંફાડા જેવો અવાજ કર્યો, ગોઠણભર થઇ પાછળ પગ જોડી તાળીઓ પાડી. પછી હીરા વાઘની પીઠ ઉપર કૂદીને આડો બેસી ગયો. પગેથી હીરા વાઘના શરીર ઉપર તાલ દેવા લાગ્યો અને બાલુના વાળા પાડવા વાંકાં મોઢાં કર્યાં.

'બસ બસ, આવું શીખવા માટે જરાક ઉઝરડો થાય તો પણ કુરબાન છે.' બાલુએ હેતથી કહ્યું. 'અને આ માટે કોઇ દિવસ તુ મને યાદ કરીશ.' તે હીરા વાઘ તરફ ફર્યો અને હાથી કે જે આવા શબ્દો બહુ જાણે છે તેને હાથેપગે લાગીને કેવી રીતે માઉગલીને શીખવાડયું તે કહ્યું અને હાથી કેવી રીતે માઉગલીને ધરાને કાંઠે લઈ ગયો અને ત્યાંથી જળસાપની ભાષા સંભળાવી તે પણ કહ્યું. આમ કરવાનુ કારણ એ હતું કે બાલુ જળસાપની જેમ અવાજ કરી શકતો નહોતો, પણ આ ભણતરથી માઉગલી સલામત હતો કેમકે સાપ, પક્ષી કે પ્રાણી કોઈ તેને આ શબ્દો સાંભળ્યા પછી નુકસાન કરે તેમ નહોતું. એટલે હવે માઉગલીએ કોઇથી બીવાની જરૂર નથી.

માઉગલી બોલ્યો, 'એમ તો હું મારી પોતાની એક ટોળી બનાવીશ, અને તેનો હુ સરદાર થઇશ અને અમે ઝાડની ડાળીઓમાં ફરશું.'

હીરા વાઘે પૂછ્યું, 'વળી એ શુ નવા મૂર્ખાઈ છે? કાંઇ સ્વપ્નુ તો નથી જોતો ને?'

'સ્વપ્નુ તે હોય,' માઉગલીએ કહ્યું, 'અમે અમારી ટોળી બનાવશુ અને આ બરડા બાલુ ઉપર ડાળીઓ અને મારો ફેંકશુ.'

બાલુ ગુસ્સે થયો હોય તેમ માઉગલીને લાગ્યું પણ તેના શબ્દો ગુસ્સાના નહોતા, 'માઉગલી દીકરા, તુ વાંદરલોક સાથે તો વાત કરતો નથી ને?' માઉગલીએ હીરા વાઘ તરફ જોયું. હીરા વાઘ પણ ગુસ્સે થયો છે કે કેમ તે જાણવું હતું, પણ તેની આંખો હીરાની જેમ સ્થિર ચમકતી હતી.

'મને ખાતરી છે કે તું ભૂરિયા વાંદરલોક સાથે ભળી ગયો છો. વાંદરલોકને કોઈ કાયદા કે નિયમ હોતા નથી. તે લોકો બધું ખાવપીવે છે, તેમની સાથે ભળવું શરમ ભરેલું છે.'

માઉગલી બોલ્યો: 'જ્યારે બાલુએ મને માથામાં વગાડયું ત્યારે હું ભાગી ગયો અને વાંદરલોક મારી પાસે આવ્યાં. તેમને મારા ઉપર દયા ઊપજી. બીજા કોઇને તો મારી દરકાર જ નહોતી.'

'પછી?'

'પછી, તેઓએ મને બદામ, અને શીંગ અને સારું સારુ ખાવાનું આપ્યું, અને મને હાથમાં તેડીને ઝાડની ઊંચી ડાળ ઉપર લઇ ગયાં. અને મને કહ્યું કે હું તો તેમનો જાતભાઈ થાઉં. ફક્ત મારે તેમના જેવી પૂછડી નથી. પણ કોઇક દિવસ હું તેમનો સરદાર થઇશ.'

હીરા વાઘ બોલ્યો, 'વાંદરાને સરદાર કેવો! તેમને સરદાર જ નથી. તેઓ જૂઠું બોલે છે. એમને હમેશાં જૂઠું બોલવાની આદત જ છે.'

'એવું તે હોય. તેમણે મારી ઉપર ઘણી માયા બતાવી મને ફરીને આવવાનું કહ્યું. પણ તમે જ બોલોને, તમે મને અત્યાર સુધી વાંદરલોકની ઓળખાણ કેમ ન આપી? તે બધા મારી જેમ જ ઊભાં રહે છે. વળી મને તે મારતાં અને ઉઝરડા કરતાં નથી. અને આખો દિવસ રમ્યા કરે છે. મને જવા દો હું તો તેમની જ સાથે જઈને રમીશ.'

બાલુના અવાજમાં કંપ હતો. તે બોલ્યો: 'છોકરા, મારી વાત ધ્યાનથી સાંભળ. મેં તને વનના બધા કાયદા અને વનનાં બધાં જાનવરની રીત શીખવી છે, પણ વાંદરલોકની રીત નથી બતાવી કેમકે વાંદરલોક કોઇ કાયદા પાળતા નથી. તેઓ ઝાડ ઉપર વસે છે. અને વનનાં લોકોમાં તે બધાં નાત-બહાર છે. વળી તેમને પોતાની બોલી પણ નથી. પણ બધાની બોલીના થોડી થોડી ચોરી કરી નકલ કરે છે. તેમની

રીતભાત એ આપણી રીતભાત નથી. તેમને કોઈ મુખી–સરદાર હોતો નથી. તેમને કાંઈ યાદ પણ રહેતું નથી. તે બધા વાચાળ અને શેખીખોર છે અને પોતે સમજે છે કે તેઓ બહુ મોટા માણસો છે અને વનમાં મોટાં પરાક્રમ કરવાના છે. પણ એકાદ નાળિયેર પડે કે તરત તેમનું ધ્યાન ખસી જાય છે. તે હસવા માંડે છે અને બીજું બધું ભૂલી જાય છે. એટલા માટે અમે વનચર લોકો તેમની સાથે સંબંધ રાખતા નથી. વાંદરલોક સાથે અમે એક આરે પાણી યે પીતા નથી. વાંદરલોક જાય ત્યાં અમે જતા નથી. તેઓ જ્યાં શિકાર કરે ત્યાં અમે શિકાર કરતા નથી. અરે તેમનું અને અમારું સ્મશાન પણ એક નથી. અત્યાર સુધીમાં મને વાંદરલોકની વાત કરતો તેં કોઈ દિવસ સાંભળ્યો છે?'

'ના.'

'બરાબર, કેમકે વનચર લોકોએ વાંદરલોકને તેમના મગજમાંથી કાઢી નાખ્યા છે. તેમજ અમે તેમની વાત પણ કરતા નથી. તે ઘણા ખરાબ, ગંદા અને બેશરમ છે અને જોકે કોઈ ઇચ્છા તેમના મનમાં ઝાઝું ટકતી નથી તોપણ ટકતી હોય તો તે વનના લોકોમાં આગળ આવવાની ઇચ્છા છે પણ એ લોકો અમારી ઉપર ઠળિયા ફેંકે કે મારો નાખે તોપણ અમે તેમની સામું જોતા નથી.' આટલું એ હજી બોલ્યો ન બોલ્યો ત્યાં તો ઝાડીમાંથી તેમના ઉપર ઠળિયા અને બાગેલી ડાળીઓનો વરસાદ વરસ્યો. અને ઉપર ઊંચે ઝાડની ડાળીમાં વાંદરાઓ ગુસ્સાથી દાંતિયાં કરતા હતા.

બાલુએ પૂરું કર્યું, 'યાદ રાખજે છોકરા, કે વનના લોકોએ વાંદરાને નાતબહાર કરેલ છે. તેઓ વનચરની જાતના નથી એ ખૂબ યાદ રાખજે.'

હીરા વાઘે ઉમેર્યું, 'એ ખરું છે. અને બાલુએ તને પહેલેથી ચેતાવ્યો હોત તો સારું હતું.'

બાલુ કચવાયો, 'એમ કેમ? મને શી ખબર કે માઉગલી એવા ગંદા લોક પાસે જશે? કોઈ નહીં ને વાંદરલોક–ઉફ...'

અને વળી ઠળિયા ને કાંકરાનો વરસાદ વરસ્યો. એટલે માઉગલીને લઈ તેઓ ખને ચાલ્યા ગયા. બાલુએ વાંદરા માટે કહ્યું તે બધું તદ્દન ખરું હતું. વાંદરાં ઝાડ ઉપર જ રહે અને વનચર લોકો તો ભાગ્યે જ જમીન ઉપરથી ઊંચે જુવે એટલે વનચરોને વાંદરાં જોડે કાંઈ સંબંધ નહોતો. પણ કોઈ વાર કોઈ વરુ માંદો પડે કે કોઈ રીંછ કે વાઘ ઘાયલ થાય, તો વાંદરાં આવીને તેમને હેરાન કરતાં ખરાં. વાંદરાં તેમના ઉપર નાળિયેર કે ઝાડની ડાળીઓ મજાકની ખાતર ફેંકતાં અને તેમ કરીને પોતે આગળ બહાર આવશે એમ ધારતાં. તે લોકો ચીસો પાડતાં, દાંતિયાં કરતાં, ઢંગધડા વગરના અવાજો કરતાં, લોકોને ઝાડ ઉપર ચડવાનું કહેતાં, અને કાંઈ કારણ વિના આપસ આપસમાં લડી પડતાં. મરી ગયેલ વાંદરાને જ્યાં ત્યાં ફેંકી દેતાં કે બીજાં વનચર તેમને જુએ. તેઓ હમેશાં કાયદા કરવાની સરદારી ચૂંટવાની નિયમિત થવાની વાતો જ કરતાં પણ તેમાંનું કાંઈ જ થતું નહીં કેમકે તેમનાં નાનાં મગજમાં એક વાત એક દિવસ પણ ટકી શકતી નહીં. એટલા માટે તેમણે પોતાને માટે એક કહેવત બનાવી હતી કે વાંદરલોક જે વિચાર આજે કરે છે તે જ વિચાર કાલે વનચર લોક કરશે. એ ખરું કે તેઓ એટલી ઊંચી ડાળીએ રહેતાં કે એટલે ઊંચે કોઈ વનનું જાનવર તેમને પહોંચતું નહીં પણ સાથે સાથે કોઈ વનનું જાનવર તેમને ગણકારતું પણ નહીં. આટલા જ કારણસર જ્યારે માઉગલી તેમની પાસે રમવા આવ્યો ત્યારે તેઓ ઘણાં ખુશી પણ થયાં.

બપોરનો આરામ લેવાનો વખત થયો ત્યારે માઉગલીને વાંદરલોક સાથે પોતે લડ્યો તેની ઘણી શરમ લાગતી હતી. તે રીંછ અને

વાઘની વચ્ચે સૂતો અને મનથી વાંદરલોક સાથે કાંઈ સંબંધ ન રાખવો તેમ નક્કી કર્યું. વાંદરલોક એ ત્રણેની પછવાડે લપાતાં-છુપાતાં ગયાં.

પછી માઉગલીને જે યાદ રહ્યું તે તેના હાથપગ ઉપર બીજા હાથપગની પકડ, તેના મોઢા ઉપર ડાળીઓનો ઘસારો, બાલુની ચીસો અને હીરા વાઘની ત્રાડ. પણ વાંદરલોકોને તે છલાંગ મારી પહોંચી શકે તેમ ન હતો. જેમ તે છલાંગ ઊંચી મારે તેમ વધારે ઊંચી ડાળે ચડીને બેસતાં.

પણ પછી વાંદરાં ભાગ્યાં. એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર કૂદીને વાંદરાં જે રીતે ભાગે છે તેનું વર્ણન થઈ શકે તેમ નથી. બે જોરાવર વાંદરાઓએ માઉગલીને હાથથી ઝાલ્યો હતો અને તેને લઈને તેઓ કૂદતા હતા. એક કૂદકે વીસ ફૂટ કાપતા પણ માઉગલી ન હોત તો વધારે લાંબી ફાળ ભરત. માઉગલીને તમ્મર આવતાં હતાં છતાં થોડી મજા પણ પડતી હતી. વળી ધરતીથી કેટલે ઊંચે છે તે જોઈ તેને ગભરામણ પણ થતી તો ઘડી વાર તે ધરતી ઉપર પડશે તો શું થશે તેથી બીતો. પછી થોડી વાર ગુસ્સે પણ થયો. છેવટ છૂટવાનો વિચાર કરવા લાગ્યો. પહેલી વાત તો બાલુ અને હીરા વાઘને સંદેશો મોકલવાની હતી. નીચે તો કાંઈ દેખાતું નહોતું એટલે ઉપર જોવા માંડ્યું તો દૂર દૂર ભૂરા આકાશમાં સમળીને ચક્કર લગાવતી જોઈ. સમળીને પણ વાંદરાં કાંઈક ઉપાડી જાય છે તેમ લાગ્યું. અને તે શું છે તે જોવા નીચે આવી. ત્યાં માઉગલી નજરે પડ્યો. અને તે જ વખતે માઉગલીએ તેને સમળી-સાદ પાડ્યોઃ

આપણ બંને એક લોહીના
તું યે તેમ જ હું યે.

સમળી ચાલી ગઈ ત્યાં માઉગલીનો અવાજ આવ્યો, 'મને ક્યાં લઈ જાય છે, તેના સગડ લેજે અને શીવનીના ટોળાનો બાલુ અને સભા શિખરનો હીરા વાઘ તે બેયને મારા વાવડ પહોંચાડજે.'

'કોના નામથી પહોંચાડું ભાઈ?' સમળીએ માઉગલીનું નામ સાંભળ્યું હતું પણ તેને ઓળખતી નહોતી.

'માઉગલી દાદુરના નામથી. મારા સગડ લેજે અને સંદેશો આપજે.' આટલું સાંભળતાં સમળી ઊંચે ચડી ગઈ અને પોતાની દૂરબીન જેવી આંખોથી વાંદરાને જોઈ રહી. આ લોકો બહુ આઘે નથી જતા. જઈ શકતા નથી. તેમ જ, જે કામ કરવા નીકળે તે કોઈ વખત પાર પાડી શકતા નથી. ઘડી ઘડી નવા મનસૂબા ઘડે છે અને તોડે છે. પણ આ વખતે તો તેમણે આફતને નોતરી છે. બાલુ કાંઈ જેવો તેવો રીંછ નથી અને હીરા વાઘ શિકારે ચઢે તો શું ન કરે તે કહેવાય નહીં. આમ વિચારી સમળી ઊંચે ચઢી ગઈ અને વાંદરાં ક્યાં જાય છે તે જોઈ રહી..

આ તરફ બાલુ અને હીરા વાઘ ક્રોધ અને ખેદથી ગાંડા જેવા બની ગયા હતા. હીરા વાઘ તો એક ઝાડ ઉપર ચઢ્યો પણ ખરો, પણ તેના વજનથી ડાળ તૂટી અને તે નીચે પછડાયો એટલે ફરી બાલુને તેણે પૂછ્યું, 'બાલુ, પણ તેં શા માટે એ છોકરાને વાંદરલોકથી ચેતાવ્યો નહીં તે કહે ને, અને આવી જરૂરી વાત શીખવી નહીં તો બીજું ન આવડ્યું તેમાં આવડો માર મારવાની શી જરૂર હતી?'

બાલુએ તેનો જવાબ તો ન આપ્યો પણ કહ્યુંઃ 'હજી પણ આપણે ઉતાવળ કરીએ તો તેને પકડી પાડશું.'

'ઉતાવળ! તારી ઉતાવળ. તારી ઝડપે દોડતાં તો લૂલી ગાય પણ થાકે નહીં.' અને તું રહ્યો કાયદાનો કાજી, છોકરાનો મારનાર. પણ સમજ કે એવી ઝડપે દોડીને જરાક આઘે જતાં તું જ ફાટી પડીશ. માટે નિરાંતે બેસ અને

વિચાર કર, આપણે કાંઈક તરકીબ યોજવી જોઈએ. પાછળ પડવામાં કાંઈ સાર નથી. વળી આપણને જોઈને તેઓ માઉગલીને પડતો મૂકે તો શું થાય!'

'અરેરે—હૂ—વાંદરલોક તેને ફેંકી દીધો હશે તો! હાય રે, વાંદરલોકનો શો ભરોસો. મારા માથા ઉપર મરેલાં વડવાગળાં ફેંકો, મને કાળાં હાડકાં ચવરાવો, મને મધમાખીના પૂડા વચ્ચે ફેંકી દો કે તેના ડંખથી મને મારી નાખે. મારા જેવો દુઃખી રીંછ કોઈ નહીં હોય. અરે માઉગલી, માઉગલી, તને વાંદરાલોક સામે ચેતવવાનું મને કેમ સૂઝ્યું નહીં; અને મેં તને શા માટે માર્યો? અને માથામાં મારવાથી તે જંગલના શબ્દો તારા મગજમાંથી સરકી પડ્યા હશે તો આ વનમાં તારું સાવ એકલા શું થશે!'

હીરા વાઘે કહ્યું: 'ના, ના, હજી તો થોડા જ વખત પહેલાં તો તે બધા શબ્દો સાચેસાચા બોલી ગયો હતો. પણ બાલુ તને તો યાદશક્તિ નથી અને પોતાનું ભાન પણ નથી. મને શાહૂડીની જેમ ઝાડે ચડતાં કે અફસોસ કરતાં જુએ તો આખા વનનાં પ્રાણી મારે માટે શું ધારે!'

'ભલે ગમે તે ધારે ને મને તેની પરવા નથી. હવે તે છોકરો મરી પણ ગયો હશે. વાંદરલોક થાકી જઈને કે પછી રમત કરતાં કરતાં તેને ઝાડેથી પછાડ્યો નહીં હોય કે પછી નવરા બેઠા બેઠાં તેને ફોલી ખાધો નહીં હોય તો તે છોકરો હજી જીવતો હશે. છોકરો સમજુ છે, ડાહ્યો છે, તાલીમ પામેલો છે, પણ તે બધા ઉપરાંત તેની આંખોથી વનનાં બધાં પ્રાણી ડરે છે, પણ અફસોસ એટલો જ છે કે તે વાંદરલોકને પનારે પડ્યો છે અને વાંદરલોક ઝાડ ઉપર રહે છે અને વનચર પ્રાણી સાથે તેમને સંબંધ નથી, પણ હું જ મોટો મૂરખ છું. જાડો, ભૂખરો, ભૂગ-ફુટિયો મૂરખ, હાથીએ ખરું જ કહ્યું છે કે દરેકને માથે તેનો નોખો ભો હોય છે. અને વાંદરલોકનો મોટામાં મોટો ભો મોટો કાઆ અજગર છે. અજગર તેમની જેમ ઝાડે ચડી શકે છે. તે રાતના વાંદરાનાં બચ્ચાં લઈ જાય છે. અજગરનું નામ લેતાં વાંદરલોકની પૂંછડી ઠંડી પડી જાય છે. ચાલો આપણે કાઆ પાસે જઈએ.'

હીરા વાઘ બોલ્યો: 'તે આપણને શું મદદ કરશે, તેને આપણા જેવા પગ નથી. વળી તે આપણી જાતમાંનો નથી. અને તેની આંખો ઘણી ઝેરી છે.'

બાલુ કહે, 'તે ઘણો ઘરડો અને ઘણો ચતુર છે. વળી તે હમેશાં ભૂખ્યો જ હોય છે. તેને ઘણાં બકરાં ખવડાવવાની લાલચ આપશું.'

હીરાવાઘને કાઆનો અનુભવ નહોતો એટલે તેને શંકા થયા જ કરતી. તેણે કહ્યું: 'તે શિકાર ખાઈને મહિનાઓ સુધી ઊંઘ્યા કરે છે, અત્યારે પણ તે ઊંઘમાં હશે. અને જાગતો હોય તો પણ તે આપણી વાત કબૂલ નહીં કરે તો શું થશે!'

'તેમાં શું થઈ ગયું! હું અને તું ભેગા છીએ. આપણે બે શિકારના જૂના ખેલાડી છીએ. સીધી નહીં માને તો તેને મનાવવાના રસ્તા ક્યાં ઓછા છે!'

તેઓ બંને કાઆ પાસે ગયા.

કાઆએ તરતની જ કાંચળી ઉતારેલી હતી. તે એક ઓટલી ઉપર ગૂંચળું વાળીને પડ્યો પડ્યો પોતાનું ત્રીસ ફૂટ લાંબું ચળકતું શરીર જોતો હતો. અને થોડી થોડી વારે તેની બેઉ જીભ બહાર કાઢતો હતો.

તેને જોઈને બાલુએ સંતોષથી કહ્યું: 'હાશ તેણે ખાધું તો નથી. સમાલજે હીરા વાઘ, તેણે કાંચળી ઉતારી લાગે છે એટલે હમણાં બરાબર ભાળતો નહીં હોય, અને છંછેડાયો તો આભડી બેસશે.'

અજગર ઝેરી સાપ નહોતો. ઝેરી સાપોને તે હીચકારા લેખતો. અજગરનું બળ તેની

ચૂકમાં હતું. એકવાર કોઈ એ ચૂકમાં સપડાયું કે થઈ ચૂક્યું.

તેની પાસે જઈ બાલુ બોલ્યો અને કહ્યું, 'શિકાર મુબારક, મહેરબાન! શિકાર મુબારક.'

'તમને ય મુબારક,' કાઆએ કહ્યું, 'કોણ બાલુ! તું અહીં ક્યાંથી ભૂલો પડ્યો? શિકાર મુબારક હીરા વાઘ! આપણા બેમાંથી એકને તો ખોરાકની જરૂર જ છે, છે ક્યાંઈ સારા શિકારના વાવડ? નાનું હરણિયું કે પછી કાળિયાર કે સાબર હોય તોય વાંધો નહીં. મારા પેટનો ખાડો તો કૂવા જેવડો થયો છે.'

'અમે શિકારે નીકળ્યા છીએ.' બાલુએ કહ્યું. તેને ખબર હતી કે અજગર પાસે ઉતાવળે કામ કઢાવાય નહીં. એવડું મોટું તોસ્તાન સહેજે હરેફરે નહીં.

કાઆએ કહ્યું, 'તો તો મને પણ તમારી સાથે લઈ જાઓ. તમારે મન તો બધું એકનું એક છે. પણ મારે તો કોઈક વાર દિવસોના દિવસ સુધી વાટ જોવી પડે છે. અને અરધી રાત સુધી ઝાડે ચઢ્યા કરવું પડે છે કે વખતે નાનો વાંદરો હાથ લાગી જાય. વળી આજે ઝાડની ડાળીઓ પણ હું નાનો હતો ત્યારના જેટલી મજબૂત નથી.'

'વખતે એમ પણ હોય કે હવે તમારું વજન એટલું વધ્યું છે કે કોઈ ઝાડ ઝીલી ન શકે.'

'હા. એમ પણ હોય, અને વળી મારી લંબાઈ પણ કમ ઓછી છે? પણ ઝાડ તો, હવે બધાં સડેલાં જેવાં થઈ ગયાં છે. હજી તો ગયે વખતે જ હું ઝાડ ઉપર ચઢ્યો હતો અને ડાળ ભાંગી. પણ તેના કડડાટથી વાંદરલોક જાગી ગયા અને મને કેટલાંય ન કહેવાનાં વેણ કહ્યાં.'

'હા,' હીરા વાઘે કહ્યું, 'તે લોકો તને પગ વગરનું પીળું અળશિયું કહે છે.'

'એમ! ખરેખર?'

'એવું જ કાંઈક. ગઈ પૂનમે તેઓ બોલતા હતા પણ અમે ધ્યાન ન દીધું. પણ એને મોઢે ક્યાં ચોકઠું છે! એ તો ગમે તે બોલે. એમ તો તે કહેતા હતા કે હવે તું બોખો થઈ ગયો છો અને બકરો ખાતો નથી કેમકે તેનાં શીંગડાંની તને બીક લાગે છે.'

આ સાંભળીને કાઆ બહુ જ ખિજાયો. ઘરડા અજગરો ખિજાય તોપણ ખબર પડવા દેતા નથી તોપણ બંને જણે કાઆની ફેણ ફૂલતી અને મૂછો કંપતી જોઈ.

'વાંદરલોકે તેમનું રહેઠાણ ફેરવ્યું છે, આજે હું બહાર નીકળ્યો ત્યારે તેમને જતા જોયા.'

બાલુએ કહ્યું, 'આપણે વાંદરલોકની જ પૂંઠ પકડવી છે.' અને એટલું કહેતાં બાલુનો અવાજ ધ્રૂજ્યો. કેમકે વનચરોએ કોઈ દિવસ વાંદરાની દરકાર કરી નહોતી.

કાઆ નવાઈ પામ્યો, 'તમારા જેવા બે વનના રાજા જેવાને વાંદરલોકની પૂંઠ પકડવી પડે તેનું કારણ જેવુંતેવું નહીં હોય.'

બાલુ કહે, 'હું તો શિવનીનાં વનમાં રહેતા વરુઓનો ઘરડો મહેતાજી છું, અને આ દીપડો —ઇ—વાઘ—જુઓ વાત એમ છે કે સોપારીચોર—પાંદડાંખાઉ વાંદરલોક અમારો છોકરો ચોરી ગયા છે. એ છોકરા માટે તો તમે સાંભળ્યું હશે.'

'હા. મને શાહૂડી કહેતી હતી કે વરુનાં ટોળામાં માણસ આવ્યું છે. પણ મેં માન્યું નહોતું. પણ શાહૂડીને બરાબર વાત કરતાં જ ક્યાં આવડે છે.'

'એવો બીજો છોકરો ગોત્યો નહીં જડે. મેં તેને ભણાવ્યો છે.' બાલુએ કહ્યું: 'અને એ છોકરો તો મારું નામ આખા વનમાં અમર કરશે. પણ તે વાત જુદી છે. મારે ને એને માયા બંધાઈ ગઈ છે.'

'એમ કે? મને ખબર છે કે માયા બંધાય એ કેવી છે. મને પણ બે ત્રણ વાતોમાં એવું થઈ ગયું.'

વાઘ બોલ્યો, 'એ વાત સાંભળવાની લહેર તો ત્યારે આવે કે જ્યારે ખૂબ શિકાર મળ્યો હોય, પૂનમની રાત હોય અને આપણે તાજામાજા હોઈએ. અત્યારે તો આપણો છોકરો વાંદરાનો કેદી છે, અને એ વાંદરાઓ આખા વનમાંથી ફક્ત તારાથી જ બીએ છે.'

'હા. મારાથી તો ડરે જ ને, કેમ ન ડરે. પણ વાંદરાં તો ટકટકિયાં, મૂર્ખ અને શેખીખોર છે. હા, શેખીખોર, મૂર્ખ અને ટકટકિયાં, એ છોકરો તેમના હાથમાં ગયો તે કમનસીબ છે. પહેલાં એ લોકો સારું નારિયેળ લે છે અને પછી ફેંકી દે છે. અર્ધો દિવસ સુધી ઝાડની ડાળ ઝાલી કૂદા કરે અને પછી ભાંગીને કટકા કરી નાખે છે. એમ જ આ છોકરાનું ય થાય તો ભૂંડી થાય. તેઓ તેનું કોણ જાણે શું યે કરી નાખશે. અને મને તો તે બધાં પીળા દેડકા કહે છે ના!'

'પીળા દેડકા કહેતા હોય તો ઠીક જ ને, એ તો કહે છે પીળું અળશિયું બીજું ય ઘણું કહેતા હશે પણ મને યાદ ક્યાંથી રહે'

'તો આપણે તેમની સાન ઠેકાણે લાવવી જોઈએ. તેમને યાદ ન હોય તો યાદ કરી દેવું જોઈએ. એ બધાં ગયાં કઈ દશે!'

'કોણ જાણે અમને એમ કે તમને તો ખબર હશે.'

ત્યાં તેમને અવાજ સંભળાયો: 'અહીં, ઊંચે ઊંચે ઊંચે શિવનીના વરુવાળા બાલુ ઊંચે જો.' અને બાલુએ ઊંચે જોયું તો ઉપર સમળી ચક્કર લગાવતી હતી. જો કે સમળીને આરામનો વખત વીતી ગયો હતો તોપણ તેણે બાલુની શોધમાં આખા વનમાં ભટક્યા કર્યું હતું.

'શું છે!'

'મેં વાંદરલોક સાથે માઉગલીને જોયો છે. તેણે મને તમને કહેવાનું કહ્યું મે નજર રાખી. વાંદરલોક તેને નદીની પેલી પાર વાંદર-નગરમાં લઈ ગયાં છે.

'ત્યાં તેઓ રાત રહેશે પણ વખતે તરત પાછાં યે આવે અને વખતે અઠવાડિયું રહી પણ જાય. મે વડવાગળાને નજર રાખવા કહ્યું છે. મારો સંદેશો પૂરો થયો. હવે જાઉં છું. શિકાર મુબારક.'

'તમારું ભલું થાઓ અને સુખી રહો સમળી.' વાઘ બોલ્યો. 'હવેના શિકારમાં હું તને યાદ રાખી તારે માટે ભાગ રાખીશ. શાબાશ! તારો ઉપકાર થયો.'

'એમાં કાંઈ નહીં, છોકરા પાસે ગુરુમંતર હતો પછી મારે આટલું તો કરવું જોઈએ ને!'

રીંછ ખુશી થયો, 'સારું ત્યારે. છોકરો તેને ભણાવેલું ભૂલી તો નથી ગયો. આવડો નાનો છોકરો પક્ષીનો મંતર પણ યાદ રાખી શક્યો ખરો.'

'કેમ ન રાખે! એ તો એને બરાબર શિખવાડ્યો હતો, પણ હવે ભાળ લાગી છે ત્યારે આપણે જવું જોઈએ.'

તેમને જવાની જગ્યા એક ઉજ્જડ ગામ હતું બધા તે ક્યાં છે-તે તો જાણતાં હતાં પણ કોઈ ત્યાં જતું નહોતું કેમકે બધાં વાંદરાં ત્યાં રહેતાં હતાં અને વાંદરાં સાથે કોઈ આબરૂદાર વનચર સંબંધ ન રાખે

'જો ઝડપથી જઈએ તો અરધી રાતની મજલ છે.' વાઘ બોલ્યો.

રીંછે કહ્યું, 'હું પણ થશે એટલી ઝાપ કરીશ.'

'અમે આગળ જઈએ છીએ, તું પાછળ ચાલ્યો આવજે.' વાઘ બોલ્યો

કાબા કહે, 'મારે પગ નથી તોપણ તારા ચાર પગ જેટલો ઝપાટો તો હું કરીશ.'

પછી તો અજગર અને વાઘ વચ્ચે શરત ચાલી. વાઘ ગમે તેટલી છલાંગો મારે તોપણ અજગર સાથેનો સાથે હોય. એક નાળું આવ્યું ત્યારે વાઘ છલંગ મારી તે કૂદી ગયો પણ

અજગરને તરીને ઊનરવું પડ્યું અને વાઘ આગળ નીકળી ગયો પણ તરત તેણે વાઘને પકડી પાડ્યો.

'મારા પંજરાના તાળાના કસમ, કાઆ, હું કાંઇ ધીમો નથી. ગજબ ઝડપ છે તારી.'

-'કેમ ન હોય! એક તો હું ભૂખ્યો છું અને વળી તેમણે મને બુઠ્ઠાદાર દેડકો કહ્યો છે.'

'દેડકો હોય; તને તે લોકોએ અણુશણુ કીધો અણુશણુ અને વળી પીળું.'

'જે હોય તે આપણે આગળ વધો.'

બીજી તરફ વાંદરાઓ આ ભાઈબંધોને ભૂલી ગયા હતા તેઓ છોકરાને આ ઉજ્જડ ગામે લાવ્યા હતા અને તેથી આનંદમાં હતા. માઉગલીએ ગામ કે શહેર જોયું જ નહોતું તેથી 'આ ઉજ્જડ ગામ પણ તેને બહુ સારું લાગ્યું. કોઇક રાજાએ તે ગામ વર્ષો પહેલાં ટેકરી ઉપર વસાવ્યું હતું. તેને મથાળે રાજાનો મહેલ હતો. પણ અત્યારે તેની સુંવાળી ફરસ ઉપર અને વચ્ચે ઘાસ ઊગી ગયાં હતાં. મહેલમાંથી આખું ગામ દેખાતું. આને વાંદરાઓ પોતાનું ગામ કહેતા જો કે તેઓ રહેતા જંગલમાં અને આ ઘરો શા માટે હશે કે તેને કેમ વપરાય તેની તેમને ખબર નહોતી. તેઓ તળાવે પાણી પીવા જતાં પણ પહેલાં તેને ગંદુ કરી નાખતાં, પછી અંદર અંદર વઢતાં અને પછી કહેતાં કે વનમાં વાંદરા જેવું કોઇ ડાહ્યું અને સુંવાળું અને જોરાવર નથી.

પણ માઉગલી તો વનના કાયદાને ટેવાયો હતો. તેને વાંદરલોકની રીતભાત ગમી નહીં. તેઓ મંગાટાણે ઉજ્જડ ગામે પહોંચ્યાં અને પછી વનની રીત મુજબ સૂઇ જવું જોઇએ પણ તેને બદલે તેઓ નાચવા અને કૂદવા લાગ્યાં. એક વાંદરાએ ભાષણ કર્યું કે છોકરાનો શિકાર એ વાંદરાના ઇતિહાસમાં અજોડ બનાવ છે. અને માઉગલી પાસેથી તેઓ ઝૂપડાં બનાવતાં, સાદડી ગૂંથતાં અને ટોપલી ભરતાં શીખશે અને તે રીતે વરસાદ અને ઠંડીમાં રક્ષણ મેળવશે. માઉગલીએ થોડા વેલા ભેગા કર્યા અને ગૂંથવા લાગ્યો. વાંદરાઓએ પણ તે મુજબ કરવું શરૂ કર્યું પણ થોડી જ વારમાં તેઓ કંટાળી ગયા, અને એકબીજાની પૂંછડી આમળતા કૂદવા માંડ્યા.

માઉગલીએ કહ્યું કે, મારે ખાવું છે. કાં તો મને ખોરાક આણી આપો અને નહીં તો વનના આ ભાગમાં શિકાર કરવાની મને રજા આપો કેમકે હું અહીંનો અજાણ્યો છું.

એ બોલ્યો ત્યાં તો ત્રીસ ત્રીસ મર્કટો પોપૈયા અને બોર અને ફળો લાવવા કૂદ્યા, પણ રસ્તામાં જ વઢી પડ્યા. ફળ ફળને ઠેકાણે રહ્યાં. માઉગલી બહુ ખિન્ન અને ગુસ્સે થયો. તે ભૂખ્યો તો હતો જ; એટલે તે શહેરમાં ભટકવા માંડ્યો અને વારંવાર અજાણ્યાનો શિકારનો સાદ બોલવા લાગ્યો. પણ તેનો કોઇ જવાબ મળ્યો નહીં, એટલે પોતે ઘણી ખરાબ જગ્યામાં આવી ભરાયો છે તેની માઉગલીને ખાતરી થઇ. બાલુએ વાંદરલોક માટે જે જે કહ્યું હતું તે બધું તેને ખરું લાગ્યું. તેમને કોઇ કાયદો નથી, કોઇ શિકારનો શબ્દ નથી, કોઇ નેતા નથી. માત્ર અવાજ કરતા અને ચોરી કરતાં જ તેમને આવડે છે. જો અહીં જ મને તેઓ મારી નાખે કે ભૂખ્યો મરી જાઉં તો તેમાં મારો જ વાંક હશે પણ મારે મહેનત કરીને પણ મારા પોતાના વનમાં પહોંચી જવું જોઇએ. મારા વાંક માટે મારે બાલુનો માર ખાવો પડશે, પણ વાંદરલોક સાથે સડેલાં પાંદડાં ફેંકવા કરતાં એ સારું છે.

માઉગલી શહેરના કિલ્લાની પાસે પહોંચ્યો ન પહોંચ્યો ત્યાં વાંદરાં તેને ઘેરી વળ્યાં. અને પાછો લઇ ગયાં અને ચૂંટીઓ ખણવા લાગ્યાં. પણ તે બોલ્યા–ચાલ્યા વિના દાંત પીસીને બેસી રહ્યો. પાસે જ રાતા પત્થરના અર્ધા ભરેલા પાણીના હોજ હતા તેની પાસે અગાસી જેવું હતું ત્યાં તેને વાંદરાઓ લઇ ગયાં.

માઉગલીને ઉઝરડા થયા હતા, સખત ભૂખ

લાગી હતી. ઊંઘ પણ આવવા લાગી હતી ત્યાં એકી સાથે વીસ વીસ વાંદરા આવીને વાંદરલોક કેવા મહાન, કેવા ડાહ્યા, કેવા જોરાવર અને કેટલા સૌમ્ય છે તેનો વિચાર કરી વાંદરલોકને માઉગલીએ છોડવા નહીં એમ કહ્યું ત્યારે તો તે પણ હસ્યા વિના રહી શક્યો નહીં. પણ તે કાંઈ બોલ્યો નહીં અને ધીમે ધીમે ટોળું વધીને સેંકડોનું થઈ ગયું અને તેમના જ વક્તાઓ પોતાનાં બણગાં ફૂંકતા હતા તે સાંભળી રહ્યું. માઉગલીને લાગ્યું કે આ બધાને હડકાયું જાનવર કરડી ગયું હશે નહીંતો કોઈ પ્રાણી આવું બુરાયું બને નહીં. એમ વિચાર કરતો હતો ત્યાં આકાશમાં ચંદ્ર આડે વાદળું આવતું દેખાયું અને તેથી થતા અંધારામાં તેણે નાસી જવાનો વિચાર કર્યો. પણ તે તદ્દન થાકી ગયો હતો.

એ જ વાદળાને બીજા બે મિત્રો પણ આશાની નજરે કિલ્લા પાસેની ખાઈમાં છુપાઈને જોઈ રહ્યા હતા. હીરો અને કાબ્બા બંને, વાંદરલોક કેવા છે તે જાણતા હતા તેથી નકામું જોખમ ખેડવા ઇચ્છતા નહોતા. જ્યાં એક શત્રુ સામે સો વાંદરા હોય, નહીં ત્યાં સુધી વાંદરલોક લડાઈ આપતા નથી, અને વનમાં સૌની સામે એકલા ઝઝૂમવાનું કોઈ પસંદ કરે નહીં

કાબ્બાએ કહ્યું, 'હું પશ્ચિમ ભાગોળે જાઉં અને ત્યાં ઢાળ છે તેની ઉપરથી એ લોકો ઉપર છાપો મારું. એ વાંદરાં કાંઈ મારી પીઠ ઉપર તો ત્રાટકશે નહીં પણ જો...'

'મને ખબર છે' વાઘ વચ્ચે જ બોલી ઊઠયો, 'બાલુ આવી પહોંચ્યો હોત તો બહુ ઠીક થાત પણ આપણે તો બને તે કરી છૂટવું જોઈએ. આ વાદળું ચાંદાને ઢાંકી દેશે ત્યારે હું હોજ પાસેની અગાસી ઉપર જઈશ. મને લાગે છે કે એ છોકરા માટે તેમણે કાંઈ સભા ભરી છે.'

'તો ફત્તે કરો.' અને કાબ્બા ત્યાંથી ચાલી નીકળ્યો. અને પશ્ચિમ દીવાલ તરફ વળ્યો. પણ દીવાલનો એ ભાગ પડયો નહોતો અને તેની ઉપર મારગ શોધીને ચઢતાં વાર લાગી. દરમિયાન ચન્દ્રને વાદળાંએ ઢાંકી દીધો હતો. અને અગાસી ઉપર બેઠો બેઠો માઉગલી હવે શું કરવું તેના અંદેશામાં હતો ત્યાં તેણે અગાસીને છેડે વાઘના પગલાં સાંભળ્યાં. વાઘ આખો ઢોળાવ જરા પણ અવાજ કર્યા વિના ચઢી આવ્યો હતો. અને આવીને વાંદરાની પચાસસાઠ હારો બેઠી હતી તેમાં પડી જે હાથ આવે તેની ઉપર પંજો મારવા લાગ્યો; કેમકે કોઈને કરડી ખાવા કરતાં એ વધારે સારું હતું. વાંદરાંમાં બીક અને ક્રોધનો કાળો કકળાટ મચી ગયો. પાર્ત–આખડતાં વાંદરાંઓ ઉપર થઈને વાઘ આગળ વધ્યો તેની જ વાંદરાંઓએ બૂમ પાડી કે તે એકલો જ છે તેને મારો. મારી નાખો. એટલે વાંદરાનું ટોળું કરડતું, દાંત કચકચાવતું, ફાડતું, ઝરડતું વાઘની આસપાસ વીંટાઈ વળ્યું. પાંચ કે છ વાંદરા માઉગલી પાસે ગયા, તેને ઘસડીને બારાદરીની દીવાલ સુધી લઈ ગયા અને ત્યાંથી એક પોલાણ જોઈ તેમાં તેને હડસેલી દીધો. જો માઉગલી શહેરમાં ઊછર્યો હોત તો ઘવાયો હોત પણ બાલુએ તેને પડતું કેમ તે શીખવ્યું હતું એટલે તેને વાગે નહીં તે રીતે તે પંદર ફુટ નીચે પગભર કૂદી પડયો.

'ત્યાં જ પાચો રહેજે' વાંદરાંઓએ કહ્યું, 'પછી તારા ભાઈબંધોને મારીને અમે તારી પાસે આવશું અને રમશું, જો ત્યાં સુધી ઝેરી પ્રાણીઓ તને જીવતો રાખશે તો.'

માઉગલીએ સર્પનો શબ્દ સાદ કર્યો—

આપણ બંને એક લોહીના
તું ને તેમ જ હું યે

જવાબમાં તેણે સર્પના ફૂંફાડા અને સુસવાટ સાંભળ્યા. તેણે ફરીથી ખાતરી કરવા ફરીને સાદ કર્યો.

હિન્દના ઘણાં ખંડેરો, થોડા વખત પછી સાપનાં રહેઠાણ બની જાય છે, તેમજ

બારાહરીનું પણ થયું હતું. થોડી વારે અવાજ સંભળાયોઃ 'રસારું રસારું. બરસ, બધા ભાઈઓ ફણ સંકેલી લેજો. ભાઈ! બચ્ચા તું હલ્યાચલ્યા વિના ઊભો રહેજે નહીં તો તારા પગ અમને વાગશે.'

માઉગલી સ્વસ્થ ઊભો રહ્યો. અને વાઘની સાથે વાંદરાના મુખની કિકિયારીઓ સાંભળવા લાગ્યો. એક તરફ વાંદરાના કચકચાટ અને બીજી તરફ વાઘનો ધીરો ઘુરકાટ સાંભળી માઉગલીને લાગ્યું કે કદાચ જિંદગીમાં પહેલી જ વાર વાઘ મરણિયો થઈને લડતો હતો.

માઉગલીએ વિચાર્યું કે બાલુ પણ આટ લામાં જ હશે. વાઘ એકલો તો આવે નહીં. પછી મોટેથી બોલ્યો, 'બધેરા, વાઘ, હોજ તરફ જા. હોજમાં પડ. પાણીમાં કૂદી પડ.'

વાઘે તે સાંભળ્યું. તેને ખાતરી થઈ કે માઉગલી સલામત તો હતો જ, તેથી તેનામાં નવું જોર આવ્યું. તેણે હોજ તરફ જવા માટે ઇંચે ઇંચે પ્રયત્ન કરવા માંડ્યો. તેવામાં જંગલ તરફની દીવાલ ઉપરથી બાલુની રણગર્જના સંભળાઈ. ઘરડો બાલુ વહેલો આવી શક્યો ન હતો પણ હવે પહોંચી ગયો હતો. બાલુ ગર્જ્યો, 'બધિરા—વાઘ—હું આવી પહોંચ્યો છું. અને હવે દીવાલ ચઢું છું, હમણાં ત્યાં પહોંચ્યો જાણ, મારા પગ તળેથી પત્થરો ગબડી જાય છે. ઊભા રહો વાંદરલોક! તમને પણ સ્વાદ ચખાડું.' બાલુ અગાસી સુધી પહોંચ્યો તો ખરો પણ ત્યાં આવતાંવેંત તરત તેની ઉપર વાંદરાનું મોટું ટોળું ધસી ગયું. બાલુ તેના પાછલા પગ ઉપર બેસી ગયો અને આગલે પગે એક એકને પકડીને તેમના ઉપર જેમ એરણ ઉપર મોટો હથોડો પડે તેમ પોતાનો પંજો મારવા લાગ્યો. બીજી તરફ પાણીમાં ધુબાકો થયો એટલે માઉગલીએ જાણ્યું કે વાઘ પાણીમાં સલામત પહોંચી ગયો છે, અને ત્યાં વાંદરલોક તેને હેરાન કરી શકશે નહીં. વાઘનું ફક્ત મોઢું જ પાણી બહાર દેખાતું હતું, અને તે શ્વાસ હેઠો બેસાડતો હતો. હોજની આસપાસના લાલ પગથિયાં ઉપર વાંદરાની ત્રણ ત્રણ હાર ચારે તરફ વાટ જોઈને ઊભી હતી કે બહાર નીકળે તો તૂટી પડે અને ત્યાં કૂદાકૂદ કરતી હતી અને ખીજમાં દાંતિયાં કરતી હતી. પછી નિરાશામાં વાઘે સર્પને બોલાવવાનો સાદ કર્યો, કેમકે તેને શંકા પડી કે છેલ્લી ઘડીએ કાઆ છટકી ગયો હશે—

આપણ બંને એક લોહીના
તું ને તેમ જ હું ને.

વાઘ એવી દશામાં હતો કે વાંદરાના ટોળા નીચે લગભગ દટાઈ ગયેલા બાલુને પણ વાઘ જેવા પ્રાણીને-મદદ માટે માગણી કરતાં સાંભળીને જરા મલકાટ થયો.

તે વખતે અજગર દીવાલની ટોચે પહોંચી ગયો હતો. તેના ભારથી દીવાલનો એક પાણો ગબડીને ખાઈમાં પડ્યો. અજગરે પોતાની પૂંછડી આમતેમ હલાવી જોઈ કે જેથી તેના બધા અવયવ કામ કરે છે તેની ખાતરી થાય. તેનો ઇરાદો ઢોળાવનો પૂરેપૂરો લાભ લેવાનો હતો. આ બધું બનતું હતું તે દરમ્યાન બાલુનો હથોડા જેવો પંજો વાંદરાને એક પછી એક ઓછા કર્યે જતો હતો. વાઘની આસપાસના હોજ ઉપરના વાંદરાં ચીચાચીસ કરતાં હતાં. વડવાગળાં અહીંતહીં ઊડી જંગલના આ મહાયુદ્ધના સમાચાર બહાર પહોંચાડતાં હતાં. તેવી હાથીઓ પણ રણશીંગા જેવા અવાજ કરવા માંડ્યા. અને દૂર દૂર આરામ કરતા વાંદરાં ઝાડે ઝાડે કૂદીને ખંડિયેરના પોતાના ભાઈઓની કુમકે આવવા નીકળી પડ્યાં.

અને બરાબર એ વખતે કાઆએ પોતાનો ધસારો શરૂ કર્યો. અજગર યુદ્ધ કરે છે ત્યારે પોતાનું વજન અને પોતાની ફેણના બધા બળથી થપાટ મારે તેમાં જ તેનો વિજયપ્રહાર હોય છે. જો કોઈ એક ખાડી વજનના ભાલાને વીજળીની ચાવીથી એક માણસને માત્ર આંગળાથી હલાવતાં અને પછાડતાં કેવું લાગે

તેની કલ્પના કરશે તો અજગરના આ ધસારાનો ખ્યાલ આવશે. ચારથી પાંચ ફૂટનો નાગ પણ કોઈ માણસને છાતી ઉપર ઝાપટ મારીને પછાડી દઈ શકે તો, આ તો ત્રીસ ફૂટનો અજગર હતો. તેનો ધસારો કેવો હશે !

રીંછની આસપાસ વીંટાઈ વળેલાં ટોળાંના મધ્ય ભાગમાં તેનો પહેલો ફટકો પડ્યો. અને એવો તે ભયાનક હતો કે વાંદરાઓ 'નાગ નાગ ભાગો ભાગો' કરતાં વિખેરાઈ ગયાં.

ત્યાર પછી જે બન્યું તેની તો વાનરકુળના અનેક વંશોની અનેક પેઢીઓમાં પોતાના વડવાઓએ કહેલી અજગરના પરાક્રમની ગાથાઓ વંશપરંપરા ઊતરતી આવી છે. એ અજગર મૂળ આસપાસ આવતી શેવાળના જેટલી ચુપકીથી ઝાડની ડાળી ઉપર વીંટાઈ શકતો અને મજબૂતમાં મજબૂત વાનરનો શિકાર કરતો. એ વૃદ્ધ અજગર એવો નિશ્ચલ રહી શકતો કે ડાહ્યામાં ડાહ્યાને પણ તે ઝાડનું ઠૂંઠું કે ભાંગેલી ડાળ જ લાગે અને એની પાસે કોઈ પાસે જાય કે તરત તેનો ભક્ષ બની જતા. વનમાં વાંદરાને જેટલી જેટલી બીક હતી તે તે સર્વ કાઆમાં હતી કેમકે તેમાંના કોઈને તેના બળની સીમાની ખબર નહોતી; કોઈ તેના મોઢા સામે મીટ માંડી શકતું નહીં. અને કોઈ તેના ભરડામાંથી જીવતું નીકળ્યું નથી આમ હતું તેથી જ કાઆ આવ્યો જાણીને વાંદરા દોડ્યા, બીકનાં માર્યાં ધ્રૂજવા માંડ્યાં. સહુ જ્યાં લાગ મળ્યો ત્યાં દીવાલ ઉપર, છાપરા ઉપર જીવ લઈને ભાગવા માંડ્યાં અને બાલુ રીંછે છુટકારાનો દમ ખેંચી હાશ કર્યું. જોકે તેના વાળ વાઘ કરતાં જાડા હતા તોપણ તે લડાઈમાં ઠીક ઘવાયો હતો. પછી કાઆએ પહેલી જ વાર મોઢું ઉઘાડી એક મોટો ફૂંફાડો માર્યો. એ સાંભળીને જ દૂર દૂર દોડતા વાંદરાઓ થંભી ગયા. અને બધા એક ઠેકાણે પડખે પડખે લપાઈને બેસવા લાગ્યા તે એટલે સુધી કે તેમના વજનથી ઝાડની ડાળીઓ ભાંગવા લાગી.

છાપરા ઉપર કે ભીંત ઉપરના વાંદરા ચૂપ થઈ ગયાં, અને ઓચાનક શાંતિના એ અવકાશમાં માઉગલીએ વાઘને પાણીથી બહાર આવી દિલ ઉપરથી પાણી ખંખેરી નાખતો સાંભળ્યો.

વાઘે કહ્યું: 'હવે એ છોકરાને બખોલમાંથી બહાર કાઢો. મારાથી હવે વધારે બને તેમ નથી. ચાલો છોકરાને લઈને આપણે ચાલ્યા જઈએ. નહીં તો વાંદરા ફરી હલ્લો લાવશે.'

કાઆએ કહ્યું: 'બિલકુલ નહીં. હવે મારા હુકમ વિના તેમાંનું કોઈ હલીચલી શકશે નહીં. 'સ્થિત થાઓ.' અજગરે કહ્યું અને વાંદરાનો શ્વાસ પણ ચળી ગયો. અને ફરી શાંતિ ફેલાઈ ગઈ. કાઆએ વાઘને કહ્યું: 'મારાથી વહેલું તો ન પહોંચાયું પણ મેં તારી હાક સાંભળી હતી.'

વાઘે કહ્યું: 'એ તો રણ-હાક હશે. પણ બાલુ તને બહુ વાગ્યું છે !'

રીંછ બોલ્યો, 'જરાક વાગ્યું તો છે. તેઓ તો મારા છૂટા છૂટા કટકા કરવા માગતા હતા, પણ હું બે જરાક તો બચ્યો છું અને કદાચ પૂરો પણ થઈ જાત પણ આજ તો કાઆ ભાઈ તારે લીધે જ વાઘ અને હું બચી ગયા છીએ.'

'તેનું કાંઈ નહીં.' કાઆએ કહ્યું, 'હવે એ માણસ-બચ્ચું ક્યાં છે !'

માઉગલી બોલ્યો, 'હું અહીં છું, આ બખોલમાં પણ મારાથી બહાર નીકળાતું નથી.' માઉગલીની બરાબર ઉપર બારાદરીનો ભાંગેલ ઘુમ્મટ હતો. ત્યાં રહેતા નાગે કહ્યું, 'આ છોકરાને અહીંથી લઈ જાઓ તે મોરની જેમ નાચ્યા કરે છે તે અમારાં બચ્ચાં ચગદાઈ જશે.'

કાઆએ જોયું કે માઉગલીએ ત્યાં પણ ભાઈબંધી કરી લીધી છે, પછી બોલ્યો: 'આશ્ચર્ય જન્મ્યો, પણ હવે તું જરા ઊંડો અને સમાલીને ઊભો રહેજે અને નાગલોકો તમે પણ દરમાં પેસી જજો હું હવે આ આખા માળખાને હલાવી દઉં છું.'

કાઆએ એ આરસપહાણની રચના તપાસી તેમાં ચીરા જેવું હતું તે સ્થાન ઉપર નેમ તાકી અને હતો ત્યાંથી છ–સાત ફૂટ ઊંચા થઈ ચોટ મારી. પાંચ–છ વખત તેમ કર્યા પછી એ આખો કાટમાળ તૂટી પડયો અને ધૂળના વાદળમાંથી માઉગલી બહાર પડયો અને બાલુ રીંછ અને હીરા વાઘ ઉપર એક એક હાથ મૂકી લટકી રહ્યો.

બાલુએ પૂછયુંઃ 'તું ઘાયલ થયો છે ?'

માઉગલી કહેઃ 'હું ભૂખ્યો, ઉઝરડાયો અને થોડો ઘવાયો છુ, પણ તમને એક દોસ્તોને તેઓએ વધારે ઇજા કરી લાગે છે. તમે તો લોહીલોહાણ થઇ ગયા છો.'

'એટલું જ ને,' વાઘે કહ્યું, 'પણ આ મરેલા વાંદરા તો જો.'

'અરે અમને તો કંઈ થયું ન ગણાય; તું સાજોસારો છે એ જ બસ છે.'

'કોને વાગ્યું અને કેટલું વાગ્યું તે આપણે પછી નક્કી કરશું,' વાઘ જરા કડકાઈથી બોલ્યો કે જે માઉગલીને ગમ્યું નહીં. 'પણ આ કાઆ અહીં છે. અને આપણી જિંદગી ઉગારવા અને આ લડાઈમાં વિજય અપાવવાનો યશ તેને છે. માટે વનના નિયમ મુજબ તેનો આભાર માન માઉગલી !'

માઉગલીએ પોતાના માથાથી પણ એક ફૂટ ઊંચે કાઆની ફેણ જોઈ. કાઆ કહેઃ 'માણસનું બચ્ચું આજ ને, તેની ચામડી સુંવાળી છે. અને દેખાવમાં વાંદરલોકથી બહુ જુદી જાતનો નથી. ખબરદાર રહેજે બચ્ચા, અને મારી કાચળી ઊતરે તે વખતે વાંદરો જાણી તારો ભક્ષ હું ન કરી જાઉં તેનું ધ્યાન રાખજે.'

માઉગલી બોલ્યો—

આપણ બને એક લોહીના
તું યે તેમ જ હું યે

'આજ રાતે મારુ જીવન હું તારી પાસેથી પામ્યો છું. હવે પછી મારો શિકાર તે તારો ય શિકાર હશે જ્યારે તું ભૂખ્યો હો ત્યારે તેનો ઉપયોગ કરજે કાઆભાઇ !'

'ખૂબ ખૂબ નાના બચ્ચા.' કાઆ કહે, 'તારી જેવો બહાદુર નાનો શિકારી જે શિકાર કરે તે જાણવા જેવો હશે. મને મન થાય છે કે એવા કોઇ શિકારમાં તારી સાથે આવું.'

'હું કોઇને મારી નથી શકતો, હું બહુ નાનો છું, પણ હું તો જેઓ શિકાર કરી શકે તેવા તરફ બકરાં હાંકી શકું છું. જ્યારે તને ભૂખ લાગે ત્યારે મારી પાસે આવજે અને જોજે કે હું ખરું કહું છું કે નહીં, વળી (હાથ બતાવીને) આ ભાગમાં પણ કાંઇ શક્તિ છે. તમે જાળમાં કે છટકામાં સપડાઇ જાઓ તો તમને બધાને છૂટા કરી વાઘ, રીંછ અને અજગરભાઈઓનું મારા ઉપર જે ઋણ છે તે હું ફેડી શકું. ચાલો શિકાર મુબારક તમો સર્વને મારા સ્હેરબાનો.'

'શાબાશ, ઠીક બોલ્યો.' બાલુ રીંછે માઉગલીને કહ્યું કેમકે માઉગલીએ બહુ સારી રીતે ઉપકાર માન્યો હતો. કાઆ પણ ખુશ થયો અને પોતાની ફેણ માઉગલીના ખભા ઉપર ટેકવી અને કહ્યું, 'વાહ, તારું જિગર સાબૂત અને જીભ વિનયી છે, અને એ બે લક્ષણોથી વનની દુનિયામાં તું ઘણો આગળ વધીશ બચ્ચા. પણ હવે અહીંથી વેળાસર તારા ભાઇબંધો સાથે ચાલ્યો જા. ચાંદો હવે આથમવા આવ્યો છે અને એ આથમ્યા પછી જે બનશે તે તારે જોવા જેવું નથી.'

ચન્દ્રમા ટેકરીઓની પાછળ અસ્ત થતો જતો હતો. અને ઝાડ, છાપરાં, દીવાલ ઉપર ગુપચુપ ધાસ્તીભર્યા બેઠેલા વાંદરા ફાટી ગયેલ કપડાંના લટકતા લીરા જેવાં લાગતાં હતાં. બાલુ હોજમાં પાણી પીવા ગયો, અને વાઘ પોતાને ચાટીને સાફ થવા માંડયો. કાઆ અગાસીની મધ્યમાં આવ્યો અને એક ઝીંકારો કર્યો એટલે વાંદરા માત્રની નજર તેની સાથે બંધાઈ ગઈ,

'એ તમારી જોહુકમી છે. પ્રજાના રક્ષણ માટે પોલિસ છે તે ગરીબ માણસોને આમ હેરાન કરે તે સાંખી લેવાય નહીં.'

પોલિસે ગુસ્સાથી જુવાનનું કાંડું પકડ્યું અને ઝટકાવ્યું. જુવાનના હાથમાંથી ચોપડી નીચે પડી ગઈ. તે નીચા વળી લઈ ચશ્માં ઠીક કરવા લાગ્યો.

પોલિસે જુવાનને ઉદ્દેશીને પૂછ્યું: 'ભાડું તારે જોઈએ છે કે એને ? તારે રસ્તે જા નહીં તો...'

ટોળામાંથી કેટલાક તે જુવાનને સમજાવવા લાગ્યા: 'ભાઈ, પોલિસના મામલા છે. તેમાં પડવામાં સાર નહીં...'

પોલિસે ધનિયાને કહ્યું: 'એલા તને પોલિસ જ હાથમાં આવે છે ? ગાડી હાંકવી નથી ફાવતી. રો મરવાની થાય ત્યારે વાપરીવાડે જાય.'

*

આજનો દિવસ ધના માટે સવારથી જ અગાઉ ઊગ્યો હતો. સવારની, પહેલી બોણીમાં પોલિસ સાથેની ધમાલ પછી પેસેન્જર સાથે પણ રકઝક થઈ હતી. ઠેકાણું નજીકનું બતાવી ખાડી ભાડું ઠરાવે અને પછી જરા આઘે, જરા આઘે કરતાં દૂર લઈ જાય. ભાડું આપતી વખતે તકરાર કરે એવા પણ ભેટી જાય. દિવસ પૂરો થતાં ઘોડા જોગું પણ મળશે કે કેમ તેની શંકા થવા લાગી હતી.

બપોરે સ્ટેન્ડમાં ગાડી ઊભી રાખી, ઘોડાને ખાડું ઘાસ નાખી ઉતારુની રાહ જોતો બીજા ગાડીવાળાને પોતાની સવારની વીતકકથા તે કહી સંભળાવતો હતો.

સવારનો ફાલતુ પોલિસ ત્યાંથી નીકળ્યો. તેણે સ્ટેન્ડ તરફ નજર કરી તો ધનિયાને વાતમાં મશગૂલ જોયો..પાછળ ચુપકીથી, ધીમે પગલે આવી તેણે ઘોડાની પીઠ પર ચારચાર ઘોડા ભડકાવ્યો, અને પીઠ પર દંડા વાગવાથી નાઠો. ગાડીના પૈડા પાસે ધનો ઊભો હતો તેને ધક્કો વાગતાં તે પડી ગયો. આજુબાજુના ગાડીવાળાઓ ચમકી ગયા. અને ગાડી લઈ ભાગતા ઘોડાને પકડવા પાછળ દોડ્યા.

એક ડોશી રસ્તા ઉપર જતી હતી. તે દોડતા ઘોડાની હડફેટમાં આવી પડી ગઈ. તેને કચડી ગાડી સામે દવાખાનાની ફેન્સીંગ હતી તે સાથે અથડાવી. માણસો ઘોડાને પકડે તે પહેલાં ગાડી ઊંધી વળી ગઈ, છત્રી ભાંગી અને ઘોડો ગાડીના પુલમાં તરફડવા લાગ્યો. માંડ માંડ ઘોડાને છૂટો કર્યો. ધનિયાને પગે વાગ્યું હતું તે લંગડાતો પાછળ ત્યાં આવ્યો.

પોલિસે સીટી મારી. ચોકી ઉપરથી નાયક અને પોલિસ, ગાડી પડી હતી ત્યાં આવ્યા. અકસ્માત થયેલો જોઈ લોકોનું ટોળું પણ ત્યાં જમા થઈ ગયું હતું. ટોળામાંથી એક બે જણાએ પાણી લાવી ડોસીને છાંટયું અને ટેકો કરીને પાસેના દવાખાનામાં લઈ ગયા.

પોલિસે લોકોને વિખેરી નાખ્યા. ડોસીની જુબાની લીધી–પંચાતનામું કર્યું" અને ધનિયાને ફોજદારીમાં ઉપાડી ગયા.

*

વીરચંદશેઠના બંગલાની પાછળના ભાગમાં કરેલી ચાલીમાં ઘણાં ગરીબ માણસો રહેતા હતા. ધનો ત્યાં રહેતો હતો. એક માણસ ભાંગેલી ગાડી અને ઘવાએલો ઘોડો લઈ ધનાને ત્યાં મૂકવા આવ્યો. તેણે બધી વાત ધનાની માને કહી. આ સાંભળીને વહુ રોવા લાગી. ધનાના ઘરમાં બે નાના છોકરાં, ધનાની વહુ અને મા એટલા રહેતા હતા. ઘોડાગાડી હાંકી પોતાના કુટુંબનો પેટગુજારો તે કરતો હતો. ડોશી ધનાની ખબર કાઢવા ફોજદારીમાં ગઈ. પણ પોલિસે તેને મળવા દીધી નહીં.

એક બિચારી વૃદ્ધ બાઈનો પગ ભાંગી ગયો છે. આવી બેદરકારીને અમારાથી ઉત્તેજન ન આપી શકાય.'

ડોશીએ અકળાઈને કહ્યું: 'ધનિયાએ અત્યાર સુધીમાં કોઈને વગાડ્યું નથી. તેનો બાપ મરી ગયો ત્યારથી, ઘણાં વરસ થયાં તે ગાડી હાંકે છે હજી સુધી કોઈની સાથે તકરાર પણ નથી કરી. આ અકસ્માત ધનિયાએ ક્યાં કર્યો છે? પોલિસે ઘોડાને માર્યો ન હોત તો આમ બનત જ નહીં. તમે બધા ગાડીવાળાને પૂછી લેવો. સહુ જાણે છે.'

'તમારી વાત ખરી હશે. પણ ન્યાય કોર્ટમાં કોઈ ગાડીવાળો પોલિસની વિરુદ્ધ સાક્ષી પૂરવા આવે તેમ નથી.'

'ભાઈ, પણ આ છાને ખૂણે નથી થયું. ચોકમાં ધોળે દહાડે પોલિસે ઘોડાને માર્યો છે. ઘણાંએ એ જોયું છે. તોય વાત ખોટી!'

'બીજું શું થાય! કોરટના મામલા એવા છે.'

ડોસી નિરાશ થઈ ઘેર આવી ત્યાં વહુએ ખબર આપ્યા કે મુનીમ ઘર ખાલી કરવાનું કહી ગયો છે.

ગઈ સાલમાં ઘોડો મરી ગયો ત્યારે નવો ઘોડો લેવા અને પાસ કરાવવા માટે ગાડી રંગ રીપેર કરવાની જરૂર હોઈ શેઠ પાસેથી સો રૂપિયા કરજે લીધા હતા. તે પૂરા ભરી શકાયા નથી. અને બે માસનું ભાડું ચડ્યું છે તે ડોશી જાણતી હતી. તે મુનીમ પાસે ગઈ.

તેને જોતાં જ મુનીમે કહ્યું: 'ધનિયાની મા, આજ સાંજ પહેલાં ઘર ખાલી કરી નાખજો. મેં કહેવરાવી દીધું છે.'

'બાપુ, હું એ જ કહેવા આવી છું. ધનાને ફોજદારીમાં લઈ ગયા છે. હું મળવા ગઈ હતી પણ મળવા ન દીધી. તમે મદદ કરો તો ગાડીને નુકસાન થયું છે તેની નુકસાનીના પૈસા આવે તે અને ગાડીઘોડો વેચી તમારા પૈસા આપી દઉં. દમણાં દયા કરો.'

'ગાડીનો તો ભુક્કો બોલી ગયો છે. તેની પૈ યે કોણ આપે તેમ હતું. અને તમને મદદ કરી અમારે પોલિસની આંખે નથી ચડવું. હવે તમે ક્યાંથી ભાડું અને ખાતાના પૈસા આપવાનાં હતાં? ગાડીઘોડો આવ્યો તે શેઠે જોયો હતો અને તેમણે વાત સાંભળી છે. ધનાએ ગુનો કર્યો એટલે પોલીસના આંટાફેરા આંહી શરૂ થાય અને અમને નકામી તકલીફ ઊભી થાય. શેઠે મકાન ખાલી કરાવવાનો હુકમ કર્યો છે. હજાર વાતની એક વાત.'

'બાપુ, સાંજ તો પડવા આવી છે. હું બીજું મકાન ગોતી લઈશ અને એક બે દીમાં ખાલી કરી દઈશ. ત્યાં સુધી તો રહેમ કરો.'

'મારે નોકરી કરવી છે. શેઠના હુકમ પ્રમાણે થવું જ જોઈએ. આજ તમે એમ સારી સેરાજે ઘર ખાલી નહીં કરો તો સિપાઈ આવીને તમારો સામાન બહાર ફેંકી દેશે.' મુનીમે ઉદ્ધતે પાટલે બેસી કહ્યું.

શેઠાણી કંઈક દયાળુ હતી. ડોશી તેની પાસે રહેમ માગવા ગઈ. પણ શેઠાણી બહાર જવા તૈયાર થયાં હતાં તે બારણામાં સામાં મળ્યાં. ડોશીએ તેને જોઈ કહ્યું: 'બા...'

'મારે બહાર જવું છે. વખત નથી. જે વાત કહેવી હોય તે તમારા શેઠને કહેજો. દીવાનખાનામાં બેઠા છે.' કહી શેઠાણી મોટરમાં બેસી ઊપડ્યાં.

ડોશી શેઠ પાસે ગઈ. શેઠ આરામખુરશી પર આરામથી, પાસેની ખુરશી પર બેઠેલા માણસની વાતો સાંભળતા બેઠા હતા. તે કહેતો હતો, 'બાપુએ આપનું નવું બંધાવેલ 'નિરાશ્રિત નિવાસ' ખુલ્લું મૂક્યું ત્યારે આપની ધાર્મિક સખાવતોની મુક્ત કંઠે પ્રશંસા કરી હતી. રાજ્ય આપનું આટલું સન્માન કરે એ યોગ્ય જ છે પરંતુ જાહેર જનતાએ પણ તે માટે કંઈક કરવું જોઈએ એમ એમને લાગ્યું એટલે આવતી કાલે સભા ભરી આપને

અર્પણ કરવા માટે આ હાથીદાંતનું કારોટ બનાવ્યું છે તે આપને બતાવવા લાવ્યો છું.'

કહી તેણે થેલીમાંથી કારોટ કાઢી શેઠના હાથમાં મૂક્યું.

શેઠે તે નીરખીને જોયું. તેમાં ઘર વગરનાને રહેવાની સગવડતા અપાતી હોય, રોગીની સેવાશુશ્રૂષા થતી હોય, ભૂખ્યાને ખાવાનું અપાતું હોય, તરસ્યાને પાણી પાતા હોય એવા ભાવ સ્ફુટ કરતાં વિવિધ દૃશ્યો કોતરેલાં હતાં.

શેઠે સ્મિત કરી કહ્યું: 'તમે મારું માનસ બરોબર ઓળખ્યું છે. મારી અંતરની ભાવના આ કારોટ ઉપર આબેહૂબ મૂર્ત કરી છે.'

'ખરેખર, આપે નિરાધારો માટે જે ભોગ આપેલ છે તેની સરખામણીમાં જે સન્માન થયું છે અને થાય છે તે મામૂલી છે.'

એ આપનો મારા પ્રત્યેનો સદ્ભાવ છે. જે મારા યત્કિંચિત કાર્યને મોટું સ્વરૂપ આપે છે.' કહી શેઠે કારોટ તે ભાઈને પાછું આપ્યું. આ વખતે શેઠની નજર ડોશી પર પડી અને તેમણે વીજળીનું બટન દબાવ્યું.

ડોશીને કાંઇ કહેવા જતી હતી તે પહેલાં તેમણે કહ્યું: 'મુનીમે મને વાત કરી છે. તમે તેની પાસે જાવ.' અને ડોશીને આગળ બોલવાની તક મળે તે પહેલાં, આવેલ સેવકને તેમણે કહ્યું: 'ડોશીને મુનીમ પાસે લઈ જા.'

ડોશી, ધનાની વહુ અને છોકરાં તેમની ઘરવખરી માથે ઉપાડી, ક્યાં જવું તેની વિમાસણમાં બહાર નીકળ્યાં ત્યારે શેઠના દીવાનખાનામાંથી બુલંદ સૂરે રેડિયોનું ગીત સંભળાતું હતું:—

" હોગા જગમેં ગરીબોં કા રાજ
સારી દુનિયા મેં મજદૂરોં કા રાજ
ન હોગી આલમમેં દુઃખ કી નિશાની."

એક દિવસ ભગવાન વિષ્ણુએ સાપ અને બકરીને બોલાવી કહ્યું કે 'જાઓ, પૃથ્વી ઉપર જઈ આવો.'

બંને બોલ્યાં: 'જેવી આજ્ઞા પ્રભુ' કહી બહાર નીકળ્યાં.

સાપ હજી જ્યાં થંભ પકડી સ્વર્ગના દરવાજાની બહાર નીકળ્યો હતો ત્યાં બકરે આવી કહ્યું 'હું તો પૃથ્વીની પ્રદક્ષિણા કરી આવ્યો.'

× + ×

એક ગૃહસ્થ: તમે દાઢી કરાવવાના બે આના અને ચાર આના એમ બે ભાવ કેમ રાખ્યા છે?

હજામ: સાહેબ, ચાર આનાવાળાને તો અમે [illegible] અને પાટો પણ આપીએ છીએ.

× × ×

એક: નાક પર પાટો કેમ બાંધ્યો છે?

બીજો: આપને પેલો ઈલેક્ટ્રીકનો થાંભલો દેખાય છે?

એક: હા.

બીજો: મને તે નહોતો દેખાયો.

# ખૂનનું શિક્ષણ

મણિલાલ અલંગારી

દાર્જીલીંગ મેલના ફર્સ્ટ ક્લાસમાં મહિતોષ બાબુ બેઠા છે. હજી સુધી તે ડબ્બામાં કોઈ આવ્યું નથી. મહિતોષ બાબુની ચોપડીઓ, સુટકેસ, શાલ, છાપું વગેરે ચારેકોર આડાઅવળાં પડ્યાં છે. બહારથી જોતાં એમ લાગે કે ડબ્બામાં જરા ય જગ્યા નથી. કદાચ તેથી જ અત્યાર સુધી કોઈ તે ડબ્બામાં ચડ્યું નથી. મહિતોષ બાબુ તેથી મનમાં ખુશી થાય છે. આખે રસ્તે ડબ્બામાં આમ એકલા જ રહેવાય તો સારું.

મહિતોષ બાબુની ઉંમર લગભગ ૩૫ વરસની હશે. શરીર હૃષ્ટપુષ્ટ છે. જોતાં જ એમ લાગે કે પૈસેટકે સુખી હશે. પહેરવેશ પણ અપટુડેટ પહેર્યો છે. આંખે સોનાની ફ્રેમવાળાં ચશ્માં અને કાંડે સોનાની ઘડિયાળ છે.

દેખાવ ઉપરથી વેપારી હોય એમ લાગે. ઠીક ઠીક કમાતા પણ હશે. અલબત કમાતા સારું પણ વેપારમાં કે નોકરીમાં નહીં પણ પોતાની લખેલી ચોપડીઓ વેચીને.

મહિતોષ બાબુની ચોપડીઓ બધેજ વંચાય છે. દુકાનમાં, સ્ટોલમાં, સ્ટેશનમાં, નિશાળમાં, લાયબ્રેરીમાં, ઘરોમાં જ્યાં જ્યાં જુઓ ત્યાં મહિતોષ બાબુ, મહિતોષ બાબુ થઈ રહ્યું છે.

આખા બંગાળમાં તેમણે નામ કાઢ્યું છે. અત્યારે તેઓ દાર્જીલીંગમાં તુષાર વર્ષા જોવા જઈ રહ્યા છે. ત્યાં તેમનો એક 'વીલા' છે.

ગાડી છૂટી. મહિતોષ બાબુના ડબ્બામાં કોઈ ચડ્યું નહીં. તેમણે નિરાંતે છાપું હાથમાં લીધું. પાના ઉથલાવતાં ઉથલાવતાં પોતાની જ વાર્તા નીકળી પડી. એ વખતે જ કોઈ તેમની સામે નજર માંડીને ઊભું હોય એમ એમને લાગ્યું. તેમણે છાપામાંથી ઊંચે જોયું તો ડબ્બાના બારણા પાસે કોઈ વ્યક્તિ તેમના તરફ સ્થિર દૃષ્ટિથી તાકી રહી હતી. આંખમાં ઉપર અન્યમનસ્કતાનો ભાવ હતો.

ઘડી વાર મહિતોષ બાબુ સામે તાકી રહી, બારણું ઠેલી પેલી વ્યક્તિ અંદર આવી. ત્યાર પછી મહિતોષ બાબુના સુટકેસ ઉપર ચામડાની વાધરીથી બાંધેલા રગ અને ઓશીકું મૂક્યાં. સાથે બીજો કંઈ બોજો નહોતો.

મહિતોષે પરાણે ઊઠી પોતાની વસ્તુઓ એક કોર કરી બેઠકની એક બાજુ જગ્યા કરી આપી. આગંતુકે રગ અને બાલિશની ચામડાની વાધરી છોડી નાખી. પછી માથા પાછળ ઓશીકું મૂક્યું અને રગથી બે ય પગ ઢાંકી આરામથી આંખો મીંચી બેઠો.

આગંતુક ઊંઘતો હતો. તેની ઉંમર સાઠેકની હશે. માથાના આગલા ભાગમાં ટાલ હતી. મોઢે કરચલી વળી ગયેલી. દાઢીના વાળ તદ્દન સફેદ થઈ ગયા હતા. ઊંચાઈ મહિતોષ બાબુથી જરા ઓછી હશે. પહેરવેશ સાદો જો કે સ્વચ્છ અને સુઘડ. શરીરે મહિતોષ બાબુ જેવો હૃષ્ટપુષ્ટ નહીં પરંતુ સુકલકડી. સ્થિતિએ ગરીબ નથી એ જોતાં જ સમજી શકાય તેમ હતું.

ગાડી દોડી જાય છે. ડબ્બામાં કંઈ સંચળ નથી. મહિતોષ બાબુ આગંતુક સામે જ્યારે જ્યારે જુએ છે ત્યારે ત્યારે આંખો બંધ જુએ છે પણ તો ય એમના મનમાં એમ થાય છે કે તે માણસ તેમના તરફ જોઈ રહ્યો છે. પણ એવો ભાવ મનમાંથી કાઢી નાખવા તેમણે એક વાર્તા વાંચવી શરૂ કરી, પણ તો ય મનનો વહેમ ન ગયો.

ગાડીએ જ્યારે બેલઘોર સ્ટેશન છોડ્યું ત્યારે એકાએક તે આગંતુક શાંત કંઠે ને સ્પષ્ટ રીતે બોલી ઊઠ્યા: 'ખૂનની વાત કરવા જતાં આપ આટલા અસાવધ કેમ રહો છો!'

'શું કહો છો આપ!' મહિતોષ બાબુ ચમકી ગયા.

પેલી વ્યક્તિએ ફરી વાર કહ્યું: 'હું આપની વાર્તા વિષે કહું છું. આપનામાં બુદ્ધિ છે પણ કીર્તિએ આપનું સત્યાનાશ વાળ્યું છે. આપ જો કેવળ પૈસા માટે ન લખતા હોત તો વધારે સારી વાર્તા લખી શકત.'

મહિતોષ બાબુ બોલ્યા: 'મને લાગે છે કે આપ સમજી શકયા નથી. 'આપનું' વર્તન પણ બહુ અસભ્ય છે.'

પેલાએ શાંતિ અને તૃપ્તિથી કહ્યું: 'ઠીક કહ્યું. હું હમેશ આવો જ છું. વારુ, આપ આપના છેલ્લા પુસ્તકમાં હદ નથી વટાવી ગયા. એમાંની નાયિકાનું નામ એક ઠેકાણે આપે 'છાયા' કહ્યું છે અને બીજે ઠેકાણે 'રમા'! કયે નામે બોલાવવી એ જ આપ હજી નક્કી નથી કરી શકતા. એક ઠેકાણે એમ લખ્યું છે કે ખૂન થયું રવિવારની રાતે લેકના કાંઠે અને લાશ ચાંદપાલ ઘાટે સોમવારની સવારે હાથ આવી. ખૂન થયા પછી ચૌદ કલાકે લાશ મળી. પણ તો ય શરીરમાંથી લોહી વહ્યું જાય છે! વળી કોરોનર દ્વારા પણ આપે જે કામ કરાવ્યું છે તેમાં પણ ઘણી અસંગતિઓ રહી છે. વાર્તામાં આપ ત્રણ વસ્તુ લાવ્યા છો–એક ભેદી સ્ત્રી. બીજું અજાણ્યું ઝેર કે જેનું કંઈ ચિહ્ન રહેતું નથી. અને ત્રીજું સમાજમાં પ્રતિષ્ઠાવાળા કેટલાક માણસો. તે સિવાય તેમાં આપના અજ્ઞાનનાં ચોકઠાં પ્રમાણો છે. જોડણીના ભૂલ, વ્યાકરણદોષ અને છાપવાની ભૂલો પાને પાને ભરેલી છે.

મહિતોષ બાબુ હસીને બોલ્યા: 'આપ મારી વાર્તાના એકનિષ્ઠ વાચક લાગો છો.'

આગંતુકે પોતાના ગોઠણ ઉપરથી રગ લઈને ઘડ પાડીને સંકેલ્યો. ઓશીકું પણ સેરવીને રગ ઉપર મૂક્યું. પછી બેઠા થઈ મહિતોષ બાબુની સામેના બેઠકે આવીને બેઠો અને ગજવામાંથી એક સરસ સિગારકેસ કાઢી તેમાંથી એક સિગારેટ લઈ કેસ પાછું ગજવામાં મૂકી સિગારેટ સળગાવી પીવા મંડ્યો.

ત્યાર પછી વળી સિગારકેસ કાઢી મહિતોષ બાબુની સામે ધરી બોલ્યો: 'સિગારેટ લેશો? આપ સિગારેટના શોખીન છો તે હું જાણું છું.'

પણ જે સિગારેટ ધરી તે સિગારેટ મહિતોષ બાબુ પીતા ન હતા. તેમણે એક સિગારેટ લીધી. આગંતુકે દીવાસળી ચાંપી. સિગારેટ સળગાવી મહિતોષ બાબુએ એક કસ ખેંચી ધુમાડા કાઢ્યા. સિગારેટ સરસ હતી પણ ધુમાડો થોડો ભારે હતો. આગંતુક બોલ્યો: 'મારે મતે સાચે સાચું ચાલાકીભર્યું ખૂન કરવામાં મુખ્ય વાત સરળતા–સાદાઈની છે. પણ આપનાં બધાં પુસ્તકો અને લગભગ બીજા બધા લેખકોનાં પુસ્તકોમાં ય ખૂન કરવામાં બહુ જ આડંબર જોવામાં આવે છે. સાચેસાચા પાકા ખૂની માટે ખૂન કરવામાં કંઈ ઉપાય અને તૈયારીથી જરૂર નથી હોતી. તે એક ય એવું ચિહ્ન રહેવા દેતો નથી જેથી તે પકડાઈ જાય. વારુ મહિતોષ બાબુ, કહો જોઈએ આપે આવા ખૂનની એક પણ વાર્તા કેમ નથી લખી!'

મહિતોષ બાબુ હસ્યા. તેઓ બોલ્યા: 'ખૂની જો સાચે જ કંઈ ચિહ્ન ન રાખે તો વાર્તા જ લખી ન શકાય.'

વૃદ્ધ બોલ્યો, 'ત્યાં જ આપ ભૂલ કરો છો. જે જરૂર છે તે તો પૂરેપૂરા સાદાસીધા ખૂનની જ જરૂર છે. તે એટલું બધું સાદુસીધું હોવું જોઈએ કે તેનો ભેદ કેવળ અત્યંત બુદ્ધિશાળી જ ઉકેલી શકે–કેવળ તે જ ખૂનીના મનને સમજી શકે. જો હું ઉદાહરણ દ્વારા મારી વાત આપને સમજાવું તો કદાચ આપને સમજવામાં સરળતા થશે.'

'તો તો બહુ સારું.' એકાએક મહિતોષ બાબુને લાગ્યું કે તેમને ઊંઘ આવે છે.

આગંતુકે કહ્યું, 'વારુ તો પછી હું બારીઓ બંધ કરી દઉં.'

તે કૂદો મારી ઊઠયો ને ડબાનાં બધાં બારીબારણાં બંધ કરી દીધાં.

'ઠીક થયું. હવે મારા કામમાં કોઈ અડચણ ઊભી નહીં કરી શકે. હવે કલ્પના કરો–આ આપણી માફક રેલગાડીના એક ડબામાં બે જણ સિવાય કોઈ નથી. અને બંને અરસપરસને બિલકુલ ઓળખતા નથી. સાંભળ્યું, મહિતોષ બાબુ!'

'હા.' મહિતોષ બાબુ નીંદ્રાજડિત કંઠે બોલ્યા. બંને આંખો ઉઘાડી રાખવામાં પણ મહેનત પડતી હતી.'

'ત્યાર પછી માની લ્યો કે તેઓ કોઈની સાથે ખાસ કંઈ સરસામાન નથી. ફક્ત મારી પાસે છે તેમ એક રગ, ઓશીકું અને ચામડાની વાધરી છે જે સામાન્ય રીતે સૌની પાસે હોય.' બોલતા બોલતા આગંતુકે ચામડાની વાધરી હાથમાં લીધી.

ચામડાની દોરીનો ઉલ્લેખ થતાં ક્ષણ માટે મહિતોષ બાબુની ઊંઘ ઊડી ગઈ

આગંતુક બોલવે જવા લાગ્યોઃ 'અલબત્ત એની સાથે સાથે અફીણ ભેળવેલું એક પ્રકારનું ઝેર પણ જોઈએ. તે ઝેર એવું ઉગ્ર ન હોવું જોઈએ જેથી જીવલેણ નીવડે.'

તે વખતે, મહિતોષ બાબુએ ઊંઘતી સામે લડવા માંડ્યું!

'ખરું કહું તો એવું કઈં ન હોવું જોઈએ જેથી એકાદ અદ્ભુત ખૂન કરવામાં વિઘ્ન ઊભું કરે.' બોલતા બોલતા વૃદ્ધે એકદમ ઊઠી વાધરીનો ગાળિયો મહિતોષ બાબુના માથામાં પરોવી દીધો. ત્યાર પછી કહ્યુંઃ 'બોલો કંઈ જોઈએ ખરું.' બોલતાં બોલતાં તે દુષ્ટાત્માએ લેખકના ગળામાંનો ગાળિયો જોરથી ખેંચ્યો.

ડિટેક્ટીવ નવલના લેખક મહિતોષ બાબુનું મોઢું ફાટી ગયું, જીભ લબડી ગઇ, ગળું ખેલવા મંડયું ને આંખના ડોળા ઊપસી આવ્યા.

'ત્યાર પછી બાકીનું કામ ખતમ કરવા ઓશીકું અત્યંત જરૂરી ગણાય.' એટલું બોલી વૃદ્ધે મહિતોષ બાબુનાં ચશ્માં કાઢી તેમના ગજવામાં મૂક્યાં પછી તેમને ચિત્તા સુવરાવી તેમના મોં ઉપર ઓશીકું દબાવી તે ઉપર બેઠો. સાથે સાથે મહિતોષ બાબુનો હાંફ્યો બોલતો બંધ થઈ ગયો.

આગંતુક આનંદિત કંઠે બોલ્યોઃ 'રગ પણ વધારે પડતો છે–કંઈ કામે ન લાગ્યો. વારુ મહિતોષ બાબુ, મારા ધારવા કરતાં પણ ખૂન સહેલું છે.'

મહિતોષ બાબુ કંઈ બોલ્યા નહીં કારણ કે ત્યારે તેઓ ખતમ થઈ ગયા હતા.

વૃદ્ધ એમ ને એમ થોડી વાર બેઠો રહ્યો અને પોતાના મનમાં મૃદુ મૃદુ હસવા લાગ્યો. ઊઠીને મહિતોષ બાબુના મોઢા ઉપરથી ઓશીકું લઈ લીધું અને બરોબર નાક તપાસી ગળામાંથી ગાળિયો કાઢી લીધો.

ત્યાર પછી અર્ધી પિવાયેલી બીડી વીણી લઇને બારી ઉઘાડી બહાર ફેંકી દીધી. પોતાના રગ અને ઓશીકાને પહેલાંની જેમ બાંધી લીધાં. અને બારણું ખોલી નીકળી ગયો.

બહાર નીકળી ત્યાંથી તે ગાડીના પાછલા ભાગમાં ચાલ્યો ગયો. જતાં જતાં તે પોતાના મનમાં બોલ્યોઃ 'આની એક સરસ વાર્તા લખાય. પણ દુઃખની વાત છે કે બીચારાને વાર્તા લખવાનું હવે ધ્યાન જ કેદી નહીં થાય.'

મહિતોષ બાબુનું મડું પહેલવહેલાં રેસ્ટોરાંકારના એક ચપરાશીએ શોધ્યું. તે ઉતારુઓ પાસેથી ઓર્ડર લેવા આવ્યો હતો. પહેલા વર્ગનો ડબો બોલતાં જોયું. બારણાં, બધાં બંધ હતાં. મહિતોષ બાબુ બેડ ઉપર લાંબા પડ્યા હતા–જેમ પેલો વૃદ્ધ મૂકી ગયો હતો તેમના તેમ. ચપરાશી ભયનો માર્યો ગભરાઈ ગયો.

એ ટોળો માર્ગ પાસે. માર્ગ આવ્યો ત્યાર પછી સેકંડ ગાર્ડ આવ્યો. એટલામાં ગાડી

પણ બહાદુરપુર આવીને થોભી. કોઈને ગાડીમાંથી ઊતરવા કે ચઢવા દેવામાં ન આવ્યું. પોલીસો ગાડીના ખૂણેખૂણા જોઈ વળ્યા પણ મહિતોષ બાબુના ખૂનીનું કંઈ પણ ચિહ્ન મળ્યું નહીં તોપણ એટલું સમજાયું કે ખૂની ગાડીમાં જ છે. તે વચ્ચે ક્યાંય ઊતરી ગયો નથી. કારણકે આ રસ્તે ગાડી કલાકના ૩૫ માઈલની ઝડપે ચાલતી હતી.

પોલીસે પ્રત્યેક ઉતારુનાં નામઠામ લખી લીધાં. ત્યાર પછી શબ અને સામાન ઉતારી, ડબ્બાને તાળું મારી તેના બારણે એક કૉન્સ્ટેબલને ચોકી રાખવા બેસાડી દીધો. આ બધા કામમાં બહુ વખત થઈ ગયો. આખરે ગાડી મારમાર કરતી ઊપડી.

તોપણ મહિતોષ બાબુના ડબ્બાની બંને બાજુના ડબ્બામાં જે બે જણ ઉતારુ હતા તેમને પોલીસે અટકમાં લીધા. કારણકે તેમની ઉપર શક પડે એ સ્વાભાવિક હતું. પેલો આગંતુક પોતાના સાધાસીધા ખૂનની પરીક્ષા આપ્યા પછી મહિતોષ બાબુના ડબ્બામાંથી ચોથે ક્યે સરી ગયો હતો એટલે પોલીસે તેને બીજા બધા ઉતારુથી કંઈ વિશેષ પૂછપરછ અને હેરાનગતી કરી ન હતી. ગૂઢ નિરાંતે પોતાના ગંતવ્ય સ્થળ ભણી આગળ વધવા લાગ્યો.

તે દી ‘અપ દાર્જીલીંગ મેલ’માં કુલ બારસોઅઠ્ઠાવન ઉતારુ હતા. પણ જેને મહિતોષ બાબુ સાથે અંગત ઓળખાણ હોય તેવો એક પણ ઉતારુ પોલીસને મળ્યો નહીં. હા, તેમાંના ઘણાખરા તેમનાં પુસ્તકોના વાચકો હતા ખરા. મહિતોષ બાબુનો ભૂતકાળ તપાસી જોતા પણ એવું કંઈ જાણવા ન મળ્યું કે જેને કારણે કોઈ તેમનું ખૂન કરી શકે. તેમનો ઘરસામાન, પૈસા ટકા એ બધું તેમનું તેમજ પડ્યું હતું.

પોલીસે જેમ તનતોડ મહેનત કરી તેમ ઘણા ડિટેક્ટીવોએ પણ કંઈ બાકી રાખી નહીં. મોટાં શહેરોમાં અને છાપાઓમાં એ સંબંધી થોડાક દિવસ ઠીક ઠીક ચર્ચા ચાલી. ડિટેક્ટીવ નવલકથાંનો આવો વિખ્યાત લેખક જેનો બેદબાગ્મો ને ખૂનોની સાથે જ કારબાર તેનું જ અંતે ખૂન થયું! અને ખૂનીનો પત્તો પણ ન લાગ્યો.

જેણે તેમનું ખૂન કર્યું છે તે ખરેખરો બહાદુર છે તેણે જરા જેટલું ચિહ્ન પણ રહેવા દીધું નથી કે જેને આધારે પોલીસ આગળ વધી શકે.

આમ ત્રણ મહિના વીતી ગયા. એક દિવસ હલદિઘાગાના જમીનદાર બાબુ અમિયલાલ ચાકી તે વખતના પ્રખ્યાત બેસરકારી ગુપ્તચર–ડિટેક્ટીવ પ્રિયનાથ બંદોપાધ્યાયને આને અંગે વાતચીત કરવા મળ્યા.

ચાકિકુટુંબ બહુ ધનવાન હતું. તોપણ જમીનદારી બાપની હતી. તેમના કાકા મુકુન્દલાલ ચાકિને વારસ ન હતો. તે સાહેબી ઠાઠમાં રહેતા. પૈસા પણ ખૂબ વાપરતા.

અમિયબાબુએ બેસરકારી ડિટેક્ટીવ પ્રિયબાબુને કહ્યું: ‘મહાશય આની તપાસ આપ હાથમાં લો. મારા કાકાની સાથે મે શરત મારી છે. તેઓ કહે છે, ‘આ ખૂનીને જો પકડી પાડે તો હું પચાસહજાર રૂપિયા આપું.’’

પ્રિયબાબુ એક મને તેમની વાત સાંભળી ગયા.

અમિય બાબુએ વળી કહ્યું: ‘અમારા વંશમાં બધાના જ મગજમાં ગાંડપણની થોડી અસર છે. મારા કાકા આ ખૂનના સંબંધમાં બહુ ઉત્તેજિત રહ્યા કરે છે કારણ કે તે રાત્રે તેઓ તે જ ગાડીમાં હતા. એટલું જ નહીં પણ એ સંબંધે તેમણે અખબારમાં એક કાગળ પણ લખ્યો છે.’

પ્રિય બાબુ પહેલાં તો તપાસ હાથમાં લેવા રાજી ન થયા. કારણ કે ચુનંદા ડિટેક્ટીવોના હાથ પણ આ તપાસમાં હેઠા પડ્યા હતા. તો તેનાથી શું વળવાનું હતું? વળી બનાવ બન્યાને પણ ઘણો વખત વીતી ગયો હતો. એ સ્થળ

ઉપરનાં હવે તો ચિહ્નો પણ નષ્ટ થઇ ગયાં હશે. પચાસ હજાર રૂપિયાની લાલચ હોવા છતાં તેઓ સંમત ન થયા.

અમિય બાબુ નિરાશ થઈ ઘરે ગયા. પણ પ્રિયનાથ બાબુના મગજમાં એ વાત ઘોળાવા લાગી. કેટલાક વિચારોની જાળ રચાવા લાગી. કોઇ માણસે એક જણાનું ખૂન કર્યું, પણ ખૂનનું કંઇ નિશાન રહેવા દીધું નહીં. ચાકિ મહાશયના કાકા ગાંડા લાગે છે; હજી પણ ખૂનના જ વિચારો કર્યા કરે છે! પણ જમીનદાર બાબુએ કહ્યું છે કે તેમના કાકા તે જ રાતે એ ગાડીમાં હતા. કદાચ તેમણે એવું કંઈ જોયું હોય જે પોલિસની નજરે ન ચડ્યું હોય. કેટલાક ઘરડા માણસો એવા હોય છે કે જેઓ વાતને છુપાવવા ઇચ્છતા હોય છે. ત્યારે શું તેઓ પણ...!

પ્રિય બાબુએ ટેલીફોન ઊંચકીને પોતાના મિત્ર—અને પ્રખ્યાત સરકારી ડિટેક્ટીવ—ને બોલાવ્યા. મિત્રે મોટે અવાજે હેલો કરીને જવાબ આપ્યો.

પ્રિયનાથ બાબુએ તે ઘટના વર્ણવતાં તેણે કહ્યું, 'મંડી પડો, હું ખુશી છું. મહિતોષ બાબુનું નામ સાંભળી સાંભળીને મગજ પાકી ગયું...હા મુકુન્દલાલ ચાકિ એ ગાડીમાં હતા ખરા. તેમના સંબંધમાં હું વિશેષ કંઇ જાણતો નથી. હા પણ મારા ખ્યાલમાં માણસ ગાંડો છે...હા તેણે અખબારમાં કાગળ લખ્યો છે...કેટલા દિવસ પછી! ત્રણ દિવસ પછી મળી જાઇ! વારુ. ખૂનીને પકડી પાડ તો અમને ખબર દે જે-હઇશ ને!'

પ્રિય બાબુએ પોતાના સાથીને છાપાની ફાઇલ લાવવા જણાવ્યું. એમાંથી તે તારીખનું છાપું કાઢી 'ટપાલ-પેટી' વિભાગમાં જોયું તો એમાં એ કાગળ છપાયો હતો. 'આ રહ્યો' કહી પ્રિયબાબુ વાંચવા લાગ્યા—

મહાશય,

પોલીસ જે રીતે મહિતોષ બાબુના ખૂનના ભેદની તપાસ ચલાવી રહી છે તેમાં સ્વાભાવિક રીતે જ સરકારની અયોગ્યતા દેખાઈ આવે છે. જે ટ્રેનમાં મહિતોષ બાબુનું મરણ થયું તે ટ્રેનનો હું ઉતારુ હોઇ મારે ય હેરાનગતી અને અગવડ ભોગવવી પડી હતી. તોપણ એમ કહી શકાય કે તેઓએ જે બધા ઢંગધડા વિનાના પ્રશ્નો કર્યા હતા તેમ જ નિષ્ફળ પ્રયત્નો કર્યા હતા તેમાં મને થોડી રમૂજ પડી હતી અને તેથી હેરાનગતીનું દુઃખ ભૂલી ગયો હતો.

એ તો સ્પષ્ટ છે કે ખૂનના ઉદ્દેશનો પોલીસને કંઈ ખ્યાલ નથી. તેઓ જે કરી રહ્યા છે તે ઉપરથી જ તે દેખાઇ આવે છે. તેઓ ખોટી માહિતી એકઠી કરવામાં વખત બગાડ્યા વિના ઉદ્દેશનો વિચાર કરવામાં વધારે વખત ગાળે તો આ મામલામાં દેખાતી જટિલતા દૂર થઈ જશે. મહિતોષ બાબુનું ખૂન કેમ કરવામાં આવ્યું છે! આ પ્રશ્નનો જવાબ આપો, તે ઉપરથી સ્પષ્ટ જણાશે કે માત્ર એક માણસે તેમનું ખૂન કર્યું છે. આ એક માણસને લાગુ પાડી શકાય. ઇતિ.'

પ્રિય બાબુ બોલી ઊઠયા: 'કાગળ ખરેખર અદ્ભુત છે.'

તેઓ વારે વારે કાગળ વાંચી તેની તરફ એક દૃષ્ટિથી જોઇ રહ્યા—જાણે તેમાં જ ખૂનીનું નામ લખ્યું હોય ની!

એકાએક તેઓ કૂદકો મારીને ઊભા થયા અને તરત જ તેમના સરકારી જાસૂસ મિત્ર કને દોડ્યા.

તેની ઑફિસમાં બેસી બંને ચર્ચા કરવા લાગ્યા અને પ્રિય બાબુએ એક પ્રસ્તાવ રજૂ કર્યો.

પેલા મિત્રે કહ્યું: 'આ કંઇ ખાતરીબંધ ન કહેવાય.'

'પણ આ એક ચાન્સ છે એમાં કંઈ શક નથી. એક વાર હું કોશિશ કરવા ઇચ્છું છું. અલબત્ત તમારા સરકારી દફતરખાનાને

મૂંઝાવવા માગતો નથી પણ આપની પાસે બે માણસો 'લોન' ઉપર માગું છું. તેઓ ફક્ત ઊભા રહેશે. આ અસાધારણ કાગળમાં જે રીતે ઉદ્દેશ ઉપર ભાર દેવામાં આવ્યો છે તે શું તમારા ધ્યાનમાં નથી આવ્યું! તેના કરતાં ય વધારે મહત્ત્વની વાત તો એ છે કે આ કાગળમાંથી જ જાણવા મળે છે કે લખનાર ખૂનનો ઉદ્દેશ શું હતો તે જાણે છે. તે ન જાણતો હોત તો......'

સરકારી જાસૂસ વચ્ચે જ બોલી ઊઠ્યો, 'પણ જો એમ હોય તો તે માણસ ચક્રમ-ગાંડો હોવો જોઈએ. કોઈએ કદી તરંગવશાત્ કોઈ અજાણ્યા માણસનું ખૂન કર્યું હોય એવું કદી કોઈએ સાંભળ્યું છે?

'તે માણસ ચોક્કસ ગાંડો હોવો જોઈએ તમને એમ નથી લાગતું? તમે પોતે જ એવું અનુમાન કર્યું હતું. એનું આખું કુટુંબ પણ ચક્રમ મગજનું છે.' જાસૂસે કહ્યું, 'એ જો તમારી ઉપર ઉપકાર કરવા ફાંસીના દોરડામાં માથું નાખવા આવે તો સમજવું કે તે માણસ ખરેખર ચક્રમ છે.'

પ્રિય બાબુએ કહ્યું, 'પ્રયત્ન કરી જોઉં છું. એની અંદરનું રહસ્ય મારે એકવાર જોવું પડશે.'

ક્રિટકીવ સંમત થયો.

આ ચર્ચાને પરિણામે પ્રિય બાબુએ મહિતોષ દત્તના નામે તેમના જ જેવા અક્ષર કાઢી એક બનાવટી કાગળ લખ્યો અને મુકુન્દ મહિતોષ-બાબુના દાર્જીલીંગના વીલા 'માયાકાંચન'ની રોડોનડ્રોન ઝાડના થડે જે ટપાલપેટી છે તેમાં રવાના કરવાની વ્યવસ્થા કરવામાં આવી.

કાગળ આ પ્રમાણે લખવામાં આવ્યો હતો—

શ્રીમાન જમીનદાર મુકુન્દલાલ ચાકિ

કલદિકોમા

વિ. વિ લખવાનું કે કેટલાક મહિના પહેલાં દાર્જીલીંગ મેલમાં આપણા બેની એકાએક મુલાકાત થઈ ત્યારથી હું આપના તે ઉદાહરણનો વિચાર કરું છું. સાચું કહું તો હજી મને પૂરો સંતોષ થયો નથી. આપ મહેરબાની કરીને જો તે ફરી વાર કરી બતાવો તો હું આપનો સદા ઋણી રહીશ. આ અઠવાડિયાના અંતે મારે કલકત્તા પાછા જવું પડશે અને ત્યાર પછી બુધવારે પાછો દાર્જીલીંગ મેઈલમાં અહીં પાછો આવીશ. આપ પણ જો તે ગાડીમાં ફરી આ તરફ આવો તો બન્ને મળી શકીએ. એ જ.

લિ.

મહિતોષ દત્ત

નક્કી કરેલી તારીખે મહિતોષ બાબુની સાથે હુબહુ મળતાપણું ધરાવતી તેવી એક વ્યક્તિ દાર્જીલીંગ મેલના ફર્સ્ટ ક્લાસના એક ડબ્બામાં આરામથી બેસી ગઈ. તે દી ભીડ હતી પણ સ્ટેશનના કાર્યકર્તાઓની સાવધાનતાથી ડબ્બા પાસે કોઈ ઉતારુ ન આવ્યો અને ગાડી ચાલી તોપણ કોઈ ચડ્યું નહીં.

ગાડીનો વેગ હજી વધ્યો નહોતો એવામાં એ ડબ્બાના તે એકલા ઉતારુએ બારીમાં એક જણને ઊભા રહીને એકાગ્રતાથી તાકી રહેલો જોયો. ઉતારુએ છાપામાંથી મોં ઊંચકી તેની તરફ જોયું.

આગંતુક ધીરેથી બારણું ઠેલી અંદર આવી એક ખૂણે બેઠો. તે ઘરડો હતો. મોઢે સફેદ દાઢી હતી અને પહેરવેશ મેલો હતો. તેણે ચામડાની વાધરથી બાંધેલાં રગ ને ઓશીકું બાજુ કરતાં પાએની બેઠકે પડતાં મૂક્યાં. ત્યાર પછી વાધરી છોડી ઓશીકું માથા પાછળ મૂકી રગ ગોઠણ સુધી ઓઢી, પાએની બેઠકે ચામડાની વાધરી મૂકી આંખ મીંચી ગયો.

પ્રિય બાબુ ન કંઈ બોલ્યા કે ચાલ્યા. પણ તે વાટ જોવા લાગ્યા. તેમના દેહમનમાં સારે ઉશ્કેરાટ દેખાતો હતો પણ તે સમજી ગયા કે તેમનું અનુમાન સાચું લાગે છે!

ગાડી પાછી દોડવા લાગી. ધમધમ ગયું. એકાએક વૃદ્ધ વાતચીત કરવા લાગ્યો, 'ખૂનની વાત કહેતા પહેલાં આ વખતે મારે જ ક્ષમા માગવી જોઈએ. ગયે વખતે મેં ગોટાળો કરી નાખ્યો.'

પ્રિય બાબુ બોલ્યા, 'બિલકુલ નહીં' તેમને અવાજ ઉપરથી પકડાઈ જવાની બીક લાગી. 'પણ આપ જો મહેરબાની કરીને ફરી દેખાડો કે કેમ કરી......'

વૃદ્ધ બોલી ઊઠ્યો, 'ઘણી ખુશીથી...'

તે સાવચેતીથી ઊઠી પ્રિયબાબુની સામેની બેઠકે બેઠો. ત્યાર પછી ગજવામાંથી સિગારેટ-કેસ કાઢી તેમની તરફ લંબાવ્યું. પ્રિયબાબુએ એક સિગારેટ લીધી પણ એક ક્ષણમાં તેમના મગજમાં વીજળીની જેમ એક વિચાર રમી ગયો. સિગારેટ ઝેરી હોય શકે, પણ હવે આનાકાની કરવી નકામી હતી. મુકુન્દ બાબુને સિગારેટ સળગાવવા દીધી અને એક સટ ખેંચતાં જ તેના મીઠા સ્વાદથી સમજી ગયા કે તેમનો શક નિરર્થક નહોતો.

સદ્ભાગ્યે બરોબર તે જ વખતે વૃદ્ધ ઊઠીને બારી પાસે જઈ બોલ્યો, 'બારીબારણાં બંધ કરી દઉં તો આપને કંઈ હરકત નહીં હોય. કેમ ખરું ને?'

તે તકનો લાભ લઈને પ્રિય બાબુએ ઝડપથી પોતાની સિગારેટ બહાર કાઢી પેલી સિગારેટથી સળગાવી લીધી. તેમના મનને નિરાંત વળી પણ એમ ય દેખાડવું જરૂરી હતું કે તેમના શરીર પર પેલી સિગારેટની અસર શરૂ થઈ ગઈ છે. તેઓએ ઊંઘનો ઢોંગ કરી બગાસું ખાધું.

આગંતુકે કહ્યું, 'મને ખાતરી છે કે મારી વાત આપ સમજી શકો છો!'

પ્રિય બાબુ ધીરે ધીરે બોલ્યા, 'બહુ જ સ્પષ્ટ રીતે. ત્યાર પછી...' તેમની આંખો બંધ થઈ ગઈ અને માથું ઝોલા ખાવા માંડ્યું

વૃદ્ધે ચામડાની દોરી હાથમાં લીધી. તે પ્રિય બાબુના માથામાં પહેરાવવાનો પ્રયત્ન કરતાં બોલ્યો; 'ત્યાર પછી આમ...'

પણ પ્રિય બાબુએ છલંગ મારી ફાંસો કાઢી નાખી બાજુ પરનું એક બટન દબાવ્યું. પડખેના ડબાના માણસોને જાણ કરવા માટે એવા બટનની વ્યવસ્થા કરવામાં આવી હતી.

વૃદ્ધ પણ પછી બહુ ઉન્મત્ત થઈ ગયો. પ્રિય બાબુએ તેને દબાવી રાખ્યો હતો એવામાં તેમને સહાય કરવા બે પોલીસ આવી ઊભા રહ્યા.

મુકુન્દ બાબુ બોલ્યા, 'હું કંઈ જાણતો નથી.' વળી બીજી જ ક્ષણે ખડખડાટ હસી પડ્યા. પોલીસે મજબૂત રીતે તેમને બાંધી લીધા. ગાડીની ગતિ ધીમી પડવા લાગી. આખરે ટીટાગઢ આવ્યું. પ્રિય બાબુ વગેરે તેમના કેદીને લઈને ત્યાં કોઈને જાણ ન થાય તેમ ઊતરી ગયા. અને ગાડી આગળ ચાલી.

કેટલાક દિવસ પછી મુકુન્દ બાબુને રાંચીની ગાંડાની ઇસ્પીતાલમાં મોકલવામાં આવ્યા. અત્યારે તેઓ ત્યાં જ છે. ગાંડાની ઇસ્પીતાલના કાર્યકર્તાઓ વિરુદ્ધ તેમની એક ફરિયાદ છે કે તેઓ તેમને મહિતોષ દત્તની નવી ડિટેક્ટીવ નવલકથા વાંચવા આપતા નથી. લોકપ્રિય લેખકને તેની પાસેથી મળેલા ખૂનના શિક્ષણથી કંઈ ફાયદો થયો છે કે નહીં એ તે જાણવા માગે છે.

[ શ્રી. નીરદચંદ્ર મજુમદારની બંગાળી નવલિકા પરથી ]

# બે પ્રસંગચિત્રો

હ. ઈ. થા.

## ૧ : એક અપ્રસિદ્ધ વાત

બેન્જામીન હેરીસન અમેરિકાનો પ્રમુખ હતો તે સમયની આ વાત છે. વૉશિન્ગ્ટનના પોસ્ટમાસ્તર જનરલ જહોન વેનમેકરે દેશના જુદા જુદા પ્રાંતો અને ભાગોમાંથી ચારસો-પાંચસો જેટલા પોસ્ટમાસ્તરો અને પોસ્ટ-માસ્તરાણીઓને પોતાને ખરચે વૉશિન્ગ્ટનમાં ટપાલખાતાની વ્યવસ્થામાં સુધારાઓ સૂચવવા અને કામ સંગીન બનાવવા માટે સૂચનો આપવા બોલાવ્યાં હતાં.

સંમેલનના છેલ્લે દિવસે મીજબાની રાખવામાં આવી હતી—જેમાં ટપાલખાતાના એ બધા માણસો ઉપરાંત પ્રમુખ બેન્જામીન, તે વખતના સેક્રેટરી ઑફ સ્ટેટ, અને સર ન્યાયાધીશ મહેમાનો તરીકે હાજર હતા. છાપાંના કેટલાક રીપોર્ટરોની પણ હાજરી હતી. પણ જેને ટપાલખાતા સાથે કે આ સંમેલન સાથે કાંઈ જ લાગતુંવળગતું નહોતું એવી પણ એક વ્યક્તિ ત્યાં હાજર હતી અને તે પણ માનવંતા મહેમાન તરીકે.

એ હતી કેઇટ ફિલ્ડ. અમેરિકાની ત્રણ પ્રમુખ બાનુઓ—એલેનોર રૂઝવેલ્ટ, ડોરોથી થોમ્પસન અને એમિલિ પોસ્ટ—નું મિશ્રણ હોય એમ કેટફિલ્ડ એ જમાનામાં બધે સ્થળે આદર પામનારી હતી. અભિનેત્રી તરીકેની તેની કારકિર્દી ખૂબ ઝળકતી હતી અને તે ઉપરાંત પત્રોની પ્રતિનિધિ તરીકે પણ તે પ્રસિદ્ધ હતી અને સારી બોલનારીઓમાં પણ તેની ગણના થતી.

જો કે આ સંમેલનમાં તો તે તેને કેવળ એક પ્રેક્ષક તરીકે જ રહેવા દેવાનું કબૂલાવ્યા પછી જ આવી હતી—કોઈ પત્રના પ્રતિનિધિ તરીકે નહિ. અને સંમેલનમાં પોતે કાંઇ જ બોલવા નથી માગતી એ સ્પષ્ટતા તો એણે વેનમેકર સાથે પહેલવહેલી કરી લીધી.

પરંતુ સંમેલનના કાર્યક્રમ પ્રમાણે ભાષણો વગેરે પૂરું થયું કે તરત જ 'કેઇટ ફિલ્ડ' 'કેઇટ ફિલ્ડ' એવા અવાજોથી ઓરડો ગાજી ઊઠયો. છાપાના પ્રતિનિધિઓ પોતાની હાજરીમાં 'કેઇટ ફિલ્ડ' જેવી જાણીતી વ્યક્તિને મૂંગી રહેવા દે એ બને જ કેમ?

માગણીનું જોર સમજી જઈને વેનમેકર 'કેઇટ ફિલ્ડ'ને બે શબ્દો બોલવાનું સમજાવવા આવ્યો. ત્યાં અચાનક તેણે જોયું તો અવાજ અને તાળીઓ બધું જ બંધ થઈ ગયું અને એકદમ શાંતિ પથરાઈ ગઈ.

ઓરડાની વચમાં એક ટેબલ ઉપર એક સામાન્ય લાગતી, ગામડાની કોઈ પોસ્ટ-માસ્તરાણી પોતાની ખુરશી ઉપરથી ઊભી થઈ હતી. તેનાં કપડાં તદ્દન સાદાં હતાં એટલું જ નહિ તેની ફેશન, તે જમાનાથી પણ એકાદ દસકો પાછળની હતી. એને ઊભી થયેલી જોઈને જ બધા લોકો શાંત થઈ ગયેલા જણાતા હતા. પરંતુ એ શાંતિ કેટલો વખત ટકે તે કહી શકાય એમ નહોતું. લોકો જે માગી રહ્યા હતા તે આ તો નહીં જ, એવો જરાક ખ્યાલ પણ આવતાં હમણાં ઓરડો 'બેસી જાઓ', 'બેસી જાઓ'-ના અવાજોથી ભરાઈ જશે.

કેઇટ ફિલ્ડ કે જેના નામની બે મિનિટ પહેલાં બૂમો પડતી હતી અને એક જ મિનિટ, પછી હજુ પણ ફરી પડવા સંભવ હતો તેણે પોતાના મગજમાં ચોકીક ઝડપી ગણતરી કરી લીધી. એ ઊભી થયેલી બાઈના ટેબલના નંબર ઉપરથી અને હાજર રહેલ વ્યક્તિઓના પોતાની પાસેના છાપેલા લીસ્ટ (યાદી) ઉપરથી એણે એ બાઈ કોણ છે તેનું અનુમાન કરી લીધું. યાદીમાં નામ હતું. 'કેઇટ ફિલ્ડ, પોસ્ટ માસ્તરાણી, કમ્બરલૅન્ડ કોર્નર્સ, કેન્ટકી, ચોથો વર્ગ.'

એક ક્ષણમાં આખી પરિસ્થિતિ તેના ધ્યાનમાં આવી ગઈ. બીજી જ પળે તે પોતાની ખુરશી પરથી ઊભી થઈ, તાળી પાડીને, ઓળખાણ આપતી હોય તેમ બોલીઃ 'કેઈટ ફ્લિક ઑફ કેન્ટકી–કેન્ટકીની કેઈટ ફ્લિક.' અને બેસી ગઈ.

થયું પવન બદલાયો. બીજી જ પળે આ પ્રખ્યાત કેઈટ ફ્લિકની નામધારી કેઈટ ફ્લિક પોસ્ટ માસ્તરાણીને સાંભળવા લોકો આતુર થઈ ગયા. એને સ્ટેજ પર લાવવામાં આવી અને એણે બોલવું શરૂ કર્યું.

'તમે મને બોલવાનું માન આપીને, એટલે કે હું અહીં આવી ત્યારે મને બોલવા મળશે એવું મેં ધાર્યું જ નહોતું–તેમ છતાં તમે મને અહીં બોલવા દો છો એટલે હું તમારો બધાનો ખૂબ ખૂબ આભાર માનું છું.

'જોકે હું આંહી આવી એ જ કદાચ ન આવત. એકવાર આ ખુરશીમાંથી ઊભી ન થઈ શકી ને પોસ્ટ ઑફિસની સંભાળ રાખવાવાળું કોઈ નહિ એટલે કેવી રીતે અવાય ? તેમાં વળી અમારા ગામના પાદરી મળ્યા. એ મને કહે, 'કેઈટ, એ બધાની વચ્ચે તારે જવા જેવું નથી. હવે તો સરકાર પણ બદલાઈ છે ને 'રીપબ્લીકન' પક્ષના માણસોના હાથમાં સત્તા છે. આપણા જૂના પ્રમુખ ક્લીવલેન્ડ હવે નથી એ તને કદાચ ખબર પણ નહિ હોય.'

'એટલે મેં મનમાં કીધું કે આ પાદરી સાહેબ તે શું સમજતા હશે બે-જામીન હેરીસન પ્રમુખ છે એટલી શું મને નહિ ખબર હોય. બસ, હવે તો હું જવાની જ ને હું અહીં આવી.

'આ ત્રણ દિવસમાં આપણે અહીં ઘણી ઘણી વાતો કરી પણ એમાં બધી મોટી મોટી પોસ્ટ ઑફિસોની જ વાતો થઈ. મારી–અમારી પોસ્ટઑફિસ જેવી નાનકડી પોસ્ટઑફિસનું તો કોઈએ નામ પણ ન લીધું. કેટલાક લોકોને તો મેં એવી નાનકડી પોસ્ટ ઑફિસોની મશ્કરી કરતાં પણ સાંભળ્યા. એમ કે, 'હવે ત્યાં કાગળ આવે ય શું ? ને આવે તો ય જેનો કાગળ હોય એને વાંચતા ય ક્યાં આવડતું હોય. 'પોસ્ટ માસ્તર જે વાંચી દે તે ખરું.' પણ એ કોઈ મશ્કરી કરવાની વાત નથી. અમારી જ પોસ્ટ ઑફિસનો દાખલો લ્યો. અમારે ત્યાં બધો ડુંગરાળ પ્રદેશ છે અને ત્યાંથી શહેર એટલું દૂર છે કે મોટા ભાગના માણસો ભાગ્યે મહિનામાં એકવાર શહેરમાં જતા હોય તો.

'ત્યાં ટપાલ આવે એ મોટે ભાગે માઠા સમાચાર લાવનારી જ હોય–કાં કોઈનું મરણ કે માંદગી કે કોઈ મુશ્કેલી આવી પડીને મદદ માંગતો હોય એવી જ. મોટે ભાગે મારે જ એ ટપાલ વાંચવાની હોય ને પછી ટપાલના સમાચાર મોઢે સમજાવીને કોઈકને મોકલવાનો હોય. તમને એ બધું રમૂજી લાગતું હોય તો ભલે; મને એમાં કાંઈ હસવા જેવું લાગતું નથી.

'ને હવે, મને બોલવા દીધી છે તો, એકવાર મેં એક ખોટું કામ કર્યું'તું એની વાત પણ કહી દઉં. કુવરની વિધવાનો છોકરો જેક શહેરમાં ભાગી ગયો હતો. વિધવા બિચારીએ રોઈ રોઈને આંખો રાતી કરી દીધી હતી. એક દિવસ જેકનો શહેરમાંથી કાગળ આવ્યો. વિધવાને વાંચતા આવડે નહિ પણ પાછો દેખાવ રાખે વાંચતા આવડે છે એવો. મને કે 'કેઈટ, જરા વાંચી દે તો. મને હમણાં જરા આંખે ઝાંખ આવે છે એટલે સરખું ઊકલતું નથી.' મે કાગળ વાંચ્યો મનમાંઃ 'વહાલી બા, અહીંયાં રહેવાની બહુ મજા આવે છે, હું સાજોસારો છું ને તું પણ સારી હઈશ. પણ તું મને થોડાક પૈસા મોકલીશ કે ? મારે તેની ખાસ જરૂર છે. જેક.' પણ વિધવાને એ મે વાંચી સંભળાવ્યો ત્યારે મેં એમાં છેલ્લા બે વાક્યોમાં થોડોક ફેરફાર કરી નાખ્યોઃ 'હું તને થોડાક પૈસા મોકલું છું. તને તે કામ લાગશે.' સાંભળતાં જ

વિધવાના મોઢા પર જે આનંદ પથરાઈ ગયેલો મેં જોયો એણે મારા મનમાંથી મેં કાંઈ ખોટું કર્યું હતું એનો બધો સંતાપ હરી લીધો. 'હું જાણતી 'તી જ. મારો જેક ગમે ત્યાં આરામ કરી લે એવો છે. જોયું ને, શહેરમાં જઈને કેવો કામે લાગી ગયો ' એમ બોલતી વિધવા ચાલી ગઈ ને હું કાગળ અને કલમ લઈને જેકને પત્ર લખવા બેઠી. 'આળસુના સરદાર' મેં લખ્યું 'તારી દુઃખી મા બિચારી આંહીં પોતાનું પેટિયું કેમ પૂરું કરે છે એની ખબર નથી તે પૈસા મંગાવે છે ? ઝટ કાંઈક કામ શોધી લે ને સામેથી તારી માને પૈસા મોકલ નહીંતો હું જાતે ત્યાં આવીને તને એવો તો ફટકારીશ કે તું ક્યાંય મોઢું બતાવવા લાયક નહિ રહે ' ને એક અઠવાડિયામાં તો જેક તરફથી પૈસા આવ્યા પણ ખરા.

'પણ અરે ! મેં તમારો ઘણો સમય લીધો. આમ ને આમ હું બોલે રાખું તો તમે કે'શો કે આ તો કોઈ જીવદયાનો ઉપદેશ આપવા નીકળેલી બાઈ લાગે છે. પણ ના બાપ, હું કાંઈ ભક્તાણી નથી. હું તો અમારી નાનકડી કેન્ટકીની પોસ્ટ ઑફિસની પોસ્ટ માસ્તરાણી કેઇટ ફિલ્ડ છું.'

અને એમ કહીને એણે બોલવાનું પૂરું કર્યું.

સમારંભ પૂરો થયો અને પોસ્ટ માસ્તર જનરલ વેનમેકરે છાપાના બધા પ્રતિનિધિઓને બોલાવ્યા. 'તમને બધાને નારાજ કરવા માટે હું દિલગીર છું. પણ આજના સમારંભના છેલ્લા ભાષણ વિશે તમે બધા મૌન ધારણ કરશો એવી મારી વિનંતી છે. ભૂલેચૂકે સ્હૃદયી પોસ્ટમાસ્તરાણીના ખ્યાલમાં એ વાત આવી ગઈ કે તમે જે 'કેઈટ ફિલ્ડ' (વિખ્યાત અભિનેત્રી) માટે માગણી કરી હતી એને બદલે તમે એને સાંભળી હતી, અને એને બોલવા દેવામાં આવી એ કેવળ એક નામધારી બે વ્યક્તિઓની હાજરીને લીધે બનેલો અકસ્માત જ હતો, તો એનું હૃદય ભાંગી જશે. અને એના ભાષણમાંથી આપણે બીજું કાંઈ ન લઈએ તો એટલું તો જરૂર સમજીએ કે એના જેવી સહૃદયી બાઈનું હૃદય ભાંગવું એ ઉચિત નથી.'

રીપોર્ટરોએ વેનમેકરની એ વિનંતી માન્ય રાખી. અને એ વાત અપ્રસિદ્ધ જ રહી. વર્ષો પછી 'કેઈટ ફિલ્ડ' કેન્ટકીમાં મૃત્યુ પામી ત્યારે એની પથારી પાસેથી એક છાપાની ચબરખી મળી આવી: 'સમારંભનું છેલ્લું ભાષણ ઉત્તમ હતું. વળી તે બધાની ધારણા બહારનું હતું. બોલનાર માટે પણ એ ઓચિંતું જ માથે આવી પડેલું હતું અને છતાં ઘણું સુંદર હતું. ભાષણ પૂરું થતાં, એને મળેલું તાળીઓનું સન્માન ભાષણ કરનારની છાતી ફુલાવે એવું હતું ' અને એ ચબરખી નીચે કેઈટના મોટા અક્ષરોનું લખાણ હતું: 'ભાષણ કરનારની છાતી તે દિવસે ખરેખર ફૂલી નહોતી સમાણી.'

## ૨ : સંદેશો

એક અમેરિકન સન્નારીના જાતઅનુભવની આ વાત છે. એ સન્નારીનું નામ શ્રીમતી આગ્ને રોધરી. અમેરિકાના વર્જીનિયા પ્રદેશના એક કસ્બાના એક ગામમાં એ રહેતી હતી.

એક દિવસ ઈંધર વીજળીક કામને માટે શ્રી આગ્નેને એક માણસની જરૂર પડી. ગામની ઇલેક્ટ્રિક કંપનીને ખબર આપવામાં આવ્યા. એક કલાક પછી કંપની તરફથી એક કામેલ માણસ પણ આવી ગયો. બે ત્રણ કલાકમાં બધું કામ પતાવીને એ જવાની તૈયારી કરતો હતો ત્યાં શ્રી રોધરી (આગ્નેના પતિ)એ જોયું કે એ માણસ પિયાનો આગળ ઊભો રહી ગયો હતો. પિયાનો ઉપર પડેલાં સંગીતનાં માસિકોના થોકડા તરફ તે તાકી રહ્યો હતો.

શ્રી. રોધરી સમજદાર ગૃહસ્થ હતા. તેને ત્યાં થોભી ગયેલો જોઈ તેમણે પૂછ્યું, 'તમને સંગીતનો શોખ છે ?'

'હતો,' પેલાએ ટૂંકો જવાબ આપ્યો. એનો અવાજ સરસ અને રણકતો હતો. પણ, તે વિશેષ કાંઈ બોલ્યો નહિ.

'તમને ગમે તો તમે એ માસિકો લઈ જઈ શકો છો. અમે એ વાંચી લીધેલાં છે.' શ્રી શેધરીએ કહ્યું.

'આભાર.' પેલાએ કહ્યું, અને માસિકો ઉપાડ્યાં.

'તમે મૂળ કયા દેશના?' આગ્નેના પતિએ પૂછ્યું.

'ડેન્માર્કનો. અમારું ગામ ગ્રેવર્લોગ. ત્યાં મારા પિતાની 'જોહાનેઝ જેક્સન' નામની વીજળિક સાધનોની પેઢી ચાલે છે.'

'ડેન્માર્ક,' શ્રી આગ્ને બોલી ઊઠી. અમે આવતે મહિને જ ડેન્માર્ક જવા વિચાર ... છીએ.'

પણ, બીજી જ પળે તેણે જોયું તો પેલા માણસનો ચહેરો ફિક્કો પડી ગયો હતો. 'પણ ડેન્માર્ક વિશે હવે હું કાંઈ જ જાણતો નથી' તેણે આજીજીભર્યા અવાજે કહ્યું, 'અને તમે કદાચ ગ્રેવલીંગ જાવ તો મહેરબાની કરીને મને અહીં જોયાની વાત મારા પિતાને કે કોઈને કરશો નહિ.'

*

શ્રીમતી આગ્ને અને એના પતિ મુસાફરીએ નીકળ્યાં અને ડેન્માર્ક ગયાં પણ ખરાં. ડેન્માર્કના દરેક ગામે 'પ્રવાસીસંઘ'નો એક માણસ રહે છે, જે પ્રવાસીઓને જોવા લાયક સ્થળો તથા વસ્તુઓ બતાવે છે, આ પ્રવાસીસંઘના લોકો બહુભાષી હોય છે એટલે જુદા જુદા દેશના માણસોને તેમની ભાષામાં બધું સમજાવી શકે છે. જુદાં જુદાં ગામો ફરતાં ફરતાં શ્રી આગ્ને ગ્રેવર્લોગમાં આવી પહોંચી. અહીં પ્રવાસી સંઘનું કામ એક શિક્ષક કરતો હતો. તેની સાથે શ્રી. આગ્નેએ ગ્રેવલીંગના મૂતખાના અને દેવળની મુલાકાત લીધી.

પાછા ફરતાં તેમણે રસ્તાના એક ખૂણા ઉપર 'જોહાનેઝ જેક્સન વીજળિક સાધનોના વેપારી' એવું પાટિયું વાંચ્યું અને પતિ-પત્ની બન્નેને પોતાને ઘેર વીજળિક કામ કરી ગયેલ પેલા માણસની યાદ આવી ગઈ.

'આ કારખાનું કેવુંક ચાલે છે!' તેમણે પૂછ્યું.

'ચાલે છે તો ઠીક-પણ તેનો માલિક ફેરવાઈ ગયો છે.' શિક્ષક તેની આદત પ્રમાણે પૂછવા કરતાં વિશેષ વિસ્તૃત જવાબ આપવા માંડ્યો. 'જોહાનેઝ ને તેની પત્ની તો ગુજરી ગયાં છે. એમને સ્વેન્ડ નામનો એક દીકરો હતો. પણ એ અમેરીકા ઊપડી ગયો છે. બિચારાં ડોસો-ડોસી મરતાં સુધી એના પાછા આવવાની વાટ જોતાં રહ્યાં. પણ એ આવ્યો જ નહિ.'

'તે એ દીકરો ત્યાં અમેરીકામાં શું કરે છે?' શ્રી શેધરીએ પૂછ્યું. જવાબમાં જાણવા મળ્યું કે સ્વેન્ડનું ગળું નાનપણથી જ બહુ સરસ હતું અને તેને ગવૈયો થવાની ઉત્કટ ઇચ્છા હતી. ફેક્ટરીનું થોડુંઘણું કામ તે શીખ્યો પણ પછી એના આગ્રહને વશ થઈ તેમાં મા-બાપે તેને પહેલાં કોપનહેગનમાં ને પછી પેરીસમાં સંગીત શીખવા જવાની છૂટ આપી.-પણ ત્યાંથી તે અમેરીકા ઊપડી ગયો-એમ સમજીને કે અમેરીકામાં તેના સંગીતની, તેના ગળાની કદર થશે અને ત્યાંના ન્યુયોર્કના પ્રખ્યાત થિયેટરોમાં તેના નામ ઉપર લોકો દરોડા પાડશે અને તે ખૂબ કમાશે.

પણ અમેરીકા ગયાના ખબર આવ્યા એટલું જ. એકાદ વરસ પછી તેના કાગળો પણ આવતા બંધ થયા. તેના મા-બાપના લખેલા કાગળો પણ 'પત્તો નથી' એવા શેરા સાથે પાછા આવવા લાગ્યા.

'એનું શું થયું હશે, તમે શું ધારો છો!' શ્રી. શેધરીએ પૂછ્યું.

'સ્વેન્ડ મારી પાસે ભણ્યો હતો,' શિક્ષક

કહ્યું. ' એનો સ્વભાવ માની હતો. હું ધારું છું કે એ નવા દેશમાં એની આશા નિરાશામાં ફેરવાઈ ગઈ હશે. ગૃહિણી તરીકે તે ફાવ્યો નહિ હોય. પણ એ વાત કબૂલ કરતાં એ ખચકાયો હશે. પોતાની નિષ્ફળતાની વાત મા-બાપને તો કદાચ કહી શકત પણ કેરન ઓલેસીન નામની તેની પ્રેયસી પણ હતી એની પાસે શી રીતે કબૂલાય ! ' અને પછી શિક્ષક મહાશયે નિસાસો નાખી વાત આગળ ચલાવી, ' બિચારી કેરન સ્વેન્ડના ગયા પછી એ ડોશી-ડોસાની કેટલી સંભાળ રાખતી—સગી વહુ કરતાં પણ વિશેષ. તેમના મરી ગયા પછી એ સ્વીડન ચાલી ગઈ. પછી એના પણ કાંઈ ખબર નથી. હા, બે દિવસ પહેલાં મારી પત્ની કોપનહેગન ગએલી તે કહે છે કે તેણે કેરનને ત્યાં જોઈ હતી. પણ મારી પત્ની બસમાં હતી એટલે એની સાથે કાંઈ વાતચીત થઈ શકી નહિ. મારી પત્ની કહે છે કે કેરન બિચારી હજુ પણ સ્વેન્ડની રાહ જોતી જ કુંવારી રહી લાગે છે. '

તે જ રાત્રે શ્રી. રોધરીએ સ્વેન્ડને એક પત્ર લખ્યો અને અહીંની બધી હકીકત જણાવી. સાથે એ પણ લખ્યું કે તેમણે સ્વેન્ડ વિષે અહીં કોઈને કાંઈ જ વાત કરી નથી, ફક્ત તેની જાણ માટે અને ખાસ કરીને તો કેરન વિષે જણાવવા માટે જ તેને પત્ર લખ્યો હતો. જે કંપની તરફથી સ્વેન્ડ તેમને ત્યાં આવેલ તે કંપનીનું વર્ક્‌નિપાનું સરનામું કરીને પત્ર તે દિવસે જ ટપાલમાં રવાના કરવામાં આવ્યો.

પછીનો એક મહિનો તો ડેન્માર્કના રમણીય સ્થળો—જોવામાં જોતજોતામાં નીકળી ગયો. પ્રવાસના આનંદમાં શ્રી. આગ્ને અને તેના પતિ સ્વેન્ડને ભૂલી જાય એ સ્વાભાવિક જ હતું.

ચોથી જુલાઈના દિવસે ડેન્માર્કમાં ' રેબિલ્ડ નેશનલ પાર્ક 'માં એક વાર્ષિક ઉત્સવ થાય છે. ડેન્માર્કમાં જન્મેલા અમેરીકન લોકો તે દિવસે ત્યાં ભેગા થાય છે, અને અમેરીકાનો ' સ્વાતંત્ર્ય-દિન ' ઉજવે છે.

શ્રી. આગ્ને અને તેના પતિ-પણ એ ઉત્સવમાં ગયાં. ત્યાં અમેરીકાના દરેક પ્રાંતના નિયત ધ્વજો ફરકી રહ્યા હતા. ત્યાં લિન્કનની એક કેબીન હતી તે તેમને ખાસ બતાવવામાં આવી. એ કેબીનનું બધું લાકડું અમેરીકાથી લાવવામાં આવેલું. કાર્યક્રમમાં સંગીત હતું અને ભાષણો પણ હતાં. શ્રી આગ્ને અને તેના પતિ માટે અગાઉથી જગ્યાઓ રાખી લેવામાં આવી હતી એટલે તેઓ ત્યાં જઈને બેઠાં.

સંગીત અને ભાષણોનો કાર્યક્રમ કંટાળો આપ્યા વગર પસાર થઈ ગયો. તે પૂરો થયા પછી એક માણસ સ્ટેજ ઉપર આવ્યો.

' એ સંદેશાઓ આપશે. ' શ્રી આગ્ને સાથેના માણસે સમજ પાડતાં કહ્યું. ' પોતાના દૂર પડી ગએલા મિત્રો અને સંબંધીઓના સંદેશા માટે ડેન્માર્કના ખૂણેખૂણામાંથી આ ચોથી તારીખે લોકો અહીં આવે છે. '

પછી સંદેશાઓ શરૂ થયા.

' હેલ્ગા અને પિટર ઓક્ષબોલ; રહેવાસી સિલ્કબોર્ગ, તરફથી જૂના મિત્રોને મીઠાં સંભારણાં અને શુભેચ્છાઓ. '

' વોલ્ડેમાર રાસ્મુસેન, રહેવાસી રીબ, મોન્ટાનાથી પાછા આવેલ છે. સમારંભ પછી જૂના મિત્રોને મળવા માગે છે. '

' એક્સેલ વેસ્ટર ગાર્ડ-મૂળ કોપનહેગન, હાલ મનીટોબા, પોતાના ભત્રીજા વિષે જાણવા ઇચ્છે છે. '

વર્ષોથી છૂટાં પડેલાં, હજારો માઇલના અંતરે રહેલાં, વર્ષો પછી પાછાં આવેલાં, સગાંસંબંધીઓના સમાચાર માટે આતુર—એ બધાની ભૂખ ભાંગતા આ સંદેશાઓનો કાર્યક્રમ શ્રી. આગ્ને અને તેના પતિના હૃદયમાં કોમળ ભાવનાઓ જગાડી રહ્યો.

'કેટલાક લોકો' શ્રી. આગ્નેને લાવેના માણસે કહ્યું, 'વરસો સુધી સંદેશની રાહ જોતા અહીં આવ્યા જ કરે છે. એક ડોસો પોતાની અમેરીકા ચાલી ગયેલી દીકરીના ખબર મેળવવા બાર વરસ સુધી લાગલગાટ આવેલો. ગઈસાલ જ સમારંભ પછી એની દીકરીના ખબર આપી શકે એવી એક બાઈ એને મળી ગઈ.'

અને પછી તેણે શ્રી. આગ્નેની પાછળની હારમાં બેઠેલી એક યુવતી દેખાડી કહ્યું: 'આ પેલી બાઈને તમે ઓળખો છો!'

શ્રી. આગ્નેએ એ બાઈ તરફ જોયું. યુવતી સુંદર હતી. તેના સોનેરી વાળ તડકામાં ચમકતા હતા.

'આ જ ખુરશીમાં તે આ જ નવદશ વરસથી આવીને બેસે છે–સંદેશાની રાહ જોતી.'

બરાબર એ જ વખતે લાઉડ સ્પીકરમાંથી આવતા અવાજે શ્રી. આગ્નેનું ધ્યાન ખેંચ્યું.

'સ્વેન્ડ જોકબસન, રીચમન્ડ, વર્જીનિયામાંથી અહીં આવ્યો છે અને બ્રિજ્ઞીંગની કેરન ઓલેસીન વિશે જાણવા આતુર છે.'

શ્રી. આગ્ને અને તેના પતિ બંનેને એકી સાથે એક જ વિચાર આવ્યો. બંને પેલી સોનેરી વાળવાળી યુવતી તરફ જોઈ રહ્યાં સંદેશો પૂરો થતાં એક પળ તે ખુરશી પરથી ઊભી થઈ ગઈ–અને પછી તરત જ પાછી બેસી ગઈ.

શ્રી આગ્નેને સમજાઈ ગયું કે તે કેરન ઓલેસીન જ હોવી જોઈએ. સ્વેન્ડના સંદેશાએ જ એને ખુરશીમાંથી ચલાયમાન કરી હતી અને છતાં એમ લાગ્યું કે સમારંભ પૂરો થાય ત્યાં સુધી સંયમ રાખી તે બેસી રહેવા માગતી હતી. એમ વિચારીને કે:–

દસ વરસ સુધી રાહ જોયા પછી, દસ મિનિટ માટે શું ઉતાવળ કરવી!

[અંગ્રેજી પરથી

'ગઈ રાતે આપ સહીસલામત ઘેર પહોંચી ગયા હતા ને?' છેલ્લી બસના કંડક્ટરે એક નિયમિત ઉતારુને પૂછ્યું.

'અલબત્ત,' પેલા ગૃહસ્થ બોલ્યા, 'તમારે કેમ પૂછવું પડ્યું?'

'એ તો સાહેબ વાત એમ હતી કે,' કંડક્ટરે સહેજ અટકીને જવાબ આપ્યો, 'ગઈ રાતે આપે જ્યારે ઊભા થઈને પેલાં બાનુને આપની જગા આપી ત્યારે બસમાં આપ બે જ જણ હતાં.'

—આ. ત્યા.

# સાચી પણ અદ્ભુત વાતો

છોટાલાલ મા. કામદાર

## ભૂતિયા સ્લિપર

**વી**સ માઇલ સુધી સતત સાઇકલ ચલાવ્યા પછી થીંજાઈ ગયેલ ને ભુખ્યોતરસ્યો હું એક ગામડામાં જઇ ચડ્યો. રાત્રિ અંધારી હતી. એક કલાક પહેલાં શરૂ થયેલ વરસાદ સખત પડયા કરતો હતો.

મેં એક ઝાડ નીચે વિશ્રામ લીધો. તેનાં પાંદડાં નહિવત રક્ષણ આપતાં હતાં. ત્યાં ઊભા રહી મેં પરિસ્થિતિનો વિચાર કર્યો.

આખું ગામ અંધારપટમાં લપેટાયું હતું. પ્રસંગોપાત કોઇ દૂરની ઝૂંપડીમાં પ્રકાશ દેખાઇને સત્વર અદૃશ્ય થઇ જતો. ગામ જીવંત હોવાની આ માત્ર એક નિશાની હતી.

વરસાદ ઓછો થવાની કંઇ નિશાની ન દેખાતાં મારી મુસાફરી ફરી ચાલુ રાખવાની આશા પડતી મુકાઇ. ઊલટાનું થતી ગાજવીજ તથા વીજળીથી તે વધવાનો દરેક પ્રકારનો સંભવ હતો.

તેથી કાદવવાળી ગલીઓમાં મારી સાયકલ લઇને હું આશ્રયની શોધમાં નીકળી પડ્યો. રસ્તામાં મને કોઈ મનુષ્ય મળ્યો નહિ. થોડી વાર પછી મારી ટોર્ચનો પ્રકાશ એક મોટા મકાન પર પડ્યો. મેં અટકળ કરી કે તે ગામના મુખીનું ઘર હોવું જોઇએ.

મારા ગ્રહોનો આભાર માનીને મેં સાંકડી ગલીમાં સાઇકલ લઇને તે ભીંત સાથે ટેકાવી. ત્યાં કોઈ પણ પ્રકારનું અજવાળું દેખાતું ન હતું અને જોયું તો બધાં બારીબારણાં બંધ હતાં. ઘરનાં બધાં આટલાં વહેલાં સૂઇ ગયાં હશે તે મને નવાઈ જેવું લાગ્યું.

બારણા પાસે જઇને મેં તે ધીમેથી ખખડાવ્યું ને રાહ જોતો ઊભો.

મેં આશા રાખી હતી તે મુજબ કોઇએ ઝપાટાબેર બારણાં ઉઘાડી મારું સ્વાગત કર્યું નહિ. વિચિત્ર પ્રકારની શાંતિ છવાઇ રહી હતી. મેં ફરીથી બારણું ખખડાવ્યું. આ વખતે જરા જોરથી ખખડાવ્યું. છતાં કંઈ બન્યું નહિ. ઓરડામાં ખાલી પડઘો પડી રહ્યો.

મેં બારણાની ફાટમાંથી કોઈને જોવાની આશાથી ડોકિયું કર્યું પણ અંદર સર્વત્ર અંધકાર છવાઈ રહ્યો હતો. બારણા પાસે કાન રાખતાં મારા કાને કંઈ અવાજ પડ્યો નહિ, ખાલી પડઘો પડી રહ્યો.

બીજા બારણાની શોધમાં મેં મારી ટોર્ચને આધારે જોવાનું કર્યું. જો બીજું બારણું મળી જાય તો તે ખખડાવવાનો મારો વિચાર હતો. મને જણાયું કે હું ખાલી ઘરનાં બારણાં ખખડાવતો હતો. ઘરના ખૂણેખૂણામાં લાગેલાં જાળાં તથા ધૂળ ધીમે ધીમે મારા પ્રકાશના વર્તુળમાં આવ્યાં બેદરકારીને અંગે ભીંતો પડું પડું થઇ રહી હતી. એ વાત સ્પષ્ટ હતી કે ઘર વર્ષો થયાં ખાલી પડેલ હોવું જોઇએ. ઘરમાં પ્રવેશ કરવાનો કોઈ સંભવ ન દેખાતાં મેં મકાનના ઓટલા પર મારાથી થાય તેટલી સરસ રીતે રાત્રિ ગાળવાનો નિર્ણય કર્યો.

મેં રિવોલ્વર તથા કારતૂસવાળો પટ્ટો કાઢીને જમીન પર મૂક્યો. જમીન પર બેસીને મેં સેન્ડવિચનું પડીકું કાઢ્યું. તે વરસાદથી ભીનું થઇ ગયું હતું. મારા વાળુ માટે આ ચીજ જ હતી. હું મોઢું ભરીને તે ચાવતો હતો, ત્યાં અંદર થયેલ અવાજથી હું ચમકીને ઊઠ્યો. અવાજ ઊંઘના માણસનાં નસકોરાંનો હતો. આ ખરેખર વિચિત્ર હતું.

હું સેન્ડવિચનું પડીકું મૂકીને ઊભો થયો ને જોરથી બારણું ખખડાવ્યું, પણ તેનું કંઈ

પરિણામ આવ્યું નહિ. બારણાની ફાટમાં મારું મોઢું મૂકીને મેં અંદર જે હોય તેને બૂમ પાડીને કહ્યું, 'હું મુસાફર છું અને મને રાત્રિ પૂરતો આશ્રય જોઈએ છે.' પણ કંઈ જવાબ મળ્યો નહિ. બારણું ખખડાવવાથી ઘરની અંદરનું કોઈ પણ જાગી ઊઠે તેમ હતું પણ જવાબ ન મળતાં હું મૂંઝાયો અને મેં ગમે તે ભોગે ઘરમાં જવાનો નિર્ણય કર્યો. મેં છેલ્લી વખત અને તેટલા જોસથી બારણું ખખડાવી મારાથી બનતો અવાજ કર્યો. માણસ ઊંઘતો હતો અને તેના નસકોરાંનો અવાજ વધતો જતો હતો.

તેથી સહેલાઈથી પ્રવેશ કરવાનો વિચાર છોડી દઈને, મને અંદર જવાનો રસ્તો આપે તેવા બારણાની શોધમાં હું ઘરની ચારે બાજુ ફરી વળ્યો.

એટલામાં મને અનુકૂળ આવે તેવું બારણું મેં જોયું. ઉધાઈએ તે બારણાને ઠીક નુકસાન પહોંચાડ્યું હતું અને તે ઉઘાડવા માટે ફક્ત મજબૂત ધક્કો મારવાની જરૂર હતી. અંધિયાર હવા તથા જૂના ફર્નિચરની ગંધે મારું સ્વાગત કર્યું. મેં સાવચેતીથી ઘરમાં પ્રવેશ કર્યો. મારી હાજરી સંબંધી ખુલાસો માગતા ગુસ્સે થયેલ બાનુને મેં ઘરમાં મળવાની આશા રાખી હતી.

મેં ઓરડામાં પગ મૂક્યો અને ત્યાં વર્ષોથી પડેલ ધૂળમાં મારા પગ ખૂંચી ગયા. ઊંઘતા માણસનો પેલો અવાજ એકાએક બંધ પડી ગયો હતો.

"હું દરેક ઓરડામાં ઘૂમી વળ્યો. દરેક સ્થળે એક જ પ્રકારનું ચિત્ર દેખાતું હતું. એવું લાગતું હતું કે ઘરનો અચાનક ત્યાગ કરવામાં આવ્યો હતો અને આખું મકાન પડ્યું રહેવા દીધું હતું. મને જણાયું કે ત્યાંની હવા કુદરતી નહોતી. એમ લાગતું હતું કે સતત મારી નજીક રહીને કોઈ મારી હિલચાલ તપાસી રહ્યું હતું અને મારા દરેક પગલે તે ગુસ્સે થતું હતું.

અને પછી અંધારામાં મારો પગ કોઈ ચીજ સાથે અટકાયો. મારી ટોર્ચની મદદથી મને જણાયું કે તે વસ્તુ એક સ્લિપર હતો. મેં પહેલી જ વખત સીડી જોઈ ત્યારે જ મને સમજાયું કે ત્યાં ઉપલો માળ પણ હતો.

મેં સ્લિપરની જોડીનું બારીકાઈથી અવલોકન કર્યું. તે જોતાં મને જણાયું કે સામાન્યતઃ શ્રીમંત ખેડૂતો પહેરે તેવા પ્રકારની તે જોડી હતી. જોડી ઘણા જાડા ચામડાની બનાવેલ હતી, અને વપરાશ કરતાં સમયને લીધે તે વધારે જૂની થઈ ગઈ હતી. હું તેને જેમ હતી તેમ રહેવા દઈ બીજા ઓરડામાં પ્રવેશ્યો.

અચાનક જાણે કોઈ વસ્તુને જમીન પર ઘસડવામાં આવતી હોય તેવો અવાજ મેં સાંભળ્યો. હું ભયથી ગોળ ફર્યો. મને ગભરાટમાં જણાયું કે બંને સ્લિપરો સાથે પડ્યા હતા અને કોઈએ ઉપર જવાના ખાસ હેતુથી તેને પગથિયા પાસે મૂક્યા હતા.

ખરેખર આ વસ્તુ વિચિત્ર હતી. મેં મનમાં પ્રશ્ન પૂછ્યો કે પવને કે કોઈ બીજી વસ્તુએ તે ત્યાં મૂક્યા હશે! મારી તર્ક કરવાની ઇચ્છા નહોતી કેમકે તેમ કરવાથી હું કંઈ નિર્ણય પર આવી શકું તેમ નહોતો અને મારે શાંતિથી રાત્રિ ગાળવી હતી. મેં ઉપર જવાનો તથા ત્યાં બિછાનું શોધી રાત્રે આરામ લેવાનો નિર્ણય કર્યો.

તદ્દન વાંકી થઈ રહેલી સીડી પર થઈને હું બનતી ઉતાવળે ઉપર ચઢી ગયો.

ઉપલા માળની સ્થિતિ નીચલા માળ જેવી જ હતી પરંતુ મને આની કંઈ પડી નહોતી, કેમકે મારે તો આરામ માટે જગ્યાની જરૂર હતી. પરોઢિયું થતાં જ હું ઊઠીને ચાલતો થઈ જવાનો હતો.

મારા સંતોષ વચ્ચે મેં પલંગ જોયો. જો કે તેના પર એક ઇંચ ધૂળનો થર જામ્યો હતો—મેં ધાબળાનો ઉપલો ઓછાડ ખેંચી લીધો.

ધૂળ પણ સાથે સાથે આવી ગઈ. મેં ઓછાડને જમીન પર મૂક્યો. અંદર તાજી હવા આવવા દેવા માટે મેં પાસેની બારી ઉઘાડી તેથી મને ઘણો ફાયદો થયો.

મારાં ભીનાં કપડાં કાઢીને મેં તે પલંગની એક બાજુએ મૂક્યાં. મારી રિવોલ્વરને તકિયાની નીચે મૂકીને હું પથારીમાં પડ્યો અને ઊંઘવા લાગ્યો.

મને સૂતાને ભાગ્યે જ થોડો સમય થયો હશે ત્યાં તો મેં હલનચલનનો ધીમો અવાજ સાંભળ્યો. તે અવાજ નીચેના માળમાંથી આવતો હતો. મેં હસવાનો જે અવાજ સાંભળ્યો તે દારૂડિયાના હાસ્યનો હતો. એટલે ઉપરથી ઘરનો માલિક આવી પહોંચ્યો હતો. મારી હાજરી બાબત હું શું ખુલાસો કરીશ? મારા પર તે ઘરપ્રવેશનો આરોપ મૂકીને પોલીસને સોંપી તો નહિ દે ને! આ વિચારો મારા મનમાં ઝપાટાબંધ આવવા લાગ્યા અને હું કંઈ યોગ્ય જવાબ આપવાનો વિચાર કરતો હતો ત્યાં તો તેણે સીડીનાં પગથિયાં ચડવાનું શરૂ કર્યું; અથવા તો મેં ભારે પગલાં ધીમેથી ઉપર આવતાં હોય તેવો અવાજ સાંભળ્યો.

અને તેટલી ઝડપથી પથારીમાંથી કૂદીને મેં મારાં ભીનાં કપડાં પહેરી લીધાં, અને હું રાહ જોઈને પલંગની કોર પર બેઠો.

પગલાં ઉપર આવતાં જણાયાં ધીમે અને દૃઢતાથી થોડી સેકંડ પગલાંનો અવાજ અટકી જતો ને પાછો ચાલુ થતો. ઠક...ઠક...ઠક...

પગલાં હવે સીડીના છેડે આવી ગયાં હતાં અને ઘરનો માલિક હવે કઈ દિશામાં જવું તેનો જાણે વિચાર કરતો હોય તેમ તે અટકી ગયાં.

મારા માટે આ શંકા અસહ્ય હતી. હું કંઈ જોઈ શકતો નહોતો કેમકે જે વસ્તુ હલનચલન કરી રહી હતી તે પ્રકાશની મદદ વિના ફરતી હતી. ભયની વિચિત્ર પ્રકારની લાગણીએ મારો કબજો લીધો. મને ભય લાગ્યો કે આગળ આવતાં પગલાંનો અર્થ મને નુકસાન થવાનો હતો. મેં રિવોલ્વર તૈયાર કરી. તેમાં ત્રણ ભયંકર કારતૂસ હતી. ધ્યાન ખેંચાવાના ભયને લીધે મેં મારી ટોર્ચનો ઉપયોગ કર્યો નહિ.

કઈ દિશા તે લે છે તે સંબંધી વિચાર કરું તે પહેલાં જ તે મારા તરફ આવતો હતો. જમીન પર પાથરેલી શેતરંજીને લીધે અવાજ દબાઈ જતો હતો.

હું ઉશ્કેરાટભરી સ્થિતિમાં ઊભો હતો. મારા ડાબા હાથમાં ટોર્ચ અને જમણા હાથમાં રિવોલ્વર હતાં.

અજ્ઞાતપણે મારી આંગળી ટોર્ચ દબાઈ ગઈ. એક જ ક્ષણમાં ઓરડામાં પ્રકાશ પથરાઈ રહ્યો અને મારા ભય વચ્ચે મેં જોયું કે મારી ધારણા પ્રમાણે ત્યાં કોઈ પણ ગાંડો કે દારૂડિયો મનુષ્ય નહોતો.

પણ મેં જે જોયું તેનાથી હું ડઘાઈ ગયો. જે સ્લિપર મેં નીચે જોયા હતા તે કોઈ પણ મનુષ્યની દેખીતી મદદ વિના મારા તરફ આવી રહ્યા હતા!

તે કોઈ વ્યક્તિના પગ પર હતા તે તો દેખાતું હતું કારણ કે હવે, મેં જે હસવાનો અવાજ નીચેથી સાંભળ્યો હતો તેને બદલે કોઈ પશુને તેની ગુફામાં ચીડવ્યું હોય તેવો ગુસ્સાનો ઘુરકાટ સંભળાતો હતો. મારી આંગળી રિવોલ્વરના ઘોડા પર પડી અને ઉપરાઉપરી ત્રણ અવાજ થયા.

સામેના ખૂણામાં પડેલ કોઈ ફર્નિચર ગોળીબારની ઝડપથી ધ્રૂજી ઊઠ્યું. મને જણાયું કે આ અજ્ઞાત ભયની સામે મારું શસ્ત્ર નિરુપયોગી હતું.

મારી રિવોલ્વરના ગોળીબારના અવાજના જવાબ રૂપે લાંબા સમય સુધી હાસ્ય સંભળાયું. મારા હિસાબે ને જોખમે તે તિરસ્કાર અને

અવગણનાનું હાસ્ય હતું. સિપરો ધીમે ધીમે અકમપણે આગળ વધતાં હતા. મારાં રોમાંચ ખડા થઈ ગયા. કોઈ અદશ્ય હાથોથી મને ગૂંગળાવીને મારી નાખી ઘરનાં બીજાં માણસોની માફક મારે ત્યાં સડયા કરવાનું હતું ! નકામી રિવોલ્વરને જમીન પર ફેંકી દઈ પથારીમાંથી ઊઠયો. મારા હાથ ભયથી ધ્રૂજતા હતા. મારા હાથમાંથી ટોર્ચ પડી જતાં ઓરડામાં અંધારું પ્રસરી રહ્યું. હું અંધારામાં પાછો ફર્યો. હું કેટલે દૂર જઈ શકવાનો હતો ! મને તે ક્ષણે કોઈ પ્રકારનો આશ્રય શોધવાની વૃત્તિ થઈ આવી અને ત્યારે મારી પીઠ દીવાલ નજીક કોઈ વસ્તુને અડકી.

તે વસ્તુ ખુલ્લી બારીનો કાચ હતો. મેં બારી પાસે જઈને અંધારામાં ભૂસકો માર્યો. જે ઓરડામાંથી હું બહાર નીકળી આવ્યો હતો તેમાંથી ગુસ્સાની બૂમ મારી પાછળ સંભળાઈ. પશુ પાસેથી શિકાર લઈ લેવામાં આવે ને તે બૂમ પાડે તેવા પ્રકારની તે બૂમ હતી.

જોકે હું વીસ ફીટ ઊંચેથી પડયો હતો, છતાં હું ઊભો થઈ ગયો કારણ કે ભયને અંગે મને પાંખો આવી હતી અને હું રાત્રિએ પવનની માફક દોડયો.

સવારે થાકીને હું એક ઝૂંપડાના બારણા પાસે પડી ગયો. ત્યાં રહેતા ખેડૂતો મને પ્રેમપૂર્વક અંદર લઈ ગયા અને તેઓએ મને ગરમ દૂધનો પ્યાલો પાયો. હું તેમના આતુરતાભર્યા પ્રશ્નોના જવાબ દેવાની સ્થિતિમાં ન હતો. તેથી રાત્રે મને આરામ લેવા દેવામાં આવ્યો.

બીજે દિવસે સવારે જે ઘર હવે દૂર અને એકલું દેખાતું તેના તરફ આંગળી ચીંધી મેં રાતના બનાવનું વર્ણન કર્યું.

મારું કહેવાનું પૂરું થતાં વૃદ્ધ પુરુષે ગંભીરતાથી પોતાનું માથું ધુણાવ્યું. તેણે કહ્યું: 'હું ધારું છું તમે આ ગામમાં અજાણ્યા લાગો છો !'

મેં જવાબ આપ્યો: 'હા તદ્દન અજાણ્યો.'

તેણે કહ્યું: 'આ ગામમાં રહેતા અમે લોકો કદી તે ઘરમાં ગયા નથી તેમજ ત્યાં જવાનો અમારો ઇરાદો નથી. તે ઘર ક્યારે પડી જાય તેની અમે રાહ જોઈ રહ્યા છીએ. તે આ ગામના આગલા મુખીનું ઘર હતું. તેણે અન્યાયનાં ઘણાં કામ કર્યાં હતાં. એક દિવસે તેનું ખૂન કરવામાં આવ્યું અને તેના શબને કૂવામાં ફેંકી દેવામાં આવ્યું. બહારથી આવનારાઓથી તેનું રક્ષણ કરવાને તેનું ભૂત દરરોજ ઘરમાં આવે છે. જે સ્લિપરોની તમે વાત કરો છો તે તેને ખૂબ ગમતા હતા અને તેનું ખૂન થયું ત્યારે તેણે તે પહેર્યાં હતાં.

ચીનમાં તમને કોઈ પૈસાદાર માણસને ત્યાં જમવાનું આમંત્રણ મળે અને જમતી વેળા તમે હાડકાં વગેરે આસપાસ ફેંકો, તો તમે તમારા યજમાનને આદર આપ્યો ગણાય. જમણ પછી ઓરડો સાફ કરવા એને ત્યાં નોકરો છે એ તમે જાણો છો, એમ તમે તમારા વર્તનથી બતાવ્યું છે. આથી તે રાજી થશે.

× ×

ચીનમાં એક બાજુ આટલા પૈસાદાર માણસો છે ત્યારે બીજી બાજુ ખૂબ ગરીબ લોકો પણ છે. કેટલાક લોકો પાસે પાણી ગરમ કરવા બળતણ લેવા એટલા પૈસા હોતા નથી. એટલે તેઓ દુકાને જઈ પાણી ગરમ કરી લાવે છે. એ પાણીથી નાહ્યા પછી એ નાહેલું પાણી એ જ દુકાને પાછું વેચે છે. એ જ પાણી ફરીથી વેચાય છે. ને ધોયાધા પછી પાછું એ જ દુકાને ફરીથી વેચવા આવે છે, જો કે એમ કરતાં તેની કિંમત ઘણી ઘટી ગઈ હોય છે.

[ 'વડા કેમ પવાર ] 'અખંડ

# સાગરની ગોદમાં

ચંદુલાલ વ. ભટ્ટ

[ મધદરિયે તોફાનમાં એક વહાણ ભાંગે છે. પિતા, માતા અને ચાર પુત્રોના એક કુટુંબને વહાણમાં જ રાખી સમસ્ત મુસાફરો હોડીઓમાં નાસી છૂટે છે. નીચે જળ અને ઉપર આભ એવી નિરાધારતામાં જીવનમરણ વચ્ચે ઝોલાં ખાતા કુટુંબમાં, તોફાન શમતાં જીવનની આશા જાગે છે. હાથ લાગ્યાં તેવાં સાધનોથી તરાપો તૈયાર કરી ભાંગેલા વહાણમાંથી લઈ શકાય તેટલી સામગ્રી અને કૂતરાં, મરઘાં, ગાય, ગધેડાં, ઘેટાં, બકરાં જેવા જીવો સાથે એ કુટુંબ એક નિર્જન બેટમાં આવી પહોંચે છે. પોતે ઊભા કરેલા એક તંબૂમાં થોડાક દિવસ વસવાટ કર્યા પછી મોટા વડલા જેવું એક ઊંચુ ઘટાટોપ ઝાડ મળી જતાં તેના પર માળ બાંધી વસવાનું નક્કી થાય છે. રસ્તામાં આવતી નદી પર પાટિયાંનો એક પુલ જહેમતપૂર્વક તૈયાર કરી, જરૂરી સામગ્રી ને પ્રાણીઓ સાથે આખું કુટુંબ પેલા ઝાડ પાસે આવી પહોંચે છે. ઝાડની ઊંચી ઊંચી ડાળીઓ સાથે દોરડાની એક લાંબી નીસરણી બાંધી મોટા મોટાં બીમ અને પાટિયાં વડે ઝાડ પર ' હવાઈ મહેલ ' ખડો કરી સુખેદુઃખે નિતનવી ઘટનાઓમાં દિવસો વિતાવે છે. ભવિષ્યમાં ખોરાકની તંગી ઊભી થવા ન દેવા Cessaba Rootsમાંથી ભાખરી તૈયાર કરવાનો અખતરો થાય છે અને તે સૌ પ્રથમ પંખીઓ પર અજમાવાય છે. ]

' ત્યારે જો આ મૂળ ઝેરી હોય તો જનાવરોને એ બેભાન ન કરી દે? અથવા તો એમને એ મૂળ દુઃખ કરે નહિ!' ફિલીપે પૂછ્યું.

' આવા છોડમાં બે જાતનાં ઝેર હોય છે. એને લઈને જ મોત નીપજે છે.' મેં જવાબ દીધો ' જે ખૂબ જ દુઃખ આપે એવું હોય છે તે સોમલ જેવી અસર ઉપજાવે છે. બાજુ ઝેર જ્ઞાનતંતુઓને ખોટા પાડી નાખે છે. અથવા તો અફીણ ને એના જેવાં ઝેરની માફક અકુદરતી તાણ ઊભું કરે છે. આવા ઝેર થોડાં થોડાં લેવામાં આવે તો એ ધીરે ધીરે તબિયતમાં બગાડો કરે છે. અંતે એ શરીરના બાંધાને ભાંગી નાખી મોત નીપજાવે છે. અને એટલે જ એમને ધીમાં ઝેર કહેવામાં આવે છે.'

' એકાએક લેવાયેલા, ઝપાટાબંધ શરીરમાં ફેલાઈ જાય એવા ઝેરનું મારણ તેલવાળા અને ચરબીવાળા પદાર્થો ગણાય, એમાં તેલ, છાશ, જવનું પાણી વગેરેનો ઉપયોગ કરી શકાય. એનાથી દર્દ શમે છે. એથી ઊલટું જે ઝેરો સનમૂન કરી નાખે છે તેને માટે કડવા ઓસડો જરૂરી છે. પેટમાં જતાં એ જૂઠા પડેલા જ્ઞાનતંતુઓને સતેજ કરે છે.'

ઝેરનું આ શાસ્ત્ર હું સમજાવતો હતો ત્યાં પેલા વાંદરાભાઈ અને પંખીઓ ભાખરીના ટુકડાઓ ઉડાવી ગયાં તરત તો કંઈ પરિણામ ન જ આવ્યું સૌ શું બને છે એની રાહ જોતાં હતાં. મેં જણાવ્યું: ' એમ ઉતાવળ કરવાનો કશો અર્થ નથી. વધુ ભાખરીઓ તો આવતી કાલે સવારમાં થશે આવતી કાલ સવાર સુધી આ Cessabaનાં ભોગીઓ જો સલામત રહે તો પછી આપણો વારો.'

' અને કાલ સવાર સુધીમાં એમને કંઈ ન થાય તો તો મેં શોધેલાં મૂળ ઝેરી ન કહેવાય ને!' અર્નેસ્ટે હોંશમાં આવી જઈ પૂછ્યું.

' જરૂર.' મેં જણાવ્યું. ' પણ એનો અર્થ એવો નથી કે આપ નામદારે જે નજરે ચડ્યું તે કબ્જે કરીને મોંમાં મૂકવું એના જેવાં જ મૂળ લાગે છતાં એવાં જ બીજાં ઝેરી મૂળ તો હોય જ છે, પણ એનાં ફળ, ફૂલ ને પાંદડાં પણ ઝેરી હોય છે. દવાવાળાઓ એની દવાઓ બનાવે છે, પરંતુ આપણે જો એમ ને એમ મોંમાં મૂકીએ તો રામ રમી જાય!'

આટલી ચર્ચા આજને માટે ઘણી ભારે હતી. ચર્ચા માત્રથી પેટ ભરાવાનો સંભવ નહોતો.

ખાણું તો છોકરાઓની મા તૈયાર કરી જ રહી હતી. ઝાડના મૂળની ઉપર તૈયાર કરેલ ટેબલ ઉપર ખાણું પીરસાયું. બાજુમાં ગોઠવેલા પાટિયાના વાંક ઉપર સૌ ગોઠવાયા. ભોજન સમાપ્ત થયું. રાત પડી ને વળી એક દિવસ પૂરો થયો.

## [૧૫] નવી હોડી

સવારમાં ઊઠીને અમે સૌ જે પંખીઓને પેલી ભાખરીઓના ટુકડા આપ્યા હતા તેમની તપાસ કરવા ગયા. વાંદરાજીની પણ શી સ્થિતિ થઈ હતી તે નિહાળવું હતું.

અમારા આનંદનો પાર ન રહ્યો. સૌ બધી રીતે સલામત હતાં. એ બધાં તો સવારની ચણ તથા ખોરાક માટે ક્યારનાં નીકળી ચૂક્યાં હતાં.

બસ, નિર્ણય થઈ ચૂક્યો. સૌ એકઠાં મળ્યાં. છોકરાઓની મા અને હું વધુ આટો લઈને છોકરાઓએ જેને જેમાં ફાવે તેમાં થોડા થોડા ભૂકા લઈ લીધો. કોઈએ નાળિયેરની કાચલીઓનો પણ એને માટે ઉપયોગ કર્યો. કોઈએ ગોળ તો કોઈએ અર્ધગોળ, કોઈએ વાંકીચૂકી તો કોઈએ કોઈ આકાર વગરની જ એમ ભાખરીઓ બનાવી. પેલા તવાને પથરાના ચૂલા ઉપર ગોઠવી દીધા હતા. તવો તપ્યો એટલે સૌ પોતપોતાની ભાખરીઓ ચોપડવા લાગ્યા. અંદરથી મીઠી સુગંધ પણ આવતી હતી એટલે વચ્ચે વચ્ચે એકાદ ટુકડાનો સવાદ પણ તેઓ લેતા જતા હતા. થોડી વારમાં તો અમે સારા પ્રમાણમાં ભાખરીઓ તૈયાર કરી દીધી.

ભાખરીઓ તથા એની સાથે માખણ ને વધારામાં ગાયનું દૂધ, બટેટા પણ બાફ્યા હતા એટલે એનું શાક મળી ગયું. આજનું ભોજન એ રીતે આટલા દિવસોમાં નવી ભાત પાડતું મળી ગયું.

સંતોષપૂર્વક ભોજનનો કાર્યક્રમ પૂરો થયો. મારું મગજ ચા-ભાખરીમાંથી વળી પાછું વહાણ ઉપર દોડ્યું ગયું હતું. પેલી હલેસાં ને સઢવાળી હોડી જે વહાણના અંદરના એક અંધિયારે વિભાગમાં હતી તેમાં મારું મન હતું. કોઈપણ હિસાબે ને જોખમે એને હાથ કરવાની મારી ઇચ્છા હતી.

મેં એ માટે મારી પત્નીને વાત કરી. એ બિચારી તો વહાણ પરની મારી-અમારી આવજાવ મટતી જ નહોતી એટલે નારાજ બની ગઈ ને બોલી: 'આમ તે એ દગાખોર દરિયાના મોમાં ક્યાં સુધી આવજાવ કરશો!'

મેં અમારી અત્યારની સ્થિતિની વાત કરી. જે પ્રદેશમાં અને જે રીતે અમે આવી પડ્યાં હતાં તેમાં તો જે વધુ ઉપયોગી વસ્તુ મળે તેને ગુમાવવી પાલવે જ નહિ એ વાત મેં એને સમજાવી. એને ગળે એ વાત કમને ઊતરી તો ખરી. વધુ નારાજ તો એ એટલા ખાતર થઈ ગઈ કે આ વખતે મેં નાના દેક સિવાય સૌને સાથે લેવાની માગણી કરી હતી.

ઉપટે અમે ઊપડ્યા જ. છોકરાઓ તો આવી સૂચનાની રાહ જ જોતા રહેતા. નાસ્તાની ભાખરીઓ ને બટેટાનું શાક લીધું. જેક તથા અર્નેસ્ટે સૌથી પહેલાં લાવેલા સુધના પટ્ટાઓ પહેરી લીધા. સીધા અમે અમારી 'મુક્તિખાડી'એ પહોંચ્યાં. ત્યાં રાખેલાં પંખીઓ માટે સીપેલી થોડી ચણ નાખી અમારી હોડી ને તરાપો લઈ કંઈ પણ નવાજૂની સિવાય વહાણ પર જઈ પહોંચ્યા.

સાંજ સુધીમાં પાછા ફરવાનું અમે છોકરાઓની માને વચન આપ્યું હતું. છોકરાઓને જરૂરી લાગતી વસ્તુઓ ઝપાટાભેર તરાપા પર ગોઠવવાની સૂચના આપી દીધી.

હું સીધો પેલી અંદરની હોડી તરફ ગયો. કપ્તાનની કેબીનની-પાછલી બાજુની એક અંધિયાર જગ્યામાં એ હતી. ખડકની તરાફમાં જે ભાગ ઘૂસીને ફસાઈ પડ્યો હતો તેમાં એ હતી. એ હોડી એક ઓરડા જેવી બંધ જગ્યામાં હતી. એમાં અજવાળું ય પૂરું આવતું ન હતું. અંદર ઘૂસીને એને બહાર કાઢવાની ય

પૂરી જગ્યા ન હતી. છતાં વહાણના પાટિયાની વચ્ચેથી અંદર આવતા અજવાળાથી હું જોઈ શક્યો કે એ હોડીના દરેક ભાગ છૂટા છૂટા હતા. દરેક ભાગ વ્યવસ્થિત હતો. અને એને નંબરો ય હતા. એ બધા ભાગને ગોઠવીને તૈયાર કરી શકાશે એવી મને ખાતરી થઈ. અમે તેમ તો ય અત્યારે તો એ નહિ બને એમ લાગ્યું. સાંજ પડવાને તો કંઈ વાર ન હતી, એટલે જેટલો સરંજામ છોકરાઓએ લીધો તેટલો લઈ અમે પાછા ફર્યા.

મુક્તિખાડીની નજીક આવ્યા ત્યાં અમે ભારે નવાઈ પામ્યા. ફ્રૅન્ક અને એની મા અહીં જ હતાં. એમણે તો અમે પહોંચ્યા કે તરત જાહેર કર્યું, 'તમારી આ વહાણ ઉપરની સફર જ્યાં સુધી પૂરી નહિ થાય ત્યાં સુધી અહીં જ રહેવાનું મેં ઠરાવ્યું છે. તમારું કામ થાય અને મારી નજર રહે.'

હું જાણતો હતો કે એને અહીં રહેવું ગમતું નહતું. છતાં ય અમને અનુકૂળ થવા એણે આ ગોઠવણ કરી હતી. અમે એનો સ્વીકાર કરી લીધો.

હોડીમાંથી આજે આણેલ બે લોટના કોથળા, એક ચોખાનો થેલો ને બે માખણનાં પીપ અમે ઉતાર્યાં ત્યારે એના આનંદનો પાર ન રહ્યો. સાંજે જમ્યાં ને સૂતાં.

*

પેલી હોડીને વહાણમાંથી છુટ્ટી કરી એને તૈયાર કરી વહેતી કરવા સુધીમાં અમારા આઠ દિવસ પસાર થયા. હંમેશ સવારે અમે જતા અને સાંજે આવતા. અમો સામસામે રહેતાં એટલે મારી પત્ની રજા આપવામાં ય આનાકાની કરતી નહિ. અમારી ગેરહાજરીમાં હંમેશ એ ફ્રૅન્કની સાથે હવાઈ મહેલે જતી. ત્યાંનાં જનાવરોને દાણાપાણી આપી આવતી. વળતાં બટેટાં ય થોડાં લેતી આવતી. સાંજ પડતાં અમને મીઠું મધુરું ખાણું તૈયાર કરી આપતી.

હંમેશ વહાણ ઉપર જઈને અમે એ હોડીને તૈયાર કરવામાં લાગ્યા હતા. એના બધા ભાગને જોડી દીધા. ઉપરના ભાગમાં નાનું એવું તૂતક હતું. એના આગલા ભાગમાં સુકાનનો નાનો એવો કઠેરો હતો. ઉપલા તૂતક ઉપર કઠેરો ઊભો કરીને સઢ લગાવાય તેવું હતું. મજાની નાજુક અને સુંદર એ હોડી હતી, એના એકેએક સાંધાને બરાબર જડીને મજબૂત બનાવી દીધા. એ બધા સાંધા પર ડામર લગાડી દીધો. બે નાની તોપો હતી તે ઉપરના તૂતક ઉપર ગોઠવી દીધી. સાંકળથી એને હોડી સાથે બાંધી દીધી.

આ રીતે હોડી આખી તૈયાર થઈ ગઈ. છતાં એ હતી તો હજુ અંધિયાર જગ્યામાં જ. એમાંથી એને દરિયામાં બહાર કાઢવાનું બાકી હતું. એ માટે વહાણનો જે ભાગ હજુ મજબૂત હતો અને તૂટ્યા વગરનો હતો તેનાં પાટિયાં તોડવાં જરૂરી હતાં. બાજુમાંથી જગ્યા કરીને જ એને દરિયામાં તરતી મુકાય તેવું હતું.

એ માટે વહાણમાંથી જ મને મળી આવેલી એક સુરંગનો ઉપયોગ કર્યો. જે તરફથી વહાણને તોડીને હોડી દરિયામાં કાઢવી હતી તે બાજુના પાટિયામાં મેં એક મોટું કાણું પાડ્યું. એ જગ્યા એવી પસંદ કરી કે જે ફાટીને તૂટે તોયે અમારી હોડીને નુકસાન ન થાય. અલબત્ત ગણતરી તો એવી કરી જ. એ કાણામાં દારૂ ભર્યો. એની સાથે એક લાંબી દોરીની જામગરી બનાવી. આટલી તૈયારી કરી જૅક તથા તેના ભાઈઓને અમારી ટમની હોડીમાં જઈ પહોંચવા જણાવ્યું. ઊપડવાની તૈયારી રાખવા જણાવ્યું હું સૌથી છેલ્લો નીકળ્યો. નીકળતી વખતે જ એ જામગરીને દીવાસળી ચાંપવાની હતી. અર્ધોએક કલાકે એ જામગરી સળગતી સળગતી ત્યાં પહોંચે એવી મારી ધારણા હતી.

દીવાસળી ચાંપીને હું ઝપાટાભેર ટમની હોડીમાં કૂદ્યો. સૌને વધુમાં વધુ ગતિએ હલેસાં ચલાવવાનું કહ્યું. સદ્‌ભાગ્યે હવા પણ અનુકૂળ હતી તે જોઈ લીધું હતું. દર વખત કરતાં ઓછામાં

ઓછા સમયમાં અમે કાંઠે પહોંચ્યા અને પહોંચીને જ્યાં ઊતરીએ ત્યાં તો 'ધમમમ'—કરતોક ને એક તોપનો ગોળો ફૂટે એવો અવાજ અમે સાંભળ્યો.

ફિલીપ, એના ભાઈઓ તથા મારી પત્ની સૌ એબાકળાં બની ગયાં. શું થયું કે શું થશે તેનો એમને ખ્યાલ જ ન રહ્યો. સૌથી છાની રીતે મેં આ બધું ગોઠવ્યું હતું

'અરે પણ તમે ખરેખર વહાણની અંદરના દારૂગોળાની પાસે કંઈ સળગતો અગ્નિ તો મૂકીને નથી આવ્યા ને!' મારી પત્ની મને પૂછવા લાગી. 'જુઓ તો ખરા સામે ધુમાડાના ગોટેગોટા ચડ્યા!'

હું એકદમ હસી પડ્યો ને બોલ્યો, 'ગભરાવા જેવું કંઈ જ નથી. મેં કરેલી યોજનાનું જ આ પરિણામ છે. વહાણની અંદરની હોડીને બહાર કાઢવા જ મેં આ સુરંગ ગોઠવી હતી.'

સૌનાં મોં આશ્ચર્યથી પહોળાં થઈ રહ્યાં. ઉતાવળે ઉતાવળે મેં ફરી ત્યાં પહોંચવાનો ઇરાદો જાહેર કર્યો. 'બોલો, મારી સાથે કોણ આવે છે!' અને જવાબમાં બધા જ તૈયાર થઈ ગયા.

ઝપાટાભેર અમે ત્યાં પહોંચ્યા. ઉપર જઈને જોયું તો જે ભાગ તોડવાની ગણતરી હતી તે આબાદ રીતે તૂટી ગયો હતો. અમારી હોડી સલામત હતી. હું ખુશાલીની બૂમ પાડીને કૂદી ઊઠ્યો. છોકરાઓના આનંદનો ય પાર ન રહ્યો—બધું સલામત છે એમ જોઈ જઈને પછી હોડીને દરિયામાં ઉતારવાની વેતરણમાં અમે પડ્યા. આને ય તે નીચેથી ઊંચી કરવા ગોળ લાકડાં ને લોઢાના દંડાનો ઉપયોગ કર્યો. ઉપર એક ગરેડી ને એની સાથે મજબૂત દોરડું બાંધ્યું. એના વડે એને દરિયા તરફ ખેંચવાની હતી. ગરેડીની દિશા જ એ રીતે ગોઠવી હતી. એ સરવા લાગે ત્યારે સરી જઈને એની સમતુલા ગુમાવી દૂર ન જઈ પડે એટલા ખાતર પાછળથી એને દોરડા વડે વહાણની અંદરના બે સલામત દંડા સાથે બાંધી રાખી હતી.

અને પછી તો 'વાવડી ચસકી' એવી જોરથી બૂમ પાડવાની સાથે અમે અમારી નવી તરીને દરિયામાં ઉતારી ય દીધી! જ્યાં આ બધું વહાણની ઓથમાં અમારા કાંઠાના તંબૂમાંથી ન દેખાય ત્યાં બન્યું કાંઠેથી હોડીને જોવી અશક્ય હતી.

'હોડી ઉતારીને તેને હજુ આખરી સફર માટે એક દિવસ વધુ લાગે તેવું હતું એટલે અમે પાછા કાંઠે આવ્યા. વળી પાછા બીજે દિવસે ઊપડ્યા.

આજે તો છોકરાઓને એમની માને રીતસર તોપોની સલામી આપવી હતી. એને આશ્ચર્યમાં ગરકાવ પણ કરવી હતી. ત્યાં જઈને સૌ હોડીમાં ચડી ગયા. અમારી ટબની હોડીને પાછળ બાંધી દીધી. બે તોપો પાસે કમાન તરીકે ફિલીપ ઊભો રહ્યો. તોપચી બનીને તોપો ફોડવા અર્નેસ્ટ ને જેક ઊભા રહ્યા. હું હોડીનું સુકાન સંભાળવા બેઠો. હોડી સરસરાટ પંખીની જેમ પાણી ઉપર ઊપડી. થોડીવારમાં કાંઠા પાસે આવી લાગ્યા. સઢ ચડાવ્યા હતા, તે ઉતાર્યાં. એક, બે ને ત્રણ બોલાતાં તોપોને આગ ચાંપવામાં આવી. તોપના એક ને બે ગડગડાટે વાતાવરણ આખું હલમલી ગયું. તોપ પછી હર્ષના અવાજોની સાથે મેં ય પિસ્તોલોના બે બાર કર્યા. ફેંક ને એની મા દોડતાં આવ્યાં. હર્ષ ને મૂંઝવણની બેવ લાગણીઓથી એ બને ઘેરાઈ ગયાં હતાં અમે બૂમ પાડીને એમને પાસે બોલાવ્યાં.

'મા, મા! અહીં ઉપર આવ તો.' અર્નેસ્ટથી રહેવાતું ન હતું. એની મા ઉપર ગઈ. એનો ને ફ્રેંકનો હર્ષ માતો ન હતો. એમની તો નજરેય તે આ હોડી પડી ન હતી ને ઘડીકમાં આ ક્યાંથી આવી ચડી તેના જ વિચારમાં એ પડી ગઈ હતી.

છોકરાઓએ એને માંડીને બધી વાત કરી. અને પછી તો સૌ એમાંથી ઊતર્યાં. ઊતરીને ભોજનને હજુ વાર હતી એટલે 'તમારી ગેર-હાજરીમાં અમે મા-દીકરો પણ કંઈ નવરાં નથી રહ્યાં' એમ ફિલીપની માએ કહ્યું અને એ અમને સૌને પેલી નદીના મૂળ તરફ લઈ ગઈ. ત્યાં સરસ મજાનો ફળઝાડનો એક બગીચો એમણે તૈયાર કર્યો હતો. જુદી જુદી જાતનું અનાજ પણ એક બાજુ તેમણે વાવ્યું હતું. ચારે બાજુ સરસ મજાના ક્યારા ને ધોરિયા બનાવ્યા હતા.

ખરે જ એમની એ મહેનત અદ્ભુત હતી. અમારી ગેરહાજરીમાં એમણે હવાઈ મહેલની આસપાસ વાવેલી વનસ્પતિને ય સંભાળી હતી. જાનવરો પણ એમના જ કબજામાં હતાં. એ ય બધાં તાજાંમાજાં હતાં.

ઉપરે નવી હોડી, ટબની હોડી અને તરાપાને વ્યવસ્થિત રીતે કાંઠા ઉપર સલામત રીતે બાંધી દીધાં. અંદરનો સામાન ઉતારી ભોજનથી પરવારી લીધું, અને પછી ચાંદની રાત હતી એટલે જેટલો સામાન ઊપડે, અને જેટલો બહુ જ જરૂરી હતો તે બધો ઉઠાવી રાત ગાળવા સૌ હવાઈ મહેલે પહોંચી ગયાં.

[૧૬] સમુદ્ર-સફર

અમારો બીજો રવિવાર અમે તંબૂઘરમાં રહીને વહાણ ઉપરથી અમારી નવી હોડી દરિયામાં ઉતારવા મથતા હતા ત્યારે પસાર થઈ ગયો. આજે એ ભગીરથ કામ પૂરું કરીને પાછા હવાઈ મહેલમાં આવ્યા ત્યારે આજે ત્રીજો રવિવાર આવ્યો. જે ભગવાનની મહેરથી કુદરત અમારા પર મહેરબાન બનીને અમને હજુ ય સલામત રાખી જાત જાતની મદદ આપી રહી હતી તેની અમે આજે દુવા ગુજારી. આજે તો બીજી કોઈ જ પ્રવૃત્તિ કરવાની અમારી મજૂરી ન હતી.

અમે તૈયાર કરેલાં ધનુષ્યબાણ હજુ ય અમારા ભંડારમાં ભર્યાં પડ્યાં હતાં. એની તાલીમની જરૂર હતી જ અને એટલે આજે દિવસનો ઘણો ખરો ભાગ એની તાલીમ પાછળ અમે ગાળ્યો.

છોકરાઓ જ્યારે આ નિશાનબાજીમાં લાગ્યા હતા, ત્યારે મેં જુદી જાતની ગોફણ બનાવવાનું શરૂ કર્યું. છએક ફૂટ લાંબી દોરીને છેડે સગડણી દોર સાથે મેં એક પથરો બાંધ્યો. છોકરાઓએ કદી જ આવું જોયું ન હતું. સૌ મારી આસપાસ ફરી વળ્યા.

'બાપુ, બાપુ! આ તે તમે શું કરો છો? કંઈ નવી જાતનું રમકડું બનાવો છો કે શું?' અર્નેસ્ટે ઇંતેજારીથી પૂછ્યું.

'બેટા, એ ય એક હથિયાર છે. દક્ષિણ અમેરીકામાં પેટેગોનીઅન નામના લોકોએ આ શોધી કાઢેલ છે. દક્ષિણ અમેરિકાની વસાહતોમાં રહેનારા અને મેકસીકન લોકોમાં ય આ ગોફણ વપરાય છે. સામાન્ય ગોફણમાં વચ્ચે ઝોળી જેવું હોય છે. એના કરતાં આ જુદી જ હોય છે. આમાં તો છેડે એક પથરો બાંધવાનો; દોરીનો બીજો છેડો પકડીને એને બાજુમાં કે માથા ઉપર ચક્કર ચક્કર જોરથી ફેરવીને પછી છૂટી મૂકી દેવાની. પેલા પેટેગોનીયન લોકો તો જે જનાવર ઉપર એ તાકે એની ડોક કે શરીર ઉપર જઈને આ ગોફણ જોરથી વીંખરાઈ પડી ચોંટી જાય છે. પછી એ જનાવરના ભાર નહિ કે એ ત્યાંથી ખસી શકે!' મેં ગોફણની આ-હકીકત એમની આગળ રજૂ કરી. છોકરાઓને તો આ સાંભળી એ જલદી પૂરી થાય તો એનો પ્રયોગ કરવાનું મન થવા લાગ્યું.

હું તો તાજો જ વાવો હતો. કાંઈ ધાર્યું નિશાન પાડી શકું એમ ન હતું છતાં સારે નસીબે ધારી જગાએ ઝાડની ડાળીએ જઈને એ વીંટળાઈ વળી. છોકરાઓનો ઉત્સાહ બમણો થતાં સૌને એક એક ગોફણ બનાવી આપી. ને ગોફણસત્ર શરૂ થયું. ફિલીપ તો લીધેલા કામમાં ચોંટતો એટલે એણે એમાં નિપુણતા ય મેળવી.

માંજ પડતા આણી વૃત્તિ સાંજે એક બીજી પ્રવૃત્તિ આપી જંગલમાં રહેવું તો જંગલી જનાવરો ને જંગલી માણસો જેવી ટેવો ય પાડવી જોઈએ ને! ઝાડ પર ચડવામાં માત્ર સીડીની જ મદદથી ચડવા કરતાં સીધા દોરડા પર ચડવાની આદત કેળવવી જોઈએને! શરૂમાં ઝાડની એક મજબૂત ડાળીએ મેં વચ્ચે વચ્ચે ગાંઠોવાળું દોરડું બાંધી આપ્યું. બધા વારાફરતી એની મદદથી ડાળીએ ચડવા–ઊતરવા લાગ્યા. સાચી નીસરણીને બદલે દોરડાની નીસરણી ગોઠવાઈ. આ વસ્તુ તો એમને મન રમત બની. બધા જ સડસડાટ ચડતા–ઊતરતા થઈ ગયા. એ પછીનું પગલું એટલે ગાંઠ વગરનું સીધું દોરડું હતું. મેં એ બાંધી દીધું. એમાં જરા કસોટી થવા લાગી. પણ વડના વાંદરા પાડે એવા મારા દીકરાઓ એમાં પાછા ન જ પડ્યા. એ ય કળા હસ્તગત કરી લીધી.

સાંજ પડી. સૌએ શાંતિથી ભગવાનનું નામ લીધું. વાતાવરણમાં જાણે કે કંઈ ફેરફાર થયો હતો. દરિયા તરફ નજર કરતાં કંઈક તોફાન મચ્યું હોય એવું જણાયું. હવાના સુસવાટા વધી ગયા હતા. અમારે જોઈતું બધું જ અમને સુપરત કરીને કુદરત જાણે કે ફરીને દરિયાને મોજાં મૂકીને હિલોળે ચડાવતી હતી. ફરી એ દરિયા તરફ નજર કરવાની હમણાં ગણતરી ન હતી. સૌ રાતના ખાણાથી પરવારી શયનગૃહમાં ગયાં. જે જંગલમાંથી હું ને ફિલીપ નાળિયેર, તાડફળ, તુંબડાં વગેરે લાવેલ એ તરફ વધુ શોધમાં નીકળવાનું અમે નક્કી કર્યું. આખો જ કાફલો એ માટે ઉપાડવો એવી જ યોજના હતી. એને માટેની તૈયારીનો વગતો દિવસ ઠરાવ્યો. પડ્યાં પડ્યાં આટલું નક્કી કરી સૌ સૂઈ ગયાં.

બીજે દિવસે સૌએ છોકરાઓની માતાની સૂચના મુજબ કામકાજે લાગી જવાનું હતું.

આઠેક દિવસ અમે પેલી હોડી લાવવામાં ગાળેલા. એ દરમિયાનમાં અમારા આ હવાઈ મહેલની વસાહતની સંભાળ ફિલીપની માએ જ રાખેલી. અમને સૌને એ બધાની ફેરતપાસમાં એણે સાથે ઉપાડ્યા.

પાળેલાં બધાં જ પંખીઓ સલામત હતાં. ગાય મજાની તાજીમાજી ને અંખોમાં જાણે કે દૂધતરીતા દેખાતી હતી. પાળેલાં કબૂતરોએ અમારા ઝાડની ડાળીઓમાં માળા બાંધ્યા હતા. પોતપોતાનાં ઈંડાં સેવવામાં મશગૂલ હતાં. જે ફળઝાડો અમે લાવેલાં તેની પાછળ ઓછું ધ્યાન અપાયેલ. એ સુકાવા લાગ્યાં હતાં. અમે સૌએ એનાં ક્યારા વગેરે નીંદી નાખ્યા. પાણી વગેરે પાયું. આસપાસ બધે સાફસૂફી કરી નાખી.

પેલું ફ્લેમીન્ગો, અમારું વાંદરું, કૂતરાંઓ બધાં જ સુખી જણાયાં. એ દરેકની જાણે કે આજે રજા લઈ લીધી. બીજી સવારે અમારે ઊપડવું હતું એટલે એને માટેની જરૂરી તૈયારીઓ કરી લીધી.

બીજી સવાર થઈ. સૌ ઝટપટ તૈયાર થયાં. બધેડાને ને પેલી લપસણી ગાડીને સાથે લીધાં, સામાન મૂકવા તેમજ કોઈ, થાકે તો બેસાડાય તે માટે. પાછાં ફરતાં તુંબડાં ને દિવેલી વગેરે સારા પ્રમાણમાં લાવવાનો ઈરાદો હતો જ. એમાંથી જુદી જુદી ચીજો બનાવવી હતી.

ટર્ક મોખરે ચાલ્યો. શાહૂડીનું બખ્તર એણે ધારણ કર્યું હતું. પાછળ છોકરાઓ હતા. ફ્રેંક સિવાય સૌના હાથમાં હથિયારો હતાં. હું ને મારી પત્ની એમની પાછળ આવતાં હતાં લપસણી ગાડી અમારી સાથે હતી. ફ્લેમ ઉપર સવાર થઈને પાછળ આવતા હતા વાંદરાભાઈ. બેવડી સલામતી ખાતર મેં બે રાઈફલો રાખી હતી. એક શિકાર માટેની અને એક સંરક્ષણ માટેની.

મારે ને ફિલીપ માટે આ જગ્યાઓ નવી ન હતી. બીજાં બધાંઓ નવાઈ ભરી રીતે આસપાસ જોતાં જતાં હતાં. ફિલીપને કંઈક પરાક્રમ કરવાની તાલાવેલી રહ્યા જ કરતી. એ આઈ

ટર્કની સાથે આગળ ધપ્યે જતા હતા. ઊંચા ઘાસમાં બંને દેખાતા બંધ થયા. એકાએક કૂતરાના ભસવાનો અવાજ આવ્યો અને અમે ચમક્યા. એ અવાજની સાથે બંદૂકનો ભડાકો થયો. એક મોટું જબરું પક્ષી જમીન ઉપર આવી પડ્યું. એ મર્યું ન હતું. પોતાનું બધું જ જોર એકઠું કરી એ. પોતાની મોટી જબરી પાંખો ફફડાવતું હસકાઇને ભાગતું હતું. ચારે તરફ ધૂળ ઊડતી હતી. ટર્ક એની પાછળ પડ્યો હતો. ફિલીપ એની પાછળ હતો. ફ્લૉસ લાઇલાજ બની હતી. એની ઉપર વાંદરું હતું. અને છતાં ય ઉતરે તો એ જોરથી કૂદી જ. વાંદરાભાઇ ગબડી પડ્યા. એ ય પેલા પંખી પાછળ પડી. વીજના ઝબકારાની જેમ એ ટૂંકે રસ્તે દોડી. દોડીને પેલા પંખીને પકડી પાડ્યું. ફિલીપ આવ્યો ત્યાં સુધી એણે એ કામ કર્યું. છતાં એ પંખી એ કૂતરાઓને લાતો મારતું હતું એ જોઇને ફિલીપભાઇએ તો પાસે જવાની ય હિંમત કરી નહિ. ટર્ક મહાશય પણ આઘા આઘા ખસી જતા હતા !

દરમિયાન હું પહોંચી ગયો. મેં જોયું કે એ જબરું Bustard હતું. એને જીવતું જ પકડીને અમારા પંખીખાનામાં એનો વધારો કરવાનું મને મન થયું. મેં મારો ખીસારૂમાલ કાઢીને એના મો ઉપર ફેંક્યો. એ દેખતું બંધ થયું. એથી ભાગવું ય અશક્ય બન્યું. આટલું થતાં જ ઝપટથી જઇ મેં એના જોરદાર પગ પકડી પાડ્યા. એને દોરીથી બાંધી દીધા. એ કામ પત્યું એટલે ફ્લોસે જખમી કરેલ એની પાંખને જરા સરખી કરી અને પછી બે ય પાંખોને ભેગી કરી આખા શરીર ફરતો બીજો રૂમાલ બાંધી દીધો. બસ પત્યું. એ તોફાની પંખી અમારા કબજામાં આવી ગયું. એને લઇને અમે પાછાં ફર્યાં.

આ પંખીની ધમાલ ચાલી એ દરમિયાનમાં જેક, અર્નેસ્ટ, ફ્રેંક અને એની મા ઘાસમાં બેસીને આરામ કરતાં હતાં. પંખી આવ્યું એટલે એને જોઇને જેક બોલી ઊઠ્યો: 'અરે આ તો બસ્ટાર્ડ છે. અમે એકવાર એવું બસ્ટાર્ડ જોયેલું. માત્ર શિકાર કરેલો નહિ એટલું જ.'

'એ સારું જ થયું. નહિતર તો એનાં બિચારાં બચ્ચાં રખડી પડત. કદાચને આનાં ય બિચારાં બચ્ચાં કોઇક માળામાં આની રાહ જોતાં હશે. બિચારાને છોડી મૂકો ને ?' મારી પત્નીએ જણાવ્યું.

'એ તો બરાબર નહિ.' મેં જવાબ આપ્યો. 'ધારો કે એને છોડી દઇએ ને એને થયેલા જખમને લીધે એ મરી જાય તો ? એનો જખમ રુઝાઇ જાય અને પછી એ આપણી ટોળીમાં હશે તો કોઇ નર બસ્ટાર્ડ જરૂર આવી પહોંચશે. ઉપરાંત એનાં બચ્ચાંઓ સેવાઇ ગયા પછી ત્રણ અઠવાડિયાં સુધી પોતાની જાતે જ સંભાળ લઇ શકે છે. એની માની એમને જરૂર પડતી નથી. એથીય આગળ જઇને એ બચ્ચાંનું બાપ બસ્ટાર્ડ હજુ એમની સંભાળ રાખતુ જ હશે, એ બાબતની ચિંતા ન કરવી.'

આટલી વાતચીત થઇ અને પછી પેલી લપસણી ગાડીમાં એને મૂક્યું ને અમારી સફર શરૂ થઇ. જે જગ્યાએ પેલાં વાંદરાઓએ અમારા ઉપર નાળિયેરનો વરસાદ વરસાવેલો ત્યાં અમે આવી પહોંચ્યા. અહીંયાં જ અમારા વાંદરાની માને અમારા કૂતરાઓએ પૂરી કરી નાખેલી. આ કારણે જ આ જંગલ તરફ સૌનું આકર્ષણ વધુ હતું.

અર્નેસ્ટ અમારા સૌને મોખરે હતો. જંગલની શરૂઆત થાય ત્યાં તે પહોંચી ગયો હતો. સામે ઊંચાં ઊંચાં નાળિયેરીનાં ઝુંડ જોઇને એ તો આભો બની ગયો. એક ઝુંડની બાજુમાં એક અટૂલી નાળિયેરી હતી તેના તરફ એ બાઘાની જેમ તાકતો ઊભો રહ્યો. પાછળ—જરા દૂરથી હું એને નિહાળતો હતો. એકલો એકલો એ ગણગણતો હતો, 'અરેરે કેટલાં બધાં ઊંચાં આ ઝાડ છે. એમાંના મારા હાથમાં તે કઇ રીતે નાળિયેર આવે !'

હજુ એવો એ ઉચ્ચાર કરે ત્યાં તો ઉપરથી એક નાળિયેર ધડ દઈને પડ્યું ને એના પગ પાસે દડતું આવી પહોંચ્યું. અર્નેસ્ટ જરા ભડક્યો; ભડકીને દૂર ખસ્યો પણ હજુ દૂર ખસી ઊભો રહે ત્યાં બીજું પડ્યું! મને અને એને બેયને ભારે નવાઈ ઊપજી. એણે બૂમ પાડી, 'બાપુ બાપુ! અહીંયાં તો કોઈ પરીની વાત હોય એવું બન્યું. મનમાં તેની ઇચ્છા થાય તે વસ્તુ તરત આવી મળે છે!'

'મને એમ લાગે છે કે તારી પરી કે જાદુગર વાંદરાના રૂપે નાળિયેરીની ટોચે જઈને બેઠેલ છે. એની ઇચ્છા કાંઈ તારી મનની વાત પૂરી કરવાની નથી. એ તો તને ને મને ઘા મારીને ભગાડવાનું મન કરતો હશે.' મેં જવાબ આપ્યો.

અર્નેસ્ટ તો એ બંને નાળિયેર સંભાળપૂર્વક મારી પાસે લાવ્યો. એ હજુ કાચાં જ હતાં. ... તો ન હતાં. એટલે એની જાતે ખરી ... ગને પડવાનીય શક્યતા ન હતી. જો એમ હોય તો પછી એ પાડનાર કોણ હોઈ શકે! અર્નેસ્ટની જગ્યાએ જઈ હું સંભાળપૂર્વક ઉપર તાકીને જોવા લાગ્યો. વળી જરા વારમાં બીજાં બે નાળિયેર નીચે આવ્યાં!

દરમિયાનમાં ફિલીપ એની મા સાથે આવી પહોંચ્યો. આ વાત જાણીને એ ય તે માંડ્યો શોધ કરવા. જરા વારમાં એ બૂમ પાડી ઊઠ્યો, 'બાપુ, એ પણે દેખાય. મારા ટોપા જેવડું એ બિહામણું પ્રાણી છે. કરચલા જેવા એને બે પંજા છે. જુઓ. જુઓ એ નીચે ય ઊતરે છે.'

આટલી વાત સાંભળતાં જેક એની માની પાછળ ભરાઈ ગયો. અર્નેસ્ટ કોઈક સલામત જગ્યા શોધવા માંડ્યો. જેક જરા બી ગયો છતાં પોતાની બંદૂકનો કુંદો અડાવવા તૈયાર કરીને ઊભો. અમે સૌ સલામતીનાં સાધનો સાથે એ ઊતરતા જનાવરને નીરખી રહ્યાં.

ધીરી ગતિએ એ જનાવર નીચે ઊતરતું હતું. જેવું એ થડ ઉપર આવ્યું કે જેકે એને બંદૂકનો કુંદો લગાવ્યો. એનો ઘા ખાલી ગયો. જનાવર કૂદીને એના મારનારની પાછળ દોડ્યું. જેક બંદૂકના કુંદાથી ઘા કર્યે જતો હતો. છતાં પેલું જનાવર હુશિયારીપૂર્વક એના ઘા ચૂકવતું હતું. જેક જરા મૂંઝાયો પણ ઉંટે અક્કલ લડાવીને પોતાનાં હથિયારો તથા સરસામાનનો થેલો એણે જમીન પર ફેંકી દીધો. પોતે પહેરેલું જાકીટ ઝપાટાબંધ કાઢી નાખ્યું. કાઢીને બરાબર પેલા જનાવર ઉપર ફેંક્યું. જનાવર એની નીચે આવી ગયું. પછી તો કૂદકો મારી એ જાકીટ ઉપર સવાર થઈ ગયો. ચિફતથી પોતાનું જાકીટ પેલા જનાવરને ચારે તરફથી વીંટી દીધું. વીંટીને પછી એના ઉપર માંડ્યો ગડદાપાટુ લગાવવા. પોતાની જેટલી તાકાત હતી તે બધી ય એણે ઠલવી નાખી.

હું બાજુમાં જ આવી ગયો હતો. મારાથી હસ્યા સિવાય રહેવાતું ન હતું. છતાં એની મદદે ય ગયા સિવાય છૂટકો ન હતો. મારા હાથમાં કુહાડી હતી. જઈને એક ઘા મારી પૂરું કરી નાખ્યું. જાકીટ ઉઠાવી લઈને એ વસ્તુની ખાતરી કરી લીધી.

'બાપુ, એણે તો મને બહુ હેરાન કર્યો. કેવું ગંદું, બેડોળ ને કંટાળો ઉપજાવે એવું એ જનાવર છે! મને એનું નામ તો કહો!' જેકે પૂછ્યું.

'એ તો કરચલાની એક જાત છે.' મેં જણાવ્યું. 'અથવા તો એમ કહોને કે એ જમીન પરનો કરચલો છે. જો, એણે તને દરિયામાં પકડ્યો હતો એ જાતનો એ નથી. આ સદ્ગૃહસ્થ, માનું છું કે નાળિયેરીનો કરચલો છે. નાળિયેરી ઉપર એ નભે છે. એ પોતાની ચતુરાઈ અને જોરથી નાળિયેરની કાચલીઓ તોડીને અંદરનો ખોરાક ખાય છે. પોતાના જોરદાર પંજા વડે એ ભારે ઇજા પણ કરી શકે છે. નાની ઉંમરના છોકરાઓને માટે એની સામે ટકવું મુશ્કેલ ગણાય.'

મળેલાં ચાર નાળિયેરમાંથી બેને મૂક્યાં પેલી ગાડી ઉપર. એમાંથી પાણી કાઢી પીવાનો ને અંદરનો માવો ખાવાનો વિચાર રાખ્યો. પેલા મરેલા કરચલાને ય તે ગાડીમાં મૂક્યો.

આટલું કરીને મુસાફરી આગળ શરૂ કરી. રસ્તો કોઈ ચોખ્ખો હતો જ નહિ. ઝાળાંઝાંખરાં ને વેલાઓમાં પગ અટવાતા હતા. પેલી ઘસડવાની ગાડીનેય ચાલવા માટે રસ્તો સાફ કરી આપવો પડતો હતો. એટલે ગતિ અમારી ધીરી હતી.

એ જ ગતિએ જરા આગળ ચાલ્યા ત્યાં રસ્તામાં અટવાતા વેલાઓ તૂટતાં એમાંથી એક પ્રકારનો પ્રવાહી રસ ઝરતો દેખાયો. એમનો એક વેલો લાવીને અર્નેસ્ટે મને દેખાડ્યો. મારા આનંદનો પાર ન રહ્યો. મેં સૌને એકઠા કર્યા. એ વેલા એવા હતા કે જેમાંથી ઝરતો રસ પાણીની ગરજ સારે તેવો હતો. ગરમ પ્રદેશોમાં મુસાફરી કરતા લોકો જ્યારે તરસથી અકળાય ત્યારે આ પ્રવાહી ઘણી વાર 'ખૂબ મદદગાર નીવડે છે.

છોકરાઓ તો આ વાત સાંભળીને ભારે નવાઈ પામ્યા. એમણે આ વેલા મોટા પ્રમાણમાં એકઠા કર્યા. એમ કરીને એમાંથી પ્રવાહી એકઠું કર્યું. નાળિયેરની કાચલીઓ ભરાય એટલા પ્રમાણમાં એ નીકળ્યું. સૌએ પીધું ને જનાવરને ય આપ્યું.

અને પછી થોડો સમય એ ઝાડીમાંથી ચાલ્યા ત્યાં સામે ખુલ્લો પ્રદેશ જણાયો. સમુદ્ર કાંઠો સામે હતો. એને કાંઠે સુંદર મઝાનાં ( Calabash trees ) તુંબડાં જેવા ફળવાળાં ઝાડો હતાં. એની નીચે બેસાય એવી છાયા હતી; હું ને ફ્રિટીપ અમારી પહેલી સફરમાં અહીં આવી ગયા હતા.

ઝાડ ઉપર ચોંટેલા આ દૂધી-તુંબડાં જેવાં ફળો ( Gourds ) આટલા પ્રમાણમાં લટકતાં જોઈને અમારી આખી મંડળીની નવાઈનો પાર ન રહ્યો. આમાંથી જાત જાતનાં વાસણો અને જુદી જુદી જાતની ઘણી વસ્તુઓ બનાવી શકાય છે. એ વાતની મેં એમને સમજણ આપી હતી. આજે ફરી જ્યારે અમે સૌ અહીં આવ્યા ત્યારે સૌએ એ કામમાં ઉમંગથી ભાગ લીધો. મેં ઇંડાં રાખવાની એક ટોપલી બનાવી. દૂધ તથા મલાઈ માટે બીજાં બે વાસણ બનાવ્યાં, એમાંથી ને એમાંથી એનાં ઢાંકણાંય તૈયાર કર્યાં. પાણી માટેના શીશાઓ, ચમચાઓ, કબૂતરો તથા બીજાં પંખીઓ માટેના માળાઓ તથા એક મોટા ફળમાંથી મધમાખીઓ માટેનો મધપૂડો ય બનાવી કાઢ્યો! એમાં માખીઓ અંદર આવે ને પાછી બહાર નીકળી જઈ શકે એવી વ્યવસ્થા રાખી હતી. ફ્રેંકને તો એવું થઈ ગયું કે જો પોતે જરા વધુ નાનો બની જાય તો તો આવા એકાદ ફળમાંથી બનાવેલા ઘરમાં જ પોતે રહી જવું!

કબૂતરના બનાવેલા માળા હું અમારા હવાઈ મહેલ બાંધેલા ઝાડ ઉપર મૂકવા ધારતો હતો. અમારા તંબૂ-ઘર પાસેના તળાવમાં બતકાં વગેરેને માટે પણ આમાંના માળા લઈ જવાની મારી ગણતરી હતી. બાકી વધે તે અમારે હવાઈ મહેલની નીચેના અમારા ચોગાનમાં ગોઠવવા હતા. પંખી-ઉછેરને માટેનું અમારું એ ચીડિયાખાનું બન્યું હતું.

આવી બધી વસ્તુઓ બનાવતાં બપોર થઈ ગયા. ભૂખ કોઈને ઊંડે એવું ન હતું. ફ્રિટીપ તથા જેકને મેં કામમાંથી છૂટા કર્યા. એમને ય છૂટવાનું મન તો થતું જ હતું. અગ્નિ સળગાવીને પેલો કરચલો શેકવાનું મેં જણાવ્યું. એ કરતાં પહેલાં અમને યાદ આવ્યું કે પાણીની ય જરૂર છે. પાણી હતું નહિ. અર્નેસ્ટ બેઠો બેઠો તુંબડામાંથી બનાવવાની ચીજો માટે તુંબડાને કાપીકોરીને સરખાં કરવામાં ફાવતો ન હતો. જે કામમાં લે એ તૂટીફૂટી જતાં એણે પોતાની જાતે જ એ કામમાંથી ફારગત થઈને પાણીની શોધ કરવાનું માથે લીધું.

[ ચાલુ

# જેનું કામ જે કરે

ચાંદસુત

એક હતાં મરઘીબાઈ, એક હતા ઉંદરભાઈ અને એક હતા ચકાભાઈ. ત્રણે જણાં હળીમળીને એક નાના એવા રૂપકડા મકાનમાં રહેતાં હતાં. ઘરના આંગણામાં નાનો એવો સુંદર બગીચો ને એમાં જાતજાતનાં ફૂલ મઘમઘે. ઘરની બારીએ પર પણ વેલો ચડાવેલી અને કૂંડાં ગોઠવેલાં. ઘરની એક તરફ ગામ આવેલું હતું અને બીજી તરફ મોટું જંગલ હતું ઘરની સામે જ નદીનાં કાચ જેવાં પાણી નાચતાં-કૂદતાં વહેતાં હતાં.

મરઘીબાઈ, ઉંદરભાઈ અને ચકાભાઈએ પહેલેથી જ પોતપોતાનાં કામ વહેંચી લીધાં હતાં. દરરોજ સવારમાં ચકાભાઈ જંગલ તરફ ઊડી જતા અને બળતણ ભેગું કરી લાવતા. ઉંદરભાઈ નદીએથી પાણી ભરી આવતા અને ઘરની સાફસૂફી કરતા હતા જ્યારે રાંધણિયાનું રાજ ચલાવવાનું મરઘીબાઈને માથે હતું. સવાર-સાંજ એ મજાની રસોઈ બનાવી સૌને જમાડતાં.

આમ ત્રણે જણ સુખસંપથી રહેતાં હતાં અને આનંદ-કલ્લોલ કરતાં હતાં.

એક દિવસ સવારમાં ચકાભાઈ બળતણ લઈ આવવા જંગલ તરફ જતા હતા ત્યાં તેમને હોલાભાઈ મળ્યા.

'રામ રામ, ચકાભાઈ.' સામે આવતા હોલાભાઈ બોલી ઊઠયા.

'રામ રામ હોલાભાઈ, રામ રામ. ઓહો, ઘણા દિવસે દેખાણા.'

'હા, જુઓ ને જરા દેશમાં જઈ આવ્યો.'

'એમ! શાં ખબર છે દેશનાં!'

'બસ, ઈશ્વરની દયા છે. કહો, તમે કેમ છો?'

'મજામાં. ને હવે તો મરઘીબાઈ, ઉંદરભાઈ ને હું પેલા ઘરમાં સાથે રહીએ છીએ. આવજો ને ક્યારેક.'

'જરૂર, જરૂર. પણ અત્યારમાં આમ જંગલ બાજુ શું ઊપડ્યા છો!'

'શું ઊપડ્યા છો કેમ! ઘર માટે બળતણ ભેગું કરવા જ તો.'

'શું કહો છો! ત્યારે તમે તો ઘરના નોકર બન્યા લાગો છો.'

'એમાં નોકર શાનો?'

'નોકર તો ખરા જ ને; નહિતર ઘર આખાનો ઢસરડો તમારે શું કામ કરવો જોઈએ!'

'બધું કામ હું એકલો જ ક્યાં કરું છું!'

'ત્યારે?'

'જુઓ બાપુ મરઘીબાઈ રાંધણિયું સંભાળે છે, ઉંદરભાઈ પાણી ભરી આવે છે ને ઘરને સાફસૂફ રાખે છે અને હું જંગલમાંથી બળતણ લઈ આવું છું.'

'હં....અં....પણ ભાઈ, તમે જાણો છો કે આમાં સૌથી વધુ કામ તમે એકલા જ કરો છો. આવા અઘોર જંગલમાં બળતણ લેવા એકલા જવું એ જેવું તેવું કામ નથી, ચકાભાઈ.'

'પણ ઘરથી જંગલ છેટું કયાં છે?'

'છે તો નજીક પણ કોઈ દિવસ બે આંટા પણ થતા હશે ને?'

'થાય જ છે ને.'

'ત્યારે ભલા માણસ, બીજાં થોડું એવું કામ કરીને બેસી રહે અને તમે તૂટી મરો એ તે વાજબી ગણાય? આ તો.... પણ જવા દો. તમને ગમ્યું તે ખરું. ઠીક ઊપડો ત્યારે. નહિતર વળી મોડું થશે તો તમારે ઠપકો સાંભળવો પડશે. લ્યો રામ રામ.' કહીને હોલાભાઈ તો આઘે આઘે ઊડી ગયા.

હોલાભાઈ તો ગયા પણ એમની વાત ચકાભાઈના મનમાં સળવળાટ કરવા લાગી. ઘરમાં પોતે સૌથી વધારે કામ કરે છે એની ચકાભાઈને આજ ખાતરી થતાં તે મનમાં ને મનમાં ઉંદરભાઈ અને મરઘીબાઈ પર રોષે બળવા લાગ્યા.

'અત્યારે તો બળતણ લઈ આવવા દે, પછી જોઈ લઈશ એ બેયને.' કહેતાક ને ચકાભાઈ તો ઊપડયા જંગલમાં.

ચકાભાઈએ જ્યાં બળતણની ભારી લાવીને ઘરમાં મૂકી ત્યાં ઉંદરભાઈ પણ નદીએથી પાણી ભરીને આવી પહોંચ્યા. ઉંદરભાઈએ ઘર આખાને વાળીઝૂડીને સાફ કરી નાખ્યું ને બગીચાનાં ફૂલઝાડ ને પાણી પાઈ, ઠામવાસણ સાફ કરી જમવા માટે પાટલા નાખ્યા.

મરઘીબાઈએ રસોઈ તો તૈયાર કરી નાખી હતી એટલે તેમણે કહ્યું: 'ચકાભાઈ, ઉંદરભાઈ! હવે હાથમોઢું ધોઈને બેસી જ જાવ. ચાલો પીરસી દઉં.'

ઉંદરભાઈ અને ચકાભાઈ આવીને પાટલા પર તો બેઠા પણ ચકાભાઈનું મોઢું ચડેલું હતું. ઘરમાં આવ્યા ત્યારથી અત્યાર સુધીમાં તે એક શબ્દ પણ બોલ્યા નહોતા.

'ઉંદરભાઈ, ચકાભાઈની તબિયત ઠીક નથી કે શું? કે પછી કોઈએ એમને આજ ચીડવ્યા છે?' મરઘીબાઈ પીરસતાં પીરસતાં બોલ્યાં.

'હા, આજ તો મને પણ જંગલની કાંઈ નવાજૂની કહી નથી. શી વાત છે ચકાભાઈ? મોઢે આમ તોબરો ચડાવીને શું બેઠા છો?'

પણ ચકાભાઈ તો બોલે કે ચાલે. એમણે તો મૂંગા મૂંગા જમવા માંડયું.

'પૂરી સરસ છે, નહિ ચકાભાઈ! મરઘીબેન જેવી પૂરી ગામ આખામાં કોઈ નથી બનાવતું.' ઉંદરભાઈએ ચકાભાઈને બોલાવવા વાત ઉપાડી પણ ચકાભાઈએ કશો જવાબ જ ન આપ્યો.

'રહેવા દો ઉંદરભાઈ, ચકાભાઈએ આજ મુનિવ્રત લીધું લાગે છે.' મરઘીબાઈએ કહ્યું.

'અરે હા, આજ મારે બગીચામાં ઘણું કામ છે. મને મદદ કરશો ને ચકાભાઈ?'

'આપણાથી મદદ–બદદ નહિ થાય.' ચકાભાઈએ ધૂંધવાતાં કહ્યું. 'હું હવે એક પણ કામ નથી કરવાનો. મારે હવે તૂટી નથી મરવું. ઘર આખાનો ઢસરડો મારે એકલાએ જ કર્યા કરવો, એમ!'

'આ તે તમે શી વાત કરો છો ચકાભાઈ!' મરઘીબાઈ બોલી ઊઠયાં. 'સંઘવિયું હું સંભાળું છું, ઘર ઉંદર-

ભાઈ સંભાળે છે–તો પછી ઘર આખાનો ઢસરડો તમારે માથે શી રીતે.......’

‘રાંધવું-વાળવું એ કાંઈ કામ ન કહેવાય. તમે બેઉ જણ ઘરમાં ભરાઈ રહી ઠાગાંઠૈયા કર્યા કરો છો જ્યારે હું જંગલમાં આઘે આઘે જઈ કેટકેટલું સાહસ ખેડું છું ત્યારે માંડ બળતણ એકઠું થાય છે, સમજ્યાં ?’

‘વાત તો એટલી જ છે ને ? કાલથી તમારે બદલે હું બળતણ લેવા જઈશ ને મારે બદલે રાંધણિયું સંભાળશે ઉંદરભાઈ.’ મરઘીબાઈએ કહ્યું.

‘બરાબર. ને ચકાભાઈ, મારું કામ તમે સંભાળી લેજો.’ ઉંદરભાઈ બોલ્યા.

‘લ્યો, આ ફેંસલો.’ એમાં રિસાવા જેવું શું હતું ? મરઘીબાઈ મલકી ઊઠયાં. ઉંદરભાઈએ ચકાભાઈને ગદગદિયાં કર્યાં એટલે ચકાભાઈ પણ હસી પડ્યા.

વળતી સવારે નક્કી થયા મુજબ મરઘીબાઈ બળતણ લઈ આવવા જંગલમાં ગયાં, ઉંદરભાઈ રાંધણિયામાં જઈ બેઠા અને ચકાભાઈ પાણી ભરી આવવા નદીએ ઊપડ્યા.

પાણી ભરવા માટે ચકાભાઈ પોતાના પગ વડે કળશો ઊંચકી લાવ્યા હતા. કળશાને એમણે પાણીમાં તો બુડાડ્યો પણ કળશો ભરાઈ ગયા પછી એ કેમે ઊપડતો નહોતો. બીચારા ચકાભાઈ ! એમનું તે કેટલું ગજું ? એમણે ઘણી મહેનત કરી પણ ભરેલો કળશો ન ઊપડ્યો તે ન જ ઊપડ્યો. આખરે ધૂંવાંપૂંવાં થઈને એમણે કળશાને નદીમાં ડૂબી જવા દીધો અને ઘરે જઈને એક નાની ટબૂડી લઈ આવ્યા. ટબૂડી નાની હતી એટલે ચકાભાઈને એ ઉપાડતાં મહેનત પડે તેમ નહોતું. એ તો પાણી ભરીને ઘેર આવ્યા.

આ તરફ ઉંદરભાઈ રાંધણિયામાં તો ગયા પણ એ હતા ઠીંગુજી અને ચૂલો હતો ઊંચો. લોટ બાંધી કરીને ભાખરી શેકવા માટે ચૂલા પર તાવડી મૂકવા ચડયા ત્યાં એમની લાંબી પૂછડી ચૂલામાં જઈ પેઠી. ઠીક થયું કે ઉંદરભાઈ તુરત કૂદ્યા નહિતર એમની પૂછડી બળી જ જાત. પૂછડી દાઝી એટલે ઉંદરભાઈ મનમાં ને મનમાં ખૂબ ખિજાયા, પણ કરે શું ? આજ રાંધ્યા વગર એમનો છૂટકો નહોતો. એમણે બીચારાએ જેમ તેમ કરીને ત્રણ ભાખરી તો કરી નાખી.

પાણી ભરવા જતાં કળશો ડુબાડીને આવેલા ચકાભાઈ મનમાં ધૂંધવાતા બેઠા હતા ત્યાં પૂછડી દાઝવાથી ગુસ્સે થયેલા ઉંદરભાઈ આવી પહોંચ્યા. બંને જણા એકબીજા સામે મોઢું ચડાવીને બેઠા. કોઈ બોલે કે ચાલે. બંને જણા મરઘીબાઈની રાહ જોતા એમ ને એમ બેસી રહ્યા.

‘અરે, મરઘીબેન તો હજી આવ્યાં નહિ ભૂલાં તો નહિ પડી ગયાં હોય ને ? શું કરવું છે ચકાભાઈ ? મરઘીબેનની રાહ જોવી છે કે જમવા બેસી જવું છે ?’ આખરે ઉંદરભાઈ બોલી ઊઠયા.

‘એમ તે જમવા બેસાય ? મરઘીબેન હવે ઘડી બે ઘડીમાં જ આવવાં જોઈએ. થોડી રાહ જોઈએ.’ કહી ચકાભાઈ ફરી ચૂપ થઈ ગયા.

પા કલાક, અડધો કલાક....કલાક. પણ હજી મરઘીબાઈ આવતાં દેખાતાં નહોતાં.

‘મને લાગે છે કે બીચારાં મરઘીબેન બળતણ ઉપાડી જ નહિ શક્યાં હોય. ઠીક ઉંદરભાઈ, ત્યારે હું જાઉં છું જંગલ ભણી—મારા ગયા વગર આજ મરઘીબેન અને બળતણ ઘરે પહોંચે એમ લાગતું નથી. જોયું ને ઉંદરભાઈ, બળતણ લઈ આવવું એ કાંઈ બચ્ચાના ખેલ નથી.’ મૂછમાં હસતા હસતા ચકાભાઈ ઊપડ્યા.

જંગલમાં પહોંચી ચકાભાઈએ જોયું તો બળતણ તો બધું એકઠું કરી રાખેલું હતું પણ આસપાસ ક્યાં ય મરઘીબાઈ દેખાતાં નહોતાં. સામે જ એક વરુ બેઠું હતું. ચકાભાઈ વરુ પાસે ગયા.

‘વરુભાઈ, તમે અમારાં મરઘીબેનને જોયાં ક્યાં ય?’ ચકાભાઈએ પૂછ્યું.

‘આ મરઘીબાઈનું બળતણ પડ્યું, જુઓ ને.’ વરુભાઈએ જવાબ આપ્યો.

‘બળતણ તો જોયું પણ એ મૂકીને મરઘીબાઈ ગયાં ક્યાં?’

‘એ બીચારાં બહુ આઘે નથી ગયાં. આટલામાં જ છે.’

‘તમે ય, વરુભાઈ, ભારે મશ્કરા છો. આટલામાં હોય તો એ દેખાય નહિ?’

‘પણ તમારે આંખ હોય તો ને.’

‘ત્યારે આ આંખો નહિ તો શું કાણાં છે?’ ચકાભાઈ જરા ગુસ્સે થઈ ગયા.

‘વારુ, મરઘીબાઈને સાદ પાડી જુઓ તો.’

‘મરઘીબેન! એ મરઘીબેન!’ ચકાભાઈએ સાદ પાડ્યો.

‘કોણ ચકાભાઈ? આવી પહોંચ્યા કે?’ વરુએ મરઘીબાઈને બદલે જવાબ આપ્યો અને બોલ્યો: ‘કેમ બોલ્યાં ને મરઘીબાઈ?’

‘એ તો તમે બોલો છો’

‘હું નહિ, પણ મારા પેટમાંથી મરઘીબાઈ બોલે છે, સમજ્યો?’ વરુએ આંખો ફાડતાં કહ્યું.

‘હેં! તમારા પેટમાંથી?’

‘હા હા, મારા પેટમાંથી. હું તારી મરઘીબેનને ઓહીયાં કરી ગયો. મૂરખ, મરઘીને તે કોઈ અહીં જંગલમાં મોકલતું હશે? શું મજા આવી છે મને તારી મરઘીબેનની ઉજાણી કરવામાં, બસ વાત પૂછ મા. દોસ્ત, રોજ આવો શિકાર મોકલતો રહે જે હો!’ વરુએ મોજમાં આવીને કહ્યું અને ચાલતી પકડી.

વરુએ બીચારાં મરઘીબેનના બાર વગાડી દીધા છે એ જાણી ચકાભાઈ તો ખૂબ દુખી થતા થતા બળતણ લઈને ઘરે આવી પહોંચ્યા.

ઘરે આવીને ચકાભાઈએ ઉંદરભાઈને વાત કરી એટલે એ પણ રડી પડ્યા. બંને જણા ઘણી વાર સુધી ધ્રુસકે ધ્રુસકે રડ્યા. મરઘીબેન બંનેનાં મોટીબેન જેવાં હતાં. હવે એ હેતાળ મોટીબેન એમને ક્યાં મળવાનાં હતાં. ચકાભાઈને તો હવે પોતાની મૂરખાઈ બદલ પસ્તાવો પણ થવા લાગ્યો.

‘જેવી ભગવાનની મરજી ચકાભાઈ! મને તો આજ ખાવાનું ભાવે એમ નથી પણ તમારે માટે તો રાંધી નાખું. ખાખરી તો તૈયાર થઈ ગઈ છે ને શાક

પણ હમણાં જ કરી નાખું છું.' કહી ઉંદરભાઈ રાંધણિયામાં ઊપડયા.

ચકાભાઈ ત્યાં ને ત્યાં જ બેસી રહ્યા. થોડી વાર પછી તે ઊઠયા ને ઓરડો વાળી નાખ્યો. પછી મંડયા બારીબારણાં ઝાપટવા. ત્યાં તો રાંધણિયામાંથી ઉંદરભાઈની કારમી ચીસ સંભળાઈ.

'શું થયું ઉંદરભાઈ, શું થયું ?' કહેતા ચકાભાઈ એકદમ રાંધણિયા ભણી દોડયા પણ ઉતાવળમાં રાંધણિયાના ઉંબરનું ધ્યાન રહ્યું નહિ ને એ ઠેસ ખાઈને ઉંબર ઉપર જ પટકાઈ પડયા. પણ તરત જ ઊભા થઈ એ ચૂલા પાસે પહોંચ્યા. પણ આ શું ? ઉંદરભાઈ ક્યાં ગયા ? ચૂલા પાસે તો કોઈ નહોતું. ચૂલા પર શાક રાંધવાની કઢાઈ મૂકેલી હતી. ચકાભાઈએ ઊંચે ઊડીને જોયું તો કઢાઈમાં ઉંદરભાઈ તેલમાં તરતા હતા. શાક હલાવવા જતાં એ બીચારા કઢાઈમાં જઈ પડયા હતા અને એમનું પોતાનું જ શાક થઈ ગયું હતું.

ચકાભાઈના દુઃખનો તો પાર રહ્યો નહિ. મરઘીબેનની પાછળ ઉંદરભાઈ પણ ગયા. એ બંને જણાએ પોતાની મૂરખાઈને કારણે જ જીવ ગુમાવ્યો હતો એવી ચકાભાઈને ખાતરી થતાં પોતે પોતાની જાત ઉપર ખૂબ ખિજાયા પણ કરે શું ?

હવે શું કરવું તેનો ચકાભાઈ વિચાર કરતા હતા ત્યાં પવનનો એક સપાટો લાગતાં ચૂલામાંથી તિખારા ઊડયા અને બારીના પડદા પર ગરતાં પડદો સળગ્યો. પડદો સળગ્યો એટલે બારી સળગી અને પછી તો આખું ઘર બળવા માંડયું.

ચકાભાઈએ ઘરમાં હતું તેટલું પાણી છાંટી દીધું પણ એમ તે આગ ઓલવાય ?

'ન શું ઓલવાય ? હમણાં નદીએથી પાણી લાવીને મંડું છાંટવા—એટલે છું પછી આગ કેમ નથી ઓલવાતી !' ચકાભાઈ તપેલી લઈને ઊપડયા નદીએ.

નદીએ જઈને ચકાભાઈએ તપેલી પાણીમાં બુડાડી તો ખરી પણ જ્યાં બળ કરી ઊંચકવા ગયા ત્યાં તો હળુક થઈને પોતે જ પાણીમાં ડૂબકી મારી ગયા. એમના પર પાણી ફરી વળ્યું. અને બડબડિયાં બોલવા લાગ્યાં. ડચકાં ખાતાં ખાતાં ચકાભાઈને થયું: 'હે ભગવાન ! મેં જો પારકાની શિખામણ ન માની હોત ને સૌને પોતપોતાના કામ કરવા દીધાં હોત તો મારી અને મારા સાથીઓની આ દશા ન થાત.' [સચિત

કરાંચીના એક દૈનિકમાંથી, નિર્વાસિતોના ટોળા ભેગા નીકળેલ એક જુવાન પત્રકાર બંધુ અમારા સંપાદનવિભાગમાં જગ્યા માટે મળવા આવ્યા.

મેં તેમનો અનુભવ પૂછ્યો: 'તમે કયો વિભાગ સંભાળતા ?'

પત્રકાર બંધુ: 'અમારા પત્રનો સાહિત્યવિભાગ અને કટાક્ષ-કટાર જે દર અગ્રલેખની બાજુમાં નિયમિત મૂકતા આ કટાક્ષ-કટારની કલમના જોરે અમે સિંધમા સલતનતને પાડી દીધા છે.'

મને મનોગત થયું: શું કલમથી-પાટાપાટથી મેળવેલું-સ્વરાજ આમ કલમની સામે જ્યાં કટાર ચાલવા માત્રનો ભય ઊભો થતાં જ પોતાનું સર્વ છાંડી દેનાર આપણે ખરેખર મેળવેલું ભોગવી શકીશું ? મારું વિષાદપૂર્ણ ચિત્ત ખિન્નતાપૂર્વક બોલી ઊઠ્યું: 'અમારી ઓફિસમાં જગ્યા નથી.'

# સમાજ અને સાહિત્યની નવાજૂની

તા. ૧૧-૯-૪૭નો દિવસ કરાંચીના કાંઠા પર અલૌકિક બની ગયો, જેમાં એક હિંદી સ્ત્રીની અજબ હિંમત, શ્રદ્ધા અને સાહસિકપણાના પ્રભાવશાળી કાર્ય માટે પ્રત્યક્ષ જોનારા મોંમાં આંગળાં ઘાલી ગયા.

'બચ્ચી ક્યાં ! મારી બચ્ચી ક્યાં ! બચ્ચી રહી ગઈ. પોડિયામાં રાખેલ બચ્ચી ઉતાવળમાં ને ઉતાવળમાં ભૂલી ગઈ.'

સ્ટીમર ઊપડવાને ફક્ત વીસલ વાગે તેટલી જ વાર હતી. ઉતારુઓ આશરે સાતસો આઠસોની સંખ્યામાં પોતાના જીવ ઉગારવા માટે સ્ટીમર જલદી ઊપડવાની રાહ જોતાં બેઠાં હતાં.

'તમે મારી બચ્ચીને નહિ લઈ આવો તો કોણ તેને બચાવશે ? તમે તમારો જીવ બચાવો છો, તમને તમારો જીવ વહાલો છે; તે બિચારા કોમળ જીવનું બધ ઘરમાં સાંભળનાર કોણ ! તેને કોણ બચાવશે !'

સવા વરસની છોકરીને ભૂલી જનાર માતા પોતાના પેટજણ્યા બાળકને લઈ આવવા માટે ચોધાર આંસુએ સગા ધણીને વીનવી રહી.

'છોકરી મરી જાય તો ધોળી...... સ્ટીમર ઊપડવાની તૈયારીમાં છે અને તેના એક જીવ બચાવવા માટે થઈને હું અઢારના જાન જોખમમાં નહિ મૂકું !' પુરુષનું કઠોર હૃદય પથ્થરના સ્વરૂપમાં બન્યું અને સ્ત્રી ઢગલો થઈને પડી

'સવા વરસની છોકરી માટે થઈને કોઈ પોતાના જીવને આવા કપરા સમયમાં નહિ હોમી દે ! છોકરી ભુલાઈ નથી પણ મરી ગઈ ગઈ છે તેમ સમજ.' છોકરીના પિતાએ એમ કહી આશ્વાસન આપ્યું.

'પારકા પેટની નથી તે ભૂલાઈ જાય ! કોઈને પોતાનાં પેટ વ્હલાં ન હોય ! તમે કોઈ બચાવવા ન જાઓ તો હું જઈશ......જરૂર જઈશ. સ્ટીમર ઊપડી જાય અને મારી લાશ અહીં પડે તોપણ શું ! કોઈ જનેતા જાણી જોઈને આમ પોતાના બાળકને કમોતે નહિ મરવા દે......' કહેતી તે સ્ત્રી ભૂસકામાં ઊભી થઈ અને સ્ટીમરમાંથી નીચે ઊતરવા દોડી.

તેને રોકવામાં આવે તે પહેલાં તો તે સ્ત્રી નજર બહાર જતી રહી

બહાદુર સ્ત્રી પોતાના બાળકને લેવા ગઈ ત્યારે તેના દિલમાં સ્ટીમરે પહોંચવાની કે રહી જવાની કે હાય હાય મારું શું થશે એની લગીરે ચિંતા ન હતી. ફક્ત બાળકને જલદી તેડીને ઘરમાંથી મુક્ત કરવાની ઇચ્છા હતી.

ટેક્સીથી ઘર સુધી પહોંચી ઘરનું તાળું ખોલ્યું અને અંદર જોયું તો નિર્દોષ બચ્ચું મોંમાં અંગૂઠો ઘાલીને હંમેશની ટેવ મુજબ હમણાં જ પોતાની મા આવીને પોતાને તેડી લેશે એ આશામાં ઘુઘવાટા કરી રહ્યું હતું.

'મારી બચ્ચી...વહાલી બચ્ચી' કહેતાં માતાએ પોતાના બાળકને ઊંચક્યું, ગોદમાં લીધું અને ઝડપભેર મકાનને ખુલ્લું મૂકીને ટેક્સીમાં કાંઠા તરફ આવવા માટે પાછી ફરી.

કાનના પડદા તોડી નાખે તેવી ભયંકર સ્ટીમરની વીસલ ઉતારુઓને સંભળાઈ. કેટલાય હેબતાઈ ગયા. ત્યાં તે સ્ત્રી પોતાના હાથમાં પહેરેલ બે સોનાની બંગડી ડ્રાઇવરને આપતી બાળકને તેડીને સ્ટીમર પર ચડવા સીડી તરફ દોડી. સ્ટીમર પાણીમાં હલવા લાગી. બાળક અને પોતે બંને બ એકી સાથે ચડી શકે તેવી સ્થિતિમાં નહિ રહેતાં પોતે બાળકને ખારવાના હાથમાં દેતી હિંમતભેર ગતિ કરતી સાનુ સ્ટીમરમાં ચડી ગઈ. અને પાછળથી બાળકની સીધી મા સ્ટીમરના ડેક પર થતાં ઉતારુઓએ બાળકને ઝીલી લીધું.

*

ચીની લોક-દિલચાલની સુરેખ તસવીર રજૂ કરતું, શ્રી. ચંદ્રભાઈ કા. ભટ્ટનું પુસ્તક 'ચીનિ ઇન્કિલાબ'ને નામે પ્રસિદ્ધ થયું છે.

રંગમંડળ (એલિસબ્રિજ)ના મુખપત્ર તરીકે 'ગુજરાતમાં રંગભૂમિનો ઉત્કર્ષ' ઇચ્છતું 'નેપથ્ય' નામનું સુપથ્ય વાચનક્ષમમીનું ત્રિમાસિક શરૂ થયું છે. વાર્ષિક લ. રૂ. રા


દાગીના
જ્વેલરી માર્ટ
ભાવનગર.

વર્ષ – ૩
અંક – ૧૧

# કહાની

નવેમ્બર
૧૯૪૭



વાર્ષિક દેશમાં ૬-૧૨-૦ પરદેશમાં ૯-૦-૦
છૂટક " ૦-૧૦-૦ " ૧-૦-૦

## વાર્તા મોકલનારને

'કહાની'માં છપાતી મૂળ કે અનુવાદિત વાર્તા બદલ પુરસ્કાર દેવામાં આવે છે અને તેને અંગ્રેજી કરવાના હક લેખકના પોતાના રહે છે. મૂળ કે અનુવાદિત વાર્તાની તમામ પ્રકારની જવાબદારી લેખક કે અનુવાદકની પોતાની જ રહે છે. અસ્વીકૃત વાર્તા પરત કરવામાં આવતી નથી. તેને રદ કરવામાં આવે છે. સ્વીકૃત વાર્તાના ખબર લેખકને પખવાડિયામાં અપાશે. —સંપાદક

ઉલ્લાસ અને ઉદ્‌બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

નવેમ્બર ૧૯૪૭



વર્ષ ૩ : અંક ૧૧

काव्येषु रम्या कथा

કહાનીના ગ્રાહકો, લેખકો, અને ચાહકોને

સંવત

૨૦૦૪

નાં

નૂતન વર્ષાભિનંદન



# ડૂમખળનો પોપટ

મગનલાલ પઢિયાર

પોપટ ડૂમખળનો ને ચારો તો બાણનો
લીલડી ગગથાની ને જરાવો સાગબારાનો
— એક લોકગીત

દક્ષિણ ગૂજરાતમાં દેવગંગા નદીને તીરે એક ગામ હતું એનું નામ ડૂમખળ. આજ તો ત્યાં પ્રાચીન ડૂમખળનાં ખંડિયેરો અહીં-તહીં મળી આવે છે. એક પુરાણું મંદિર કોઈ ચઢી આવનારને આશરો દેતું ઊભું છે ને ઠેર ઠેર પાળિયા પાડ્યા છે, જે રાતે કોઈ જુએ તો જાણે ભૂતસૃષ્ટિ ઊભી થઈ હોય, એમ માની જાી મરે.

હિરનફાળનો ધોધ, કે જ્યાંથી નર્મદા ગૂજરાતમાં પગલાં માંડે છે ત્યાંથી લઈ તે ગોરા–ગરુડેશ્વર લગીના ૮૦ માઈલનો નર્મદાનો વિસ્તાર ગગનચુંબી ભેખડોથી છવાયો છે એ પાર કરો એટલે આવે છે શૂલપાણિની ઝાડી– નર્મદા પરનું વિકટમાં વિકટ વન. અને એ મહાવનને આરે ઊભું છે શૂલપાણિ મહાદેવનું મંદિર ને ત્યાં વહે છે દેવોના અમૃત જેવું વારિ લાવતી દેવગંગા.

શૂલપાણિ મહાદેવના એ મંદિરથી દશેક માઈલને આશરે આજથી હજારેક વર્ષ પર એક પાટનગરના પાયા રોપાયા હતા અને એનું નામ પણ હતું ડૂમખળ. કોણે એ પાયા રોપ્યા એ ઇતિહાસ હજુ પુરાવિદોની શોધનો વિષય છે.

આપણે તો એ ડૂમખળમાં જ્યારે નગરીનો પ્રાણ ધબકતો હતો તે ગાળાની સાથે સંબંધ છે. રાજા રાજદંડ ધારણ કરતો અને બ્રાહ્મણો ધર્મને ધારતા. વણિકો વેપાર-વાણિજ્યની વૃદ્ધિ કરતા અને કૃષિવલો ધનધાન્યથી ભંડારો સભર રાખતા. મહિયારીઓ મહી માથે મૂકી ગોરસ વેચતી અને છેલછબીલા જુવાન ગોરસની સાથે મહિયારણનાં મૂલ પૂછતા પૂછતા રસગોઠડી કરી લેતા.

એવી રીતે જ્યારે આ ડૂમખળ નગરી જીવતી હતી તે વખતે એકવાર ત્યાં રાજા મદનસિંહનાં રાજ હતાં. રાજા મદનસિંહ રૂપાળા રઢિયાળા રાજવી હતા અને રૂપરૂપના અંબાર જેવી એમને રાણી હતી ને એનું નામ જ હતું રૂપવંતી. રૂપવતી તો રાજાના હૈયાનો હાર, રાણી ને રાજાની જોડ જુગતે જડેલી.

એકવાર છે ને તે રાણી ઝરૂખે બેઠેલી અને સામે ઊંચા ઊંચા આંબાના ઝાડ પર બેઠેલ એક પોપટ દીઠો. પોપટનો તો ડૂમખળમાં ક્યાંય પાર નહોતો. ડૂમખળનો પોપટ તો ગરબે ચઢી ચૂક્યો હતો. પણ આ તો પોપટ, કાંઈ પોપટ! શું લીલો એનો રંગ અને શું લાલચટક એની ચાંચ! અને એનો કાળો કાંઠલો રાણી તો જોઈ જ રહી છે.

રાણી જોઈ રહી છે અને વાંસેથી રાજા આવીને એની આંખો દાબે છે. રાણી તો અણસારે ઓળખે છે ને રાજાની સામી ફરે છે. રાજા આંખો પરથી હાથ લઈ લે છે ને રાણીને પૂછે છે. 'શું જોઈ રહ્યાં'તાં આમ આંખો ખોડીને!'

રાણીએ દૂર આંગળી ચીંધીને પોપટ બતાવી કહ્યું: 'પેલો પોપટ.'

'કયો!' રાજાએ પૂછ્યું.

ત્યાં તો સમજ્યો હોય એમ પોપટ એક ડાળ આગળ આવીને બેઠો.

'ઓહ એ! પણ પોપટ તો આપણા માણસો પણાય લાવે છે એમાંથી જ એક સારો જોઈને રાખી લો ને.'

રાજા ને રાણી વાત કરે છે ને પોપટ વળી

એક ડાળી ઓરો આવીને બેઠો છે. રાણી કહે છેઃ 'ના, મારે તો એ જ જોઈએ. એ કેવો રૂપાળો છે!'

રાજા કહે: 'પણ એને ઝાલવો શી રીતે!'

પોપટ તો ઊડીને વળી ઓરો આવ્યો છે ઠેઠ ઝરૂખાની પાસે જ.

રાણી કહે છેઃ 'જુઓ, એ આ ઓરો આવ્યો. એક જરાક સબૂરી રાખીને તમે ઝાપ મારશો એટલે પકડાઈ જશે.'

'પણ નહિ પકડાય અને ઊડી જશે તો!'

'ના. ઊડી તો નહિ જાઉં પણ એમ પરનો ઝાલ્યો ય નહિ પકડાઉં.' ઝાડ પરથી અવાજ આવ્યો ને રાજારાણી ચકિત થઈને જોઈ રહ્યાં. પોપટ બોલતો હતોઃ 'રાજાજી ચાહે તો એમની સેવામાં માથું પણ ડૂલ છે, પણ બળજબરીથી પાંજરામાં નહિ પડું.'

'ના રે ભાઈ,' રાણી બોલી, 'તારી મેળે આવતો હો તો પરાણે શું કામને પકડવો જોઈએ.' રાણી તો પોપટ ઉપર ખુશ ખુશ થઈ ગઈ હતી. એક તો આવો રૂપાળો પોપટ અને પાછો બોલવે કેવો ચતુર!

'પણ રાણીજી, આજ તો આપ મને બોલાવી રહ્યાં છો પણ કાલ કાંઈ થાશે એટલે જાકારો નહિ દો ને!' પોપટ બોલ્યો.

'થવાનું શું હતું વળી!' રાણી બોલી. 'ધણું જીવો મહારાજા. એમની કૃપાથી આપણે સૌ બધાં સુખે ભર્યાં છે. તમતમારે સોનાના પિંજરામાં ઝૂલો ને લીલાં મરચાં ને જમરૂખ ખાધા કરો, મારા પોપટજી.' પોપટ તો ઊડીને પાસે આવ્યો છે અને રાણી એનાં પીંછાં પસવારતી બોલી.

'સાંભળજો, રાજાજી, અને યાદ રાખજો. ખરે વખતે વેણ ભૂલી જતા નહિ.'

'ના રે મારા પોપટજી,' વહાલ કરતી રાણી બોલી, 'તમે તો મારા જિંદગીના બેરુબંધ.'

અને ફૂમખળનો પોપટ પાંજરે પડ્યો.

દિવસો વીત્યાં ને અઠવાડિયાં ને મહિનાઓ વીતી ગયા, રે'તાં રે'તાં વરસ એક થવા આવ્યું છે. રાણીજી અને પોપટની તો ભારે બનતી થઈ ગઈ છે. જરાક નવરી પડે અને રાણી પોપટ પાસે આવીને બેસે ને વાતો કરે.

પણ હમણાં હમણાં રાણીજીને પોપટજી પાસે આવવાની ફુરસદ ઓછી મળે છે. અને ઓછી જ મળે ને! રાણીજીની જુવાની બે કાંઠે વહેતી થઈ હતી ને એની નજરમાં રાજ-કાજમાં રચ્યોપચ્યો રહેતો રાજા વામણો દેખાતો હતો. એ સરખા સંગાથીને શોધતી હમણાં ગોઠી ફરતી ને એમાં એને એક માણીગર ભેટી ગયો. પછી શું કહેવું! માણીગરની માયા મૂકીને પોપટજીના પાઠ સાંભળવા તે કોણ આવે! એક ફક્ત રાતે રાજાજી પધારે ત્યારે એમની હારે પોપટ સાથે બે બોલ બોલે એ જ, બાકી તો પોપટને નવરાવવા-ખવરાવવાનું અને તેની સંભાળ રાખવાનું બધું કે દિવસનું દાસીને હવાલે થઈ ગયું છે.

પણ એક દી સવારમાં રાજાજી દરબારમાં પધાર્યાં અને રાણી બનીઠનીને હાલી માણીગરને મળવા, ત્યાં પોપટે ટોકીઃ 'રાણીજી, હમણાં તો આપને મારી સામું જોવાની ય ફુરસદ નથી મળતી.'

'હા, પોપટજી, હમણાં જરા દેવદરશન, ધરમધ્યાન, એ બધું ય કરવું જોઈએ ને એટલે વખત નથી રહેતો. પણ કેમ, તમારી સંભાળ બરોબર નથી લેવાતી!'

'મારી સંભાળ તો બરોબર લેવાય જ છે પણ તમારો હાથ ફરે તો...અને રાણીજી દેવદરશન અને ધરમધ્યાન તો સતી અસ્તરીને બીજું શું હોય-સ્વામીની સેવામાં એ બધું આવી જાય.' પોપટને રાણીનાં પગલાં વરતાઈ ગયાં હતાં અને એણે ટકોર કરી.

'શાબાશ, મારા પોપટજી' રાણી બોલી,

'પતિસેવા તો છે જ પણ કે છે ને કે હાથાનું ય કાંઈક કલ્યાણ કરતાં રહેવું તે...ઠીક ત્યારે હું જાઉં છું, પોપટજી!'

અને એ તો ચાલી—સરિતા, દરિયાને મળવા ચાલે એવી રેલા સમી—માણીગરતી મરતી માણવા.

પણ પાછી આવીને કપડાં કાઢીને એ જ્યાં બીજાં કપડાં પહેરે છે ત્યાં તો પોપટની વાણી શરૂ થઈ: 'રાણીજી, રાણી એ તો આખા રાજના માતા કહેવાય ખરું ને! અને જે ઉઘરાવતી સામાં કાંઈ કહેવાપણું હોય એ ઉઘરાવ ધરતી પર ઊંચું મોં રાખીને શી રીતે ચાલી શકવાનાં હતાં!'

'એટલે, પોપટજી!' રાણી ગુસ્સે થતાં બોલી.

'એટલે એમ કે આપ, રાજાજીને છેતરવાના આ ધંધા છોડી દો. હજી યે વખત છે ને લોકોને કાને વાત નથી ગઈ તે પહેલાં ચેતો તો એમાં તમારું, મારા રાજાનું ને પ્રજાનું ત્રણેનું કલ્યાણ છે. નહિ તો...'

'નહિ તો શું! તું એક પોપટડો શું કરી નાખવાનો હતો! અને હું અવળે રસ્તે જાઉં છું એમ કહેનાર તું કોણ! શી સાબિતી છે તારી પાસે!' રાણી ભભૂકી ઊઠી.

'સાબિતી! સાબિતી તમારું અંતર. રાણીજી! જરા એકવાર અંતર પર હાથ મૂકી જુઓ. એ જ સાચું શું ને જૂઠું શું એ બોલી દેખાડશે. બીજાના કહેવાની જરૂર નહિ રહે.'

'વારુ વારુ, રહે હવે બહુ ચિબાવલો થતો. મૂગો મૂગો પડ્યો રે નહિતો કરી દઈશ તારો ને પિંજરાનો ભેગનો ઘા.'

'એ તો મેં પિંજરે પડતા પહેલાં જ કીધું'તું કે રાણી, નકી એક દી તમે મને ભારો દેવાનાં છો.'

રાણી ધૂંવાંપૂંવાં થતી પોપટની પાસેથી ચાલી ને દાસીને કહેતી ગઈ કે રાજાજી આવે એટલે સીધા જ પોતાની પાસે મોકલે.

વખત થયો છે ને રાજાજી પધાર્યા છે. દાસીએ રાણીનો સંદેશો કહ્યો છે ને એ તો સીધા જ રાણીને મહેલ પધાર્યા છે. જઈને જુએ તો રાણી તો અંધારે પલંગની ઈસે સૂતેલાં. એણે તો રાજાને બોલાવ્યા ય નથી ને ઊઠીને આવકારે ય આપ્યો નથી.

'કેમ રાણી, આ શું!'

પણ રાણીએ તો જવાબ દીધો નથી અને પલંગ ઉપરથી ડૂસકે ડૂસકાં સંભળાવા લાગ્યાં છે. રાજાજીએ પાસે જઈ રાણીને ઊભાં કર્યાં છે ને ખોળામાં મોં લઈ મોઢું લૂછ્યું છે ને રુદનનું કારણ પૂછ્યું છે. રોતાં રોતાં રાણીએ વાત માંડી છે:

'પેલો તમારો રાયો પોપટો! અમે તો તો ય વનની પેદાશ ને! ભૂખાને પાળીપોષીને મોટો કીધો ને રાજમહેલમાં રાખ્યો પણ જનમના સંસ્કાર કાંઈ જાતા હશે. આજ સુધી જેમ તેમ બોલતો એ તો હું સાંભળી લેતી, પણ આજ ભૂખાએ મારી પાસે પરપુરુષની વાત કરી. કોઈ ભૂખા રસ્તે જનારે આપ્યું હશે એકાદ જમરૂખ કે એકાદ મરચું તે ભૂખો એની ભેળ તાણી મને કહે રાણીજી, રાજામાં તે શું મોહ્યાં છો, એના કરતાં ચાર ચંદરવા ચડે એવો છે. ને ભૂખો એવું એવું તો કાંઈનું કાંઈ બોલ્યો. મને તો થયું કે ભૂખાનો ટોટો જ પીસી નાખું. પણ વળી થયું, આપનો પ્યારો પોપટ છે. આપ વળી શુંનું શું ધારી બેસો તો મારે તો આફત જ થાય ને. અને મને તો દિલમાં લાગી આવ્યું કે હું તો ઘડીભરે ય ત્યાં ઊભી નથી રહી. અહીં આવીને આ પલંગમાં પડી છું ને રોઉં છું, બીજું શું કરું! તમારા વહાલા પોપટને બીજું થાય પણ શું!' અને ફરી એણે તો આંખોના ચૂવા વહેતા મૂક્યા છે.

'અરે, મારે ને પોપટને, પ્રીત શી, રાણી!'

રાજા બોલ્યો. 'મારે સાચી પ્રીત તો તારી. એ તો તેં કીધું ને પોપટ રાખ્યો'તો. હાલ ને હાલ એને ઠાર કરું છું. પણ ના, એ નાલાયકને એમ ઝટ મોત લાવીને છૂટો નથી કરવો. દાસી!' રાજાએ બૂમ પાડી.

દાસી હાજર થઈ. 'જા,' રાજાએ હુકમ આપ્યો, 'પેલા પોપટનાં પાંજરાને ખુલ્લામાં અગાસીમાં ટિંગાડી આવ અને જો ખબરદાર કોઈએ એને એક દાણો ય ખાવા દીધો છે તો.'

ને પછી રાણી તરફ ફરી એને વહાલથી પાસે લેતા બોલ્યો: 'એ તો ત્રણ દિવસ ભૂખ્યોતરસ્યો રહીને મરે એ જ કામનો, કેમ!'

અને રાણી ખુશ ખુશ થઈ ગઈ.

પોપટને તો રાતે ને રાતે ઉઠાવીને અગાશીમાં મૂકી દેવામાં આવ્યો છે. ત્યાં આખી રાત એ ઠર્યો છે—પણ આ કયો કોપ હતો એ તે જાણતો હતો એટલે રાજાજી સિવાય બીજા કોઈની સાથે એ કાંઈ બોલવા નહોતો માગતો; સવાર પડી—પણ કોઈ એની સંભાળ લેવા આવ્યું નથી. દિવસ આખો ભૂખ્યો ને તરસ્યો તડકે તપ્યો છે. નથી તો રાજાજી એની નજરે ચડયા કે નથી પેલી કાળમુખી રાણી. એ તો સમસમીને બેઠો રહ્યો છે.

બીજે દી સાંજે એણે એક દાસીને જતી જોઈ ને એ બોલ્યો: 'દાસી એ દાસી, જરા અહીં તો આવ. મારું આ બારણું ઉઘાડ ને, હું તને લાલ કરી દઈશ.'

દાસી કહેઃ 'ના રે ભાઈ, તું ઊડીને રાજાની પાસે જા, તો રાણી મારું ધડથી માથું જ જુદું કરી દે ને!'

'પણ,' પોપટ કહે, 'હું ઊડીને રાજા પાસે નહિ જાઉં. હું તો આંહીંથી દૂર જંગલમાં ચાલ્યો જઈશ' કોઈને યે ખબર નહિ પડે. કોઈને ખબર પડી જવાની બીક લાગતી હોય તો જો પેલા ઓરડામાં એક મારા જેવો જ બનાવટી પોપટ છે ને એને મારી જગ્યાએ બેસાડી દે ને પછી મને ઉડાડજે, એટલે કોઈને વે'મ પણ નહિ જાય ને પાંચ-છ દિવસે ખબર પડશે ત્યારે તો હું ક્યારનો ક્યાંય નીકળી ગયો હઈશ.'

દાસી કહેઃ 'હા, એ ઠીક છે. એમ કરું.' દાસી તો નકલી પોપટ લાવીને પાંજરામાં મૂકી ગઈ છે ને જીવતા પોપટને છૂટો મૂકી દીધો છે.

પોપટ તો છૂટો થયો છે ને દાસીને કીધેલા વેણ વીસર્યો છે, એને થયું, 'હાલ ને રાજાને મળતો જાઉં. જોઉં તો ખરો રાજા શું કહે છે.'

રાજા તો રાજસભામાં બેઠો છે ને પોપટ ઊડીને ત્યાં આવ્યો છે. રાજાએ તો એને જોયો ને એને કાળ ચડ્યો છે. એણે તો પોપટને કાંઈ પૂછ્યું નથી ગાછ્યું નથી, ને રીસમાં ને રીસમાં હુકમ છોડ્યો છેઃ 'પકડો ઓલા પોપટને અને હાથ નો આવે તો બાણેથી વીંધી નાખો—જોજો હાથથી જાય નહિ.'

પણ પોપટ તો ઊડીને મોભની આડસમાં ભરાણો છે જ્યાં કોઈનો હાથ અડતો નથી ને કોઈના તીર જ્યાં પૂગતા નથી. ને ત્યાં આગળ બેસીને પોપટે રાજાને વેણ કેવા માંડ્યાં છેઃ 'રાજા, તું મારા પર આટલો કોપ શું કામ કરે છે! તારા આખા વેણે હું વગડાનો રે'નારો તારે પાંજરે બેઠો. ને બેઠો તે દિવસે જ મેં કીધું'તું કે—'રાજા, જોજે હો. આજ બોલાવશ પણ કાલ જાકારો દઈશ મા.' ને આજ તારી રાણીના વેણે તેં મને જાકારો દીધો છે. ને જાકારો દીધો હોત તો યે કાંઈ નહોતું. પણ તેં તો પૂછ્યાગાછ્યા વગર મને ભૂખે મારી નાખવાનો હુકમ દઈ દીધો છે. પણ હજુયે જરાક વિચાર કર તો સારું છે.'

'વિચાર તે વળી શું કરવો'તો એલા પોપટડા!' રાજા બોલ્યા, 'હું તારી જાતને બહુ ચતુર સમજતો હઈશ. પણ તારાં કરતૂક મેં જાણી લીધાં છે.'

'કરતૂકની કરનારીને તો, હે રાજા! તું જાણતો નથી ને મારા પર વગર મફતનો રાતોપીળો થાય–પણ એક દી તારે જ પસ્તાવાનો વારો આવશે.'

ભરી સભામાં આવાં વેણ સાંભળીને રાજાના ગુસ્સાનો પાર રહ્યો નથી. રાજા પોતે પોપટને પકડવા ઊભો થયો છે. પણ પોપટ તો ઊડીને જતો રહ્યો છે ને રાજાનો હાથ ભોંઠો પડ્યો છે.

*

પોપટને મુક્તિ તો મળી છે પણ અભિમાનનું શૂળ હજુ યે દિલમાં ખૂંચે છે. એને તો અપમાનનો બદલો લેવો છે. ઊડતો ઊડતો એ તો દૂર દૂર દૂર નીકળી ગયો છે. ઊડીને એ તો ઠેઠ દિલ્હીના બાદશાહના મહેલ ઉપર આવ્યો છે.

હૂમખળના પોપટ વખણાતા એમ હૂમખળની સાડીઓ પણ વખણાતી. દૂર દૂર સુધી અને ખાસ કરીને રાજકુટુંબોમાં એ સાડીઓનો વિશેષ વપરાશ હતો. એ સાડીઓની વિશેષતા એ હતી કે તેના પર હાથના પંજાની કળાપૂર્ણ આકૃતિ છાપવામાં આવતી.

એકવાર પોપટે બાદશાહની બેગમને હૂમખળી સાળુ પહેરીને ઝરૂખામાં બેઠેલી જોઈ. બાજુમાં બાદશાહ પણ બેઠા હતા. પોપટ ઊડીને બાદશાહના ખોળામાં જઈ પડ્યો. બાદશાહને પક્ષીઓનો શોખ હતો એટલે એણે એને વહાલથી લીધો અને પંપાળ્યો ને એની સુંદરતા ઉપર ખુશ થતાં પૂછ્યું: 'અય સુંદર પોપટ, તું ક્યાંથી આવે છે?'

'હું આવું છું મહાસમર્થ રાજાઓના રાજા મદનસિંહના દેશથી–હૂમખળથી.'

'અરે વાહ, ભાઈ વાહ!' બાદશાહ બોલ્યા: 'હૂમખળ–એ તે કોઈ દેશ છે. એનું નામ તો જુઓ, હૂમખળ!' કહીને એ હસી પડ્યા.

બસ પોપટને આટલું જ જોઈતું હતું.

'નામ તો, હજૂર, આપના આ પાટનગરનું પણ શું છે ત્યારે! દિલ્હી કે ઢીલી! પણ અમારી હૂમખળ નગરી કાંઈ તમારી નગરી જેવી ઢીલી નથી. ત્યાં તો છે ઊંચા ઊંચા પર્વતો ને મોટી મોટી બોખડો.'

'એમ! તમારા રાજાની સલ્તનત કેટલી!'

'મારા રાજાની સલ્તનતની તો જહાંપનાહ વાત જ રહેવા દો.' પોપટે વાતમાં મોણ નાંખતા કહ્યું.

'કેમ, પણ જેટલી હોય એટલી કહી દે ને.'

'એ ન કહીએ એ જ ઠીક.'

'કહી દે, હવે કહી દે.' બાદશાહે કહ્યું.

'ભલે તો આપ મને છૂટો કરો, પછી કહું. પાદશાહે પોપટને છૂટો મૂક્યો અને એ તો આઘો ઝાડ ઉપર બેસીને બોલ્યો:

'પાદશાહ, અમારા રાજા મદનસિંહનો હાથ તો જુઓ આ ઠેઠ બાદશાહની બેગમની છાતી સુધી પહોંચે છે' ને એમ કહીને એણે પેલી હૂમખળી સાળુ પરની હાથની છાપ દેખાડી. એ બરોબર બેગમની છાતી ઉપર જ આવતી હતી. એટલું કહીને તો પોપટ ત્યાંથી નાઠો છે. ને બાદશાહના ગુસ્સાનો તો પાર રહ્યો નથી. એણે તો હરપડી લશ્કર તૈયાર કરવા હુકમ આપ્યો છે ને એ હૂમખળ જ્યાં હોય ત્યાંથી એને ઉખેડી નાંખવા, એને પાડીને પાધર કરવા એ નીકળી પડ્યો છે. રસ્તામાં તો કાંઈ કેટલા ય દેશ આવી ગયા પણ બાપ જોગા રોકાણ કરતાં એણે ક્યાંઈ રોકાણ કર્યું નથી અને કોઈને કરવા દીધું નથી. નર્મદા વટાવીને એ તો સીધો આવીને હૂમખળ ઉપર ત્રાટક્યો છે. મદનસિંહ તો અણધારી આફતના વટોળથી આંધળો થઈ ગયો છે. રજપૂત હતો, તે સામી છાતીએ લડવા તો નીકળ્યો, પણ બાદશાહના કીડિયારું ઊભરાય તેમ ઊભરાતા સૈનિકો સામે બે-ત્રણ હજાર રજપૂતો શું હિસાબમાં.' બધા કપાઈ મૂઆ:

[ અનુસંધાન પાન ૯ મે

# વારસો અને વારસદાર

ર. રે.

અમે બોરસદ ગયા હતા. બોરસદના જમિયતરામ વકીલ સાથે મથુરપ્રસાદને સારો નાતો એટલે તેઓ તેને જમુભાઈ કહી બોલાવે. તેના અસીલોને પણ ઓળખે.

અમે બપોરની ચા પીને પરવારીને બેઠા હતા ત્યાં પચાસેક વર્ષની ઉમ્મરનો હોય તેવો લાગતો જરા સારાં કપડાં પહેરેલો એક પાટીદાર આવ્યો. મથુરપ્રસાદે તેની સામે સ્મિતનો વિનિમય કર્યો અને અમને પૂછ્યુ: 'ઓળખ્યા આમને?'

પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટ, કે પંડિત નહેરુ કે ટાગોર કે એવા કોઈ પસાર થતા હોત અને મથુરપ્રસાદે અમને પૂછ્યું હોત તો અમે ચિત્રસામ્યથી ઓળખી શકત પણ આ ચહેરો કોઈ જગ્યાએ મુદ્રિત થયેલો નહીં તેથી અમે બધાએ ના કહી. અને મથુરપ્રસાદ પણ તે જ ઉત્તરની અપેક્ષા રાખી રહેલા એટલે તેમણે તરત કહ્યું: 'એ ભાઈની હકીકત જરા સાંભળવા જેવી છે.'

અમે નવી વાત સાંભળવા અભિમુખ થઈ રહ્યા એટલે મથુરપ્રસાદે શરૂ કર્યું:

એ ભાઈનું નામ શકરાભાઈ. નાતે પાટીદાર છે પણ તેમની પાટીમાંથી તેમનું ભરણપોષણ થાય તેટલું ઊપજતું નથી. જ્યારે તેમની અઢારેક વરસની ઉંમર થઈ ત્યારે તે અમદાવાદની એક મિલમાં રળવા ગયા; અને મજૂરી કમાવા માંડ્યા. માણસમાં એક જાતની કુનેહ તો હતી જ એટલે ધીમે ધીમે આગળ પણ વધ્યા. અને શેઠિયાલોકની મહેરબાની પણ મેળવી. છતાં સ્વભાવ એવો તેજ કે તેના ઉપરી સાથે તેને જરાય બને નહીં. ઘણી વાર શેઠિયાને ઉપરીએ ફરિયાદ કરેલી છતાં માણસ કામનો એટલે, તેને કોઈ કાઢી મૂકી શકતું નહીં માત્ર તેના ઉગ્ર સ્વભાવને લીધે તેને પગારમાં ખાસ લાભ મળતો નહીં.

જ્યારે તેની પચીસેક વરસની ઉમ્મર થઈ ત્યારે ગામના એક જાણીતા વકીલે તેને પોતાની પાસે બોલાવ્યા. એટલે તે ત્યાં ગયા. તે વકીલ તે જ આપણા જમુભાઈ અને આ વાત જે હું કહું છું, તે પ્રથમ તેમની જ પાસેથી મને જાણવા મળેલી.

જ્યારે શકરાભાઈ જમુભાઈની ઑફિસમાં આવ્યા ત્યારે જમુભાઈએ વાત શરૂ કરી.

આવો. તમારું નામ શકરાભાઈ?

હા.

તમારા બાપનું નામ મરઘાભાઈ?

હા.

તમારાં બોદ ગામમાં ખેતરાં છે?

હા.

તમારે ચંચળ કરીને કોઈ ફઈ હતી?

હા.

તમારા ફૂવાનું નામ પશાભાઈ હતું?

હા.

તે આફ્રિકા ગયા હતા?

હા.

તે ત્રણ વરસ પર ગુજરી ગયા હતા?

હા.

તેને બીજું કોઈ સગું નથી તે ખરી વાત?

હા.

તમે તમારી ફઈના લાડકા હતા તે ખરી વાત?

હા.

તમારા કપાળમાં પડીને વાગવાથી પડેલો ડાઘ છે?

હા.

તમારા ડાબા જડબા નીચે મસ છે?

હા.

તમારી ઉમ્મર પચીસ વરસની છે?

હા.

આ જવાબો મળી જતાં જમુભાઈએ કહ્યું કે તો શકરાભાઈ, મારે તમને એક ખુશખબર આપવાના છે. તમારા એ ફઈ ગુજરી ગયાં છે અને તમને તે ત્રીસ હજાર રૂપિયા આપતાં ગયાં છે. જ્યારે તમને વખત મળે ત્યારે મારી પાસે આવજો એટલે એ મિલકત હું તમને સુપરત કરીશ.

શકરાભાઈ અજબ થવાને બદલે નિરાશ થયા. 'બસ. આટલી જ વાત કરવા માટે તમે આટલા બધા સવાલો પૂછ્યા ? મને તો એમ કે આપ ગોર મહારાજની જેમ સવાલો પૂછો છો એટલે મારા લગનની વાત કરવાની હશે. પણ આ રૂપિયા જ મને આપવાના હોય તો જરા થોભો અરધી કલાકમાં હું તમારી પાસે પાછો આવું છું.'

અરધી કલાક કરતાં જરા વધારે વખત વીત્યો હશે ત્યાં ખાંધ ઉપર એક કોથળો લઈ શકરાભાઈ હાજર થયા. તેમના શરીર ઉપરથી તે કાંઈ વિચિત્ર કામ કરી આવ્યા હોય તેમ લાગ્યું. ટોપી ચોળાઈ ગઈ હતી. કપડાં અસ્તવ્યસ્ત હતાં. એક બે બટન જોરથી તૂટી ગયાં હતાં. આવીને તરત બોલ્યો, 'લ્યો સાહેબ હવે ઉતાવળ રાખજો. નીચે સામાનની રેંકડી ખોટી થાય છે. જોખમી માલ આ કોથળામાં ભર્યો છે. મેં મારી નોકરી ફગાવી દીધી. અમારા ફોરમેનને મેં ત્રણ ધોલ તો બરાબર મારી પણ પછી બધા દોડ્યા આવ્યા અને મને કાઢી મૂક્યો. સાંઝ હોત તો તો છથી ઓછી હું રહેવા દેત નહીં. પછી તો મિલની ચાલમાં ઓરડી હતી તે પણ મને ખાલી કરાવે તે પહેલાં જ ખાલી કરીને હું ચાલ્યો આવ્યો છું.'

જમુભાઈએ તેમના સામાન વગેરેની વ્યવસ્થા કરાવી આપી અને રૂપિયા પણ આપ્યા. તે રૂપિયા શકરાભાઈએ દસ વરસે ખુટાડ્યા. અને પછી બીજો કાંઈ આધાર નહોતો એટલે ફરીથી મિલમાં નોકરી લીધી. કાંઈક સારો દેખાવ, કાંઈક અનુભવ, કાંઈક પીઢ ઉમ્મર જોઈને તેમને તરત જ નોકરી મળી ગઈ અને ત્યાં પણ તે કામના માણસ થઈ પડ્યા. પણ ફક્ત મિલના મેનેજર સાથે તેમને અણબનાવ થયો.

થોડો વખત વીત્યા બાદ જમુભાઈએ તેમને ફરી બોલાવ્યા. એટલે વાર્તાલાપ શરૂ થયો.

આવો. તમારું નામ શકરાભાઈ !

હા.

તમારા બાપનું નામ મરઘાભાઈ !

અહીં શકરાભાઈ અટકી ગયા અને કહ્યું કે આ સવાલ-જવાબ ગયે વખતે થઈ ગયા છે માટે વન્સમોર કરવાની જરૂર નથી. મુદ્દાની વાત શી છે તે કહો ને !

જમુભાઈએ કહ્યું કે આ વખતે તેનો એક કાકો નામે સોમાભાઈ ગુજરી ગયો હતો. અને

પાન ૬નું ચાલુ ]

રાજા, સૈનિકો ને રાણીનો પેલો માણીગર સુદ્ધાં.

પાકા પત્થરનાં વિશાલ મન્દિરોના જાણીજોઈને કકડેકકડા કરી નાખવામાં આવ્યા. મોટી મોટી મૂર્તિઓ ખંડિત કરવામાં આવી ને એક વખતની જાહોજલાલી ભોગવતી ડુમખળ નગરી પડીને પાધર થઈ.

*

દર વરસે ચૈત્રી અમાવાસ્યાના દહાડે નર્મદા કાંઠે શૂલપાણિની મોટી જાત્રા ભરાય છે અને અન્યથા નિર્જન રહેતા એ સ્થળે લોકો હજારોની સંખ્યામાં ગુજરાત, ખાનદેશ ને માળવાથી આવીને ભેગા થાય છે. આ મેળામાં ઠેકઠેકાણે ધામણમાલના ડુંગરના લીલો 'ડુમખળના પોપટો' વેચતા નજરે પડે છે. આજે એ પ્રાચીન ગૌરવાન્વિત ડુમખળ નથી પણ તેનો વિનાશ લાવનાર પોપટના વંશજો હજુ તેની છાપ ધરાવે છે.

કુમાર (મે ૧૯૪૬)માં આવેલ શ્રી. અમૃતલાલ વ. પંડ્યાના એ વિષેના લેખમાં ઉલ્લેખ કરવામાં આવેલ દંતકથાને આધારે

શકરાભાઈ માટે પાંત્રીસ હજાર રૂપિયા મૂકતો ગયો હતો. આ વાત સાંભળતાં જ શકરાભાઈ ઊભા થઈ ગયા કહે, જરા અરધી કલાક થોભો.

અને જ્યારે પાછા આવ્યા ત્યારે તેમનાં કપડાં અસ્તવ્યસ્ત હતાં; મોઢું સૂજી આવ્યું હતું. પણ એકંદરે પ્રફુલ્લ જણાતા હતા. આવીને કહેઃ આ વખતે તો મેનેજરને બરાબર સ્વાદ ચખાડ્યો છે. ત્રણ દિવસ સુધી ખાટલામાંથી ઊભા થાય તેમ નથી. અને નોકરી પણ ફગાવતો આવ્યો છું.

બીજી વખતનો આ વારસો શકરાભાઈએ બીજાં પાંચ વરસમાં ખલાસ કર્યો. ફરી પાછી નોકરી શોધી અને તેમને એ મળી પણ ગઈ. પણ કેમ જાણે વિધાત્રિ છઠ્ઠીને દિવસે તેના કપાળમાં વારસો લખતી ગઈ હોય તેમ ત્રીજી વાર તેને જમુભાઈએ પોતાની પાસે બોલાવ્યા. શકરાભાઈ આવ્યા પણ તે જરા ઉતાવળમાં હોય તેમ લાગ્યું. આવીને તે જ બોલવા લાગ્યાઃ આ વખતે કોણ મરી ગયું છે અને કેટલી રકમ છે તે જ કહેજો ભાઈ સાબ; મારે જરા ઉતાવળ છે.

જમુભાઈએ કહ્યું કે તેની એક માશી ગુજરી ગઈ હતી અને તેને માટે રૂ. ૪૦,૦૦૦ મૂકતી ગઈ હતી. આ સાંભળી શકરાભાઈ હું આવું છું એમ કહી એકદમ ઊપડ્યા ને અરધીએક કલાકમાં હાંફતા હાંફતા પાછા આવ્યા અને ખુલાસો કર્યો કે તે જે પેઢીમાં કામ કરતા હતા તેનો હેડ મુનીમ બહાર જવાનો હતો. પણ શકરાભાઈ અણીને વખતે ત્યાં પહોંચી ગયા અને દાદરા ઉપર જ તેને મારીને આવ્યા આવ્યા.

આ વખતે તેમણે નોકરી છોડી નહીં અને જો હું ભૂલતો ન હોઉં તો હજી પણ નોકરીમાં જ હશે. જમુભાઈએ તેમને વારસો સોંપી દીધો હતો અને અત્યારે તેમને શા માટે બોલાવ્યા હશે તે જાણવા મથુરપ્રસાદની વાત સાંભળ્યા પછી અમને કુતૂહલ થયેલું. જમુભાઈએ તેમને વાત કરી કે શકરાભાઈનો મામો ગુજરી ગયો છે અને રૂા. ૪૫૦૦૦ તેને માટે વારસામાં મૂકતો ગયો છે.

આ સાંભળી શકરાભાઈ પણ ખિન્ન થઈ ગયા અને કહ્યું કે 'અત્યાર સુધી તો જાણે ફોરમેન, મેનેજર અને હેડ મુનીમ બધાને મેથીપાક ચખાડી દીધા પછી છૂટકો જ કરી નાખવાનો હતો. પણ હવે સા'બ આ ફેરા તો શેઠની સાથે જ સીધું કામ છે અને મારા વેશવાળની વાત ત્યાં થઈ રહી છે.

'એટલે હવે શેઠ જોકે ઘણા તીખા છે પણ મારવાનો રસ જતો કરવો પડે એમ છે. કારણકે આમ વારસો તો તમારા જ હસ્તક આ ચોથી વાર તો છે પણ બૈરું તો પહેલી જ વારનું છે.

'વારસો એમ ને એમ આપવો હોય તો ભલે આપો. નહિતર સા'બ...'

અમે બધાએ એના છેલ્લા શબ્દ માટે ખૂબ આતુરતાસહ કાન ઊંચા કર્યા. શકરાભાઈએ કહ્યું...'મારે નથી જોઈતો. હવે કોઈને મારવામાં રસ નથી રહ્યો.'

તેની મોટરને અકસ્માત થયો—તે ભાંગી ગઈ ને નાશ પામી એટલે તરત જ તે વીમા કંપનીમાં ગયો અને વીમાના પૈસા માગ્યા. પણ તેને કહેવામાં આવ્યું કે તમને પૈસા નહીં મળે પરંતુ બદલામાં બીજી મોટર આપવામાં આવશે.

'અરે!' તેણે કહ્યું, 'જો તમે આવું જ કરતા હો તો મને મારી બૈરીના વિમાખાતેના દરેક પૈસા પાછા આપી દો.'

— બા. બધા.

આ જવાબો મળી જતાં જમુભાઈએ કહ્યું કે તો શકરાભાઈ, મારે તમને એક ખુશખબર આપવાના છે. તમારાં એ ફઈ ગુજરી ગયાં છે અને તમને તે ત્રીસ હજાર રૂપિયા આપતાં ગયાં છે. જ્યારે તમને વખત મળે ત્યારે મારી પાસે આવજો એટલે એ મિલકત હું તમને સુપરત કરીશ.

શકરાભાઈ અજબ થવાને બદલે નિરાશ થયા. 'બસ. આટલી જ વાત કરવા માટે તમે આટલા બધા સવાલો પૂછ્યા ? મને તો એમ કે આપ ગોર મહારાજની જેમ સવાલો પૂછો છો એટલે મારા લગનની વાત કરવાની હશે. પણ આ રૂપિયા જ મને આપવાના હોય તો જરા થોભો અરધી કલાકમાં હું તમારી પાસે પાછો આવું છું.'

અરધી કલાક કરતાં જરા વધારે વખત વીત્યો હશે ત્યાં ખાંધ ઉપર એક કોથળો લઈ શકરાભાઈ હાજર થયા. તેમના શરીર ઉપરથી તે કોઈ વિચિત્ર કામ કરી આવ્યા હોય તેમ લાગ્યું. ટોપી ચોળાઈ ગઈ હતી. કપડાં અસ્તવ્યસ્ત હતાં. એક બે બટન જોરથી તૂટી ગયાં હતાં. આવીને તરત બોલ્યો, 'લ્યો સાહેબ હવે ઉતાવળ રાખજો. નીચે સામાનની રેંકડી ખોટી થાય છે. જોખમી માલ આ કોથળામાં ભર્યો છે. મેં મારી નોકરી ફગાવી દીધી. અમારા ફોરમેનને બે ત્રણ ધોલ તો બરાબર મારી પણ પછી બધા દોડ્યા આવ્યા અને મને કાઢી મૂક્યો. સાંઠ હોત તો તો છથી ઓછી હું રહેવા દેત નહીં. પછી તો મિલની ચાલમાં ઓરડી હતી તે પણ મને ખાલી કરાવે તે પહેલાં જ ખાલી કરીને હું ચાલ્યો આવ્યો છું.'

જમુભાઈએ તેમના સામાન વગેરેની વ્યવસ્થા કરાવી આપી અને રૂપિયા પણ આપ્યા. તે રૂપિયા શકરાભાઈએ દસ વરસે ખુટાડ્યા. અને પછી બીજો કોઈ આધાર નહોતો એટલે ફરીથી મિલમાં નોકરી લીધી. કંઈક સારો દેખાવ, કંઈક અનુભવ, કંઈક પીઢ ઉમ્મર જોઈને તેમને તરત જ નોકરી મળી ગઈ અને ત્યાં પણ તે કામના માણસ થઈ પડ્યા. પણ ફક્ત મિલના મેનેજર સાથે તેમને અણબનાવ થયો.

થોડો વખત વીત્યા બાદ જમુભાઈએ તેમને ફરી બોલાવ્યા. એટલે વાર્તાલાપ શરૂ થયો.

આવો. તમારું નામ શકરાભાઈ !

હા.

તમારા બાપનું નામ મરઘાભાઈ !

અહીં શકરાભાઈ અટકી ગયા અને કહ્યું કે આ સવાલ-જવાબ ગયે વખતે થઈ ગયા છે માટે વન્સમોર કરવાની જરૂર નથી. મુદ્દાની વાત શી છે તે કહો ને !

જમુભાઈએ કહ્યું કે આ વખતે તેનો એક કાકો નામે સોમાભાઈ ગુજરી ગયો હતો. અને

---

પાન ૬નું ચાલુ ]

રાજા, સૈનિકો ને રાણીનો પેલો માળીગર સુદ્ધાં.

પાકા પત્થરના વિશાલ મન્દિરોના જાણીબૂજીને કકડેકકડા કરી નાખવામાં આવ્યા. મોટી મોટી મૂર્તિઓ ખંડિત કરવામાં આવી ને એક વખતની જાહોજલાલી ભોગવતી ડુમખળ નગરી પડીને પાધર થઈ.

*

દર વરસે ચૈત્રી અમાવાસ્યાના દહાડે નર્મદા કંઠે શૂલપાણિની મોટી જાત્રા ભરાય છે અને અન્યથા નિર્જન રહેતા એ સ્થળે લોકો હજારોની સંખ્યામાં ગુજરાત, ખાનદેશ ને માળવાથી આવીને ભેગા થાય છે. આ મેળામાં ઠેકઠેકાણે ધામણમાલના ડુંગરના બીસો 'ડુમખળના પોપટો' વેચતા નજરે પડે છે. આજે એ પ્રાચીન ગૌરવાન્વિત ડુમખળ નથી પણ તેનો વિનાશ લાવનાર પોપટના વંશજો તેની છાપ ધરાવે છે.

કુમાર (મે ૧૯૪૬)માં આવેલ શ્રી. અમૃતલાલ ન. પંડ્યાના એ વિષેના લેખમાં ઉલ્લેખ કરવામાં આવેલ દંતકથાને આધારે

શરીર ઉપર ઝેરી ગેસની અસર તરત જ થાય છે. (સ્નાન કરી ચોકખા થયેલા સૈનિકોને તરત જ ઝેરી ગેસની કોટડીમાં ધકેલી દેવામાં આવે છે અને કોટડીનાં દ્વાર બંધ થઈ જાય છે. આવી કોટડીઓને પારદર્શક કાચની બારીઓ રાખેલી હોય છે જેમાંથી પુરાયેલા સૈનિકો પર ઝેરી ગેસની શી અસર છે એ જોઈ શકાય છે.

'આ બધી ઝેરી ગેસની કોટડીઓથી લગભગ એક માઈલ દૂર એક જબ્બર ભઠ્ઠી છે. એક દિવસમાં લગભગ બે હજાર જેટલાં શબોને અગ્નિદાહ આપી શકાય એટલી જબરી વિદ્યુત શક્તિનો આ ભઠ્ઠીમાં ઉપયોગ થાય છે. આ બધાં શબોની દહનક્રિયા પછી તેમની જે રાખ ભઠ્ઠીમાં બાકી રહે તેના બાટલાઓ ભરીને તે વિવિધ ઉપયોગો માટે અથવા તો મૃત માનવીઓનાં સગાંસંબંધીઓને વેચી દેવામાં આવે છે. અને આ શબો પરથી ઉતારી લીધેલાં કપડાં અને પગરખાંનો પણ તેમણે પોતાનાં સાધનો તરીકે ઉપયોગ આદર્યો હતો.

'આ ભયાનક સ્થળના મારા અનુભવોની કથા અહીં પૂરી થાય છે. અને મારે હવે આ બાબત પર વધુ લખવાનું પણ શું હોય! મેં રજૂ કરેલી હકીકતો જ જે કહેવાનું છે એ બધું કહી આપતી નથી!' [સુચિત

શહેરમાં ઘણા બેકારો હતા. તેમાંથી એક બેકારને વિચાર આવ્યો: 'સાવ ને સરકસ આવ્યું છે તેમાં નોકરી માટે પ્રયત્ન કરું. નાનપણમાં કસરત કરી છે તે કામ લાગશે. જઈને મળ્યો મેનેજરને, પૂછ્યું: 'મને નોકરીએ રાખશો!'

'તમે શું કામ કરશો!' મેનેજરે પૂછ્યું.

'અમે તો. તમે કહેશો તો સળગતી રીંગમાંથી કૂદકો મારીશ, કહેશો તો છાતી પર પંદર મણનો પથ્થર મંગાવીશ, કહેશો તે કરીશ.' પેલા બેકારે જવાબ આપ્યો.

'એવું કામ કરવાવાળા માણસો તો મારી પાસે છે. મારે તમારી જરૂર નથી.' મેનેજરે કહ્યું.

'પણ સાહેબ,' બેકાર કરગર્યો, 'મારે નોકરીની જરૂર છે–હાલમાં તો ખાવાનાં પણ સાંસાં છે–ગમે તેમ કરીને પણ મને રાખો.'

'એક કામ છે. કરીશ!' મેનેજરે પૂછ્યું.

'જરૂર.' પેલાએ જવાબ આપ્યો.

'હાલમાં અમારો એક ગોરીલો ગુજરી જવાથી એનું કામ અમે બતાવી શકતા નથી.' મેનેજરે કહ્યું. એટલે તું જો ગોરીલાનું ચામડું પહેરીને દરરોજ થોડા કૂદકા મારી શકે તેમ હો તો હું તને રાખી લઉં.'

સારું નક્કી થયું. અને પ્રેક્ષકો દરરોજ એક ગોરીલાનો ખેલ જોવા લાગ્યા.

એક દિવસ ગોરીલાનો ખેલ ચાલતો હતો તે દરમિયાન ભૂલથી કોઈએ સિંહનું પાંજરું ઉઘાડી નાખ્યું અને ત્રાડ નાખતો સિંહ રીંગમાં ધસ્યો. પ્રેક્ષકોમાં કોલાહલ ઊઠ્યો–જરા અવ્યવસ્થા થઈ ગોરીલા તરફ સિંહ વળતાં 'મને ખાધો રે' એમ બૂમ પાડતો પેલો ગોરીલો ભાગ્યો.

પણ ત્યાં તો પેલા સિંહે કહ્યું: 'ગભરાઈશ મા; હું પણ તારા જેવો બેકાર છું.'

—બા. કથા.

# રશિયન જાસૂસો

લ. ઈ. યા.

['ધી સોવિયટ સ્પાઈઝ' નામથી પ્રસિદ્ધ થયેલ, અને એક વખતના અમેરિકન જાસૂસખાતાના જવાબદાર અમલદાર શ્રી રિચર્ડ હિર્ષ, સત્તાવાર અહેવાલો અને રિપોર્ટો ઉપરથી જેની રચના કરેલ છે તેવી આ નવલનું વસ્તુ આંતરરાષ્ટ્રીય રાજકારણનાં ધૂણાભેરક કાવતરાંઓથી ચમકાવી મૂકે એવું તો છે જ; સાથે સાથે આ અનુપમ સત્યઘટનાની નિરૂપણ રસપ્રદ પણ એવી જ છે. મૂળ નવલનો આ સંક્ષેપ અનુવાદ છે.

અમેરિકી નવલના પ્રકાશક, ડ્યેલ, સ્લોન એન્ડ પિયર્સ ઈન્કો ૨૭૦ મેડિસન એવેન્યુ, ન્યુયોર્ક ૧૬ એ મુજબ છે અને મૂલ્ય એક ડોલર છે

– પરિચયકાર]

કેનેડાના પાટનગર ઓટાવામાં ચાર્લોટ સ્ટ્રીટમાં ૨૮૫ નંબરનું એક મકાન છે. મકાન ત્રણ માળનું છે અને રાતા પત્થરનું ચણતર છે. ઉપર 'સ્લેટ'નું છાપરું છે. ૧૯મી સદીમાં ચાલુ એવી ફેશનમાં બંધાયેલ એ મકાન વીસમી સદીમાં ૧૯૪૨ની સાલમાં 'સોવિયેટ રશિયા'ની કેનેડાની રાજકીય શાખાઓ માટે ભાડે રાખવામાં આવ્યું. આગલા ભાગમાં જુદી જુદી શાખાઓની ઓફિસો રહેતી અને રશિયન પ્રતિનિધિ જી. એન. ઝરૂબિન પણ ત્યાં જ રહેતો પરંતુ મકાનનો પાછળનો ભાગ જે એક વખત રસોડા તરીકે વપરાતો અને જેની સાથે સાથે પહેલાં નોકરોને રહેવાના ઓરડાઓ પણ હતા, એ ભાગ આ ઓફિસોથી, સળિયાઓ જડીને છૂટો પાડી દેવામાં આવ્યો હતો. એ સળિયાઓ પાછળ આવેલા ઓરડાઓને મજબૂત લોઢાનાં બબ્બે બારણાંઓ કરાવી લેવામાં આવ્યાં હતાં. બારીઓ જાડા લોખંડના સળિયા ચડાવી દેવામાં આવ્યા હતા ને એની એ અંદર બારી ઉપર સરકાવી શકાય એવાં પતરાનાં જાળિયાં કરાવી લેવામાં આવ્યાં હતાં. નાના એવા એ ચાર ઓરડાને પણ એકબીજાથી જુદા પાડી દેવામાં આવ્યા હતા. એ દરેક ઓરડામાં તિજોરીઓ ખડી કરી દેવામાં આવી હતી. સવારથી સાંજ સુધી અહીંયાં એક કારકુન કામ કરતો. સવારે આવતા એની ઝડતી લેવાતી અને જતી વખતે એ કાંઈ સાથે ન લઈ જાય એની પૂરવી તકેદારી રખાતી.

એ દરેક ઓરડામાં રશિયન રાજકીય ખાતાઓમાં થતી ખાનગી કામગીરીની નોંધ રહેતી. છૂપી ભાષામાં અને ખાનગીમાં ખાનગી રીતે મોસ્કો ખાતે (રશિયામાં) મોકલેલ સંદેશાઓ કે રશિયાથી આવેલ હુકમ અને સૂચનો ત્યાં સચવાતાં. મોટે ભાગે સંદેશાઓ દરેક ખાતાની નક્કી થયેલ ખાનગી ભાષામાં જ આવતા. એક શાખાનો સંદેશો બીજી શાખામાં જઈ ચડે તો એ શાખામાં કોઈ એ ઉકેલી શકે નહિ—કારણ શાખાએ શાખાની ખાનગી ભાષા જુદી જુદી નક્કી થયેલી હતી.

આમ આ મકાનને છેવાડે આવેલા આ ઓરડાઓમાં બેસતા કારકુનોની રાજકીય અગત્ય કાંઈ જેવી તેવી નહોતી. કેનેડા અને અમેરિકામાં રશિયા શું રસ લઈ રહ્યું છે અને શું કામ કરી રહ્યું છે એની રજેરજ માહિતી એ કારકુન અને એનો આ ઓરડો સંઘરી બેઠા હતા. પણ આ ઓરડાની બહાર નીકળે ત્યારે એ બધી માહિતી એણે આ ઓરડામાં ભંડારીને જ નીકળવાની હતી. ભૂલી જો જરા સરખી પણ હસી જાય તો બીજે દિવસે જ એનું શબ હાથ પણ લાગવું મુશ્કેલ થઈ પડે એમ હતું.

એ મકાનની એક તરફ સામે એક જાહેર બગીચો હતો. ઘેર આવ્યા પછી ધીરેથી એ તરફની બારી ઉઘાડીને બહાર નજર નાખતાં જ ગુઝેન્કોએ જોયું કે બગીચાના બાંકડા ઉપર બેસીને બે માણસો એના મકાન ઉપર નજર રાખી રહ્યા હતા. એને ડર હતો એ સાચો પડી ચૂક્યો. રશિયન જાસૂસ ખાતામાં એ શકિત, શંકાસ્પદ ઠરી ચૂક્યો હતો. કેનેડા-ની સરકારે એને ધસીને ના પાડી દીધી હતી. હવે શું થશે, એ ભયંકર પ્રશ્ન હતો.

દિવસ તો એમ ને એમ સલામત રીતે પસાર થયો. પણ રાતે હજુ તો સાત વાગ્યા તે પહેલાં બારણા પર ટકોરા પડયા. ને પછી ગુઝેન્કોનો પરિચિત રશિયન લેફટેનન્ટ લાંગેન્ટી-વનો અવાજ આવ્યો: 'ગુઝેન્કો! બારણું ઉઘાડ.

ગુઝેન્કો અને એની પત્ની મૂંગાં રહ્યાં; શ્વાસ પણ ઘડીભર જાણે કે રોકી રાખ્યો પણ બાળક એન્ડ્રૂ એની રમતમાં અવાજ કરી બેઠો. લાંગેન્ટીવ અંદર આવ્યો નહિ, પણ એને એટલી તો ખાતરી થઈ જ ગઈ કે ગુઝેન્કો ઘરમાં જ છે.

પણ હવે કઈ પળે શું થાય તે કહેવાય તેમ નહોતું. ગુઝેન્કો બાળકને લઈને ઉઠયો. એક પાછલે દરવાજે થઈને પાડોશીને ત્યાં પહોંચ્યો. પાડોશી એક કેનેડિયન સાર્જન્ટ હતો. ગુઝેન્કોએ જઈને તેને કહ્યું: 'આ બાળકને આજની રાત તમારે ત્યાં રાખશો. આજની રાત હું અને મારી પત્ની જરા ભયમાં છીએ એમ મને લાગે છે.'

'ખુશીથી. પણ તમને શાનો ભય છે?'

'મોતનો.' ગુઝેન્કો ભ્રમતામાં બોલી ઊઠયો. બીજી જ પળે નીચે શેરીમાં આંટા મારતા લાંગેન્ટીવ તરફ આંગળી ચીંધી કહ્યું: 'જુઓ, આ મારા ભયનું કારણ ને હવે એક વિશેષ વિનંતી કે તમે મારી પત્નીને પણ આજની તમારે ત્યાં રાખો.'

આ વાતો ચાલતી હતી ત્યાં એક બીજી પાડોશી બાઈ બોલી, 'એ કરતાં તમે બધાં, ગમે જ્યાં મારે ત્યાં આવોને. મારે પુષ્કળ જગ્યા છે.'

'હા. એમ જ કરો.' સાર્જન્ટે કહ્યું, 'ને હું હમણાં જ પોલીસને પણ ખબર આપું છું. કેનેડિયન નાગરિકના ઘરમાં તેમની તાકાત નથી કે પ્રવેશ કરી શકે.'

ગુઝેન્કો, તેની પત્ની તથા બાળક પેલી બાઈના ઘરમાં આવી ગયાં. થોડી વારે સાર્જન્ટે ફોન કરીને બોલાવતાં પોલીસના માણસો પણ આવી લાગ્યા. એમને બધી વાત કરવામાં આવી અને રક્ષણ માગ્યું ગુઝેન્કોના ઘરનું એ લોકો ધ્યાન રાખશે એમ પોલીસે કહ્યું. અને કાંઈ વિશેષ જરૂર પડે તો તેઓ અત્યારે જે ઘરમાં હતા તે ઘરની મોરીની બારી બગીચા તરફ પડતી હતી. પોલીસ બગીચામાં બેસશે અને એ મોરીની બત્તી તરફ નજર રાખશે. કાંઈ જરૂર જણાય તો એ મોરીની બત્તી હોલવી નાખવી એટલે પોલીસ તરત આવી પહોંચશે. એવી મંત્રણા કરીને તેઓ છૂટા પડ્યા.

રાતના સાડા અગિયાર સુધી કંઈ થયું નહિ, પણ ત્યાર પછી ચાર માણસો એક મોટરમાં બેસીને ત્યાં આવ્યા અને ઉપર ચડી ગુઝેન્કોના ઘરનું બારણું ધાપધાવવા લાગ્યા. એ અવાજ એટલો બધો થયો કે સાર્જન્ટ જાગી ઊઠયો. કદાચ કેનેડિયન પોલીસ વિશેષ તપાસ માટે આવી હશે એમ ધારીને સાર્જન્ટે પોતાનું બારણું ઉઘાડ્યું. પણ માણસો જોતાં જ એ સમજી ગયો કે આ તો રશિયનો છે. તે બારણું બંધ કરે તે પહેલાં તો તેમનો એક તેની પાસે દોડી આવ્યો ને બોલ્યો: 'ગુઝેન્કો કયાં છે?'

પણ સાર્જન્ટે તેને જવાબ ન આપતાં બારણું બંધ કરી દીધું.

થોડીવારે એ ચારે જણા ગુઝેન્કોના ઘરના

બારણા ઉપર તૂટી પડ્યા ને બારણું ખોલીને ઘરમાં દાખલ થયા. ગુઝેન્કો પણ આ બનાવ પેલી બાઈના ઘરમાંથી જોતો હતો. આ લોકો બારણું તોડીને ઘરમાં દાખલ થયા એટલે તરત જ તેણે પેલી બારીની બત્તી હોલવી નાખી. બગીચામાં બેઠેલી કૅનેડિયન પોલીસ આવી પહોંચી. આવીને જોયું તો ગુઝેન્કોના ઘરનું બારણું તૂટેલું હતું અને ચાર રશિયનો ઓરડોમાં આંટા મારી રહ્યા હતા.

કૅનેડિયન પોલીસના 'શું કરો છો?' પ્રશ્નના જવાબમાં એક જણાએ પોતાનું નામ-ઠામનું કાર્ડ આપ્યું અને જણાવ્યું:

'અમે બધા રશિયન પ્રતિનિધિમંડળના માણસો છીએ અહીં. અમારા ખાતાનો એક નોકર રહે છે. એ બહારગામ ગયો છે અને અમારે જરૂરી થોડાક કાગળો અમે લેવા આવ્યા છીએ. એણે અમને ઘરની ચાવી આપેલી પણ એ ખોવાઈ ગઈ એટલે અમારે બારણું તોડવું પડ્યું છે. જોકે આ બધી સોવિયેટ માલમિલ્કત છે એટલે અમે એનું ગમે તે કરીએ એ સામે બીજી કોઈ સરકારે જોવાનું નથી. એટલે તમે તમારે કામે જશો એવી વિનંતી છે.'

પણ પોલીસે, ઇન્સ્પેક્ટર ન આવે ત્યાં સુધી જવાની ના પાડી. એટલે પછી ઇન્સ્પેક્ટર આવે તે પહેલાં એ ચારે રશિયનો ત્યાંથી ચાલી ગયા. પોલીસે તેમને અટકાવ્યા નહિ.

ત્યાર પછી રાતમાં વિશેષ કાંઇ બન્યું નહિ.

કેવળ એક દિવસની ગેરહાજરીને કારણે રાત્રે જેનું ઘર ફાડવા સુધી રશિયનમંડળ તૈયાર થાય તે માણસની પાસેના કાગળો, સાચા કે ખોટા પણ સામાન્ય તો નહિ જ હોય એટલું તો કૅનેડાના પોલીસખાતાના વડા કમિશ્નર મિ. વુડને લાગ્યું જ. સવાર પડતાં જ ગુઝેન્કો અને તેના કાગળો પોલીસની દેખરેખ નીચે સલામત સ્થળે પહોંચાડવામાં આવ્યા. ફરી એકવાર પ્રાઇમ મિનિસ્ટર મિ. કિન્ગના કાને વાત નાખવામાં આવી. આગલી રાતના બનેલા પ્રસંગોથી એમને વાકેફ કરવામાં આવ્યા. આખરે આ બાબતમાં કંઈક તપાસ હાથ ધરવા તેમણે મંજૂરી આપી. સાથે સાથે પહેલાની માફક સાવધાનીના સૂર પણ કાઢયા. 'આ માણસના હેતુ વિશે પૂરતી ખાતરી કરજો. એના કાગળો બનાવટી તો નથી ને, એ પણ જોજો; આ તો આંતરરાષ્ટ્રીય મામલો છે ભાઈ, રખે કાંઈ ઉતાવળિયું પગલું ભરી બેસના.'

ગુઝેન્કોને તથા તેના કાગળોને તપાસવા માટે એક સમિતિ નીમવામાં આવી. રોકકલીફની જેલના બંધ બારણા વચ્ચે એ સમિતિએ કામ શરૂ કર્યું. ઇન્સ્પેક્ટર જ્હોન લિઓપોલ્ડને આ તપાસસમિતિનો વડો નીમવામાં આવ્યો હતો. પણ ગુઝેન્કોએ રજૂ કરેલ કાગળો તપાસવાનું કામ કાંઈ સહેલું નહોતું. પહેલું તો કાગળોના વિષયો જ એટલા વિવિધ હતા કે તેમને વ્યવસ્થિત ગોઠવવા એ પણ એક મોટું કામ હતું. બીજો પ્રશ્ન હતો ભાષાનો. એનો ઉકેલ લાવીએ એટલે ત્રીજો પ્રશ્ન હતો સંકેતો વગેરે માટે વપરાતી ખાનગી ભાષાનો.

પણ, કામ એકવાર હાથમાં લીધું એટલે ઉકેલ લાવ્યા વગર છૂટકો જ નહોતો. ધીમે ધીમે પણ કાગળો વંચાતા ગયા, એના અર્થ બેસાડાતા ગયા; એની ક્રમિક ગોઠવણી થવા લાગી અને એમ જેમ જેમ કામ આગળ વધતું ગયું તેમ તેમ ગુઝેન્કોની વાતની સચ્ચાઈ આપો-આપ પુરવાર થવા લાગી.

એ કાગળોમાં ગુઝેન્કોના કહેવા મુજબ રશિયન પ્રતિનિધિઓ કર્નલ ઝાબોટિન, કર્નલ રોગોવ, કર્નલ મોટિનોવના હાથમાં લખેલા લખાણો હતાં. કૅનેડિયન સરકારી ખાતાઓમાં તેમના તરફથી આવતાં લખાણોમાંની તેમની સહી સાથે ગુઝેન્કોએ જણાવેલ લખાણના અક્ષરો મેળવવામાં આવ્યા અને ગુઝેન્કો સાચો ઠર્યો.

ગુઝેન્કોના કાગળોમાં કૅનેડાની સરકારે લંડનની સરકાર પર મોકલેલા ખાનગી તારોની રશિયન જાસૂસોએ આપેલ ખબરની

નકલો હતી. સરકારી ખાતામાંથી એ તારોની નકલો મેળવતા, ગુઝેન્કોએ રજૂ કરેલ નકલો અક્ષરશઃ બરોબર નીકળી.

ગુઝેન્કો જે. કંઈ લાવ્યો હતો એ તો કાચું સોનું હતું. એમ હવે તો ખાતરી થઈ ચૂકી હતી. હવે તો આ ષડ્યંત્ર કેટલું વિસ્તૃત રૂપે ફેલાયેલું હતું અને તેના ઉપર કયાં ને કેવી રીતે ઘા કરીને તેને અટકાવી શકાય તે માટે બધા કાગળોનો વિગતવાર અભ્યાસ જરૂરી હતો અને સમિતિએ એ અભ્યાસ પણ શરૂ કરી દીધો.

એક પખવાડિયાની સખત મહેનત પછી ૨૧મી સપ્ટેમ્બર ૧૯૪૫ના રોજ સમિતિએ પોતાનો અહેવાલ પ્રાઈમ મિનિસ્ટર પાસે રજૂ કર્યો. એમાં જણાવવામાં આવ્યું કેઃ–

'અમારી તપાસ ઉપરથી એક વાત સ્પષ્ટ ફલિત થાય છે કે રશિયાની મોસ્કો સરકારની સીધી સૂચના અનુસાર કેનેડામાં, રશિયા તરફથી જાસૂસીખાતું ચલાવાતું જણાય છે.

કેનેડા ખાતેના રશિયન પ્રતિનિધિઓ છૂપાં નામો નીચે આ જાસૂસી કામ કરી રહ્યા છે. ઉદાહરણ તરીકે લશ્કરી પ્રતિનિધિ મિ. ઝાબોટિનનું જાસૂસી નામ 'ગ્રાન્ટ' હોવાનું જણાય છે.

કર્નલ ઝાબોટિનને મુખ્ય તો ચાર બાબતની માહિતી મેળવવાનું ફરમાન થયું લાગે છેઃ–(૧) એટમ બોમ્બ, તેનું બંધારણ, તેની યાંત્રિક રચના અને તેના નકશા (૨) યુરેનિયમ નં. ૨૩૫ નો નમૂનો મેળવવો, અને તેના ઉત્પાદનની વિગતો મેળવવી (૩) નેશનલ રીસર્ચ કાઉન્સિલની લાયબ્રેરીની માહિતી મેળવવી (૪) અમેરિકન લશ્કરની હિલચાલની માહિતી રાખવી.

આ ચાર મુખ્ય કામ ઉપરાંત બીજાં નાનાં છતાં અગત્યનાં તો ખરાં જ એવાં કામો પણ છે.

પણ હજુ પ્રાઈમ મિનિસ્ટર મિ. કિન્ગને આ ષડ્યંત્રની ગંભીરતા સમજાતી નથી. તેઓ પ્રશ્ન કરે છેઃ 'આ બધી માહિતી મેળવવામાં તેઓ કેટલીક પ્રગતિ કરી શક્યા છે?'

સમિતિનો વડો ઠંડકથી જવાબ આપે છેઃ 'ઉપર જણાવેલી ચારમાંથી એકે બાબતમાં માહિતી મેળવવામાં તેઓ સહેજ પણ નિષ્ફળ ગયા નથી.'

જવાબનો પૂરો અર્થ મિ. કિન્ગના મગજમાં ઊતરે છે અને તેઓ ચોંકીને પૂછે છેઃ 'એટલે એટમ બોમ્બ વિશેની માહિતી તેમને મળી ચૂકી છે, એમ મારે સમજવું?'

સમિતિનો વડો જવાબ આપવાને બદલે 'ફાઈલ રજૂ કરે છે ને એમાંથી કેબલ નં. ૨૪૧ વાંચવા વિનંતી કરે છે.'

ગ્રાન્ટે એટલે કે કર્નલ ઝાબોટિને રશિયાના ડીરેકટરને સમાચાર મોકલ્યા તેની એ નકલ છેઃ

ડિરેક્ટર!

'એલેક' પાસેથી મળેલી હકીકતઃ યુરેનિયમ ૨૩૫નું ઉત્પાદન કિલન્ટનમાં મૂકેલા વિદ્યુત મશીનમાંથી દરરોજ ૪૦૦ ગ્રામ જેટલું ગણી શકાય છે. ૪૯ નંબરનું એથી બમણું ઊતરે.' રોજ ૨૫૦ ગ્રામ તૈયાર કરવા માટે થોડા શેડ્ઝ ફેકટરી ખોલવામાં આવે છે...એલેકે આજે આપણને યુરેનિયમ ૨૩૩ નું (૧૬૨મા ફિલામેન્ટવાળું) પ્લેટીનમ આપ્યું.

ગ્રાન્ટ

'એલેક કોણ છે?' પ્રાઈમ મિનિસ્ટર પૂછે છે.

'એને ઓળખવો હજુ બાકી છે.' સમિતિનો વડો જવાબ આપે છે. 'પણ આ બાબતના વૈજ્ઞાનિક અખતરાઓમાં સામેલ એવો કોઈક આપણો વૈજ્ઞાનિક જ હશે;' લોક એને શોધી કાઢવો બહુ મુશ્કેલ નથી. આ બે કેબલમાંથી એ આપણને મળી રહેશે.' કહીને એણે બીજા બે કેબલ વાંચવા આપ્યા.

પહેલો કેબલ ( નં. ૨૪૪ ) ગ્રાન્ટ તરફથી મોસ્કો, મોકલાએલ હતો—

ડિરેક્ટર !

અમે 'એલેક'ની લંડનમાં મુલાકાત માટે ગોઠવણ કરી છે. લંડનમાં તે કિન્ગ્સ કોલેજ, સ્ટ્રેન્ડમાં કામ કરશે.

મુલાકાતની તારીખો—ઓક્ટોબર ૭, ૧૭, ૨૭. બ્રિટિશ મ્યુઝીઅમ સામેની શેરી. વખત સાંજના અગિયાર, એલેકની ડાબી બગલમાં છાપું હશે.

ઓળખ માટેના શબ્દો : 'માઇકલ ખુશીમાં.' સપ્ટેમ્બરની શરૂઆતમાં 'એલેક' લંડન ઊપડશે. જતા પહેલાં તે પેટાવાવાના યુરેનિયમના કારખાનાની મુલાકાત લેશે. આવતે વરસે વધુ એક માસ માટે તે કેનેડા આવવા ઇચ્છે છે એમ એ કહે છે. અમે એલેકને ૫૦૦ ડોલર આપ્યા છે.

ગ્રાન્ટ

બીજો કેબલ મોસ્કોથી, ઉપરના કેબલના જવાબરૂપે આવ્યો હતો—

ગ્રાન્ટ,

મુલાકાત માટેની તમારી ગોઠવણ બરોબર નથી. નવી ગોઠવણ નીચે મુજબ રાખશો.

૧. સ્થળ:- બ્રિટિશ મ્યુઝીઅમ સામે ગ્રેઇટ રસેલ સ્ટ્રીટ ઉપર, શેરીની સામી બાજુ. 'એલેક' ટોટનહામ કોર્ટ રોડ તરફથી આવે. મળવા આવનાર 'સાઉથેમ્પ્ટન રો' તરફથી.

૨. વખત: આઠ (સાંજના)

૩. ઓળખ: એલેકની ડાબી બગલમાં 'ટાઇમ્સ' છાપું. સામા આવનારના ડાબા હાથમાં 'પિક્ચર પોસ્ટ' માસિક હશે.

૪. ઓળખના શબ્દો:-સામો આવનાર:- 'સ્ટ્રેન્ડ જવાનો ટૂંકામાં ટૂંકો રસ્તો કયો ?' એલેક: 'ચાલો, હું એ રસ્તે જ જાઉં છું'

ડીરેક્ટર

આખરે પ્રસંગની ગંભીરતા અને કાવતરાની ભયંકરતા પ્રાઇમ મિનિસ્ટરને સમજાય છે. અને હવે તો એ એટલી બધી સમજાઇ ગઇ છે કે પેલા કેબલોમાંના એલેકનો પત્તો મેળવવા ઇંગ્લેન્ડ સાથે સંદેશા ચલાવવા માટે કેબલ-વ્યવહાર એને સલામત લાગતો નથી.

સપ્ટેમ્બરની ૨૮મીએ રાજનગર ઓટાવા છોડીને વોશિન્ગ્ટન અમેરીકન પ્રેસીડન્ટ ટ્રુમેનને મળે છે અને કાવતરા વિશે વાત કરે છે. ત્યાંથી ન્યુયોર્ક પહોંચી 'ક્વીન મેરી'માં બેસીને ઇંગ્લેન્ડ આવે છે. એ આવ્યો ત્યારે ઇંગ્લેન્ડનો વડો પ્રધાન એટલી એને 'ચેકર્સ'ના ઘેર હતો. કીન્ગના આવવાના ખબર એને અગાઉથી મળી ચુક્યા છે અને એ એને તુરત જ મળે છે.

એટલી કીન્ગ પાસેથી બધી વાત સાંભળી લે છે અને થોડાક જ કલાક બાદ સ્કોટલેન્ડ યાર્ડના એક બાહોશ ડિટેક્ટીવ લેફ્ટેનન્ટ કર્નલ લીઓનાર્ડ બર્ટને 'એલેક'ને શોધી કાઢવાનું કામ સોંપાઇ જાય છે.

પેલા કેબલોમાંની એક હકીકતે 'એલેક'ની શોધ સરળ કરી દીધી. લંડનમાં તે કિન્ગ્સ કોલેજ સ્ટ્રેન્ડમાં કામ કરશે. બર્ટ અને એનો મદદનીશ વિલિયમ વ્હાઇટહેડ કિન્ગ્સ કોલેજમાં ગયા પણ એલેક એ કોઇ એનું સાચું નામ થોડું જ હતું ? પણ બર્ટની તર્કશક્તિ કયાં ખૂટી હતી ! એટમ બોમ્બના અખતરાઓમાં સામેલ રહે એ માણસ ભૌતિકવિજ્ઞાનનો પ્રોફેસર હોવો જોઇએ. ભૌતિકવિજ્ઞાનના પ્રોફેસરોમાં કોઇ કેનેડા જઇ આવેલો ને હમણાં જ ત્યાંથી પાછો આવેલો છે કે કેમ તે તપાસીએ. એ તપાસ સફળ નીવડી. ડૉ. મે નામનો વૈજ્ઞાનિક એટમ બોમ્બ વિશે અભ્યાસ કરવા મોન્ટ્રીઅલ જઇને હમણાં જ પાછો ફર્યો હતો. કોલેજમાં તેના નામ સામેની નોંધ બર્ટે વાંચી, 'ડૉ. એલન નન મે, યુનિવર્સિટી રીડર સ્ટેફર્ડ ટેરેસ કેન્સિન્ગ્ટન. આઇ. સી. આઇ. ફુ. લિ.ના ભૌતિકવિભાગનો અગ્રગણ્ય સભાસદ.' એ નોંધની સાથે

એનો ફોટો પણ હતો. તેના માથે ટાલ હતી અને રૂપેરી ફ્રેમનાં ચશ્માં હતાં મૂછો રાખેલી હતી. ને મોઢા ઉપર બહુ જ વિનમ્ર ભાવ જણાતો હતો–જોઈને કોઈ ન કહે કે આ માણસ દુનિયાની સલામતીને જોખમમાં મૂકે એવા કાવતરાનો ભાગીદાર હશે.

પણ આ તો ફક્ત ' એલેક 'નું સાચું નામ મળ્યું અને એના ફોટા પરથી એ કેવો હશે તે જાણી શકાયું. બીજું પગથિયું એના ઘર અને એની આસપાસ એને ખબર ન પડે એમ એના પર ધ્યાન રાખતા માણસો ગોઠવી દેવાનું હતું. એની પેલા કેબલમાં જણાવેલી મુલાકાતને હજુ વાર હતી અને ત્યાં સુધી એની મુલાકાતનો ભેદ બહાર પડી ચૂક્યો છે એની ગંધ પણ એને ન આવવા દેવી જોઈએ અને છતાં એની દરેક હિલચાલથી સરકારે માહિતગીર રહેવું એ પણ જરૂરી હતું અને એ બધી વ્યવસ્થા બર્ટે બરાબર પાર ઉતારી દીધી.

જે એલેકની તપાસમાં તેઓ હતા એ એલેક આ જ છે એની વિશેષ ખાતરી પણ બર્ટે કરી. તેણે મોન્ટ્રીઅલના ' એટમ શક્તિ 'ના અખતરાઓના સ્થળના વડાને તાર કરીને ડૉ. એલન નન મે વિશે વિગતો મંગાવી, તો જાણવા મળ્યું કે ડૉ. મેએ પેટાવાવાની બે વાર મુલાકાત લીધેલી. વધારામાં અમેરીકાના ચીકાગો પાસેના ' માનહટ્ન ' સ્થળે ચાલતા અખતરાઓની પણ તે બે–ચાર વાર મુલાકાત લઈ આવેલો અને કેનેડાથી જતાં જતાં તે આવતે વરસે પોતે એક માસ માટે ફરી પાછો આવવાનો છે એમ પણ કહેતો ગયો હતો. આમ એકેએક વિગત મળી રહી અને ડૉ. મે અને એલેક બને એક જ વ્યક્તિ હતી એ વિશે જરા પણ શંકા ન રહી.

આ ખાતરી થતા ઉપરાંત એક વિશેષ હકીકત પણ જાણવા મળી. કેનેડામાં હતો ત્યારે રીસર્ચ કાઉન્સિલ મારફત ડૉ. મેને અમેરીકામાં એક માસ માટે રહેવા દેવા અને અખતરાઓ કરવા દેવાની પરવાનગી માગવામાં આવી. એ વખતે આવી પરવાનગી આપવાનો અધિકાર ધરાવતા જનરલ ગ્રુવ્સે મેના કાગળો તપાસતાં તેને માલૂમ પડ્યું કે મે અત્યાર સુધીમાં ત્રણ વાર તો અમેરીકાની મુલાકાત લઈ ગયો હતો અને એની ચોથી મુલાકાત એને જોઈએ તે કરતાં વિશેષ હકીકતથી માહિતગાર કરનારી નીવડે એવો સંભવ હતો. એટલે એ મંજૂરી ન મળી. એ મંજૂરી મળી હોત તો સંભવ છે કે ડૉ. મેની કામગીરી સાંજ પહેલાં પૂરી પણ થઈ ગઈ હોત અને એટમ બૉમ્બનું રહસ્ય રશિયા પહોંચી પણ ગયું હોત. એ રહસ્ય જાળવી રાખવાનું માન જનરલ ગ્રુવ અને તેની એ ' ના 'ને ફાળે જાય છે.'

આ બાજુ રશિયન પ્રતિનિધિ સાથેની ડૉ. મેની મુલાકાતનો સમય નજીક ને નજીક આવતો ગયો અને ડૉ. મે ઉપરની દેખરેખ સતત્ અને વિશેષ સાવચેતીભરી થવા લાગી.

ઑક્ટોબરની સાતમી આવી પહોંચી. એ આખો દિવસ ત્રણ ત્રણ કલાકના વારાએ એલેક ઉપર બબ્બે માણસોએ નજર નાખી અને સાંજના સાત વાગ્યાથી તો બર્ટ પોતે આવીને થોડે દૂરની રેસ્ટોરાંમાં બેઠો. બીજે છેડે મ્યુઝીઅમ પાસે એનો સાથીદાર વ્હાઈટહેડ પણ જઈને ઊભો હતો.

સાત થયા–સાડા સાત થયા અને પોણાઆઠ વાગ્યા. પણ ડૉ. મે તો પોતાના વરંડામાં આરામ ખુરશી ઢાળીને એક ટેબલ ઉપર ટેબલ લેમ્પ ગોઠવીને વાંચતો પડ્યો છે. તે ઊભો જ થતો નથી. ઘડિયાળનો કાંટો ૮ થી ઊપડી સવાઆઠે પહોંચ્યો પણ ડૉ. મેને તો પોતાના પુસ્તક સિવાય બીજી કોઈ વસ્તુની જાણે પડી જ નથી. ઇન્સ્પેક્ટર બર્ટે જઈને વ્હાઈટહેડને ટેલિફોન કર્યો તો ત્યાંથી પણ એવા જ સમાચાર મળ્યા. કોઈ મ્યુઝીઅમ પાસે ફરક્યું જ નથી. સ્કોટલેન્ડ યાર્ડની

અનુસંધાન પાન ૩૨

# માઉગલીના ભેરુ

મુનિકુમાર મ. ભટ્ટ

[ગતાંકમાં પ્રગટ થયેલી વાર્તા 'અજગરનો શિકાર'માં આવતા માનવબાળ માઉગલીના જંગલપ્રવેશની આ કથા છે.
— સંપાદક]

ઉનાળાની એક સાંજના સાતેક વાગ્યાનો વખત હતો. શિવનીની ટેકરીઓ તપી ગઈ હતી, તેની ગરમીમાં દિવસનો આરામ કરી લઈ વરુ જાગ્યો. આળસ મરડ્યું, બગાસું ખાધું અને પંજાના નહોરને છૂટા કરી લેવા કે જેથી ઉવાડે પણ ઊંઘની કોઈ અસર રહી ગઈ હોય તો ચાલી જાય. નાર સૂતી હતી અને તેના પાસે પડેલાં ચાર પડતાં–આખડતાં અબકનાં બચ્ચાંઓ ઉપર પોતાનું મોઢું ટેકવ્યું હતું. ટેકરીની જે બખોલમાં તેઓનો વાસ હતો તેના બાકોરામાંથી ચંદ્રનાં કિરણ પેસી તેમને અજવાળું આપતાં હતાં. ઘુરર, વરુએ અવાજ કર્યો, 'ફરી શિકાર કરવાનો વખત થઈ ગયો' આમ બોલીને તે ટેકરી ઊતરી જવા તૈયાર થતો હતો ત્યાં જ ચંદ્રના પ્રકાશ આડો એક કાળો ગુચ્છાદાર પૂંછડીવાળો પડછાયો ઉંબર ઓળંગી અંદર આવતો દેખાયો; 'જે થાઓ; વરુ મહારાજની જે થાઓ. અમર તપો તમારા નહોર અને પંજા; તમારાં બાળકોની પણ જે થાઓ કે તેઓ આ દુનિયાની ભૂખને ભૂલી ન જાય' આવનાર બોલ્યો.

આવનાર શિયાળ હતો. તેને તબાકી કે થાળીચટ્ટો પણ કહેતા. હિન્દનાં વરુઓ શિયાળને ધિક્કારે છે કેમકે શિયાળ જ્યાં ત્યાં નુકસાન કરતો ફરે છે, સાચાં–ખોટાં કરે છે, અને ગામડાંના ઉકરડામાં જઈ ત્યાંના ગાભા અને ઢોરનાં ચામડાંના કટકા ખાય છે. પણ તેઓ જેમ શિયાળને ધિક્કારે છે તેમ શિયાળથી ડરે પણ છે. અને તેનું કારણ છે. શિયાળ ઘણી વાર હડકાયું થાય છે અને એવું હડકાયું થાય છે કે જંગલનું બીજું કોઈ પ્રાણી તેવું હડકાયું નથી થતું. એ હડકાયું થાય ત્યારે શિયાળ કોઈ દિવસ કોઈથી બીતું હતું એ વાત સાવ ભૂલી જાય છે અને ઝાડીમાં દોડવા માંડે છે અને જે કોઈ હડફેટે આવે તેને કરડતું જાય જાય છે. શિયાળ હડકાયું થાય ત્યારે દીપડો પણ સંતાઈ જાય છે. વનનાં પશુમાં હડકાયું થવું એ પણું શરમ ભરેલું ગણાય છે. આપણે માણસો તેને હડકવા કહીએ છીએ પણ વનચરો તેને દીવાનપણું કે ગાંડપણ કહે છે અને તેનાથી દૂર નાસે છે.

'જો તું ભૂખ્યો હો' વરુ બોલ્યો 'તો અંદર આવ અને તપાસ કર, જોકે અહીં કાંઈ ખાવાનું રહ્યું નથી.'

'એવું તે હોય,' શિયાળ બોલ્યો, 'વરુ જેવા મોટા લોક માટે વધ્યુંસધ્યું હોય તે ખાવા જેવું ન ગણાય પણ મારી જેવા શિયાળયાને સૂકું હાડકું મળે તો ય ઉજાણી વદે અમે તો શિયાળભાઈ કહેવાઈએ. આ ભાવે, આ ન ભાવે એવું કહેનાર અમે તે કોણ!' આમ બોલતો બોલતો તે ગુફાના છેડા સુધી ગયો અને ત્યાં થોડું માંસ ચોંટેલ કાળિયારનું હાડકું તેને જડ્યું તે લઈને તે ખુશાલીમાં કરડવા લાગ્યો.

કરડી રહી બોલ્યો, 'ઘણો આભાર થયો આટલા ખાણા માટે; જુઓ તો આ બચ્ચાં કેવાં રૂપાળાં લાગે છે. તેમની આંખો કેવી મોટી છે. વળી કેવાં નાનકડાં છે, પણ હોય જ ને, રાજાના દીકરા તો મરદ જ હોય ને.'

શિયાળને ખબર હતી કે નાનાં બાળકોના મોઢાના વખાણ કરવામાં પણું જોખમ છે. અને તેને બોલતો સાંભળી વરુ અને નાર ઊંચાનીચાં થવા માંડ્યાં. પણ જાણે કાંઈ બન્યું જ ન હોય તેમ એણે તો મોટા મોટા

બનારો ચાલુ રાખ્યો, પણ અંદરખાનેથી પોતે કરેલા તોફાનથી વરુ ને નારના મોઢાં જોઈ તે ઘણો આનંદ પામ્યો. વળી કહ્યું, 'શેરખાને તેની જૂની શિકારની જગ્યા બદલી નથી લીધી છે એટલે આવતા ચંદ્રમા (પૂનમ) સુધી તે હવે શિવનીની આ ટેકરીઓમાં શિકાર કરશે એમ તેણે મને કહ્યું છે. શેરખાન એ વીસ માઈલ દૂર વેણગંગા નદી પાસે રહેતા દીપડાનું નામ હતું.'

'તેને હક નથી'' વરુ ગુસ્સાથી બોલ્યો, 'વનના કાયદા પ્રમાણે પહેલેથી ચેતવણી આપ્યા સિવાય તેને શિકારની જગ્યા બદલવાનો કોઈ હક નથી. આથી તો આસપાસમાં જેટલાં શિકારના ઢોર છે તેને એ બીવડાવીને ભગાડી મૂકશે અને તે પણ આવે વખતે. તને ખબર છે ને કે હમણાં તો મારે એકલાને અમારા બેઉ માટે શિકાર કરવો પડે છે.'

નાર બોલીઃ 'તેને તેની મા લંગડો કહે છે તે અમથી નહીં કહેતી હોય. જનમથી જ તેને એક પગે ખોડ છે જ અને ખોડ છે એટલે તો તે દૂધાળાં ઢોર જ મારે છે, પણ હવે તો વેણગંગાના ગામના લોકો પણ એની ઉપર ખિજાણા છે, અને હવે અહીં આવ્યો છે એટલે આપણી પાસેના ગામના લોકોને ય ખીજવશે. હવે એ માણસ બધાં અહીં આવશે અને તે તો ક્યાંય આઘો હશે, પછી લોકો તેને વનમાં ગોતશે અને ખડ સળગાવી દેશે એટલે અમારે અમારાં છોકરાંને લઈને નાસવું પડશે. બહુ ઉપકાર કર્યો હો શેરખાને તો.'

ખંધાઈથી શિયાળે પૂછ્યું, 'તમારાં આ વખાણની વાત શેરખાનને કહું?'

'જા, ચાલ્યો જા,' વરુએ કહ્યું, 'નીકળ અહીંથી અને તારા શેઠ સાથે શિકાર કર. એક રાત પૂરતું તોફાન તો તું કરી ચૂક્યો છે'

'ઠીક જાઉં છું' શિયાળ બોલ્યો, 'આ નીચેની ઝાડીમાં તમને શેરખાનનો અવાજ આવતો હશે. નાહકના મેં તમને ખબર આપ્યાં.'

વરુએ સાંભળવા યત્ન કર્યો. નીચે નદીની ખીણમાં તેણે દીપડાનો અવાજ સાંભળ્યો. જેને કાંઈ શિકાર ન મળવાથી ગુસ્સો ચડ્યો હોય અને અવાજ વનમાં કોણ સાંભળે છે તેની પરવા ન હોય તેવો સૂકો, ગુસ્સાભર્યો લાળી જેવો એ ઘુરકાટ હતો.

'બેવકૂફ' વરુ બોલ્યો, 'રાતના શિકારનું મૂરત આવો અવાજ કરીને કરે છે. તેને એમ લાગતું હશે કે અહીંના હરણિયાં તેનાં વેણગંગાના બળદ જેવાં હશે.'

નાર બોલી, 'ચૂપ ચૂપ, એ હરણ પણ નથી. આ તો માણસનો શિકાર કરતો લાગે છે.' તેમણે સાંભળ્યું કે દીપડાનો ઘુરકાટ બદલાયો હતો. અને તેને બદલે ચારે બાજુથી આવતો હોય એવો ગણગણ અવાજ સંભળાયો. રાતે જંગલમાં રાતવાસો કરી રહેલા કઠિયારા કે આડોડિયા આ અવાજથી મૂંઝાઈ જાય છે અને આમતેમ નાસવા લાગે છે તેમાં કોઈક વાર દીપડાના મોંમાં જ જઈ પડે છે.

વરુ બોલ્યો, 'સાચી વાત. પણ માણસનો શિકાર! છટ. ઝાડ ઉપર તમરાં અને તળાવમાં દેડકાં પૂરતાં નથી કે માણસનો શિકાર કરે છે? અને તે પણ વળી આપણી જમીન ઉપર!'

જંગલના કાયદામાં દરેક બાબત માટે નિયમ હોય છે, દરેક નિયમને કારણ હોય છે. એ જંગલનો કાયદો દરેક પશુને માણસ મારવાની મના ફરમાવે છે. ફક્ત જ્યારે પોતાનાં બાળકોને શિકાર કરતાં શીખવવાનું હોય ત્યારે જ માણસ મારવાની રજા હોય છે. પણ તે વખતે સુદ્ધાં તેણે પોતાના રહેઠાણ બહારની જમીનમાં જઈ એવો શિકાર કરવો જોઈએ. આ મનાઈનું ખરું કારણ એ છે કે આવી રીતે માણસનો શિકાર કરવાથી થોડાઘણા વખતમાં જ માણસનું મોટું ટોળું હાથીઘોડા ઉપર ચઢીને બંદૂકો, ઢોલ મશાલ, વગેરે લઈને આવે છે

અને વનનાં બધાં પ્રાણીને ત્રાસ થાય છે. પણ વનનાં પ્રાણીઓ એકબીજાને એમ સમજાવે છે કે જાનવર માત્રમાં માણસ એ સૌથી નબળું અને સૌથી રક્ષણ વિનાનું પ્રાણી છે; અને તેને મારવું એમાં સારા શિકારીની શોભા નથી. વળી તેઓ એમ પણ કહે છે અને તે ખરું છે કે માણસ ખાનાર જાનવરના દાંત ખરાબ થઈ જાય છે અને પ્રાણીને ખસ થઈ તેની ચામડી ખરાબ થાય છે.

હીપકાનો અવાજ મોટો ને મોટો થવા લાગ્યો, અને છેવટ તે આરં કરીને કૂદકો મારવાનો અવાજ સંભળાયો.

પછી હીપકાને જ શોભે તેવી લાળી સંભળાઈ તે શેરખાનના જ મોંમાથી નીકળી ગઈ હતી. નારે કહ્યું, 'શેરખાન નિશાન ચૂક્યો લાગે છે. એ શું હતું!'

વરુ થોડાં ડગલાં બહાર ગયો. અને ત્યાં શેરખાનને જુદી જુદી જાતના ગુસ્સાના અવાજ કરતો અને હાળમાં ગડથોલાં ખાતો જોયો.

વરુ બોલ્યો, 'મૂરખ નહીં તો. બીજે ક્યાંય નહીં અને કઠિયારાની ધૂણી ઉપર જ છાપો માર્યો તે પગે દાઝ્યો હશે. ત્યાં ન જવાય એટલી યે તેને અક્કલ નથી. વળી શિયાળ તેની સાથે છે.'

નાર બોલી, 'કાંઈક ટેકરી ઉપર ચઢીને આવતું લાગે છે. હોશિયાર રહેજો.'

નીચે જાળું હતું. તેનાં પાંદડાંમાં સળવળાટ થયો. વરુ છલંગ મારવા માટે પાછલા પગભર થઈ ટાંપી રહ્યો. આ બનાવ જોવા સરખો હતો એટલું જ નહીં પણ વનની દુનિયામાં અદ્‌ભુત ગણાય એવો હતો. આવનાર શિકારને વરુએ જોયો ન હોતો. એટલે તેણે તો છલંગ મારી અને બરાબર તેના શિકાર ઉપર જ પડત પણ ત્યાં તેની નજર શિકાર ઉપર પડી અને પોતે શેના ઉપર કૂદતો હતો તેનું ભાન થતાં રોકાવા યત્ન કર્યો, પરિણામ એ થયું કે તે જમીનથી ચાર કે પાંચ ફૂટ ઊંચે ગયો અને પછી જ્યાં હતો ત્યાંનો ત્યાં પડ્યો, અને બોલ્યો, 'માણસ...માણસનું બચ્ચું. જુઓ તો માણસનું બચ્ચું.'

વરુની બરાબર સામે એક નીચી ડાળી પકડીને એક નગ્ન ત્રાંબા વરણો બાળક ઊભો હતો, તે માંડ ચાલી શકતો. વરુની બોડમાં ભાગ્યે જ જોવા મળે તેવું સુંવાળું અને ભરેલું એ બચ્ચું હતું. બાળકે વરુની સામે જોયું અને હસ્યું.

નાર બોલીઃ 'શું માણસનું બચ્ચું છે! મેં કોઈ દિવસ ભાળ્યું નથી. તેને મારી પાસે લાવો.'

વરુને પોતાનાં બચ્ચાંને ઉપાડી બીજે મૂકવાની ટેવ હોય છે એટલે જરૂર પડ્યે તે જરા પણ ભાંગ્યા વિના કોઈ પક્ષીના ઈંડાને પણ મોંમાં રાખી શકે છે. તે રીતે વરુએ આ બાળકને મોંમાં લીધો અને ઉપાડીને પોતાનાં બચ્ચાં ભેળો તેની મા પાસે મૂક્યો. અને બાળકને એક ઉઝરડો સરખો ય થયો નહીં. તેમજ એક દાંટ પણ બેઠી નહીં.

'અરે કેટલું નાજુક, કેવું સુંવાળું અને કેવું બહાદુર છે!' નાર ઉપરનું બોલતી હતી તેવામાં બાળક વરુનાં બચ્ચાં વચ્ચે જગા કરી નારની ઉષ્મામાં જવા યત્ન કરતો હતો. 'જુઓ તો ખરા. બીજાની સાથે તે પણ ધાવવા માંડ્યો, સાચે જ છે તો માણસનું બચ્ચું ને! એવી તે કોઈ નાર હશે ખરી કે જેણે માણસના બચ્ચાને ધવરાવ્યું હોય!'

'મેં વાત તો સાંભળી છે ખરી કે માણસનાં બચ્ચાં વરુએ ઉછેર્યાં હોય પણ આપણાં ટોળામાં તો તેવું કદી બન્યું નથી ને મારી વખતમાં તો નહીં જ.' વરુ બોલ્યો, 'તેની ચામડી કેવી સુંવાળી છે ને તેમાં રુંવાટી તો છે જ નહીં, તેને આકા પગનો ધક્કો મારીને હું મારી નાખી શકું તોપણ જુવો તો ખરા તે મારી સામે તાકી રહ્યો છે અને જરા ય ડરતો નથી.'

ત્યાં તો ગુફાના દ્વારમાંથી આવતો ચન્દ્રનો પ્રકાશ કોઈ આકારથી ઢંકાઈ ગયો

અને જોયું તો શેરખાન દીપડાનું મોઢું ચોરસ માથું-અને શરીરનો આગળનો ભાગ બોડના બારમાં દેખાયો. શિયાળ તેની પાછળ જ હતો અને બોલતો હતો, 'નામદાર, નામદાર! એ... એ આની અંદર ગયું.'

વરુની આંખમાં ગુસ્સાનું તેજ ચમક્યું છતાં તે બોલ્યો, 'શેરખાન અમને પણ માન આપે છે. ફરમાવો શેરખાનજીની શી મરજી છે?'

શેરખાને કહ્યું, 'મારો શિકાર, મારું ખાજ. હમણાં જ એક માણસનું બચ્ચું તમારી તરફ આવ્યું છે, તેનાં માબાપ નાસી ગયાં છે. એ બચ્ચું આપો.'

વાત એમ બનેલી કે કોઈ કઠિયારાનું કુટુંબ તાપણી કરીને રાત ગાળતું હતું ત્યાં શેરખાને છાપો માર્યો હતો. અને પગે દેવતા ચંપાયાથી તેને બળતરા થતી હતી. એ બધી વરુને ખબર હતી. વળી તેને એમ પણ ખબર હતી કે બોડનું મોં એટલું સાંકડું છે કે તેમાં થઈને દીપડો દાખલ થઈ શકશે નહીં. શેરખાનનું મોઢું અને આગલો થોડો ભાગ બોડમાં હતાં તેમાં પણ તેને ભીંસ લાગતી હતી.

વરુએ શેરખાનને જવાબ આપ્યો, 'વરુઓ સ્વતંત્ર લોકો છે. વરુના ટોળાનો મુખી જે હુકમ કરે તે જ તેઓ માને છે. તે સિવાય કોઈ ચટાપટાળા ઢોરખાઉને તેઓ ગણતા નથી. માણસનું બચ્ચું અમારું છે. અને અમે તેનું ગમે તે કરશું. તે અમારી મરજીનો સવાલ છે.'

'આમાં મરજી નામરજીની વાત ક્યાં આવી? આમાં કંઈ સવાલ-જવાબ છે જ નહીં. તમારી જેવા કુત્તાઓની ગંધાતી બોડમાં મારે મારા હકના ખાજની વાટ જોતાં ક્યાં સુધી ઊભા રહેવું! ખબર છે આ શેરખાન છે, યાદ રાખજો.' આમ બોલતાં દીપડો ગુસ્સે થઈ ગયો. તેની ત્રાડના પડઘાથી આખી બોડ ધ્રૂજી ઊઠી. એ સાંભળી પોતાનાં બચ્ચાંને ધવરાવતું છોડી નાર આગળ આવી. રાતના અંધારામાં તેની બે આંખો નીલમના જેવી ચમકતી હતી. તેણે શેરખાનની આંખો સામે ત્રાટક કર્યું અને બોલી, 'તું જો શેરખાન દીપડો છે તો હું રાક્ષસી નાર છું, જાણે છે તું મને? એ માણસનું બચ્ચું મારું છે, લૂલિયા! તેને કોઈ મારી નાખી શકશે નહીં. એ બચ્ચું અમારા ટોળા સાથે હરશે-ફરશે ને શિકાર કરશે. અને એટલેથી જ અટકશે નહીં. યાદ રાખજે બચ્ચાં-ખાઉ દીપડા, તારા જેવા દેડકાખાઉ, માછલી-ખાઉ દુષ્ટોનો પણ એ કોઈ વાર શિકાર કરશે. હવે ટળ અહીંથી નહીં તો મેં મારેલા સાબરના સોગન ખાઈ કહું છું કે તારી મરી ગયેલ મા પાસે તને પહોંચાડી દઈશ. કામ હોયેલા લંગડા!'

વરુ તો દિંગ થઈ ઊભો રહ્યો. ઘણાં વરસ પહેલાં બનેલી એક વાત તે સાવ ભૂલી ગયો હતો. જ્યારે પાંચ વરુ સામે તેણે રીતસર યુદ્ધ કરી નારને જીતી હતી ત્યારે નાર વરુનાં ટોળાં ભેગી ફરતી અને તેને રાક્ષસીનું ઉપનામ અમસ્તું જ નહોતું અપાયું. શેરખાન વરુની સામે ટકી રહ્યો હોત પણ નારની સામે ટકે તેમ નહોતું; વળી તે એવી રીતે ફસ્યો હતો કે લડતમાં બધો લાભ નારને થાય અને હાનિ શેરખાનને થાય. અને નારને લડવું પડે તો તે મરણ પર્યંત ઝૂઝે તેવી હતી. એટલે શેરખાન ઘૂરકતો ઘૂરકતો બોડની બહાર નીકળી ગયો અને છેટે જઈને બોલ્યોઃ

'પોતાના ફળિયામાં તો બધાં કૂતરાં ભસે પણ આ માણસનું બચ્ચું પાળ્યું છે તે માટે ટોળું શું કરશે એ જ જોવાનું છે. વળી એ બચ્ચું મારું ખાજ છે. વખત જતાં છેવટે એ મારા મોઢામાં જ પડવાનું છે.'

પણ વરુઓએ ધ્યાન આપ્યું નહીં. હાંફતાં હાંફતાં નાર તેનાં બચ્ચાં પાસે જઈને પડી અને ગંભીર અવાજે વરુ બોલ્યો, 'શેર-ખાનની વાતમાં એટલી વાત ખરી છે કે આ

માણસ-બચ્ચાને આપણા વરુના ટોળા આગળ ધરવું જોશે. ત્યારે તોપણ એ બચ્ચું રાખવું છે?'

'તેમાં શક શો? હું રાખવાની,' નાર બોલી, 'એ ખુલ્લો આવ્યો, રાતે આવ્યો, અને ભૂખ્યો ડાંસ થઈને આવ્યો છતાં તે બીનો નથી. અને જુવો તો તેણે મારા એક બચ્ચાને આંચળથી દૂર ખસેડી નાખ્યું. અને પેલા લંગડા ખાટકીએ તો તેને ફાડી ખાધું હોત. અને ફાડી ખાઈને તે તો વેણગંગા પાસે જઈને છુપાઈ જાત અને પાસેના ગામનાં માણસો તેને ગોતવા આવી આવી આપણને જંપવા ન દેત અને આપણી ઉપર વેર વાળત. તમે તોપણ પૂછો છો કે મારે રાખવું છે. મારે તે રાખવું જ છે ને ફેર રાખવું છે. શાંત થા બચ્ચા મેડક, મારા નાના દાદુર. પણ હું તને માઉગલી કહીશ. બેટા માઉગલી! એક વખત એવો યે આવશે જ્યારે આજે જેમ શેરખાને તારો શિકાર કર્યો એમ તું શેરખાનનો શિકાર કરીશ.'

વરુએ કહ્યું, 'પણ આપણું ટોળું શું કહેશે તેનો વિચાર કર્યો?'

વનના કાયદામાં બહુ સાફ રીતે ઠરાવવામાં આવેલું છે કે જ્યારે કોઈ પણ વરુ ઘર માંડે ત્યારે તેને પોતાના ટોળામાંથી છૂટા થવું હોય તો થઈ શકે, પણ જ્યારે તેને બચ્ચાં આવે ત્યારે તે બચ્ચાંને ટોળા આગળ રજૂ કરી દેવાં જ જોઈએ. તે માટે દર પૂનમે ટોળાની સભા મળે છે અને તે વખતે આ બચ્ચાંઓ ધરવાનો હેતુ એ છે કે તેને ટોળાનાં બીજાં વરુઓ ઓળખી લે અને પોતાનાં છે તેમ જાણે. આ રીતે ઓળખાણ થઈ જાય પછી વરુનાં આ બચ્ચાંઓ ગમે ત્યાં હરીફરી શકે પણ જ્યાં સુધી એ બચ્ચાં પોતાની મેળે હરણનો પહેલો શિકાર કરે નહીં ત્યાર પહેલાં ટોળામાંનો કોઈ મોટો વરુ તેમને મારી નાખે તો તેના ઉપર દયા પણ બતાવાતી નહીં તેમ મારવા માટે કોઈ બહાનું પણ સ્વીકારવામાં આવતું નહીં. જો મારનાર જડી આવે તો તેને મોતની જ સજા થતી. વિચાર કરતાં આપને પણ લાગશે કે એમ જ હોવું જોઈએ

વરુએ વાટ જોઈ પછી જ્યારે તેનાં બચ્ચાંઓ હાલીચાલી શકે તેવડાં થયાં ત્યારે તે બચ્ચાં, માઉગલી, અને નારને લઈ તે રાતે ટોળાની સભામાં ગયો. એ સભા ટેકરીને મથાળે જ્યાં સો સો વરુઓ મોટા પથ્થર પછવાડે અને બખોલમાં છુપાઈ શકે એવી જગ્યા હતી તે સભા-ટૂક ઉપર મળતી. સભાનો પ્રમુખ અકેલા નામનો એક વૃદ્ધ કાબરચિતરો વરુ હતો. તે એકલો ફરતો તેથી તેનું નામ અકેલા પાડ્યું હતું. તે પોતાના બળથી અને ચતુરાઈથી વરુના આ ટોળાનો નાયક બન્યો હતો. તે એક મોટા પથ્થર ઉપર આડો પડ્યો હતો અને આસપાસ ચાળીસ-પચાસ જુદા જુદા કદનાં જુદા જુદા રંગનાં વરુઓ કૂંડાળે વળીને બેઠાં હતાં. તેમાં ઉમ્મરે પૂગેલ કદાવર અને એકલે પંડે મોટા સાબરને મારી શકે એવડા વરુથી માંડીને ત્રણ ત્રણ વરસનાં જુવાનો સુધીનાં બધાં આવ્યાં હતાં. અકેલો છેલ્લા એક વરસથી તેમનો નાયક બન્યો હતો. બે બે વાર તો અકેલો વરુના છટકામાં સપડાયો હતો અને બંને વાર છૂટી ગયો હતો. એકવાર તો તેણે માણસના હાથનો માર ખાધો હતો અને મરી ગયો જાણી તેને છોડી દીધેલો, એટલે તેને માણસોના રીતરિવાજની ખબર હતી. સભા-ટૂક ઉપર વાતચીત બહુ થોડી થતી. કૂંડાળાની વચ્ચે વરુનાં બચ્ચાંઓને રાખવામાં આવ્યાં હતાં. તેની આસપાસ માબાપો હતાં. બચ્ચાંઓ રમતમાં એકબીજા ઉપર ગબડી પડતાં વળી વચ્ચે વચ્ચે કોઈ મોટું વરુ એકાદ બચ્ચા પાસે જઈ તેને ધારી ધારીને જોઈ લેતું, અને ચુપકીથી પોતાની જગ્યાએ બેસી જતું. વળી કોઈક નાર પોતાના બચ્ચાને ચંદ્રના પૂરા પ્રકાશમાં ધકેલી દેતી કે રખે તે જુવાઈ જાય.

પોતાના ઊંચા આસન ઉપરથી વારંવાર અકેલા બોલી ઊઠતો, 'તમને કાયદાની ખબર છે. જોઈ લેજો વરુઓ. બરાબર જોઈ લેજો.' કેટલીક હેતાળ નારો પણ વચ્ચે બોલતી, 'જોઈ લેજો વરુઓ, બરાબર જોઈ લેજો.'

આખરે વારો આવ્યો. અને નારના ગળા ઉપરના વાળ ઊભા થઈ ગયા. વરુએ માઉગલીને કુંડાળાની વચ્ચે ધકેલ્યો અને ત્યાં તે ચળકતા પાંચીકાથી રમવા અને હસવા લાગ્યો. અકેલાએ માથું પણ ઊંચું ન કર્યું અને પોતાના પંજા તરફ નજર ખોડી રાખી બોલ્યા કર્યું, 'જોજો બરાબર જોજો. પણ ત્યાં ખડક પાછળથી એક ઘુરકાટ આવ્યો અને એ ઘુરકાટ શેરખાન દીપડાનો હતો કે એ માણસ-બચ્ચું મારું છે; મને તે સોંપી દેજો. સ્વતંત્ર વરુઓને માણસ-બચ્ચાંનું કામ શું છે? પણ અકેલા જરા પણ હલ્યો નહીં. શેરખાને આગળ ચલાવ્યું, 'જોઈ લેજો વરુઓ, જોઈ લેજો. સ્વતંત્ર વરુઓને સ્વતંત્ર વરુઓ સિવાય બીજાની વાતમાં કામ શું છે. જોઈ લેજો.'

પણ ટોળામાં કોલાહલ થયો અને ઊંડો ઘુરકાટ સંભળાવા લાગ્યો. એક ચાર વરસના યુવાન વરુએ શેરખાનનો જ સવાલ પોતે પૂછ્યો, 'સ્વતંત્ર વરુઓને માણસના બચ્ચાનું કામ શું છે?' હવે વનના કાયદામાં ફરમાવેલું છે કે જ્યારે કોઈપણ બચ્ચાને ટોળાએ સ્વીકારવું કે નહીં તેના હક માટે તકરાર થાય ત્યારે એ બચ્ચાનાં માબાપ કે વાલી સિવાયના ટોળાના બે સભ્યોએ તે બચ્ચાના સ્વીકારને ટેકો આપવો જોઈએ. એટલે અકેલાએ પૂછ્યું, 'આ માણસ-બચ્ચાંની તરફેણમાં આ સ્વતંત્ર ટોળામાંથી કોણ જમાન થવા આગળ આવે છે?' પણ કોઈ બોલ્યું નહીં. એટલે નારે જાણ્યું કે હવે છેલ્લી વારની કટોકટીની લડાઈમાં ખપી જવાની ઘડી આવી પહોંચી છે. કેમકે જો કોઈ બોલે નહીં તો લડાઈ જ થાય એવું હતું.

પણ સ્વતંત્ર વરુના ટોળામાં એકબીજા સભ્યને આવવાનો અધિકાર હતો, તે હતો કાળો ઘરડો રીંછ બાલુ. તે વરુનાં બચ્ચાંને વનના કાયદા ભણાવતો. બાલુને મને ત્યાં હરવા-ફરવાની છૂટ હતી કેમકે તે તો બદામ, નાળિયેર, ઝાડનાં મૂળ અને મધ ખાઈને જીવતો. જ્યારે કોઈ બોલવા આગળ આવ્યું નહીં ત્યારે તે પાછલે પગે ઊભો થયો.

'માણસનાં બચ્ચાં-માણસના બચ્ચા માટે હું જમાન થાઉં છું. માણસનું બચ્ચું નુકસાન કરતું નથી. મને ભાષણ કરતાં આવડતું નથી પણ મને જે લાગે તે બોલી જાઉં છું. હું કહું છું કે તેને આપણા ટોળામાં દાખલ કરો, તેને આપણાં બચ્ચાં સાથે ફરવાનું આપો અને તેને હું પોતે ભણાવીશ.'

અકેલાએ કહ્યું, 'એક જમાન તો મળ્યો. હજી એક વધારે મળવો બાકી છે. બાલુ રીંછ જમાન થયેલ છે. તે આપણાં બચ્ચાંનો મહેતાજી છે. બાલુ ઉપરાંત બીજું કોણ જમાન થાય છે!'

બરાબર તે જ વખતે કુંડાળામાં એક કાળો આકાર ઉપરથી કૂદીને પડ્યો. તે એક તદ્દન કાળો વાઘ હતો, અને તેમાંના ચટાપટા ખોળેલા રેશમી લૂગડાં ઉપર પાડતા શેળ જેવા લાગતા. તેને કેટલાક બધેરા કે કાળો ચિત્તો કહેતા, અને કોઈ તેની ઇચ્છાની સામે થઈ શકતું નહીં કેમકે તે શિયાળ જેટલો ચતુર, માતેલા ગોધા જેટલો બહાદુર, અને ઘવાયેલા હાથી જેટલો સાહસિક હતો પણ તેનો અવાજ ઝાડ ઉપર ટપકતા મધ જેવો મધુર અને તેની રુંવાટી મખમલ જેવી સુંવાળી હતી.

તે બોલ્યો, 'અકેલા અને સ્વતંત્ર વરુભાઈઓ, મને તમારી સભામાં બેસવાનો કોઈ હક નથી પણ વનના કાયદામાં ફરમાવ્યું છે કે જ્યારે કોઈ પણ બચ્ચું શિકાર ગણાય કે નહીં તે સંબંધે તકરાર કે મતભેદ પડે ત્યારે એ તે માટે વળતર અપાવું જોઈએ. પણ એ વળતર કોણે આપવું અને કોણે ન આપવું તે કાયદો કહેતો નથી, એમ મારી સમજણ છે. એ ખરું છે!'

'જોહોત, ખૂબ, શાબાશ, ખરું છે.' એવા અવાજો વરુના ટોળામાંથી આવ્યા. વરુઓ ભૂખ્યા હોય છે એટલે તેમને આ વાત ગમી ગઈ. 'વાઘને સાંભળો, એ ઠીક કહે છે. બચ્ચું જોઈતું હોય તો વળતર આપવું પડશે એ કાયદો છે કાયદો.'

મને ખબર છે કે મને અહીં બોલવાનો હક્ક નથી તેથી બોલવા પહેલાં તમારી રજા માગું છું.'

– 'બોલો! બોલો!' વીસેક વરુઓએ કહ્યું.

એક નવજાત બચ્ચાને મારવું ઘણું શરમ ભરેલું છે. વળી અત્યારે તેમાંથી જેટલું ખાવાનું મળે તે કરતાં તે મોટું થાય પછી મારશો તો તમને વધારે ખાજ મળશે. આ બચ્ચાનો હામી બાલુ તો થયો જ છે. હવે હું તમને કહું છું કે જો વનના કાયદા મુજબ તમે આ બચ્ચાને સ્વીકારશો તો એક જાડો નવો જ મારેલો બળદ અહીંથી એક ખેતરવા દૂર પડ્યો છે તે હું તમને આપીશ એમાં કાંઈ વાંધો છે?'

આના જવાબમાં અનેક અવાજો ગાજી ઊઠ્યા, 'તેમાં શો વાંધો છે. એ બચ્ચું ટાઢથી શિયાળામાં મરી જશે નહીં તો બાહરને મરશે. એ ઉનાળામાં તાપે શેકાઈ જશે એવા દેડકાં આપણને શું નુકસાન કરી શકવાનાં છે! ભલે એ ટોળામાં ભળતો અને ટોળા સાથે ચાલતો. બળદ ક્યાં પડ્યો છે તે કહો ને! માણસના બચ્ચાને ભેળવો.'

અને આ બધા અવાજોને દાબી દેતો અકેલાનો અવાજ આવ્યો, 'જોઈ લેજો, જોઈ લેજો વરુઓ, જોઈ લેજો.'

અત્યાર સુધી માઉગલી તો પાંચીકે રમવામાં જ પડ્યો હતો, તેથી ક્યારે વરુઓ આવી આવીને તેનું મોઢું જોઈ ગયાં અને યાદ રાખી ગયાં તેનો તેને ખ્યાલ રહ્યો નહીં. પણ ધીમે ધીમે તેઓ બધા જ એક પછી એક જ્યાં જાડો બળદ પડ્યો હતો તેની મહેફિલ ચાખવા ચાલ્યાં ગયાં અને પાછળ અકેલા, બધેગ વાઘ, બાલુ રીંછ અને...અને માઉગલીને લાવનાર વરુઓ જ માત્ર રહ્યાં. શેરખાન દીપડો હજી પણ દૂર દૂર બરાડતો હતો. તેનો અવાજ સંભળાતો હતો. માઉગલી તેને સોંપાયો નહીં તેથી તે ઘણો ગુસ્સે હતો.

વાઘે તે સાંભળ્યા અને બોલ્યો, 'પાક બરાડા તારે પાડવા હોય તેટલા. એથી તારું ગળું સુધરશે. વળી તને એના હેવા પડવાની જરૂર જ છે કેમકે જ્યારે આ માણસ-બચ્ચું મોટું થશે ત્યારે તે તને જે બરાડા પડાવશે તે જુદી જાતના હશે. તેમ ન બને તો હું માણસજાતને જાણતો જ નથી એમ સમજજો.'

'જે થયું તે સારું થયું છે,' અકેલા બોલ્યો, 'માણસો અને તેમનાં બચ્ચાંઓ ઘણાં ચતુર હોય છે, આ છોકરો ઘણો મદદરૂપ થશે.'

વાઘે કહ્યું, 'ખરેખર, અણીને વખતે તે ઘણો જ મદદરૂપ થશે. વળી એ પણ જાણવા જેવું છે કે વરુના ટોળાનો નાયક કાયમ તો જીવવાનો નથી.'

અકેલા કાંઈ બોલ્યો નહીં. તે એવા દિવસોના વિચારમાં ચઢી ગયો કે જેવા દિવસો દરેક વરુના નાયકોના જીવનમાં એકવાર આવે છે, જ્યારે તેનું બળ ઓસરી ગયું હોય છે, જ્યારે તે દિવસે દિવસે નિર્બલ થતો જાય છે; તે એટલે સુધી કે એક દિવસ વરુઓનું ટોળું જ તેને મારી નાખે છે અને ત્યાંથી નવો નાયક સ્થપાય છે, કે જે નાયક પણ તેના દિવસો પૂરા થતાં મરાવાનો જ હોય છે. •

અકેલાએ વરુને કહ્યું, 'આને અહીંથી લઈ જાઓ. તેને મુક્ત વરુને લાયકની કેળવણી આપો.'

આ છે માઉગલી ફિવનીનાં વરુના ટોળામાં કેમ ભળ્યો અને કેવી રીતે બાલુના જમાન લીધા અને એક બળદ કીમત રૂપે આપ્યો તેનો ઇતિહાસ.

[ રડયાર્ડ કિપ્લિંગ કૃત 'જંગલ બુક'ના પ્રકરણ પરથી

# લગ્નની ભાંજગડ

મણિલાલ અલગારી

પ્રેમ એક આકસ્મિક આવેશ જ છે કે નહિ તે આજ પર્યંત હું સમજી શક્યો નથી. ઘણાં વરસોથી મારા નિશાળના બાળગોઠિયા પ્રફુલ્લને હું મળ્યો ન હતો. તેણે પોતાને ત્યાં આવીને થોડા દિવસ સાથે રહેવા માટે મને અનેક વાર આગ્રહભેર લખ્યું હતું એટલે કલકત્તા જતા થોડા દિવસો માટે નૈહાટિ ઊતર્યો.

પ્રફુલ્લને ભારે પગારની સાહેબી નોકરી હતી. સોફા, ફોન, રેડિયો વગેરે વસાવી તે એક બંગલામાં સાહેબી ઢબે રહેતો પણ મન બંગાળી જ રહી ગયું હતું મને જોઈ પ્રફુલ્લ અને તેનાં પત્ની ખૂબ ખુશી થયાં. આખો દિવસ મોજ ઉડાવી સાંજે અમે ફરવા નીકળી પડ્યાં.

જીવનના સુખદુઃખની વાતો કરતાં કરતાં પ્રફુલ્લે કહ્યું, 'બધુ ય છે પણ અટૂલું બહુ લાગે છે. હળવા-ભળવા જેવું કોઈ માણસ નથી. અહીં સાથી કહેવાય એવા ફક્ત એક દેવકી દાક્તર છે પણ તેઓ રોગીના જ સાથી છે–મારા નહીં. ચાલો આજ ત્યાં જ જઈએ. બહુ મજાના માણસ છે. તેઓ કંટ્રોલના જમાનામાં ચા પાશે અને પાઈ ને એમ પણ કહેશે. 'બહુ ખોટું કહેવાય.' તેમનું આખું કુટુંબ મજાનું છે.'

એટલે ફરતાં ફરતાં ત્યાં ગયા. દાક્તર ઘરે નહોતા તેમની દીકરી રેણુ, વેણુ વગેરે હતાં. તેમણે અમારું સ્વાગત કર્યું. પાડોશની નમિતા પણ ત્યાં હાજર હતી. જોતજોતામાં ટોળટપ્પાં વાતચીતો જામી.

ચા પીતા હતા ત્યાં દાક્તર આવ્યા. આવતાં જ બોલ્યાઃ 'રેણુ, આવા કંટ્રોલના જમાનામાં ચા!'

તેમની બોલવાની ઢબ એવી હતી કે તે [ કહે છે કે સાથેસાથ એ સમજુ] શોવ હતું બોલતી વખતે વાંકો થઈ જતો [ ]ો હોઠ મોરે ભાગે ભૂલ ખવરાવતો.

જોતજોતામાં આ આધુનિક કુટુંબે વાતચીતો અને હાસ્યવિનોદથી અમને આનંદમાં તરબોળ કરી દીધા.

પરિચય વખતે દાક્તરે પૂછ્યું, 'આપને દીકરા–દીકરીમાં શું છે!'

મે પ્રફુલ્લ ભણી જોયું. પ્રફુલ્લે કહ્યું, 'ખરચનો બોજો વધે એ બીકે તેમણે લગ્ન નથી કર્યાં.'

'લગ્ન નથી કર્યાં! ઉંમર તો પાંત્રીશ થઈ હશે. ઘણું ખોટું કહેવાય.' દાક્તરે કહ્યું.

પ્રફુલ્લે કહ્યું, 'એટલે જ તો કન્યાઓનાં લગ્ન મુશ્કેલ થઈ પડ્યાં છે.'

રેણુ કૌતુકોજ્જ્વલ આંખે બોલી; 'ઘણું જ ખોટું કહેવાય.'

મે કહ્યું, 'મે ખોટું કર્યું છે તે સંબંધે તમે બધાં ત્યારે એકમત છો ને!'

રેણુએ કહ્યું, 'ચોક્કસ વળી.'

દેવકી બાબુએ જરાક મજાકમાં કહ્યું, 'એ તદ્દન નામર્દાઈ ગણાય હાં, પણ એની પાછળ કંઈ કારણ હોય તો કેસ Abnormal છે કે નહીં તે કહી શકાય.'

મેં હસીને કહ્યું, 'જ્યારે મેં ખોટું જ કર્યું છે ત્યારે......'

વેણુએ ઝટ બોલી નાખ્યું, 'પરણી જાઓ.'

'હવે શું મારી પરણવા જેવી ઉમર છે!'

દેવકી બાબુએ કહ્યું, 'હું ફીટ સર્ટીફીકેટ લખી આપું.'

થોડીક ચર્ચા પછી મારા કુમારજીવન સંબંધી વાતો થવા લાગી. એ ટાળવા અને એમાંથી ઊગરવા મે કહ્યું, 'એવું ખાસ કંઈ કારણ નથી પણ ન પરણવા તરફ મારું વલણ હતું. પરંતુ જ્યારે મને લાગ્યું કે પરણવું

ઉચિત છે ત્યારે લગ્ન કરવાની જરૂર જ રહી નહોતી. એટલે જ લગ્ન નથી કર્યાં.'

'એ કેવી રીતે!'

એટલે બધી વાત ખુલાસાથી કહેવી પડી: 'મારા બાપ અને કાકા બે ભાઈઓ હતા. તેમનો હું મોટો દીકરો. મારા શિક્ષણ વગેરે માટે મારા કાકાએ જ પ્રયત્નો કર્યા હતા અને ખરચ પણ પૂરો પાડ્યો હતો. ભણી રહ્યા પછી જ્યારે નોકરી કરવાની શરૂ કરી, ત્યારે કાકાએ એક-બે વાર મારું વેવિશાળ કરવા કાગળો લખ્યા હતા. પરંતુ મેં 'હમણાં નહીં પછી, સારી રીતે કમાઉં ત્યારે, સારી નોકરી મળે પછી' વગેરે ઢંગધડા વિનાની દલીલો રજૂ કરી. હું ઢીલ કરવા લાગ્યો. કાકાએ બેચાર કન્યાઓ પણ જોઈ રાખી હતી. તે મારા ખ્યાલમાં પણ હતું. પણ ઓચિંતા અમારા કુટુંબ ઉપર વાદળાં તૂટી પડ્યાં. કાકા એકાએક પરદેશમાં ગુજરી ગયા. એના આઘાતના પડઘા શમે તે પહેલાં તો બાપા પણ અવસાન પામ્યા. ભાઈઓ બધા આડાઅવળા છટકી ગયા. બેનના લગ્નનું કરજ ચૂકવવા બાપીકી મિલકત વેચવાની જરૂર પડી એટલે વતનમાં ગયો.

'મારા બાપા હંમેશા દેશમાં જ રહેતા. એકાએક રાત્રે જૂનાં ખતો ખોળતાં ખોળતાં કાગળોની એક ફાઈલ હાથ આવી. ત્યારે રાત ઘણી વીતી ગઈ હતી.

'કુટુંબના ભૂતકાળનો ઇતિહાસ જાણવાની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે એટલે મેં કાગળો ઉથલાવવા માંડ્યા. એકાદ-બે કાગળ વાંચતાં જ મને લાગ્યું કે કાકાને બાપાની સાથે ઝઘડો થયો હતો તેથી જ તેઓ જીવનનાં આખરનાં કેટલાંક વરસો દેશમાં આવ્યા ન હતા. અને તે ઝઘડો પણ મારે લઈને જ હતો.

'કાકાએ એક પત્રમાં લખ્યું હતું, 'સુરેન જ્યારે નાનો હતો ત્યારે મારી છાતી ઉપર સૂઈને જ ઊંઘતો; ત્યારે તમને ખબર પણ ન હતી કે એ વખતે હું કેવાં સ્વપ્નો જોઈ રહ્યો હતો. સુરેન જજ થશે, એને માટે ગ્રેજ્યુએટ વહુ લાવીશ; મારી વૃદ્ધાવસ્થામાં હું તેમની સાથે રહીશ, વહુ મારી સેવાચાકરી કરશે, અને હું સંતોષપૂર્વક જીવનના બાકીના દિવસો પસાર કરીશ. આખી જિંદગી મેં આ આશા સેવી છે. આજ એની ઉંમર પરણવા જેવી થઈ છે એટલે હવે એને પરણાવીશ હું; એને માટે મનગમતી કન્યા હું શોધી કાઢીશ અને તે જ આપણા ઘરની 'નવવધૂ' બનશે. એ સંબંધમાં તમે તમારો મત આપી શકો છો પણ એટલે કંઈ ગામડિયણ ને અભણ છોકરીને ઘરમાં લાવી નહીં શકાય. કન્યાની પસંદગીની બાબતમાં મારો જ નિર્ણય છેવટનો ગણાશે.'

'બાપાએ આનો શો જવાબ આપ્યો હતો તે ખબર નથી કારણ કે એ કાગળ ફાઈલમાં નહોતો; તો પણ એમ જણાતું હતું કે તેમણે જવાબમાં લખ્યું હતું કે હું છોકરાનો બાપ છું એટલે કન્યાની પસંદગી કરવામાં છેવટનો નિર્ણય મારો જ ગણાય એ ઉચિત છે. વળી કાકાની જેમ તેમને પણ પુત્રવધૂ સાથે રહેવાની ઇચ્છા હોઈ શકે અને ગામડાની કન્યા પાસે પણ એવી અપેક્ષા રાખી શકાય.

'આ કાગળનો જવાબ કાકાએ ગુસ્સે થઈને આપ્યો હતો: 'તમે દીકરાના બાપ ભલે રહ્યા, તમે તેના જન્મદાતા પિતા છો એમાં સંદેહ નથી. પણ એટલે કંઈ બધો જ હક તમારો નથી. દીકરાના કપડાંલત્તા, ભણાવવા વગેરેમાં તમે આખી જિંદગીમાં એક કોડી પણ ક્યારેય ખરચી છે! અને આજ દીકરાના વેવિશાળ વખતે બાપ બની બાપાગીરી કરવા આવ્યા છો! ભણાવતી વખતે ક્યાં ગયા હતા! તમારી દીકરીને પરણાવતી વખતે પણ ખર્ચ કાકાએ જ આપ્યું હતું. આજ દીકરાના વેવિશાળ વખતે એકદમ બાપ બની બેઠા.'

'છેલ્લી લીટીઓમાં લખ્યું હતું, 'સુરેનને

હું પૂછી જોઈશ કે તે મારી ઈચ્છાનુસાર કન્યા સાથે પરણવા ખુશી છે કે નહીં! જો તે કબૂલ થશે તો લગ્નનું નક્કી કરી તમને આમંત્રણ આપીશ. તમને યોગ્ય લાગે તો આવજો પણ કન્યા તો મારા મતાનુસાર જ હશે. લોકદૃષ્ટિએ અને ધર્મદૃષ્ટિએ પણ એ જ યોગ્ય છે; એટલું જ નહીં પણ લગ્ન પછી તેઓ જ્યાં સુધી નવું ઘર ન લે ત્યાં સુધી મારે ત્યાં જ રહેશે.'

'વચગાળાના કેટલાક કાગળો ફાઈલમાં ન હતા. ઉત્તરાર્ધના એક કાગળમાં હતું કે સુરેનને પરણાવી 'વહુમા'ને લઈને જ દેશમાં આવીશ, નહીં તો કદી નહીં આવું. જીવનની બધી આશા જો કંઈપાના બગલા જેમ ભાંગીને ભૂકો થઈ જાય તો પછી સંસારનાં આ બધાં દુઃખો સ્વીકારી લેવાનો શું અર્થ છે! તમે જ તમારા દીકરા અને વહુ સાથે રહેજો; હું અહીં જ રહું અને મરું એ જ ઠીક છે.'

સાંભળનારાં બધાં સ્તબ્ધ થઈ ગયાં. હાસ્યમશ્કરી અલોપ થઈ ગયાં. આખા ઘરમાં બધે વેદનાભરી સ્તબ્ધતા છવાઈ રહી. રેણુની આંખમાં આંસુ ઊભરાઈ આવ્યાં. નમિતા બહારની બાજુ જોઈને કંઈક વિચારમાં પડી ગઈ.

મેં પાછું શરૂ કર્યું:

'કાગળો જ્યારે વાંચી રહ્યો ત્યારે પરોઢિયું થવાને એકાદ કલાકની વાર હતી. રાત્રિ સ્તબ્ધ અને સમસામ વહી રહી હતી. ગામડાની એ અંધારી નિર્જનતામાં મને એમ લાગ્યું કે ભૂતકાળના તે પ્રિયજનોની સેંકડો ઈચ્છાઓ પોતાના હાથ લંબાવી મને ઘેરી વળી છે! એ ઘરના તે ઓરડામાં જ્યારે મારી અજાણમાં હું મોટો થતો હતો ત્યારે તેમણે મારી ઉપર કેટકેટલી આશાઓ બાંધી હતી! એ આશાના આલંબનથી જ તેઓ સંસારમાં જીવી રહ્યા હતા.

'કાકા અને બાપાના મૃત્યુથી જે દુઃખ થયું તેથી સોગણું દુઃખ તે રાતે થયું. હું પરણવા નહોતો ઈચ્છતો એમ નહોતું; પરણવામાં હું મારું જ સુખ જોતો હતો એ જાણે કેવળ મારી અંગત વાત હતી. પણ તે દિવસ સમજાયું કે હું મારા માટે જ નથી. મારાં લગ્ન એ કેવળ મારી અંગત વાત નથી. મારાં લગ્નને કેન્દ્ર કરીને જ બે પ્રિયજનો લાંબા નિસાસા નાખી આ પૃથ્વી છોડી ગયા. પરણ્યો હોત તો તેઓ સુખી થાત અને મારા કરતાં તેમને તેની જરૂર પણ વિશેષ હતી. પરંતુ આજે તેઓ નથી એટલે હવે વિવાહની જરૂર પણ રહી નથી. મને હવે સુખ મળી શકે તેમ નથી. તેમની હયાતીમાં જે સાર્થક થાત તે આજ મને નિરર્થક લાગે છે.'

વાત પૂરી કરતાં ગળું જરા ભારે થઈ ગયું. ઓરડો ય જાણે વેદનાથી સ્તબ્ધ બની ગયો. રેણુ, વેણુ, નમિતા, દીપકબાબુ વગેરે પણ ઉદાસ થઈ બેઠાં હતાં.

નમિતા સૌ પહેલાં બોલી, 'સાચે જ જગતમાં આપણે કેવળ આપણે માટે નથી; આપણા ઉપર કેટલા જણની કેટલી આશા બંધાઈ...'

રેણુ આર્દ્ર કંઠે બોલી, 'આપ પરણ્યા હોત તો જેઓ ચાલ્યા ગયા છે તેઓ ત્યાં બેઠાંબેઠાં પણ તમને પરણેલા જોઈ સુખી થાત.'

મેં શાંતિથી કહ્યું, 'જો એમ હોય, જો સ્વર્ગમાં પણ મનુષ્યની સમજશક્તિ રહેતી હોય તો તેઓ એમ પણ વિચારી શકે: 'સુરેને લગ્ન કર્યાં છે પણ અમારા માટે નહીં–તેને પોતાને માટે જ. હું એવો સ્વાર્થી...'

રેણુએ મારી તરફ શાંત દૃષ્ટિ ફેરવી કહ્યું, 'પણ તમારી કહાણી સાંભળીને તો એમ લાગે છે કે તેમાં ન પરણવા કરતાં પરણવાની જ દલીલો વધારે છે.'

દેવકી બાબુ બોલ્યા, 'પરણ્યા હોત તો સદ્ગતની અપૂર્ણ ઈચ્છાને પૂર્ણ કર્યાની તમને શાંતિ થાત. એ કંઈ ઓછી વાત નથી.'

વાતચીત બંધ કરી મેં અતુલ્લસને ઊભા થવા સૂચવ્યું. બધાંની વિદાય લઈ અમે જઈ રહ્યા

હતા. રેણુ દરવાજા સુધી વળાવવા આવી. તેની પાસેથી વિદાય લેતાં તેણે કહ્યું, 'આપને માટે શ્રમ કરવું એ જ મને તો ઉચિત લાગે છે.'

મેં હસીને કહ્યું, 'આ ઉંમરે મને કોણ પરણે ! અને એને સુખ પણ શું મળે !'

રેણુએ કહ્યું, 'જે તમને ઓળખે છે તે જરૂર પરણે.' એટલું બોલી નાખી જરા શરમાઈને તે એકદમ ચાલી ગઈ.

ત્યાર પછી થોડા દિવસે રેણુને ત્યાં આવ્યો છું. રેણુ અત્યંત સહૃદયતાથી વાતો કરે છે. હું અવિવાહિત છું તેની સતત ફરિયાદ કરે ને અને ક્યારેક મારા સ્વાસ્થ્ય કાકા સંબંધ પ્રશ્નો પણ પૂછે છે. સાથે જ તેનું અંતર શ્રમ વેદનાથી ભરપૂર છે.

પણ એ શું કેવળ ક્ષણિક આવેગ છે : સહાનુભૂતિ ! રેણુની સાથે જ પરણવાની વાત મૂકું તો તે ઉચિત ગણાય ! આ બાબતમાં તમે મને કંઈ સલાહ આપી શકશો !

[ શ્રી. પૃથ્વીરાજચંદ્ર ભટ્ટાચાર્યની બંગાળી વાર્તા પરથી ]

બે મિત્રો ઘણાં વર્ષે મળ્યા. એક બીજાની તબિયતના ખબરઅંતર પૂછ્યા પછી એકે પૂછ્યું, 'કેમ તારી પત્ની હવે પહેલાં જેટલી જ રૂપાળી ને મોહક છે ?'

'અલબત્ત' બીજાએ કહ્યું અને પછી મિત્રની સામે હસતાં તેણે ઉમેર્યું, 'જો કે રૂપ કાઢતાં તેને હવે અડધો કલાક લાગે છે.'

ત્રણ વૃદ્ધ મિત્રો 'કઈ રીતે મૃત્યુ થાય તો સારું' તેની વિષે વાત કરતા હતા.

પંચોતેર વર્ષના એક ભાઈ બોલ્યાઃ 'મને તો બપોરે જરા સારી પેઠે ખાઈને સૂતા હોઈએ અને ઊંઘમાં જ હૃદય બંધ પડી જાય એ ગમે.'

ત્યાં તો પંચાશી વર્ષના બીજા ભાઈ બોલ્યાઃ 'રવિવારનો દિવસ હોય, બધા ઘરે હોય, કામકાજ કંઈ હોય નહીં, તેવે વખતે જરા ભાષણ જેવું કંઈક હું બોલતો હોઉં ને જો હૃદય બંધ થાય તો મજા આવે !'

'તમારી કરતાં મારી પાસે વધારે સારી રીત છે.' પંચાણું વર્ષના ત્રીજા ડોસા બોલ્યા, 'કોઈ રૂપાળી સ્ત્રીનો અદેખો ધણી મને ઠાર મારે તે મને ગમે.' ઝ. બા. જોશી.

## રશિયન જાસુસો [પાન ૨૦૭ થી ચાલુ]

સંપૂર્ણ સાવચેતી છતાં ડૉ. મેને કાંઈક ગંધ આવી જ ગઈ હોવી જોઈએ.

ઓક્ટોબરની ૧૭મી અને ૨૭મી પણ એ જ રીતે પસાર થઈ ગઈ. ન તો ડૉ. મે કોઈને મળ્યો કે ન કોઈ ડૉ. મેને મળવા આવ્યું. સ્કોટલેન્ડ યાર્ડના માણસોની નજરે તો એ હમેશા કાં તો પુસ્તકો વાંચતો કે કાં તો વિજ્ઞાનના સામાન્ય અખતરાઓ કરતો જ નજરે પડતો.

પ્રાઈમ મિનિસ્ટર કિન્ગ અને એટલીએ ફરીથી મંત્રણાઓ કરી. ડિસેમ્બરમાં ચાર મોવડીઓની મુલાકાત (Meeting of the Big Four) ચાલી આવતી હતી અને આ બાબતનો ઊહાપોહ થઈ જાય તો આંતરરાષ્ટ્રીય સુલેહની જરાતરા બંધાતી આશા પણ ભાંગી પડે એમ હતી. શું કરવું એની વિચારણા કરવા એટલી અને કિન્ગ પાછા એટલેન્ટીક મહાસાગર ઓળંગી અમેરીકા આવ્યા અને પ્રેસિડેન્ટ ટ્રુમેનને મળ્યા.

પોટોમેકના બારામાં લાંગરેલી 'સેકોઈયા'માં એક બાજુ જ્યારે ટ્રુમેન, એટલી અને કિન્ગ આ વિચારણા કરતા હતા ત્યારે બીજી બાજુ રશિયા એનો 'ક્રાંતિદિન' ઉજવતું હતું. તે દિવસના ભાષણમાં મોલોટોવે કહ્યું પણ ખરું: 'વિજ્ઞાનવાદના આ જમાનામાં વૈજ્ઞાનિક શક્તિઓ કોઈ એક જ દેશને કબજે રહે-એ શક્ય નથી. આપણે પણ એટમિક શક્તિ મેળવશું અને સાથે સાથે બીજી ઘણી વસ્તુઓ પણ'

'ધીરે ગાડી હાંકો'ની મંત્રણા કરીને છૂટા પડતાં કિન્ગ ઓટાવા પાછો આવ્યો ત્યારે આ કેસના વિગતવાર અભ્યાસ માટે ઇન્ગ્લેન્ડનો પ્રાઈમ મિનિસ્ટર એટલી પણ એની સાથે ઓટાવા ગયો.

દરમિયાનમાં ગુઝેન્કોની અગત્ય આપમેળે સિદ્ધ થઈ ચૂકી હતી કેનેડાના રશિયન પ્રતિનિધિ ખાતાએ ગુઝેન્કો નામનો પોતાનો માણસ ચોરી કરીને નાસી ગયો છે એટલે એ મળી આવે કે તરત તેને પકડી રશિયન પ્રતિનિધિમંડળને હવાલે કરી દેવા એક કરતાં વધારે કાગળો લખવા માંડ્યા હતા. પણ 'એને કહો કે એની નોકરીએ પાછો ચડી જાય' એમ કહેનાર કિન્ગ પણ હવે એને પાછો સોંપવા તૈયાર નહોતો.

ગુઝેન્કોના કાગળો પરથી જાહેર થતી યોજના મુજબ એલેક અથવા ડૉ. મે કંઈ જ પગલું ભરતો જણાયો નહિ, એટલે ઇન્ગ્લેન્ડમાં તો ફક્ત તેના ઉપર નજર રાખવાનું કામ જ બાકી રહ્યું. તેની નિષ્ક્રિયતા જોતાં સામાન્ય માણસને તો એની પાછળ વેડફાતી શક્તિ અને સમય વ્યર્થ જતાં લાગે-છતાં સ્કોટલેન્ડ યાર્ડના માણસોએ એમાં જરા પણ શિથિલતા આવવા દીધી નહિ. વહેલામોડાં પણ તેની કોઈક પ્રવૃત્તિમાંથી કોઈક નવો ફણગો ફૂટશે એ આશાએ એની પાછળની ચોકીદારી ચાલુ જ હતી.

પરંતુ આવા વિસ્તૃત અને મોટા પાયા પરના કાવતરામાં એકાદ માણસ પકડાય તો યે શું? માળાનો એકએક મણકો હાથ આવે તો જ કાવતરાનો કાંઈક સફળ સામનો થઈ શક્યો કહેવાય-એટલે બીજા કાવતરાખોરોનો પત્તો મેળવવો એ પણ મહત્ત્વનું કામ હતું. એ દિશામાં શું પ્રગતિ થઈ શકે તેમ હતી તે હવે આપણે જોઈએ

સદ્‌ભાગ્યે ગુઝેન્કોની કાગળોની પસંદગી ઘણા જ ઉત્તમ પ્રકારની હતી. તેમાં એક કાગળ તો ખૂબ જ ઉપયોગી થઈ પડ્યો. એ કાગળ એક 'ટપાલનોંધ'નો હતો. કર્નલ ઝેબોટિને જે જે વસ્તુ એટલે કે સમાચારો પણ મોસ્કો મોકલ્યા હતા એની એમાં યાદી ટપકાવેલી હતી. શું મોકલ્યું એટલું જ એ યાદીમાં નહોતું, એ કોની પાસેથી મેળવીને મોકલ્યું એ હકીકત પણ નોંધેલી હતી.

ઉદાહરણ તરીકે ડાયરીમાં ૧૭૫ નંબરની નીચે મુજબ નોંધ હતી.

તાર દસ, પ્રશ્નાવલી ત્રણ, ફોટા ૧૧–નોરા તરફથી.

આ નોંધમાં જણાવેલા 'તારો'ને અંગ્રેજીમાંથી કાવતરાની ખાનગી–'કોડ'ની–ભાષામાં પોતે જ મૂકયા હતા• એવું ગુઝેન્કોને યાદ આવ્યું. એ રીતે 'કોડ'ની ભાષામાં મૂકયા પછી, અંગ્રેજી ભાષામાં લખેલા તારો બાળી નાખવાનું ફરમાન છતાં પોતે તે સંઘરી રાખેલા એ પણ ગુઝેન્કોએ રજૂ કર્યા. એ તારની હકીકત વાંચીને ફરી એકવાર કેનેડાના વડા પ્રધાન મિ. કિન્ગ ચમકી ગયા. કેનેડાની પરદેશનીતિની કેટલીક ખાનગીમાં ખાનગી વાતો વિષે થયેલ તારોની એ નકલો હતી. કેનેડાના સરકારી દફતર સાથે મેળવતાં તે અક્ષરેઅક્ષર મળી રહી. એનો અર્થ એટલો જ કે કેનેડાની સરકાર જે વસ્તુ ગુપ્ત માનીને નિરાંત સેવતી હતી એ ગુપ્ત વસ્તુ કેનેડાની સરકારને ખબર પણ ન પડે એ રીતે રશિયન જાસૂસખાતાને પહોંચી જતી હતી

'નોરા' નામધારી એ વ્યક્તિએ કોણ જાણે આવી કેટલીય વાતો રશિયન જાસૂસખાતાને પૂરી પાડી હશે અને હજુ પણ પૂરી પાડી રહી હશે.

પણ એ નોરા કોણ! નોરા એ કાંઈ એનું રોજિંદા વપરાશનું નામ નહોતું એ તો સ્પષ્ટ હતું. કારણકે કર્નલ ઝેબોટિનની આ ડાયરીમાં દરેક વ્યક્તિનું રશિયન જાસૂસખાતાએ નક્કી કરેલું બનાવટી નામ જ લખવામાં આવેલ હતું. સાચું નામ તો...ગુઝેન્કોને કદાચ ખબર હોય તો!

કર્નલ ઝેબોટિન અને નોરાની પ્રથમ મુલાકાત વખતે હાજર રહેવાનું સદ્‌ભાગ્ય ગુઝેન્કોને પ્રાપ્ત થયું હતું તે ઉપરથી તેણે એનું નામ 'એમા વોઇકીન' હોવાનું જણાવ્યું. તેણે રશિયન જાસૂસખાતાને મદદ કરવા માટે વ્યાપારખાતાના પ્રધાનની ઑફિસમાં ટાઇપિસ્ટ તરીકે કામ કરવું એવી કાંઈક વાતચીત થઈ હતી.

આમ સગડ મેળવીને કેનેડાની પોલીસે તપાસ કરી તો પરદેશખાતાની ઑફિસમાં એક 'એમા વોઇકીન' નામની બાઈ કામ કરતી મળી આવી. એના પર સીધો હલ્લો કરી જઈને કે સીધી પ્રશ્નોત્તરી કરીને એને ચમકાવી મૂકે એવી કાંઈ પોલીસ ગાંડી ન હતી. એણે તો એમાની સાથે વાત પણ કર્યા વગર એમા વિશેની હકીકતો ભેગી કરવા માંડી

૧૯૪૪ના ફેબ્રુઆરી માસમાં એમા ખાનગી સંદેશા વિભાગમાં દાખલ થઈ હતી તેના ઉપરી અમલદારોનો તેના વિશે ઘણો જ સારો અભિપ્રાય હતો. તે મહેનતુ અને ખંતીલી હતી. તેનાં માતપિતા રશિયન હતાં એ પણ જાણવા મળ્યું. તે રશિયન ભાષા ઘણી સરસ રીતે બોલી શકતી એટલે શરૂઆતમાં તેને પાસપોર્ટ વિભાગમાં રાખવામાં આવી હતી અને ત્યાર બાદ તેની ખંત અને મહેનત જોઈને તેને ખાનગી સંદેશા વિભાગમાં લેવામાં આવી હતી.

તેણે 'પાસપોર્ટ' વિભાગમાં કામ કર્યું હતું એ હકીકત અત્યારે ઉપયોગી થઈ પડી. 'સંદેશા–વિભાગ'માંથી રોજ બ રોજ સંદેશાઓની ચોરી થતી રહે એ હવે સરકારને શી રીતે પોસાય? 'પાસપોર્ટ' વિભાગમાં હમણાં માણસોની ખેંચ છે એટલે આગળની અનુભવી 'એમા'ને ત્યાં મૂકવાની જરૂર જણાય છે એવી વેતરણ કરીને સરકારે 'સંદેશાવિભાગ'-માંથી એમાનો પગ કાઢ્યો.

ભાળાનો એક ખીલ્લો મણકો આ રીતે ગોઠવવામાં આવ્યો.

*

ઝેબોટિનની ડાયરી ઉપર ઈન્સ્પેક્ટર લિયોપોલ્ડ નજર ફેરવતો હતો ત્યાં તેનું ધ્યાન નીચેની લીટીઓ ઉપર ખેંચાયું. 'નકલ અને ટૂંકાવેલ નકલ–મોસ્કોમાં રહેતા કેનેડીઅન પ્રતિનિધિના કેનેડાના વડા પ્રધાન મિ. કિન્ગ પરના ખાનગી પત્રની–એલી તરફથી.'

'મોળા' આ રશિયનો, ઝીણામાં ઝીણી વાત જતી કરતા નથી ! તે "બનકો 'આ 'એલી 'ને પણ શોધવી જ પડશે કે શોધવો પડશે ? કોને ખબર!'

અને ફરી એકવાર તેણે ગુઝેન્કોની મુલાકાત લીધી.

'એલી ? ' ગુઝેન્કો બોલ્યો, ' હં ' ! ઊભા રહો. મને યાદ આવે છે, બનતાં સુધી તો તેનું ખરું નામ વિલિશર છે. અને–અને એ હાઈ કમીશ્નરની ઑફિસમાં છે.'

બસ ! ખબર મેળવીને ઇન્સ્પેક્ટર કામે લાગી ગયો. જઈને હાઈ કમીશ્નરને મળ્યો અને વિલિશર વિશે પૂછપરછ કરી. હાઈ કમીશ્નરે પોતાના ખાતામાં એક કેથેલિન મેરી વિલિશર નામની બાઈ કામ કરતી હોવાનું જણાવ્યું. પણ સાથે સાથે એમ પણ જણાવ્યું કે 'એના જેવી મહેનતુ અને પ્રામાણિક બાઈ બીજી મેં જોઈ નથી.' ઇન્સ્પેક્ટરે પણ તેને રૂબરૂ મળ્યા વગર જોઈ લીધી તેની ઉમર આશરે ૪૦ વરસની હતી અને દેખાવે સાવ સાદી શિક્ષિકા જેવી હતી. કમીશ્નરને તેણે એની છૂપી કામગીરીની વાત કરી ત્યારે પહેલાં તો તેણે એ માન્યું જ નહિ–પરંતુ ઇન્સ્પેક્ટર તરફથી રજૂ થતા પુરાવા જોરદાર હતા એટલે તેને માનવું પડ્યું. તેના હાથમાંનું જવાબદારીવાળું કામ તેને કોઈ જ શંકા ન આવે એ રીતે લઈ લેવાનું કમીશ્નરે ઇન્સ્પેક્ટરને વચન આપ્યું.

એલેક, નોરા અને એલી એ ત્રણ ચકોને દોતાથી જુદાં પાડી કાવતરા–યંત્રને આગળ ધપતું અટકાવી, ઇન્સ્પેક્ટર લિયોપોલ્ડે હવે બીજાં ત્રણ ચકો તરફ નજર દોડાવી. એ ત્રણે ચકો એકબીજા સાથે ખૂબ જ સંકળાયેલાં હતાં, એટલે એ ત્રણેની તપાસ 'એક સાથે હાથ ધરવામાં આવી.

એ ટોળાનું નામ 'બી ગ્રુપ' હતું. એટમિક શક્તિનાં પ્રયોગો કરતી કેનેડાની 'નેશનલ રીસર્ચ કાઉન્સિલ'માં ઘૂસીને તેની ખાનગી વાતો મેળવી લાવવાનું કામ એ ગ્રુપને સોંપાયું હતું. આ ગ્રુપમાં કામ કરનારાઓના છૂપાં રશિયન નામો 'બી'થી શરૂ થતાં હતાં. પણ તેમનાં સાચાં નામ શોધવા માટે ઝાઝી મહેનત લેવી પડી નહિ. ગુઝેન્કો આ કાવતરાનાં મુખ્ય મુખ્ય કાગળો સાથે જ લેતો આવ્યો હતો, તેમાંથી જ એક કાપલી મળી આવી...

જેન–રશિયન લેફ્ટેનન્ટ કર્નલ રો ગોવજેના હાથ નીચે જાસૂસોને કામ કરવાનું હતું.

બેક–જી. લુનાન

બેડ્રો–ડર્નફોર્થ સ્મિથ

બેગલિ–નેડ મેઝેરેલ.

જી. લુનાન 'કેનેડિયન અફેર્સ' નામના છાપાનો ખબરપત્રી હતો. ગુઝેન્કોના કાગળોમાં બેક (લુનાને) કર્નલ રોગોવને લખેલો એક પત્ર પણ હતો. તેમાં લખ્યું હતું:–

'તમારી લેખિત સૂચનાઓ બરોબર સમજી લેવામાં આવી છે અને જે કામ સોંપવામાં આવ્યું છે તેની પ્રાથમિક તૈયારી થઈ ચૂકી છે. બેડ્રો તરફથી જાણવા મળે છે કે 'રડાર' કરતાં પણ ખાનગી રાખવામાં આવતી હોય એવી વસ્તુ હોય તો તે એટમ–શક્તિના પ્રયોગો વિશેની છે. તેના પ્રયોગો મોન્ટ્રીઅલ તથા મેકમાસ્તર યુનિવર્સિટીમાં ચાલુ છે. વિશેષ હકીકત હવે પછી. બેક.'

આટલી જ વાત હોત તો તો કંઈ ચિંતાજનક નહોતું પણ આ કેવળ યોજનાઓ જ નહોતી. આ કાવતરું તો ધીમી પણ મક્કમ આગેકૂચનું સૂચક હતું આ જ ગ્રુપની સફળતા દર્શાવતો, આન્ટનો (કર્નલ ઝેબોટિનનો) રશિયા મોકલાયેલ આ પત્ર જુઓ:–

'બેડ્રો પાસેથી આપણને ૧૭ ખાનગીમાં ખાનગી હકીકતો મળી છે, તેમાં બ્રિટનની, અમેરીકાની અને કેનેડાની ત્રણે દેશની

હકીકતો છે.–ને એ બધી મળીને ૭૦૦ પાના જેટલી થાય છે. આજે આખા દિવસ દરમિયાન અમે એ કાગળોના ફોટા લેવાનું જ કામ કર્યું છે, ને બધા કાગળોના ફોટાઓ લઈ લીધા છે. બીજા થોડાં દિવસોમાં એટલા જ બીજા ખાનગી કાગળો રોજ ત્રણથી પાંચ કલાક સુધી મળતા રહેશે અને એના ફોટાઓ લઈ લેવાનું કામ આગળ ચાલશે. છતાં હજુ 'રીસર્ચ કાઉન્સિલ'ની લાયબ્રેરી તપાસવી હું જરૂરી સમજું છું. ગ્રાન્ટ.'

દેખીતી રીતે જ બેક (લુનાન) કરતાં બેઓની કામગીરી વહેલી તકે અટકાવવી જરૂરી હતી એમ ઇન્સ્પેક્ટર લિયોપોલ્ડને લાગ્યું એક તો કેવળ બેઓ તરફથી મળતા સમાચારો રોગોવને પહોંચાડવાનું કામ જ કરતો હતો વળી એનો પત્તો તો મળતો જ હતો અને હજુ પણ એ પેલા છાપાનો ખબરપત્રી હતો–પણ એને હમણાં બોલાવવો જરૂરી નહોતો. એટલે ઇન્સ્પેક્ટરે બેઓની તપાસમાં જ ધ્યાન પરોવ્યું.

નેશનલ રીસર્ચ કાઉન્સિલની ખાનગી વાતો મોકલાઈ હતી એટલે બેઓ ત્યાં જ કામ કરતો હોવો જોઈએ. ત્યાં તપાસ કરતાં ડર્નફોર્ડ સ્મિથ નામની કોઈ વ્યક્તિ મળી નહિ પણ ડર્નફોર્ડ સ્મિથ નામનો વૈજ્ઞાનિક મળી આવ્યો. એની કામગીરી અને પ્રયોગો માટે તે અવારનવાર ઉલ્ટામાં ઉલ્ટા અહેવાલો અને પરિણામો જોવા તથા જાણવા માગતો. એ જ બેઓ એવી ખાતરી થતાં ઇન્સ્પેક્ટર લિયોપોલ્ડે તેને ત્યાં રહેવા દેતા છતાં, વિશેષ કોઈ જ ખાનગી હકીકત ન મળે તે માટે પૂરતી વ્યવસ્થા કરી.

બી ગ્રુપનો બીજો જાસૂસ બેગલી પણ અહીં રીસર્ચ કાઉન્સિલમાં જ મળી આવ્યો. નેડ મેઝેરેલ ૧૯૪૪રથી કાઉન્સિલમાં જોડાયો હતો અને 'રડાર'ના પ્રયોગો કરતો હતો. એને પણ ત્યાં જ રહેવા દઈને, એનું ખાનગી સમાચારો સાથેનું જોડાણ કાપી નાખવાની ઇન્સ્પેક્ટરે પૂરતી ચોકસાઈ કરી.

ફ્રેડ રોઝ તેર વરસનો હતો ત્યારે એના માતપિતા સાથે લુબ્લિન (પોલેન્ડ)થી કેનેડામાં આવેલો. ૧૯૨૬માં એને નાગરિક-અધિકારો મળ્યા. કેનેડાની 'યંગ કોમ્યુનિસ્ટ લીગ'નો તે અગ્રણી કાર્યકર્તા હતો અને ૧૯૨૯માં એ સંસ્થાનો સેક્રેટરી પણ હતો. ૧૯૩૦માં એણે એશિયાની મુલાકાત પણ લીધેલી.

વિશ્વયુદ્ધની શરૂઆતમાં દરેક દેશના કમ્યુનિસ્ટ પક્ષોની માફક રોઝ પણ આ યુદ્ધનો વિરોધી હતો. તેનો વિરોધ સક્રિય થવા લાગ્યો એટલે કેનેડાની સરકારને તેને અટકમાં લેવાની ફરજ પડી પણ તે હાથ આવ્યો નહિ અને ૧૯૪૨ સુધી છુપાતો ફર્યો. ત્યાર પછી તે હાથ આવ્યો ત્યારે રશિયા યુદ્ધમાં જોડાઈ ગયું હતું એટલે એને છૂટો કરવો કે કેમ તે વિશે વિચારણા કરવા બેઠેલ કમિટીએ નીચે મુજબ અભિપ્રાય આપ્યોઃ

'શખ્સ મજકૂર પોતાને વિશે જે ઊંચા ખ્યાલો ધરાવે છે તે સાથે કમિટી સહમત નથી પરંતુ કમિટી એમ માને છે કે કમ્યુનિસ્ટ પાર્ટીની યુદ્ધનીતિને શખ્સ મજકૂર ટેકો આપશે અને એને છૂટો કરવામાં આવે તો રાજ્યની સલામતીને ખાસ વાંધો આવશે નહિ.'

છતાં એની આગલી હિલચાલો જોતાં, એને કોમ્યુનિસ્ટ પાર્ટી કે બીજી કોઈ રાજકીય સંસ્થાઓમાં સક્રિય ભાગ ન લેવાની શરતે તા. ૬ઠ્ઠી ઓક્ટોબર ૧૯૪૨ના રોજ છૂટો કરવામાં આવ્યો. શરતનો સ્વીકાર કરતાં રોઝે શરતના કાગળ ઉપર સહી કરી આપી. બહાર નીકળતાં જ તેનો આગલો યુદ્ધ-વિરોધ ક્યાંય ખોવાઈ ગયો. અને યુદ્ધની એની તરફદારી એટલા જોરશોરથી જાહેર થવા લાગી કે થોડા જ વખતમાં તે પાર્લામેન્ટમાં દાખલ થઈ ગયો. અત્યારે પણ એ પાર્લામેન્ટનો સભ્ય હતો.

પણ ફ્રેડ રોઝની યુદ્ધ-તરફદારી અને અજોડ ઉત્સાહના મૂળમાં શું હતું એ અત્યાર સુધી કોઈને ખબર નહોતી. ગુઝેન્કોના કાગળો

રૅમ્પીતી જ રીતે ગોરકોને ગંધ આવી ગઇ હતી.'

એટલે આખરે જેટલા શોધાયા હતા ને ઓળખાયા હતા એટલાને તો કબજે કરી જ લેવા એવું કેનેડાની સરકારે નક્કી કર્યું.

આ બાબતની પીરણ્યુસરની તપાસ હાથ ધરી તેના ઉપર અહેવાલ રજૂ કરવા એક ખાસ 'રોયલ કમીશન' નીમવામાં આવ્યું અને રોયલ કમીશનના હુકમ અનુસાર તારીખ ૧૫મી ફેબ્રુઆરીની સવારમાં એકી સાથે નોરા ઉર્ફે એમા વોઇકીન, એલી ઉર્ફે કેથલીન વિલિશર ગ્રે ઉર્ફે ગર્સન, ડીબોઝ ઉર્ફે ફ્રેડ, બેક ઉર્ફે લુનાન, બોચો ઉર્ફે સ્મિથ ને બીજા જેટલા ઓળખાયા હતા એ બધાની ધરપકડ કરવામાં આવી. ચૌદમીની રાતે તો એમાંથી કોઇને પોતાના ઉપર ઝઝૂમી રહેલા ભયની ગંધ પણ ન હતી. એકી સાથેના આ હુમલાથી એ બધા તો ડઘાઇ જ ગયા.

ઇંગ્લેન્ડમાં ડૅા. એલેકને પણ પકડવામાં આવ્યો, ને પછી તેને કેનેડા મોકલી આપવામાં આવ્યો.

અને પછી તો એ બધાની તપાસ અને ઊલટ-તપાસ અને કંઇક ધમાલ ચાલી-પરંતુ એ બધું જ બંધ બારણે; જાહેર જનતાને કે કોઇ છાપાના રીપોર્ટરને આની ગંધ સરખી આવી નહોતી શકી.

રોયલ કમીશનની તપાસ ત્રણથી ચાર માસ ચાલી અને એનો વિગતવાર અહેવાલ પ્રાઇમ મિનિસ્ટર પાસે રજૂ કરવામાં આવ્યો.

તેમાંની કેટલીક હકીકત ધ્યાન ખેંચે તેવી છે.

પ્રથમ તો ડૅા. એલન નન મે ઉર્ફે એલેક પોતાના બચાવમાં જે જવાબ આપ્યો છે તેઃ

'એટમિક શક્તિ વિશેનું જ્ઞાન કેવળ અમેરીકાને જ પ્રાપ્ત ન થાય એ મને ઘણું અગત્યનું લાગતું હતું, એટલે જ્યારે રશિયા તરફથી એ વિશે જણાવવાનું મને કહેવામાં આવ્યું ત્યારે દુનિયાની સલામતી ખાતર એ માહિતી મેળવવાનું અને તેને જાહેરમાં મૂકવાનું મેં માથે લીધું અને એ રીતે મેં કેટલીક હકીકતો રશિયાને પૂરી પાડી છે.

'મને આમ છૂપી રીતે આ કામ કરવાનું મનમાં ઘણું દુખ થયા કર્યું છે અને આ હકીકતની ગુપ્તતા હટાવી નાખવામાં આવે તો હું આ મારી ફરજમાંથી મુક્ત થઇ શકું એમ ઘણી વાર લાગતું.

'એટલું તો નક્કી કે મેં જે કર્યું છે તેમાં અંગત સ્વાર્થની વૃત્તિ તો નથી જ રાખી.'

અને આ હકીકત-અંગત સ્વાર્થ ખાતર કાર્ય નથી થયું તે-એક કરતાં વધારે જાસૂસો માટે લાગુ પડતી હતી.

આમ થવાનાં કારણો ઉપર વિચાર કરતાં કમીશન અભિપ્રાય આપે છે કે-

આના મૂળમાં કમ્યુનિસ્ટો તરફથી ચાલતાં ખાનગી 'અભ્યાસમંડળો' છે. ભાવનાશીલ યુવાનોને સીધા પક્ષમાં ભેળવવાને બદલે આવા વર્ગોમાં, આવાં મંડળોમાં દાખલ થવાનું કહેવામાં આવે છે. અને એ વર્ગોમાં એ યુવાન મગજમાં 'કમ્યુનિસ્ટ' વફાદારીનું ઝેર એવું તો રેડવામાં આવે છે કે બીજી વફાદારીઓ-પોતાની માતૃભૂમિની-પણ ગૌણ બની જાય છે.

અને એકવાર તંત્રમાં ગોઠવાયા પછી તો તંત્રની વફાદારીનો ભંગ અને મોત એ બે સમાન કક્ષાનાં જ ગણી લેવાનાં હોય છે. એ બાબતમાં રશિયન તંત્રવાહકો વિધિના જેટલા જ નિર્મળ અને ક્રૂર બની શકે છે-એટલે પછી તો જે માર્ગે વળ્યા તે માર્ગે આગેકૂચ જ ચાલુ રહે છે.

દેશના યુવાનોને આ માર્ગે જતા અટકાવવામાં પહેલો ભાગ તો કેળવણી આપી શકે, જો એ કમ્યુનિસ્ટ અભ્યાસમંડળો કરતાં સબળ અભ્યાસમંડળો ઊભાં કરી શકે તો.

અને બીજો ફાળો આપવાનો રહે છે રાજકારણશોખીનોએ. રાજકારણમાં યુવાનોને બને તેટલો સીધો પરિચય અને અનુભવ મળે અને દેશના રાજકારણમાં પોતે ઉપયોગી થઈ શકે તેમ છે એવી ખાતરી થવા લાગે તો 'ધૂંધળા આદર્શો'નું સ્થાન નક્કર વસ્તુ લઈ શકે

બસ, હવે આપણે આપણા પરિચિત થયેલા જાસૂસોનું 'સ્કોર બોર્ડ' વાંચીને જ છૂટા પડીએ.

| નામ | ગુપ્ત નામ | પ્રકાર | સજા |
|---|---|---|---|
| ડૉ. એલન નન મે | એલેક | ગુનો કબૂલ | ૧૦ વર્ષ |
| ફ્રેડ રોઝ | ડીબૌક | ગુનેગાર ઠર્યો | ૬ ,, |
| એમા વોઇકીન | નોરા | ગુનો કબૂલ | ૩ ,, |
| કેથલીન વિલિશર | એલી | ,, | ૩ ,, |
| એસ. એસ. બર્મન | મે | ગુનેગાર ઠર્યો | ૫ ,, |
| જે. એસ. બેનીંગ | ફોસ્ટર | ,, | ૫ ,, |
| ડી. જી લુનાન | બેક | ,, | ૫ ,, |
| ઇ ડબલ્યુ. મેઝેરેલ | બેગ્ની | ,, | ૪ ,, |
| ફર્નૈન્ડ સ્મિથ | બેડચો | ,, | ૫ ,, |

અમારે એક રસોઇયો હતો. રસોઈનું કામ પૂરું કરીને તે અમારા પુસ્તકાલયમાંથી પુસ્તકો વાંચતો. ઘણી વાર તેના હાથમાં હું 'કોમ્યુનિસ્ટ પેપર' પણ જોતો.

એક વખત રાતના જમવાનું મોડું થયું–કારણ પૂછતાં તેણે જણાવ્યું કે તે પાર્ટીની મિટીંગમાં ગયો હતો ..અને મૂડીવાદની વિરુદ્ધ તેણે ભાષણ કર્યું હતું.

અમોને લાગ્યું કે હવે આ મા'રાજ, રાત્રે વખત આપણે ત્યાં રહી નહિ શકે પણ તે તો પાછો કામમાં નિયમિત થઈ ગયો.

એક વખત મે તેને પૂછ્યું 'કેમ મા'રાજ, હમણાં મિટીંગોમાં નથી જતા!'

'ના.' તેણે કહ્યું

'શું કામ!' મે પૂછ્યું.

'અમારા મંડળે ઠરાવ કર્યો છે' તેણે કહ્યું, 'મંડળનો દરેક સભ્ય ૨૦૦ રૂપિયાથી વધુ રકમ ન રાખી શકે. અને મારી પાસે તો ૬૦૦ રૂપિયા છે'

* * *

અફઘાનિસ્તાનમાંથી હમણાં જ પાછા ફરેલ મુસાફર આરબો વચ્ચે રમાતી ક્રિકેટ મેચની વાત કરે છે.

અલીબેન હમીદ રેતી ખૂંદતો ખૂંદતો દોડીને બોલ ફેંકે છે–જે બેટ્સમેનનો પગ ભાંગી નાખે છે. 'યા અલ્લા! મરી ગયો'–એવી રાડ નાખીને બેટ્સમેન ઢળી પડે છે.

અલીબેન અમ્પાયર તરફ ફરે છે 'How's that!'

'તે હજી શ્વાસ લે છે.' અમ્પાયર કહે છે.

'તો મારી પાસે છરી છે.'

'ત્યારે બીજાને આવવા દો.–ઓવર.'

બીજો કદાવર રણપાડો હતો. તેણે ૧૦૨ રન કર્યાં–ને પછી તેને વિકેટ કીપરે દોડાના સળિયા વડે 'સ્ટમ્પ' કર્યો.

—બા. જયા.

# હું કદી ભૂલીશ નહિ

પંગ ક્લબ

દેશપરદેશથી પાછાં ફરતાં સ્વજનો પાસેથી અનેક વાતો સાંભળવા મળે છે–મેં પણ શીકાગોમાં જે જોયેલું તેની આ વાત છે–ખરેખર એ હું કદી ભૂલીશ શકીશ નહિ.

સાંજનો સમય અને તેય 'મીશીગન બુલેવાર્ડ' રસ્તા પર. માણસો અને મોટરોની બેસુમાર ગીરદી વચ્ચે મેં એક જુવાનને તદ્દન શાંત ઊભેલો જોયો એ કોઈ પણ જિજ્ઞાસુ માટે બસ છે.

હું તે જુવાનને જોતો 'પામેર-હાઉસ હોટેલ'ના ખૂણા પાસે ઊભો રહ્યો. એકેક મિનિટમાં એક વૃદ્ધ બાઈ, મોટરોની અવરજવર ઓછી થવાની રાહ જોતી, ત્યાં આવી ઊભી. તેના હાથમાં નાનામોટાં પડીકાં હતાં–લાગતું હતું કે ખરીદી કરી ઘરે જતી હશે!

બાઈને જોતાં જ પેલો નિષ્ક્રિય જુવાન કાર્યપ્રવૃત્ત બન્યો અને મોટરોની અવરજવર ઓછી થઈ એટલે તે બાઈના હાથમાંથી પડીકાં લઈ, તેનો હાથ પકડી, સામેની ફૂટપાથ પર બહુ જ સંભાળથી પહોંચાડી, પેલાં પડીકાં વૃદ્ધ બાઈના હાથમાં સુપરત કરી તેને રસ્તે પાડી. અને બીજી થોડી ક્ષણોમાં એક બીજી બાઈને અને તેનાં બાળકોને મારી બાજુએ સહીસલામત લાવ્યો.

'નાનામોટાંને મદદ કરવાનો શોખ લાગે છે!' મેં પૂછ્યું.

'તદ્દન એમ નથી,' તેણે કહ્યું, 'પણ જો જાણવાની જિજ્ઞાસા હોય તો પાસેના રેસ્ટોરાંમાં દસેક મિનિટ મારી વાટ જુઓ–હજી મારે એટલો સમય આ કામ કરવાનું છે–અને પછી આપણે સાથે જમીશું.'

અમેરિકામાં જમવાનો સમય સમી સાંજના હોવાથી મેં આમંત્રણ સ્વીકાર્યું.

'સત્તર વર્ષ પહેલાંની વાત છે,' તેણે જમતાં જમતાં શરૂ કર્યું, 'એ વખતે હાઈ-સ્કૂલનું મારું છેલ્લું વર્ષ હતું. ગુરુવાર હતો. તે રાત્રે 'સીનિયર ક્લાસ'ની મિજલસ હતી. નાતાલનું પર્વ અઠવાડિયું હતું. મારી મા અમારે માટે અને બીજા મિત્રો માટે નાતાલની ભેટો ખરીદવા જતી હતી. તેણે મને સાથે આવવા કહ્યું. મેં મિજલસનું બહાનું આગળ ધર્યું. 'બહુ જ ગીરદી હશે, તારા બાપુજીને કામ છે તેથી તને કહું છું,' માએ મને કહેલું; પણ મિજલસ મારે મન આનંદની વસ્તુ હતી. માની ખૂબ ઇચ્છા છતાં હું તેની સાથે ન ગયો. મોડી રાતે મિજલસ પૂરી થઈ–મિત્રો સાથે માણેલ આનંદની મસ્તીમાં ઘરે પહોંચ્યો–જોઉં તો ઘરમાં કોઈ નહિ. બાપુજી કોઈ દિવસ મોડી રાત સુધી બહાર રહેતાં નહિ. મારા ઓરડામાં જોયું તો, 'અકસ્માત થવાથી તારી બાને 'સીટી' હોસ્પિટલમાં લઈ ગયો છું,' એવું લખેલી ચિઠ્ઠી પડી હતી. તમે મને જોયો એ ખૂણા પર જ એ અકસ્માત થએલો. ત્યારથી દર અઠવાડિયે ગુરુવારે સાંજના અડધો કલાક મિજલસમાં ગયેલા દીકરાઓની માતાઓને મદદ કરવા અહીં ઊભો રહું છું.

એસ. બી.

[ ૨ ]

આગલી લડાઈમાં કામ કરી આવેલા એક ડૉક્ટર મિત્રે કહેલી આ વાત છે. મેં ઘણા જણને એ કહેલી છે. મને એની સાદાઈએ એટલો આકર્ષ્યો છે કે એ હું કદી ભૂલીશ નહિ.

ઇજિપ્તમાં લડાઈ ચાલતી હતી. અમે ચાર ડૉક્ટરો મિત્રરાજ્યના સૈન્યોની ચાર

વારમાં હતા. જર્મન ધસારો પાણીના પૂરની માફક આવ્યો અને અમોને કશી ખબર પડે કે હૉસ્પિટલ ફેરવવાની તક મળે તે પહેલાં તો જર્મનોએ તે પ્રદેશ હાથ કરી લીધો.

અમારી હૉસ્પિટલ માટી, પતરાં અને તાડપત્રીઓની બનેલી હતી. ઘવાયેલા માટે ખાટલા હતા અને નહોતા. ઘણાખરા તો નીચે જ પડી રહેતા અને ત્યાં જ તેમનો અંત પણ આવી જતો.

જર્મનોએ આ પ્રદેશ લીધા પછી આ હૉસ્પિટલમાં ઘવાયેલા જર્મનોને પણ લાવવામાં આવ્યા હતા. અમારી દૃષ્ટિએ દરેક ઘાયલ થયેલ સિપાઈ 'માણસ' જ હતો. પરંતુ એટલા બધાને પહોંચે તેટલી દવા અમારી પાસે નહોતી.

એક દિવસ ત્રણ જર્મન અફસરો હૉસ્પિટલમાં આવ્યા. તેમણે ચાંદ–બિલ્લાથી ભરપૂર એવો ચકચકિત પોશાક પહેર્યો હતો. સૈનિકો પ્રત્યેની બેકાળજી વિષે તેમણે પૂછ્યું અને મેં અમારી મુશ્કેલીઓ જણાવી.

થોડા કલાકમાં ઉત્તમમાં ઉત્તમ ઢબની જર્મન દવાઓ અમને સોંપવામાં આવી અને અમે અમારું કામ શરૂ કર્યું.

બીજે દિવસે એક સામાન્ય લાગતો જર્મન હૉસ્પિટલમાં આવ્યો. તેણે લોઢાનો ક્રૉસ છાતી પર લગાડેલો હતો, બાકીનો પોશાક તદ્દન સાદો હતો. 'મને તમારી મુશ્કેલીઓની ખબર પડી છે. બને તેટલી મદદ હું તમને મોકલીશ,' તેણે મને કહ્યું. 'ખાટલા પણ તમને મળી જશે. એક પણ સૈનિક ખાટલા વગર ન રહેવો જોઈએ–ભલે જુદી જુદી સત્તાઓના તે નોકરો રહ્યા–છતાં તેઓ લડ્યા છે તો સ્વદેશ માટે જ–એમનાં મૃત્યુ ઢોરની જેમ ન થવાં જોઈએ.'

'અમે બને તેટલો પ્રયત્ન કરશું.' મેં કહ્યું.

'ઉપકાર, ડૉક્ટર!' કહીને તેણે મારી સાથે હાથ મેળવ્યો અને પછી બીજા બધા સૈનિકોની સાથે જર્મન ભાષામાં અને અંગ્રેજી ભાષામાં તેણે વાતો કરી જે સૈનિકોની તબિયત અને સારવાર અંગેની જ હતી.

તેના ગયા પછી એક જર્મન દર્દીને 'તે કોણ હતા!' એમ પૂછતાં; તેણે કહ્યું: 'જનરલ રોમેલ!'

રતનલાલ શેઠ

[ ૩ ]

ગામડાંમાં પણ ઘણી વાર એવા બનાવ બનતા હોય છે કે એક કાયમી સંભારણું બની રહે છે. દર વર્ષે વેકેશનમાં હું મારે ગામ જતો. મારો કાર્યક્રમ સવારમાં વહેલા ઊઠીને ફરવા જવા સિવાય ખાસ બીજો કશો રહેતો નહિ, કારણ કે અમારા ગામમાં અખાડો હતો, વાંચનાલય હતું, દેશસેવકો હતા એટલે મારે ભાગે કશું ખાસ કામ વધતું નહિ. બેશક આ સિવાય બીજાં કામ તો મળ્યાંય કરવા જેવાં હતાં પણ મને તેમાં રસ નહોતો અને એટલે તે મને આવડતાં નહિ.

મારા ફરવા જવાના રસ્તામાં પચાકાકાની વાડી આવતી. પચાકાકા પાંચ જણમાં પુછાય એવા ખેડુ હતા. ત્રણ બળદની જોડ હતી, એક જૂની ને બે નવી. ગેણું ને ગાયું થઈને ચૌદ પંદર જીવ હતા. પોતે, પટલાણી, બે છોકરા અને વહુઓ મળીને છ જણનું તેમનું ભર્યું ભર્યું કુટુમ્બ હતું.

દરરોજની માફક આજે પણ જ્યારે હું પચાકાકાની વાડીએ આવ્યો ત્યારે તે જૂના બળદોને માલિશ કરતા હતા. હું જેટલી વાર અહીં આવ્યો છું તેટલી વાર મેં તેમને પૂછ્યું: 'હેં કાકા, આ ઘરડાખખ બળદને શું કામ રાખો છો? કોકને વેચી દ્યો ને; ખેતીમાં કામ લાગે તેવા તો રહ્યા નથી.'

તેમણે મારી સામે થોડી વાર જોયા કર્યું પછી ચુંગી ભરીને સળગાવીને કહ્યું: 'આજથી પચ્ચીસ વરસ પહેલાં આ બળદ મને આ

ગામમાં લાવ્યા હતા—નાનો જમીનનો કટકો મળ્યો હતો તે આ જ બળદો ખેડતા હતા. પછી એક દિવસ આ બળદોને પાણી પાવા જતાં જ તારી કાકી (પંખીવાળી) સાથે ઓળખાણ થએલું અને ત્યાર પછી થોડા મહિનામાં જ આ જ દાદાના જોડેલા ગાડામાં એને પરણીને હું લાવ્યો હતો. એ વખત હું તારી કાકીને ગાડું જોડીને એને માવતર મૂકી આવેલો અને એ ય વખત ઇ છોકરા સાથે પાછી આવેલી ત્યારેય આ જ બળદની ગાડી હતી. અને પછી તો જમીન વધી—ઢોરો વધ્યા, સાથીઓ રાખ્યા ઇ બધું ય આ બેને પરતાપે.' વળી થોડી વાર પટલકાકાએ બંને બળદ તરફ જોયા કર્યું અને પછી ઉમેર્યું, 'ઇ બળદ નથી એ તો મારા ભેરુબંધ છે, ભેરુબંધ અને હું કાંઇ એ જૂના ભાઇબંધને ભૂલું!' એ. જે. પી.

[૪]

મણીપુરની ઉત્તરે આવેલા પહાડો નીચે અમારી હોસ્પિટલ હતી...બરમા—ફ્રન્ટના ઘવાએલા હિંદી સૈનિકોને ત્યાં લાવવામાં આવતા. હું પણ એ જ હોસ્પિટલમાં આવ્યો હતો...મારો જમણો હાથ બેયોનેટનો ભોગ બન્યો હતો... મારાથી ત્રીજી પથારી અજિતની હતી...આ અજિત બહુ આનંદી છોકરો હતો. આખો દિવસ તેની ઠેલણ—ગાડીમાં બેસી તે બધા દર્દી પાસે જતો. તેમને ટુચકા કહેતો હસાવતો. તે આ હોસ્પિટલમાં એક માસથી આવ્યો હતો. તેની માનવતા, ખેલદિલીનો એક પ્રસંગ તો મને જિંદગીભર યાદ રહેશે.

દર દસ—પંદર દિવસે આ હોસ્પિટલમાં દર્દીઓને તેમનાં સગાંઓ તરફથી કે કોઇ મંડળ તરફથી કે અમુક સખી દિલના ગૃહસ્થો અને સન્નારીઓ તરફથી તેમનું દુઃખ ભૂલે—તે માટે ભેટો મળતી. આજે ઘણા જણને એવી ભેટ મળી હતી. અજિતને પણ ભેટનું એક પારસલ મળ્યું હતું.

પોતાની પથારી પાસે આવીને તેણે પારસલ ઉખેળ્યું...અંદરથી નવી મોજડીની એક જોડ નીકળી આસપાસની પથારીવાળાનાં મોં પર ગમગીની છવાઇ ગઇ, કારણ અજિતના તો બંને પગ કપાઇ ગયા હતા.

બીજી જ ક્ષણે અજિતનું હાસ્ય સંભળાયું ...મેં જોયું તો તે પોતાની ગાડી ઠેલતો ઠેલતો ડાબો પગ ખોઇ બેઠેલા એક શીખ સરદારજીને જમણા પગની મોજડી આપતો હતો અને જમણો પગ ખોઇ બેઠેલા એક પઠાણને તેણે ડાબા પગની મોજડી આપી.

તેને પારસલ મોકલનાર છોકરી કે જેની સાથે તેનું વેવિશાળ થયું હતું તેને અજિતે લખ્યું કે 'અમે ત્રણ જણાએ તારી ભેટ સસ્નેહ સ્વીકારી છે.' 'ડાકટર'

એક પ્રોફેસર સાહેબને પ્રાણીઓ કેળવવાનો ઘણો જ શોખ થોડા દિવસથી તેઓ એક ચીમ્પાઝી (વાંદરાની એક બુદ્ધિમાન ગણાતી જાત)ને ક્રિકેટ રમતાં શીખવતા હતા. મકાનના એક ઓરડામાં આખો દિવસ ચીમ્પાઝી સાથે માથાકૂટ કરી, જુદી જુદી કેટલી ય રીતે ચીમ્પાઝીના હાથમાં બેટ—બોલ પકડાવવા કર્યું પણ વાંદરે બેટ કે બોલ હાથમાં ઝાલ્યાં જ નહિ. કંટાળીને આરામ લેવા પ્રોફેસર સાહેબ ઓરડાની બહાર વરંડામાં ખુરશી ઢળાવીને બેઠા. અર્ધોએક કલાક એમ બેઠા પછી એમને થયું કે લાવ ને જોઉં તો ખરો પેલો વાંદરો અંદર શું કરે છે! એકલો છે એટલે કદાચ છે ને બોલ—બેટ સાથે રમત કરતો હોય

અને પ્રોફેસર સાહેબે બારણાની તડમાંથી અંદર જોયું તો વાંદરો પણ અંદરની બાજુથી તડમાંથી સામે જોતો હતો.

# તોમ નોમ દેરે ના

ચાંદસુત

[ જેમને ભારતીય સંગીતનો થોડોઘણો પણ પરિચય છે તેઓ તેમાં તિર્વટ અથવા તરાનાનું શું મહત્ત્વ છે, તે જાણે છે. એ તરાનાના જન્મની આ કથા છે. —અનુવાદક ]

બાદશાહ અલાઉદ્દીન ભારે સંગીતપ્રેમી હતો. એની સંગીતસભામાં હિંદુસ્તાન તો ઠીક પણ ઈરાન, તુર્કસ્તાન અને અરબસ્તાન જેવા દૂર દેશના નામીચા ગવૈયાઓ પણ હતા. અવિરત સંગ્રામોની ધમાલથી અને રાજકારણની આંટીઘૂંટીથી કંટાળેલા મગજને તાજગી આપવા સુલતાન 'દિલથી' સંગીત સાંભળતો—અને સંગીતથી ડોલી ઊઠતો એનો આત્મા ઘડીક તો એ બધું ય વીસરી જતો.

એક હજાર ઘોડા, એક સો હાથી, છસો મણ સોનું, એક હજાર મણ રૂપું, સાત મણ મોતી, બે મણ માણેક, સેંકડો વાર કિનખાબ ને મખમલ લૂંટનો ભાર વહી, સંગ્રામનો થાક અનુભવતી સેના વિજયની ખુમારીમાં ધીમે ધીમે રાજધાની તરફ કૂચ કરી રહી હતી. સાંજ પડવા આવી એટલે સેનાએ રાતવાસા માટે એક ગામના પાદરમાં પડાવ નાખ્યો.

પોતાના તબૂની બહાર સુલતાન પોતાના સેનાપતિઓ સાથે આવતી કાલની કૂચ બાબત મંત્રણા કરી રહ્યો હતો. એકાએક એક અત્યંત મધુર સ્વર હવામાં ગુંજી ઊઠ્યો. એ મીઠો અવાજ સંગીતપ્રેમી સુલતાનને કાને પડ્યો ન પડ્યો ને એ વાત કરતાં અટકી ગયો.

'કેમ અટકી ગયા, હજૂર!,' સરસેનાપતિએ પૂછ્યું.

જવાબમાં સુલતાને નાક પર આંગળી મૂકી ખામોશ રહેવા સૂચવ્યું.

નજીકમાં જ કોઈ ગાઈ રહ્યું હતું. શી કહની મીઠાશ! કેવો દર્દીલો અવાજ! સુલતાનનું હૃદય ડોલી ઊઠ્યું. તુરત જ તેણે સૈનિકોને ફરમાન કર્યું: 'જાવ, એ ગાયકને માનસહિત મારી પાસે લઈ આવો. કહેજો કે સુલતાનનું ફરમાન છે—જો આનાકાની કરે તો ગિરફતાર કરીને લઈ આવજો. આવો સુરીલો ગાયક તો દિલ્હીના દરબારમાં જ શોભે'

થોડી વારે સૈનિકો એક માણસને પકડી લાવ્યા. એના અંગ પર એક માત્ર ધોતલી સિવાય કંઈ નહોતું અને એનું રૂપ તો કોઈ એને અંધારામાં જુએ તો કાળજું જ ઊડી જાય એવું હતું.

'હમણાં કોણ...તમે ગાઈ રહ્યા હતા?', સુલતાને પૂછ્યું.

'જી હા.' ટૂંકો જવાબ મળ્યો.

'ગાવ છો બહુ મજાનું.'

'બધી ઈશ્વરની કૃપા છે, હજૂર!' ગાયકે આભ ભણી મીટ માંડતાં કહ્યું.

'હં...શું નામ છે તમારું?'

'સેવકને બધા ગોપાલ કહે છે.'

'ખરેખર, ગોપાલ, તમે બધા ગાયકોના ઉસ્તાદ થવાને લાયક છો.'

એ સાંભળી ગોપાલ હસી પડ્યો.

ગોપાલ નાયક દેવગિરિના રાજા રામચન્દ્રનો માનીતો ગવૈયો હતો. સુલતાને પોતાના પરાજિત શત્રુ પાસેથી ગોપાળની ભિક્ષા માગી લીધી અને ગોપાલ નાયક સુલતાન સાથે દિલ્હીમાં આવ્યો.

વિજયી સુલતાનનું રાજધાનીમાં આગમન થતાં એમના માનમાં આનંદોત્સવો અને સમારંભો રચાયા. એક ખાસ દરબાર ભરી અમીર-ઉમરાવો અને સામંતોએ સુલતાનને

અભિનંદન આપ્યાં. અને લૂંટમાં આણેલા અમૂલ્ય રત્નોની પ્રશંસા કરી. જવાબમાં સુલતાને કહ્યું: ‘ પણ દિલ્હી માટે જે સૌથી વધારે કીમતી ભેટ લાવ્યો છું તે તો તમે હજી પારખી નથી–લો પારખો ત્યારે.’ તુરત સુલતાને ગોપાલને બોલાવી એને સિંહાસનની પાસે આસન આપ્યું અને કહ્યું: ‘ નાયક ! દરબારને તમારું સુરીલું સંગીત સંભળાવશો ને !’

‘ આજ્ઞાની જ રાહ જોતો હતો, હજૂર ! ’ કહી ગોપાલે પોતાનો દર્દીલો કંઠ દરબારમાં વહેતો મૂક્યો. આરોહ–અવરોહની સીડી પર ખેલતા સ્વરે જોતજોતામાં જ હવા જમાવી દીધી અને દરબાર આખો સ્તબ્ધ બની ગયો. ગોપાલનો મધુર કંઠ શ્રોતાઓના કાનમાં જાણે અમૃત વરસાવી રહ્યો. સૌનાં દિલ ડોલી ઊઠ્યાં. વીણાના ઝણકારમાં ને મધુર સ્વરધારામાં દરબાર આખો લીન બની ગયો. ગીત પૂરું થતાં જ વાહ વાહના પોકારોથી દરબાર ગાજી ઊઠ્યો. જિંદગીમાં પહેલી જ વાર દિલ્હીવાસીઓએ આવું સંગીત સાંભળ્યું. દરેકની જીભે ગોપાલ નાયકનું નામ રમી રહ્યું. અને પ્રશંસાના ઉદ્‌ગારોની તો દરબારમાં હેલી ચડી. ગોપાલ જેવા સંગીતભાસ્કરના પ્રકાશ આગળ સુલતાનની સંગીતસભાના સિતારા સાવ ઝાંખા પડી ગયા.

એ જ રાત્રે સુલતાને પોતાના થોડાક પ્રીતિપાત્ર અમીર–ઉમરાવોને મીજબાની પર નોતર્યા હતા. મીજબાની પતી ગયા પછી ગોપાલ નાયકની ગાયકીની ચર્ચા ઊપડી.

‘ ખરેખર જહાંપનાહ ! ગોપાલને લાવીને તો આપે દરબારની એક મોટી ખોટ પૂરી પાડી છે.’

‘ દિલ્હી માટે, હજૂર હકીકતન્ એક નાદર ભેટ લઈ આવ્યા છો.’

‘ આહા, શી એની ગાયકી !’

‘ એના કંઠની મીઠાશ, માશાઅલ્લાહ !’

‘ બુલબુલ ને કોકિલને ય એક કોર રાખી દે !’

રાજકવિ અમીર ખુશરૂ સિવાય દરેક જણ વાતમાં ટાપસી પૂરતો હતો.

‘ છેલ્લા એક સૈકામાં દિલ્હીમાં આવો ગાયક જન્મ્યો નથી, જહાંપનાહ !’ કહી મલિક કાફૂરે અમીર ખુશરૂ તરફ જોઈ ખંધુ હાસ્ય કર્યું.

અમીર ખુશરૂ નીચી ગરદને જ આ ચર્ચા સાંભળી રહ્યો હતો. ‘આજ સુધી ગાવામાં ખુશરૂની સામે કોઈ ટકી શક્યું નહોતું. ખુશરૂમાં સરસ્વતીનો વાસ હતો. એ સારામાં સારો કવિ પણ હતો અને સંગીતકલાનો પણ ઉસ્તાદ હતો. એણે સિતારની શોધ કરી હતી. વીણા, રુબાબ અને દિલરુબાનો એ નિપુણ બજવૈયો હતો. કવ્વાલી, એ એણે ઉપજાવેલી ગાયન–પદ્ધતિ હતી. આવા સમર્થ કલાકારને પણ આજે આ દક્ષિણના ગાયકે નીચું જોવડાવ્યું હતું. સુલતાનની ખુશરૂ ઉપર ભારે પ્રીતિ હતી અને એટલે જ ખુશરૂ સેનાપતિ મલિક કાફૂરની આંખનું કણું થઈ પડ્યો હતો.

ખુશરૂને સુલતાનની નજરમાં હલકો પાડવાની આજ કાફૂરને સોનેરી તક સાંપડી ગઈ. અને એ તક ઝડપી લેતાં કાફૂરે વ્યંગમાં કહ્યું: ‘ ખુશરૂ ! તમે ગોપાલની જેમ ગાઈ શકો ખરા ! આજ સુધી બહુ બડાઈ મારતા હતા, ખરું ! એ તો ભાઈ, ઊંટ જ્યાં સુધી ડુંગરની ખાળીમાં નથી પેસતો ત્યાં સુધી એને પોતાની ઊંચાઈનું ખરું ભાન નથી થતું. કેમ કાજી સાહબ, ખરી વાત છે ને !’

કાફૂરે કરેલા આ કટાક્ષથી ખુશરૂ ઘડીક તો રાતોપીળો થઈ ગયો પરંતુ બીજી જ ક્ષણે ગુસ્સાને ગળી જતાં બોલ્યો: ‘ જરૂ...ર, હું ગોપાલની જેમ જ ગાઈ શકું છું.’

બીજા ઉમરાવો અને સુલતાન ખુદ ખુશરૂની સામે તાકી રહ્યા. થોડી વારે સુલતાને સહેજ ગંભીર સ્વરે કહ્યું: ‘ શી વાત કરો છો ખુશરૂ ! ગોપાલની જેમ તમે...તમે ગાઈ શકો છો !’

‘ જી હા, જહાંપનાહ !’ ખુશરૂએ મક્કમતાથી કહ્યું.

'તો પછી બિસ્મિલ્લાહ, થવા દો અત્યારે જ.'

'ગરીબપરવર! હજી એકવાર મારે ગોપાલને સાંભળવો પડશે.'

'જેવી તમારી ઇચ્છા. કાલે દરબારમાં સવારે ગોપાલ ગાશે અને પછી સાંજે તમારે ગાવું પડશે, હો! ને જો નથી ગાયું એ હવે તો ખેર નથી તમારી.' સુલતાને હસતાં હસતાં કહ્યું.

વળતે દિવસે દરબાર એકઠાઠ ભરાઇ ગયો હતો. ગોપાલનું ગાન સાંભળવા પ્રજા ઊમટી પડી હતી. મોતીની ઝાલરોથી ચારે તરફ ઢંકાયેલા પાટ પર ગોઠવેલા, અમૂલ્ય રત્ન જડેલા સિંહાસન પર સુલતાન બિરાજમાન થયા હતા. સિંહાસન પાસે જ ગોપાલે આસન જમાવ્યું હતું અને સિંહાસનને ડાબે-જમણે મોટા મોટા અધિકારીઓ અને અમીર-ઉમરાવોનાં આસનોની કતાર હતી. દરબારમાં બધા ય દરબારીઓ હાજર હતા; નહોતો એક અમીર ખુશરૂ. દરબાર બરખાસ્ત થતાં પૂર્વે ગોપાલે ભગવાનના ગુણગાન કરતો એક ભાવવાહી સંસ્કૃત છંદ એના અલૌકિક કંઠે આલાપ્યો—

ओम नमो नमः

ओम नमो नमेति नमः

ओम नमो तद अन्येति नमो नमः

ओम नमो तादर कर्योति ममो नमः

ओम नमः

ओम नमो नमः

અને ગાનને અંતે દરબાર બરખાસ્ત થયો.

ખુશરૂ દરબારમાં આવ્યો નથી એ જાણી મલિક કાફૂરનો હર્ષ માતો નહોતો. ખુશી થતો થતો એ મહેલ તરફ જઇ રહ્યો હતો ત્યાં એકાએક પાછળથી કોઇના ગુંજવાનો અવાજ આવ્યો. પાછું વાળીને જોતાં જ કાફૂર આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો. અમીર ખુશરૂ દરબારમાં ગોપાલે ગાયેલું ગીત ગણગણતો ગણગણતો ચાલ્યો આવતો હતો. કાફૂર થંભી ગયો.

'કાણ, ખુશરૂ! ક્યાં ગુમ થઇ ગયા હતા અત્યાર સુધી? દરબારમાં કેમ નહોતા પધાર્યા હજૂર! સાંજે પારખું છે તમારું, યાદ છે ને? ધડ દઇને હા તો પાડી પણ એ ગજ્જાના ખેલ નથી, હો! અને સુલતાનના મિજાજની તો ખબર છે ને?' ખુશરૂ નજીક આવ્યો એટલે કાફૂરે કહ્યું, અને ખુશરૂની મશ્કરી કરતો હોય તેમ તે ખડખડાટ હસી પડ્યો.

પોતાની મસ્તીમાં ચાલ્યા આવતા ખુશરૂની એકાગ્રતામાં કાફૂરે વિક્ષેપ પાડ્યો એટલે એ ખિજાઇ ઊઠ્યો. 'સાંજની વાત સાંજે.' એટલું જ બોલી એ દોડતો પોતાના સંગીતગૃહમાં પહોંચી ગયો. એણે પોતાની વીણાના તાર મેળવ્યા અને ગાન શરૂ કર્યું...તોમ... એને ધ્વનિ યાદ હતો, સ્વર યાદ હતા, લય યાદ હતી; પણ શબ્દો? શબ્દો એ ભૂલી ગયો હતો. તોમ નોમ ત, લમ તેરે...ના ના, આ શબ્દો નહોતા... નોમ, તારા નોમ, તેરે ના, તોમ નોમ...ના...ના! ઊંહૂં...આ પણ નહિ. હાય રે નસીબ! શા હતા એ ગીતના શબ્દો!

દિવસ તો આથમવા લાગ્યો પણ ખુશરૂને ન તો ભૂખનું ભાન હતું કે ન તો તરસની ખબર હતી. એ તો બસ ગીતના શબ્દો સંભારવામાં જ લાગી પડ્યો હતો......તોમ નોમ સંધ્યાકાળ થવા આવ્યો '...તેરે ના! શું કરવું હવે! શબ્દો કોઇ રીતે હૈયે ચડતા નથી.' ખુશરૂ અકળાઇ ઊઠ્યો, 'दार, दिर, दि... હમણાં સુલતાનનું તેડું આવશે. તોમ...હું શું ગાવાનો હતો! નોમ...કયે મોઢે ગાઇશ! તેરે... ભર્યા દરબારમાં મારી રેવડી દાણાદાણ થશે ત્મ...અરે, બધા શું કહેશે! કહેશે કે રાજકવિ મોટો છે...દા દીન...ખુશરૂ ઢોંગી છે, ઘમંડી છે—ને કાફૂર કેવો હરખાશે! ને તેરે... સુલતાનની ખફામરજી ઊતરશે. ખલ્લાસ, રાજા અને પ્રજા—બંને પાસે મારી આબરૂના કાંકરા થઇ જવાના. હાય, પણ કરવું શું!' એણે પોતાનું કપાળ કૂટ્યું. 'મને બધું યાદ છે—બધું જ, સ્વર, એકેએક શ્રુતિ, ધ્વનિ પણ

પણ સંપૂર્ણ, લય પણ પાકી-પણ શબ્દો ! નખ્ખોદ જાય કાફૂરનું ! ગીતના શબ્દો શા હતા !' ખુશરૂ મોટેથી બરાડી ઊઠ્યો અને જાણે એના છેલ્લા પ્રશ્નનો ઉત્તર પાઠવતી હોય તેમ એની વીણાએ બોલ કાઢ્યા—

તોમ નોમ દેરે ના !

સુલતાનને તો ગઈકાલની વાત યાદ પણ નહોતી રહી સાંજનો દરબાર બરખાસ્ત કરતાં પહેલાં તેણે ગોપાલને ગાવાનું ફરમાન કર્યું.

'જહાંપનાહ ! બેઅદબી માફ; આજ-અત્યારે તો ખુશરૂને ગાવાનું છે.' મલિક કાફૂરે સુલતાનને યાદ અપાવ્યું.

'અરે હા, એ તો હું ભૂલી જ ગયો હતો. ક્યાં છે ખુશરૂ ! હાજર કરો એને.'

તરત જ બે દરવાન દોડ્યા-જઈને જોયું તો સંગીતગૃહમાં ગાઢ અંધારામાં ખુશરૂ પોતાની વીણા પર મસ્તક ઢાળીને પડ્યો હતો. વચ્ચે વચ્ચે એ ગુંજી ઊઠતો હતો—

તોમ નોમ દેરે ના.

દરવાન ખુશરૂને દરબારમાં લઈ આવ્યા. પોતાની ભૂલ ન પકડાવા દેવાનો એણે નિર્ધાર કરી નાખ્યો હતો. અને વળી એક ગોપાલ સિવાય ગીતના શબ્દો યાદ હતા પણ કોને ! અને ગોપાલ થોડો જ કોઈને કહેવાનો હતો !

ખુશરૂએ પોતાનું આસન લીધું અને પૂરી સ્વસ્થતાથી ગાન આરંભ્યું—

તોમ ના દેરે ના દીન
દે દેરે દા વીન
તોમ નોમ !

એ જ સ્વર, એ જ ધ્વનિ અને એ જ લય. ગોપાલની ગાયકીની એવી આબેહૂબ નકલ હતી કે જો ખુશરૂ પડદા પાછળ ગાતો હોય તો શ્રોતાઓ એને ગોપાલ જ ધારી લે.

ગાન પૂરું થતાં જ સુલતાન 'શાબાશ !' કહી ઊઠ્યો અને દરબાર આખો વાહ વાહ પોકારી ઊઠ્યો. ખુદ ગોપાલ નાયકે ખુશરૂની પીઠ થાબડી એને ધન્યવાદ આપ્યા અને પૂછ્યું: 'અમીર સાહબ ! એ તો કહો કે આપ આટલા નજીક કયે સ્થળે બેસીને મારું ગાન સાંભળી રહ્યા હતા કે એના દરેકદરેક સ્વરમાં લેશ માત્ર ફેર પડવા નથી દીધો આપે !'

હસતાં હસતાં ખુશરૂએ જવાબ આપ્યો: 'નાયકજી ! સવારે હું સુલતાનના સિંહાસન નીચેના પાટ નીચે લપાઈને તમારું ગાન સાંભળી રહ્યો હતો.'

*

આજે પણ ભારતના અસલી ઉસ્તાદો સંગીતના જલસાઓમાં ગાય છે—

તોમ નોમ દેરેના
દા દિર દીના !

અને આને કહે છે તિર્ખંટ અથવા-તરાના.

[ સુચિત

ઉતાવળે પ્રવેશનાર અને બહાર નીકળનારા સામસામા અથડાઈ ન પડે એટલા માટે સહે-લાણને એક દરવાજે 'અંદર' (In) અને બીજે દરવાજે 'બહાર' (Out) લખવામાં આવ્યું હતું. એ સૂચનાનો ભંગ કરી એક સહેલાણી 'બહાર'-દરવાજામાં પ્રવેશ્યો

'અરે ભાઈ, આ તો 'આઉટ' છે.' ઉતાવળે બહાર નીકળતાં માંડ માંડ અથડાતાં રહી ગયેલા બીજા સહેલાણીએ પેલાને કહ્યું.

'તમારું કહેવું બરાબર છે, પરંતુ હું 'ઈન'માંથી આવીને ફસાઈ ગયો છું, એટલે મન કહી રહ્યું છે કે હજી ય હું છે, આવ્યો'તો એ જ રસ્તેથી પાછો વળી જા.' ર. શી.

# કૂતરાનો પટ્ટો

રસનિધિ

'આ પટ્ટાનું શું લેશો ?' તેણે દુકાનદારને પૂછ્યું. દુકાનદારે ધૂળ ઝાપટવાનું 'લૂગડું' બાજુએ મૂકી લાકડીથી એક પટ્ટો બતાવતાં પૂછ્યું: 'આ ?'

'ના, તે.'

દુકાનદારે એક બીજા પટ્ટા તરફ લાકડી ચીંધી.

'ના તેની ઉપરનો.'

જ્યારે દુકાનદારની લાકડી તેને પસંદ આવેલા પટ્ટા પર આવી ત્યારે તેણે કહ્યું: 'બસ એ જ. એની શું કિંમત છે ?'

'બાર આના.'

કિંમત વધારે લાગી તોપણ કંઈક ઓછું હશે એ આશાએ ફરી પૂછ્યું:

'કેટલા પૈસા ?'

'બાર આના પડશે.'

તેણે પોતાની નાનીશી આંગળીઓ ગણવા માંડી.

'એક, બે, ત્રણ....'

એ બાલિકા બીજી ચોપડી ભણતી હતી. પૈસો કે બે પૈસાથી વધુ રકમ તેના હાથમાં આવી નહોતી. નિશાળમાં તે શીખી હતી કે, બાર પાઈનો એક આનો, સોળ આનાનો રૂપિયો. એ તેને યાદ આવ્યું. બાર આનાનું નામ સાંભળી તે ડરી ગઈ.

નિશાળે જતાં અને વળતાં ઘણીવાર તેણે એ પટ્ટા તરફ જોયું હતું. તેની સહિયરો કાગળ, પેન્સિલ, ટીકડી વગેરે આ દુકાનેથી ખરીદતી ત્યારે તે તેમની સાથે જતી. તે વખતે તેનું બધું ધ્યાન તે પટ્ટા પર જ રહેતું. તે પટ્ટો તેને બહુ જ ગમી ગયો હતો.

કેટલી યે વાર તેણે તે પટ્ટો જોયો હતો. ઘણીવાર તેની કિંમત પૂછી હશે. અને અનેક વખત દુકાનદારે તેનું 'હવે લીધાં તેં' કહી અપમાન કર્યું હશે. દુકાનદાર દુનિયાદાર માણસ હતો. તેને આ બાલિકાની ભાવનાની શું ખબર પડે! અત્યાર સુધીમાં એ બાલિકાએ કોઈ ચીજ તેની દુકાનેથી ખરીદી નહોતી. કાગળ, પેન્સિલ, રબ્બર, હોલ્ડર વગેરે વસ્તુઓ તેને ઘેર બેઠાં તેનો પિતા લાવી આપતો; એટલે માત્ર કિંમત પૂછ્યા કરવાથી દુકાનદાર ગુસ્સે થતો. તે તેનો તિરસ્કાર કરતો તો પણ પટ્ટો વારે વારે જોયા સિવાય, તેની કિંમત પૂછ્યા કર્યા સિવાય તેને ચેન પડતું નહિ.

એ પટ્ટો પણ મજાનો હતો એનું ચામડું કમાવેલું ગરમ હતું. વચ્ચે ચળકતી ચાર નાની ઘૂઘરીઓ ચોડેલી હતી. એ ઘૂઘરીનો મધુર રણકાર દુકાનદારને ધૂળ ઝાપટતી વેળાએ તેણે ઘણીય વાર સાંભળ્યો હતો. એના ઉપરની સોનેરી તારની ગૂંથણી વગેરે તેની શોભામાં વૃદ્ધિ કરતાં હતાં. વળી એ પટ્ટો વેચવા માટે સુશોભિત પૂંઠા પર ચોટેલો હતો તેથી તે બહુ જ આકર્ષક લાગતો હતો. પ્રકાશથી તે ચળકી ઊઠતો. એવા એ પટ્ટાના વારે વારે દર્શનથી તે બાલિકાના આનંદની સીમા રહેતી નહિ.

તે તેની સાહેલીઓને પણ એ પટ્ટો બતાવતી. તે ખરીદવાની તેને પ્રબળ ઇચ્છા થતી પણ એટલા પૈસા લાવવા ક્યાંથી ?

તેની મા તેને ભાગ લેવા માટે અર્ધો પૈસો આપતી. પરંતુ હવે તે આખો પૈસો માગવા લાગી. એથી તેની મા તેને વઢતી, છતાં પૈસો તો તેને મળવા લાગ્યો. એ પૈસાનો ભાગ લેવાનું બંધ કરી પૈસા એકઠા કરવાના અને રસ્તે નીકળતાં પેલા પટ્ટા તરફ જોવાના તેના નિયમમાં વધારે ચોકસાઈ આવી.

આમ ધીમે ધીમે ચાર આનાના પૈસા જમા થયા. તે ફરી ફરીને લેગા થયેલા પૈસા ગણતી. ફક્ત ચાર જ આના—સોળ પૈસાના ચારઆના. હજુ આઠઆના લેગા કરવાના—આનાથી યે બમણાં! એ ક્યારે ય લેગા થશે! અને છોકરી નિરાશાના મોજેથી આશાના મોજે ચડી વળી પાછા પૈસા લેગા કરવા લાગી જતી.

જે દિવસે ચારઆના પૂરા થયા તે દિવસે નિશાળેથી પાછા વળતાં તેણે દુકાનદારને કહ્યું: 'ભાઈ એ પટ્ટો કોઇને વેચી ન દેશો. એ પટ્ટો હું વેચાતો લેવાની છું.'

'હવે લીધાં તેં.' કહી દુકાનદાર પોતાનું કામ કરવા લાગ્યો. થોડે દૂર જઈ વળી ઊભી રહી. ટીકી ટીકીને તે પટ્ટો જોઈ રહી કેટલાક દિવસો બાદ તેની માશી મળવા આવ્યા. માશીએ જતી વખતે ભાણેજીને ચુમી લઈ હાથમાં આઠઆના આપ્યા. અને એ તો રાજીના રેડ થઈ ગઈ. કેમકે એ અર્ધા રૂપિયાથી તો તેની કેટલાય દિવસની ઇચ્છા પુરી થઈ જવાની હતી.

માશીના ગયા બાદ તેણે દોડીને પોતાનું દફ્તર ઉઘાડ્યું અને તેમાંથી દીવાસળીની ખાલી પેટી કાઢી. ભોંય પર બેસી ઘાઘરી પાથરી તેમાં, પેટી ઉઘાડી બધા પૈસાની ઢગલી કરી અને એક પછી એક પૈસો લઈને તે ગણવા લાગી. એ ગણી લીધા બાદ અર્ધો રૂપિયો તેમાં ભેળવી દીધો. બધી થઈને બાર આના અને ત્રણ પૈસાની પૂંજી હતી

પેલો પટ્ટો લેવામાં જેટલાં પૈસા જોઈતા હતા તેટલા અચાનક મળી જતાં તેના આનંદનો પાર રહ્યો નહિ.

તે દિવસે ભણવામાં તેનું સુદ્દલ ધ્યાન નહોતું. નિશાળમાં છુટ્ટીનો ઘંટ વાગ્યો કે તરત જ તે દફ્તર ગળામાં લટકાવીને દોડી.

દોડતી દોડતી તે દુકાને પહોંચી. હજી તે પટ્ટો તે જ સ્થાન પર લટકતો હતો એ જોઈ તેને આનંદ થયો. દીવાસળીનું બાકસ ઉઘાડી તેણે દુકાનદાર પાસે પૈસાની ઢગલી કરી. દુકાનદારે પૈસા ગણી લીધા. વધેલા ત્રણ પૈસા પાછા આપ્યા અને પૂંઠામાંથી પટ્ટો કાઢી આપ્યો. રસ્તામાં તે પટ્ટાને આમતેમ હલાવતી અને ઘૂઘરીઓનો મંજૂલ રણકાર સાંભળી મનમાં ખૂબ હરખાતી હરખાતી ઘર ભણી ઊપડી.

વધેલા ત્રણ પૈસાનાં તેણે બિસ્કીટ લીધાં અને એમાંથી એક પણ ચાખ્યા વગર જ તેણે એમ ને એમ દફતરમાં મૂકી દીધાં.

'આજે મારા 'મોતી'ને નવો પટ્ટો ગળે પહેરાવીશ' એ આનંદના વિચારે ઝટપટ તે ઘર તરફ દોડી જતી હતી મોતી તેને બહુ ગમતો. તે નાનું ફૂરકુરિયું હતું ત્યારથી તેને પાળ્યો હતો.

હવે તે મોટો કૂતરો થયો હતો. તે એના કરતાં તો નાનો જ હતો.

ખરેખર મોતી તેને જીવ જેવો વહાલો હતો. તેનામાં તેની સમસ્ત બાળદુનિયા સમાઈ જતી. ત્રણ પૈસાનાં જે બિસ્કીટ તે લાવી હતી તે પણ મોતીને માટે જ હતાં.

મોતી પણ મજાનો હતો. આ છોકરી સિવાય આખા ઘરમાં તેને કોઈ પ્રત્યે મમતા નહોતી. તેને દેખતાં જ તે પોતાની પૂછડી હલાવતો, કૂદતો–દોડતો અને એની સાથે અનેક ખેલ કરતો.

પટ્ટો લઈને તે દોડતી ઘરે આવી અને દરવાજામાં આવતાં જ તેણે 'મોતી, મોતી' એમ મોટેથી બૂમ પાડી. પણ તે દિવસે તેને બૂમનો જવાબ ન મળ્યો.

તેણે આંગણામાં, ચબૂતરા પર, વાડામાં, બીજે માળ અને અગાશી ઉપર બધે ઠેકાણે શોધ કરી પણ મોતી ન મળ્યો.

ચબૂતરા પર મોતીની બેઠક હતી તે તરફ જોયા કર્યું. પણ સવારે નિશાળે જતી વખતે મૂકેલા ટુવાલ સિવાય ત્યાં બીજું કાંઈ જ નહોતું. તે સવારે તેણે મોતીને કેવી રીતે રમાડ્યો હતો, તેને નવડાવી પોતે જ ટુવાલથી તેનું ડિલ લૂછ્યું હતું. તેની સાથે કેટલી યે વાતો કરી હતી, અને નિશાળે જતી વખતે જ કહેતી ગઈ હતી કે 'હું આજે તારા માટે મજાનો પટ્ટો લાવવાની છું અને બિસ્કીટ પણ લાવવાની છું. બહુ મજા આવશે નહિ, મોતી!' એ બધું તેને યાદ આવ્યું.

ત સવારે તો તેમની તરફ ધ્યાન દેવાની ઘરનાં માણસોને ફુરસદ નહોતી. તેઓ બધાં બીજી ધમાલમાં પડ્યાં હતાં. તેના પિતાના 'સાહેબ'ની બીજે ઠેકાણે બદલી થઈ હતી એટલે તેમને વિદાયના માનમાં ચા-પાર્ટી આપવાની હતી. અને તેની તૈયારીમાં સહુ રોકાયાં હતાં. સાંજે જ્યારે તે નિશાળેથી આવી ત્યારે 'સાહેબ' ચા પીને ચાલ્યા ગયા હતા. તેમને સ્ટેશન પર વળાવી કરી તેના પિતા હજુ હમણાં જ આવ્યા હતા.

ઘેર આવ્યા પછી તેણે મોતીને ન જોયો એટલે તે તો રોવા માંડી.

તેની માએ તેને બહુ સમજાવી. તેના પિતાએ તેને બીજો કૂતરો લાવી આપવાની લાલચ આપી તોપણ તે છાની રહેતી નહોતી અને મોતીના નામનો જાપ બંધ કરતી નહોતી.

ગુસ્સામાં આવી તેના પિતાએ તેને ધમકાવી તોપણ તેણે મોતીનું નામ જ લીધા કર્યું.

તે દિવસથી તેની મજા, આનંદ એ બધું ઊડી ગયું. તેનું મન રમતમાં ચોંટતું નહિ. ઊંઘમાં પણ તે બકતી, 'કેમ મોતી તને પટ્ટો ગમે છે ને, કેવો મજાનો છે?' તેનો મોતી કોણ જાણે ક્યાં ય ચાલ્યો ગયો હતો. તેને મોતીનું દુખ ભુલાવી દેવા માટે જાત જાતની યુક્તિઓ કરવામાં આવી પણ તેનું કંઈક પરિણામ ન આવ્યું. બીજા જાત જાતના કૂતરા તેનો બાપ લાવ્યો પણ તેમની તરફ આંખ ઊંચી કરીને પણ તેણે જોયું નહિ અને દિન પ્રતિદિન તે સુકાતી જતી હતી

તેની તબિયત કેટલા ય ડાક્તરો ને વૈદોને બતાવી, ઘણી દવા કરી, પણ કશાથી તેને આરામ ન થયો. અને ધીરે ધીરે તે મરણને કાંઠે આવી લાગી.

જે સાહેબની બદલી થઈ હતી તેમની ભલામણથી તેના બાપના પગારમાં વધારો થયો હતો. જે દિવસે વધેલો પગાર લઈ તેનો બાપ ઘેર આવ્યો તે દિવસે બાલિકાની તબિયત વધારે બગડી હતી. તે હવે ઘડી બે ઘડીની મહેમાન હોય એમ લાગતું હતું.

સવારે જ ટપાલમાં આવેલો એક કાગળ ટેબલ પર પડયો હતો. તેની ઉપર જે સાહેબે પોતાની ભલામણ કરી હતી તેમના અક્ષરો જોઈ છોકરીના બાપે તે ઝટ લઈને વાંચ્યો. તેમાં પહેલાં બીજી વાતો લખ્યા પછી છેવટ આ પ્રમાણે લખ્યું હતું—

'સારો અને દેખાવડો કૂતરો જોઈ હોંશે હોંશે તેને અહીં લાવ્યો તો ખરો પણ પહેલે દિવસે જ બસી બસીને તેણે અમને હેરાન કરી દીધાં. ખાવાપીવાનું તો તેણે તદ્દન છોડી દીધું; કદાચ અમારી પાઉં-રોટી એને ભાવતી નહિ હોય. એવું સારુ ખાણું કદાચ એના નસીબમાં જ નહિ હોય. તે એક ખૂણામાં માથું નાખી પડયો રહેતો. કોઈ તેની પાસે જતું તો તે ડાચિયાં કરીને કરડવા દોડતો; એવી બૂરી ટેવ એને પડી ગઈ હતી. બાળકોવાળા ઘરમાં આવો કરડકણો કૂતરો કોઈ વાર નુકસાન કરી બેસે એમ ધારી મેં એને છોડી દીધો હતો. આજે મને એમ ખબર મળ્યા છે કે કાલે એ કૂતરો મરી ગયો છે. આ કાગળ લખતી વખતે એ વાત યાદ આવવાથી તમને લખી નાખી છે. બાકી કુશળ.'

ચિઠ્ઠી વાંચીને તેની નજર મરણ-પથારીએ સૂતેલી દીકરી તરફ ગઈ. તેના શરીરમાં લોહી જ રહ્યું નહોતું; આંખો ઉઘાડવાની પણ શક્તિ નહોતી. છતાં એક હાથમાં પેલો પટ્ટો તેણે કસ-કસાવીને પકડી રાખ્યો હતો. તે ધીમે ધીમે કાંઈ બોલતી હોય એમ લાગતું હતું.

દોડીને તેણે પોતાના કાન તેના હોઠ આગળ ધર્યા.

બહુ જ ધીમા અવાજમાં તેણે 'મોતી....મોતી' એ શબ્દો સાંભળ્યા. અને થોડી વારમાં જ છોકરી પોતાના દોસ્ત મોતીને મળવા પ્રભુના દરબારમાં પહોંચી ગઈ. [સંચિત

મંત્રી—શેઠજી, એક દિવસની રજા જોઈએ છે.
શેઠ—શું કામ છે?
મંત્રી—સાહેબ અમારાં લગ્નને પચ્ચીસ વર્ષ પૂરાં થાય છે એટલે રૌપ્યમહોત્સવ ઊજવવો છે.
શેઠ—એમ રજાબજા કાંઈ મળે નહીં. તો તો પછી દર પચ્ચીસ વર્ષે તમે એક દિવસ રજા લીધા જ કરશો ને!

બા. વ્યાસ.

* * *

કંડક્ટર: (હોઠમાં સિગાર ગોઠવી દીવાસળી માટે ખીસું ફંફોસતા યુવાનને) 'મિસ્ટર! બસમાં ધુમ્રપાન કરવાની મનાઈ છે.'
યુવાન: ખાતરી રાખો હું ધુમાડાને ગળા નીચે નહિ ઊતરવા દઉં.
એક વૃદ્ધ: પણ આ અમારા બધાંના ગળામાં ધુમાડો ઊતરી જશે તેનું શું?
યુવાન: તો ધુમ્રપાન કરવા બાબતે ઉચિત તમે બધાં કરશો.

ર. શ્રી.

# સમાજ અને સાહિત્યની નવાંજૂની

[ આ શીર્ષક નીચે વિવિધ પ્રવૃત્તિના વિસ્તૃત સમાલોચનની આ અંકથી શરૂઆત કરીએ છીએ. ]

ભાવનગરમાં યંગ કલબ નામની સંસ્થા પ્રતિ વર્ષ એક ઉત્સવ કરે છે અને તેમાં નાટયપ્રયોગો રજૂ કરે છે. તેવો એક મેળાવડો તા. ૧૯-૭-૪૭ના રોજ યોજાયો હતો અને જેઓએ તે જોયો તેમને મતે તે ઘણો સફળ હતો. તેમનો એવો મત હોય તેમાં નવાઈ નથી કેમકે એ પ્રયોગોમાં તેના વિધાયકો પ્રતિવર્ષ નૂતનતા અને વૈવિધ્ય ઉમેરતા રહે છે.

આ કામ બે પ્રકારે સાધી શકાય એક રંગમંચ ઉપરના વૈવિધ્યથી અને બીજું નાટયવસ્તુના વૈવિધ્યથી.

રંગમંચની સુધારણા ગુજરાતના કેટલાક ઉત્સાહી સજ્જનોએ હાથ ધરી હતી પણ એક માન્યતા એવી છે કે ખરી સુધારણા રંગમંચ ઉપર જ દાખલ થઈ શકે, એ આધારે યંગ કલબને જે સુધારા રજૂ કરવા હોય તે તેઓ મંચ ઉપર રજૂ કરે છે. એ સુધારા બે પ્રકારના હોય: એક અભિનયનો અને બીજો સામગ્રીનો. અભિનય માટે શ્રી બાબુભાઈ વ્યાસ, શ્રી. નરહરિ, કે જેઓએ અત્યાર પણ સારા અભિનય માટે નામ કાઢ્યું છે તેઓ જ નહિ પણ લગભગ દરેકેદરેક જણ પોતાનો પાઠ સમજણપૂર્વક, વફાદારીથી તેમજ અત્યંત સ્વાભાવિકતાથી ભજવી ગયું હતું. અકૃત્રિમ સ્વાભાવિકતા એ આ કલબનું વિશેષ લક્ષણ કહી શકાય.

રંગમંચ ઉપરની બીજી સુધારણા કે જેમાં ઘણા પ્રચલિત અને જડ થઈ બેસી ગયેલા રિવાજો હજી પણ કૉલેજ જેવી સંસ્થાના પ્રયોગમાં પણ માલૂમ પડે છે તેના અભાવ ઉપરાંત પ્રકાશનું નિયમન એ ખાસ લક્ષણ ગણાવી શકાય. તે સિવાય માઈકનો ઉપયોગ નાટ્યના અંગ તરીકે કરવાની શરૂઆત પણ તેમણે જ કરેલી છે. ઑડિયન્સને પીઠ ન દેખાડવી એવી રૂઢિ હજી પણ રૂપે પ્રચલિત છે અને તેને લીધે સ્વાભાવિકતા મારી જાય છે. એ રૂઢિને યંગ કલબે વર્ષો પહેલાં તિલાંજલિ આપેલી છે. વાક્યોના ઉચ્ચારણમાં જ્યાં ધ્વનિવાહન યોગ્ય ન હોય ત્યાં મોટેથી બોલવું પડતું હોવાને કારણે જે અસ્વાભાવિકતા આવતી અને જે સતત્ મહાવરાથી ટેવ બની જતી અને અનુકરણ દ્વારા જે આવશ્યકતા લાગતી તે ક્રમ ટાળીને વધારે સ્વાભાવિકતાથી બોલવાનો પ્રયોગ પણ યંગ કલબે કરેલો છે. પફ-પાઉડરનો ત્યાગ અને બને તેટલાં ઓછાં સાધનો એ પણ આ કલબની એક વિશિષ્ટતા છે.

યંગ કલબનું એક ધ્યેય એ છે કે પ્રતિવર્ષ એક કે બે નવી નાટિકાઓ યોજવી અને ભજવવી. એ યોજનાર પણ મંચ ઉપર કામ કરનારા હોવાથી ભાષાપ્રયોગની જટિલતાઓ નિવારી શકાય છે. કેટલાંક વર્ષોથી તેઓ આ પ્રયોગ કરે છે તેથી તેમની પાસે આજે અપ્રકટ નાટિકાઓનો સારો એવો જથ્થો એકત્ર થયો હશે અને તે તેઓ ક્રમે ક્રમે પ્રકટ કરશે એવી આશા છે.

આ વખતના ઉત્સવમાં ત્રણ નાટિકાઓ અને એક પ્રહસન હતાં. પ્રથમ નાટિકા 'મજૂર'માં કરુણ અને હાસ્ય પાસે પાસે મૂકી કરુણનો અનુભાવ તીવ્ર કરવાનો નવો પ્રયોગ તેમણે કર્યો હતો. દીકરાની વહુ પ્રસૂતિની વેદનામાં દવા કે સારવાર કે ખોરાકને અભાવે મરી જાય છે અને દીકરો તથા બાપ તેની અંત્યેષ્ટિ ક્રિયાનો વિચાર કરે છે એવી જાતની એક વાર્તા કોઈ રેડિયો સ્ટેશન ઉપરથી કહેવાય છે, શરૂઆત રેડિયો સ્ટેશનના માઇક પાસે બેસી બોલતો લેખક કે વાચક દેખાય છે, અને તે દરમ્યાન અદૃશ્ય થઈ વાર્તાનું વસ્તુ ભજવવા ઉપર શરૂ થાય છે. જે પૈસાની મદદ મરનારની અંતિમ ક્રિયા કરવા માટે મળી તે જો વહેલી મળી હોત તો બાઈ બચત પર જીવી જાત એ પ્રકારનું વાક્ય કરુણની નિષ્પત્તિમાં વધારો કરે છે.

બીજી નાટિકા 'ચાંદરડાં' હતી. એક જ ખંડમાં આખું વસ્તુ ભજવાય છે પણ પાત્રો ઘણાં છે અને સ્વાભાવિક રીતે બેત્રણ વિભાગમાં વહેંચાઈ જાય છે. અને તે આયોજન માટે તેમણે જે દૃશ્ય પ્રસ્તુત હોય તે ઉપર જ પ્રકાશનું વર્તુલ કેન્દ્રિત કરી પોતાનો હેતુ સાધ્યો હતો. તેનો મુખ્ય રસ વીરમિશ્રિત કરુણ છે. એક ડોક્ટર જે સ્ત્રીને ચાહતો હતો તે સ્ત્રી વર્ષો પહેલાં બીજાને પરણી જાય છે અને તે લગ્નથી તેમને એક પુત્ર થાય છે. પુત્ર યુવાન બને છે અને ક્રાંતિકારી દળમાં જોડાય છે. દરમિયાન તેનો પિતા શરમ ભરેલી રીતે મરી જાય છે. એ યુવાન એકવાર સપડાઈ જતાં તેને મોતની સજા ફરમાવવામાં

મૃત્યુને વધાવી તેની સિંહણ સરખી માતાની કૂખ ઉજાળશે કે તેના પિતાની જેમ નામર્દાઈથી પાછો ફરશે. ડોકટરને વિશ્વાસ છે કે પોતાની ભૂતકાળની વીરાંગના પ્રેયસીનું દૂધ પાઈ ઉછરેલો પુત્ર માતાનું નામ ઉજ્જ્વલ કરશે. પણ બીજાને ડોકટરના જેટલી અડગ શ્રદ્ધા નથી. જ્યારે મરવાનો વખત આવે છે ત્યારે ભેરુબંધ મળો તો ભવોભવ ડોકટરના જેવા મળજો એટલું કહી તે સામી છાતીએ મરણને ભેટે છે અને જેમ જાણે ભેરુબંધી ચાલુ રાખવા જતો હોય તેમ તે પછીની ક્ષણે ડોકટર પણ મરી જાય છે અને નાટક પૂરું થાય છે.

ત્રીજા પ્રયોગનું નામ 'ટીડા જોષી' છે. વસ્તુ તેમજ સ્વરૂપમાં તે પ્રહસન છે. વસ્તુ વદન સાદું છે. ગામડાનો ટીડો જોષી ભાંગની ધૂનમાં કોઈના નજીકના મૃત્યુનું ભવિષ્ય ભાખી બેસે છે. એનું ભવિષ્ય ભાખવામાં આવેલું તેણે આપઘાત કરીને ટીડા જોષીનું માન રાખવાની જરૂર ન માની. એટલું જ નહીં પણ જાણે ટીડો પોતે જ મરી ગયો છે, એમ મનાવી તેના અંતિમ સંસ્કાર માટેની સામગ્રી લઈ ગામ-લોક ટીડાને ત્યાં હાજર થયા. પણ ગ્રામજીવનના સ્વાર્થમય જીવનમાં સહજ એવાં એક-બીજાનાં સ્ખલનો બતાવી જોષી તેઓમાં વિખવાદ પેદા કરાવે છે અને છેવટ જોષીની પૌત્રી નિર્મલાએ તૈયાર કરેલ ચા તથા ભજિયાંને ઈન્સાફ આપ્યા વિના જ બધા વિદાય થાય છે અને નાટક પૂરું થાય છે.

છેલ્લો પ્રયોગ તે તેમનું-અત્યારે તો લબ્ધપ્રતિષ્ઠ ગણાતું 'દાદાઓ' હતું. અનેક જાતની અનેક રમૂજોનું એ પ્રદર્શન હતું એમ કહીએ તોપણ ચાલે અને તેની ખૂબી કેવળ અનુભવગમ્ય હતી.

નાટકનો હેતુ અથવા કોઈ કલાનિરૂપણનો હેતુ કેળવણી આપવાનો હોય છે માત્ર તે કેળવણી આપવાનો આગ્રહ ન હોય તો. અને નિર્દોષ આનંદ એ હમેશાં ઇચ્છનીય હોય છે. આ પ્રસંગના અવલોકન પછી એટલું લાગ્યા વિના રહેતું નથી કે એવા પ્રયોગો આપણા અત્યારના નિરાનંદી જીવનમાં વર્ષમાં એકવાર મળે છે તેને બદલે અનેક વાર સાંપડતા રહે.

પુત્રો થયા. આ બંને પુત્રો પાંચ અને સાત વરસના થયા ત્યારે એક પ્રસંગ બન્યો.

વણકર પંડિતની સ્ત્રી એક સવારે પાણી ભરી ઘરે આવતી હતી ત્યારે તેણે પોતાના ઘરના ચોગાનમાં આ પુત્રોને લાકડાં ખોડી, સૂતરના દોરા આ લાકડાંના આ છેડેથી બીજા છેડા સુધી અને ત્યાંથી પાછા આં છેડા સુધી બાંધી, વણકરો જે રીતે લૂગડું વણ્યા પહેલાં



તાણાવાણા ગોઠવે છે તે રીતે ગોઠવતા જોયા.

માએ પૂછ્યું: તમે શું રમો છો? એટલે મોટે છોકરે જવાબ આપ્યો કે અમે વેજાં વણીએ છીએ, અને તેને માટે તાણાવાણા ગોઠવીએ છીએ.

પંડિતની સ્ત્રીને બહુ ક્રોધ ચઢ્યો. હાથમાં પાણીનું સીંચણિયું હતું તેના વતી છોકરાને માર્યા અને કહ્યું કે બ્રાહ્મણ થઈને આવી ઢેઢની રમત રમો છો; તમને કોઈ બીજી રમત નથી. સૂઝતી?

છોકરાના વાંસામાં દોરડાના સોળ ઊઠ્યા. તેઓ મોટેથી રોવા લાગ્યા. તેવામાં રાજદરબારમાંથી કથા વાંચી પંડિત ઘરે આવી પહોંચ્યો. માથે મોટી લાલચોળ પાઘડી હતી, કપાળમાં ત્રિપુંડ તાણ્યું હતું, બગલમાં પોથી રહી ગઈ હતી, ઉપરણાથી શરીર ઢાંક્યું હતું અને પહોળી રેશમી કિનારનું ધોતિયું પહેર્યું હતું. તેમણે છોકરાને ખૂબ રોતા જોઈ તથા તેમના બરડામાં ઊઠેલ સોળો જોઈ પૂછ્યું: આ છોકરા કેમ રુએ છે?

બ્રાહ્મણી બોલી: બ્રાહ્મણના છોકરા થઈ ઢેઢની રમત રમતા હતા, તાણાવાણા કરતા હતા. બ્રાહ્મણના છોકરાની રમત ન સૂઝી અને આ ઢેઢની રમત શીખી આવ્યા એટલે મેં તેમને માર્યા કે ફરીને આ પ્રમાણે ન કરે.

પંડિત—છોકરાં તો ગમે તે રમત રમે તેમાં આટલું બધું મરાય? તેમના બરડામાં તો લોહી નીકળ્યું છે.

બ્રાહ્મણી—લોહી નીકળ્યું તેમાં શું થઈ ગયું? ફરી વાર તાણાવાણાની રમત રમશે તો ચામડું ઊતરડી નાંખીશ.

છોકરાને રોતા જોઈ તથા તેમને પડેલ સખત માર જોઈ પંડિત ઉશ્કેરાઈ ગયો અને બોલ્યો: વણકરના છોકરા તો વણકરની જ રમત રમે, તેમાં તું આ માટે આટલો બધો ક્રોધ કરે છે?

બ્રાહ્મણી—વણકરના છોકરા! તમે શું બોલો છો? કોણ વણકર? આ તો તમારા છોકરા છે.

છોકરાને પડેલ મારથી પંડિતનું લોહી તપી ગયું હતું, તેને બ્રાહ્મણીનો

ગર્વ ગમ્યો નહિ અને આવેશમાં પોતાની સાચી હકીકત કહી નાંખી.

માથે વીજળી પડી હોય તેમ બ્રાહ્મણી આ વાત સાંભળી બેભાન થઈ ઢળી પડી. પંડિતને ભાન આવ્યું કે ક્રોધમાં તેણે ભારે ભૂલ કરી છે. તેને બહુ પસ્તાવો થવા લાગ્યો પણ હવે ઉપાય શો?

બ્રાહ્મણીને ખૂબ પાણી છાંટયું અને પવન નાંખ્યો ત્યારે તેને ભાન આવ્યું. તે હવે વધારે સ્વસ્થ થઈ હતી. તેણે પોતાનો નિશ્ચય પંડિતને જણાવ્યો. અને કહ્યું કે આ પાપનું હું પ્રાયશ્ચિત કરવા માગું છું. મારે અને તમારે આજથી કાંઈ સંબંધ નથી. પણ આ વાત બહાર પડશે તો બ્રાહ્મણો અને રાજા પણ ક્રોધે ભરાશે અને સૌને વટલાવ્યા માટે તમને સખત સજા કરશે; માટે હું પ્રાયશ્ચિત માગું તે પહેલાં ગામ છોડી ચાલ્યા જાઓ.

પોતે ભ્રષ્ટ થઈ છે, પતિત થઈ છે, આત્મહત્યા સિવાય કાંઈ ઉપાય નથી. આવા દુઃખમાં બ્રાહ્મણીને પતિ, બાળકો અને ઘર તુચ્છ લાગ્યાં. પંડિત પણ પોતે કરેલા અપરાધથી ભયભીત થયો અને રાતોરાત બંને બાળકોને લઈ ઘર છોડી નાસી છૂટ્યો.

બીજી સવારે બ્રાહ્મણીએ પંડિતો પાસે પ્રાયશ્ચિત માગ્યું. અનેક શાસ્ત્રો તપાસી પંડિતોએ નિર્ણય આપ્યો કે આ ભવમાં તો શુદ્ધિ છે જ નહિ પણ આ પાપનાં ફળ પરલોકમાં ભોગવવાં ન પડે તેમ જ આવતો ભવ સુધરે માટે તમારે પીપળાનું થડ પોલું કરાવી તેમાં બળી મરવું જોઈએ.

બ્રાહ્મણીએ તે પ્રાયશ્ચિત સ્વીકાર્યું. ગંગાને કિનારે કોરેલ પીપળાના થડમાં બાઈ બેઠી. આજુબાજુ બીજાં લાકડાં ગોઠવવામાં આવ્યાં અને યથાવિધિ બ્રાહ્મણોએ તેને અગ્નિસંસ્કાર કર્યો. દૈવની ગતિ ગહન છે. હજુ અગ્નિ મૂકી બ્રાહ્મણો ગામ તરફ નથી ફર્યા, ત્યાં વાવાઝોડા સાથે મૂશળધાર વરસાદ શરૂ થયો અને ગંગાજીમાં પાણીનું પૂર આવ્યું; જેમાં પીપળાનું થડ બ્રાહ્મણી સાથે તણાઈને ચાલ્યું.

ગંગાજી અનેક મુખે જ્યાં બંગાળાના ઉપસાગરને મળે છે ત્યાં આગળ આવેલ એક ગામડાના કેટલાક ભરવાડોએ પાણીના પૂરમાં તણાઈ આવતું આ લાકડું જોયું અને તેને કાંઠે ખેંચી કાઢયું. તેમની અજાયબી વચ્ચે તેમણે લાકડાના થડમાં બેભાન થયેલ અને શરીરે દાઝી ગયેલ એક સ્ત્રીને જોઈ એટલે તેને પોતાના નેસમાં લઈ ગયા. અને ત્યાં તેની સારવાર કરી એટલે બાઈ શુદ્ધિમાં આવી

જ્યાં આ બાઈને રાખવામાં આવી હતી તે નેસની માલિક એક ભરવાડ બાઈ હતી. તેની સ્થિતિ સારી હતી. ચાર દીકરા અને દીકરાની વહુઓ હતી. ઘર આંગણે ભેંસો હતી, અને તેના દૂધ, દહીં ને ઘીનો વેપાર તે પાસેના શહેરમાં કરતી હતી. બાઈની આજ્ઞા છોકરા અને છોકરાની વહુ માનતાં હતાં અને આ લોકો સર્વ પ્રકારે સુખી અને સાધનસંપન્ન હતાં.

ભરવાડ બાઈ સ્વભાવે બહુ માયાળુ હતી. પૂરમાં તણાઈ આવેલ બાઈની સારવારનું કામ તેણે પોતાના હાથમાં

લીધું અને જ્યારે બાઈ ખરેખર શુદ્ધિમાં આવી ત્યારે તેની પાસેથી તે કોણ છે? કેવી રીતે તણાઈ? ઇત્યાદિ હકીકત તેણે જાણી લીધી અને તેને આશ્વાસન આપ્યું; પણ બાઈના મનનું દુઃખ ઓછું થતુ ન હતું. તે તો આપઘાત કરવાનો વિચાર કરતી હતી. આમ કરતાં કરતાં દિવસો જવા લાગ્યા, અને બ્રાહ્મણી સાજી થઈ તથા તેના શરીર ઉપરના વ્રણ પણ રુઝાયા.

દુઃખનું ઓસડ દહાડા, એમ સમજી ભરવાડ બાઈએ એક અથવા બીજે બહાને દિવસ કાઢવા માંડ્યા. અજાણ્યું અને આંધળું તો બરાબર. કોઈ બળાત્કાર કરી વટલાવે, કોઈ છેતરપિંડી કરી ધર્મભ્રષ્ટ કરે તો તે વટલાતું નથી અને ધર્મભ્રષ્ટ થતું નથી. પ્રભુને ઘરે તો તેને ધર્મભ્રષ્ટ કરનાર, વટલાવનાર ગુનેગાર છે. આવાં દુઃખ તો ઘણાંને પડ્યાં છે. શાસ્ત્રમાં આવા દાખલા છે. તું સાજી થઈશ ત્યારે કાશી જઈ વિદ્વાન પંડિતોને પૂછી આપણે પ્રાયશ્ચિત કરશું એમ કહી ભરવાડ બાઈ બ્રાહ્મણીને ધીરજ આપતી.

એક દિવસ બ્રાહ્મણી પોતાને માથે પડેલ આપત્તિ સંભારી બહુ જ કલેશ કરતી હતી ત્યારે ભરવાડ બાઈ બોલી: બેન, બીજાને પડેલા દુઃખની વાત સાંભળ તો તને તારું દુઃખ ઘણું જ ઓછું લાગશે. આવી એક ખરેખર બનેલી વાત તને કહું છું તે સાંભળ.

આજથી લગભગ ચાળીશ વરસ ઉપર કલકત્તામાં એક શેઠ અને શેઠાણી ... હતાં. તેમને સંતાનમાં માત્ર એક ...કરી હતી. શેઠનો સોનારૂપાનો વેપાર હતો અને સ્થિતિ સારી હતી. પૂર્વ બંગાળામાંથી એક વેપારી દર વરસે નવરાત્રિના દિવસમાં કલકત્તા આવતો અને તેને શેઠની સાથે સારો સંબંધ હતો એટલે તેનો ઉતારો શેઠને ઘેર જ રહેતો. તે વેપારી સોનુંરૂપું ખરીદતો અને મોતી વેચતો. શેઠની દીકરી પણ જ્યારથી સમજણી થઈ ત્યારથી વેપારીને ઓળખતી અને કાકા કહીને બોલાવતી. વેપારી પણ જ્યારે કલકત્તે આવે ત્યારે આ દીકરીને લાડ લડાવે અને જવાને આગલે દિવસે બજારમાં લઈ જઈ તેને મીઠાઈ તથા રમકડાં અપાવે.

દર વરસ મુજબ એક વખત આ વેપારી નવરાત્રિમાં કલકત્તા આવ્યો. દીકરીની ઉંમર પણ ચૌદ–પંદર વરસની થઈ હતી. છતાં કાકાની સાથેના તેના લાડકોડ તો પહેલાંના જેવા જ હતા. શેઠ–શેઠાણીને પણ આ વેપારી ઘરના માણસ જેવો થઈ ગયો હતો; એટલે દીકરીને આવી છૂટ લેવા દેવામાં એમને કાંઈ પણ અયોગ્ય લાગતું નહિ.

વેપારીએ આ વખતે સારી કિંમતનાં મોતી વેચ્યાં હતાં તેમજ શેઠની પાસેથી મોટા પ્રમાણમાં સોનુંરૂપું ખરીદ્યું હતું. જવાને આગલે દિવસે શેઠ, શેઠાણી, વેપારી અને દીકરી સૌ સાથે બેસીને આનંદથી જમ્યાં સાંજે ચારપાંચ વાગ્યાને શુમારે વેપારીએ કહ્યું કે આ વખતે બેન હવે રમકડે રમે એવડી નથી, માટે તેને મનપસંદ લૂગડાં મારે અપાવવાં છે એટલે અમને સાંજે બજારથી પાછા ફરવામાં જરા મોડું થાય તો ચિંતા કરશો નહિ.

શેઠાણીએ કહ્યું: તમે સાથે હો પછી અમારે ચિંતા શેની હોય ?

કાકો અને ભત્રીજી કપડાં ખરીદવા કલકત્તાની બજારમાં નીકળ્યાં. કાપડની ઘણી દુકાનો જોઈને દીકરીને પસંદ પડે તેવું રેશમી તથા સૂતરાઉ કાપડ પુષ્કળ ખરીદ્યું. આ પ્રમાણે દુકાનો જોવામાં, માલ પસંદ કરવામાં ઘણું મોડું થયું. રાત પડવા આવી, બધે દીવા થયા. વળી તેઓ ઘેરથી ઘણે દૂર નીકળી ગયાં હતાં, તેથી છોકરી થાકી ગઈ હતી એટલે વેપારીએ ગાડી ભાડે કરી

અડધોએક કલાક ચાલ્યા પછી ગાડી કલકત્તાની બહાર કોઈ ધર્મશાળા જેવા મકાન પાસે ઊભી રહી; એટલે વેપારીએ છોકરીને નીચે ઉતારી ગાડી છૂટી કરી

છોકરીએ પૂછ્યું: કાકા! આપણે ક્યાં આવ્યાં છીએ ? બહુ મોડું થયું છે, બા ચિંતા કરશે, હવે જલદી ચાલો.

વેપારીએ કહ્યું: અહીં મારા ઓળખીતા ઊતર્યા છે, તેને મળીને આપણે તુરત ઘેર જઈશું. એમ કહી ધર્મશાળાનું બારણું ખખડાવ્યું; એટલે બે દાઢીવાળા મુલતાની બહાર આવ્યા. કાકાએ તેમની સાથે વાત કરી એટલે તેઓ તુરત અંદર જઈ બે તૈયાર ઊંટ લઈ આવ્યા. અને છોકરી કાંઈ બોલે કે પૂછે તે પહેલાં તેના મોઢામાં ડૂચો દઈ, હાથપગ બાંધી તેને ઊંટ પર ચઢાવી એક મુલતાની એની સાથે ચડી બેઠો. બીજા ઊંટ ઉપર પેલો વેપારી અને બીજો મુલતાની બેઠા અને બંને ઊંટોને કોઈ અજાણી દિશામાં હંકારી ગયા.

આ બાજુ શેઠ ને શેઠાણીએ મોડી રાત સુધી દીકરીની રાહ જોઈ પણ જ્યારે દીકરી ન જ આવી ત્યારે તેમને શંકા પડવા માંડી પણ બહુ મોડું થવાથી કાકો–ભત્રીજી કોઈ સંબંધીને ત્યાં સૂઈ રહ્યાં હશે, સવારમાં જરૂર આવશે એમ મન મનાવી રાત કાઢી. પણ સવારમાં પણ કોઈ આવ્યું નહિ, ત્યારે શેઠ અને તેના સંબંધીઓ આખું કલકત્તા ફરી વળ્યા પણ ક્યાંય પત્તો લાગ્યો નહિ આથી તેમના દુઃખનો પાર રહ્યો નહિ.

ભરવાડ બાઈ આગળ બોલી: બેન ! આ દુઃખનો ખ્યાલ હું તને કેવી રીતે આપું ? આંખની કીકી જેવી એકની એક દીકરી આમ ગુમ થાય ત્યારે માબાપને કેટલું દુઃખ થાય ? આમ બોલતાં બોલતાં તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં તે લૂછી નાખી, તેણે પાછી વાત શરૂ કરી.

વેપારી અને મુલતાની ઊંટ ઉપર કોઈ દૂરના પ્રદેશમાં આ છોકરીને ઉપાડી ગયા. અને એક ગામમાં તેને રાખી. વેપારી આડીઅવળી જાત જાતની વાતો કરી છોકરીને સમજાવે, સારું સારું ખવરાવે, સુંદર કપડાં પહેરાવે, થોડા દિવસમાં તેને પાછી કલકત્તે લઈ જશે તેમ આશ્વાસન આપે. આખરે તારાં માબાપને અહીં તેડાવ્યાં છે તેમ વાત પણ કરી; પણ દીકરીના મનનું સમાધાન થાય નહિ અને તે, દિવસ ને રાત આંસુ સારે

આમ કરતાં કરતાં સાત–આઠ માસ પસાર થયા દુઃખનું ઓસડ દહાડા વળી વેપારી તેને સગી દીકરી હોય તેમ બહુ સારી રીતે જાળવે; એટલે આ છોકરીના

મનનું થોડે અંશે સમાધાન થયું, અને તે ખાઈ–પી સુખેથી રહેવા લાગી

પૂર્વ બંગાળાના જંગલમાં એક મોથ નામનું પક્ષી થાય છે અને તેના માથામાં ઊંચી જાતનાં મોતી પાકે છે. આ પક્ષીનો શિકાર કરી તેના માથામાંથી મોતી કાઢી લઈને, તે વેચવાનો ધંધો આ વેપારી કરતો હતો. મોથ પક્ષીનો શિકાર કરવો સહેલો નથી * તે ઘણે દૂર



પર્વતની ખીણમાં રહે છે અને કદી માણસની નજરે ચઢતું નથી. તેનો શિકાર કરવાનો એક માર્ગ છે. તેને સ્ત્રીના લોહીની ગંધ બહુ ગમે છે. અને તે ગંધ ઉપરથી સ્ત્રીનું મડદું હાથ કરવા ગમે તેટલે દૂરથી ઊડીને પણ આવે છે. એટલે મોથ પક્ષીના શિકારીઓ કોઈ સ્ત્રીને હાથ કરી, તેને બેભાન કરી, તેના શરીરને સોય વતી ત્રોફી નાંખી, માંડવા ઉપર સુવાડે છે અને નીચે તાપ કરે છે. સ્ત્રીના શરીરમાંથી નીકળતું લોહી નીચેના અગ્નિમાં પડતાં તેનો ધુમાડો ઊંચે આકાશમાં ચઢે છે અને ધુમાડાની વાસ ઉપરથી મોથ 'પક્ષી સ્ત્રીનું મડદું' લેવા આવે છે. આ વખતે શિકારીઓ બંદૂક વતી તેનો શિકાર કરે છે.

એક દિવસ આ વેપારી, છોકરીને બેભાન કરી તેને જંગલમાં લઈ ગયો. તેનું શરીર ત્યાં સોય વતી ત્રોફ્યું અને એક ઊંચા માંડવા ઉપર તેને સુવાડી નીચે તાપ કરી મોથ પક્ષીની રાહ જોતો પાસેની ઝાડીમાં છુપાઈને બેઠો. અગ્નિમાં લોહી પડતાં તેમાંથી ધુમાડો નીકળ્યો અને ઊંચે આકાશમાં ચઢ્યો જોતજોતામાં તો ગરુડથી પણ મોટું પક્ષી આકાશમાં દેખાયું અને માંડવા ફરતું ચક્કર મારી તેણે કીકરી

* જે ઉપરથી કહેવત છે કે 'શું મોથ તો છે!'

ઉપર ઝડપ મારી તેને પંજામાં ઉપાડી તે જ વખતે વેપારીએ બંદૂક ફોડી, પણ મોથને બરાબર મર્મસ્થળમાં ગોળી નહિ વાગવાથી તે જંગલમાં અદૃશ્ય થઈ ગયું. પણ વેપારીની ગોળી સાવ ખાલી ગઈ ન હતી. એટલે જ્યારે ગોળીનો ઘા ઠર્યો ત્યારે મોથ પક્ષી આ છોકરી સાથે ઘણે દૂર જંગલમાં ભોંય ઉપર પડયું અને ત્યાં જ મરણ પામ્યું.

થોડા વખત પછી છોકરી જ્યારે જાગૃત થઈ ત્યારે તેના શરીરમાંથી લોહી વહેતું હતું. પાસે કોઈ મોટું પક્ષી મરેલું પડયું હતું અને તેનું માથું તૂટી જવાથી તેમાંથી નીકળેલાં મોતી ત્યાં વેરાયેલાં પડ્યાં હતાં. પાસે નદી વહેતી હતી અને થોડેક દૂર સાગર ગાજતો હતો. આજુબાજુ ગીચ જંગલ હતું, જેમાં પક્ષીઓ કિલકિલાટ કરી રહ્યાં હતાં. દૂર દૂર વાંદરાઓનો ચિત્કાર સંભળાતો હતો અને આખું સ્થળ ઘણું જ બિહામણું લાગતું હતું. શરીરમાંથી પુષ્કળ લોહી ગયું હતું એટલે અશક્તિ બહુ આવી હતી. વળી આખું શરીર ત્રોફેલું હતું એટલે બહુ જ પીડા થતી હતી અને આવા ભયંકર જંગલમાં પોતે એકલી છે તે વિચારથી આ છોકરી ફરી વખત બેભાન થઈ ગઈ.

તે કેટલો વખત બેભાન રહી તેની તેને ખબર રહી નહિ; પણ જ્યારે તે જાગૃત થઈ ત્યારે મોટા મોટા વાંદરાઓને તેની પાસે બેઠેલા જોયા. તેમાં એક સૌથી મોટો વાંદરો હતો. તે કોઈ વનસ્પતિનાં પાંદડાં ચાવી ચાવીને તેના શરીર ઉપર ચોપડતો હતો અને બીજા વાંદરા જંગલમાંથી પાંદડાં લઈ આવતા હતા. આ વાંદરા માણસ જેવા ઘાટના હતા. તેમને શરીરે વાળ બહુ ઓછા હતા અને તેમનાં મોઢાં પણ માણસને મળતાં હતાં. માત્ર તેમને મોટાં મોટાં પૂછડાં હતાં. તેઓ છલંગો મારી ઝાડ ઉપર ઠેકતા હતા. તેઓ બોલતા ન હતા પણ હુંકાર કરતા હતા. છોકરી આ દેખાવથી ભય પામી પણ જ્યારે તેણે જોયું કે કેટલાક વાંદરા ઝાડનાં પાંદડાંના પડિયા વાળી પીવા માટે પાણી લઈ આવે છે, કેટલાક વાંદરા ફળફુલ લઈ આવ્યા છે અને મોટો વાંદરો બિલકુલ થાકયા સિવાય પાંદડાં ચાવી ચાવીને તેને શરીરે ચોપડે છે, અને તે ઉપચારથી તેની વેદના ઓછી થઈ છે ત્યારે તેને હિંમત આવી અને ભય ઓછો થયો.

તેણે થોડાં ફળ ખાધાં, પાણી પીધું અને ફરીને ઊંઘી ગઈ. જ્યારે તે જાગી ત્યારે સવાર થતું હતું, જંગલમાં પક્ષીઓ કલરવ કરતાં હતાં, નદીના વહેતા પાણીનો ખળખળાટ સંભળાતો હતો, ઊગતા સૂર્યના પ્રકાશથી સમુદ્ર ઝળહળી રહ્યો હતો, ને મંદ મંદ શીતળ પવન વાતો હતો. મોટો વાંદરો દૂર બેઠો બેઠો તેને જોઈ રહ્યો હતો. તેને જાગેલી જોઈ તે જંગલમાં અદૃશ્ય થઈ ગયો અને થોડી વારે તાજાં ફળ તથા પીવાનું પાણી લઈ આવી, તેની આગળ મૂકયાં અને પાછો દૂર બેસી તેને જોવા લાગ્યો. છોકરીએ ફળ ખાધાં, પાણી પીધું અને થોડી શક્તિ આવી હતી, પીડા ઓછી થઈ હતી એટલે ચાલીને નદી તરફ નાહવાધોવા ગઈ. વાંદરો પણ જંગલમાં અદૃશ્ય થઈ ગયો.

માંથી બાઈએ ભેંસો ખરીદ કરી અને દૂધદહીંનો ધંધો શરૂ કર્યો. યુવાન બાઈએ એકલાં રહેવું સહીસલામત નહિ. વળી દૂધદહીંના વેપારમાં પુરુષની મદદ જોઈએ એટલે વખત જતાં વૃદ્ધ ભરવાડ બાઈના દીકરા સાથે તેણે લગ્ન કર્યાં. પછી તો તેને દીકરા થયા દીકરા પણ મોટા થયા. તેમને ઘરે વહુઓ આવી. સ્થિતિ પણ ઘણી સારી થઈ અને પરમેશ્વરની કૃપાથી બધી વાતે સારાં વાનાં થયાં.

ભરવાડ બાઈ બોલી: જો બેન, ધીરજ રાખી તો બધું સારું થયું. અને આ વાત તને સાચી ન લાગતી હોય તો સાંભળ, જેને વેપારી ઉપાડી ગયો હતો, જેને મોથ પક્ષી ઉપાડી ગયું હતું, જેણે વાંદરા સાથે ઘરસંસાર ચલાવ્યો અને જે પેલા ખલાસીઓ સાથે નાસી છૂટી તે બાઈ બીજી કોઈ નહિ પણ તને વાત કરે છે તે હું પોતે.

આ વાત મારી આપવીતી છે. માટે બેન ધીરજ રાખ. આપણે કાશી જઈશું અને પંડિતોને ફરી વાર પૂછશું કે આ પાપનું પ્રાયશ્ચિત શું? તું પોતે ઇચ્છાપૂર્વક ભ્રષ્ટ થઈ નથી વળી જે પ્રાયશ્ચિત પંડિતોએ કહ્યું તે તેં કર્યું, પણ પ્રભુએ તને બચાવી, વળી તારાં છોકરાં તો બિલકુલ અપરાધી જ નથી. તેઓ કેવી રીતે ભ્રષ્ટ થાય તે હું સમજી શકતી નથી, માટે આપણે ફરી વાર પંડિતોની સલાહ લઈ નિર્ણય માગશું. તને અને તારાં છોકરાંને જે પાવન કરે તે જ ધર્મ તેમ હું તો સમજું છું. માટે ધીરજ રાખ. પ્રભુ સર્વ સારું કરશે.

## ઉચ્ચ આકાંક્ષા

દારૂના પીઠામાં એક ટેબલની આજુબાજુ ત્રણ જણા બેઠા હતા. તેમાંથી એક વણકર હતો, બીજો સુથાર અને ત્રીજો મજૂર હતો.

વણકર—આજે કફન માટે એક પાણોરું મેં બે સોનામહોરમાં વેચ્યું માટે આવો આપણે આજ ખૂબ શરાબ પીએ.

સુથાર—મેં પણ આજે એક ઉત્તમ શબ-મંજૂષા ( શબ મૂકવાની પેટી ) વેચી છે. એટલે શરાબની સાથોસાથ કબાબ પણ ખાશું.

મજૂર—મેં જોકે આજ એક જ કબર ખોદી છે પણ મરનારના વારસદારોએ ખુશ થઈ મને બમણા પૈસા આપ્યા છે એટલે ચાલો આપણે થોડીક મીઠાઈ પણ મગાવીએ.

કરે; નદીએ જાય, 'તે એ પીઠામાં ઉત્સવ જેવું થયું. પેલા ત્રણે શરાબ, કબાબ અને અને સાંજે વાંદરો ચારો કરીને તેઓ આજે ખૂબ આનંદમાં હતા. પીઠાનો માલિક પણ ત્યારે બંને જણ સાથે બેરાજના ત્રણે ઘરાક છૂટે હાથે પૈસા વાપરી રહ્યા હતા. જ્યારે

ી નીકળ્યા ત્યારે પીઠાવાળો તથા તેની સ્ત્રી તેમને જતાં જોઈ

આમ કરતાં કરતાં વાંદઆ માણસો કેવા રમૂજી અને ઉદાર સ્વભાવના હતા. આવા ઘરાક મન મળ્યું અને બેત્રાવે તો આપણા છોકરાને પીઠું ખોલવું ન પડે. આપણે આપણી બાઈને બે બાળકો શમણ અપાવી શકીએ. પછી એ કદાચ ધર્મગુરુ પણ બને.'

બાઈને પણ ગમી ગ

—અનુ. બા. ક.

# ધડાકો

ઈશ્વર 'પેટલીકર

નવમાં બે મિનિટ બાકી હતી એટલે ઈંગ્લીશ ન્યુઝ માટે મેં ટેબલ પર પડેલા રેડિયોની સ્વીચ ફેરવવા હાથ લંબાવ્યો ત્યાં દીવાનખાનામાં સૂરજબહેન પ્રવેશ્યાં.

અને મારી ને એમની દૃષ્ટિ એક થતાં એમણે ઠૂઠવો મૂક્યો. એમના રુદનનો અવાજ સાંભળી સુશીલા અંદરના ખંડમાંથી દોડી આવી.

રડતાં રડતાં સૂરજબહેને કહ્યું : 'એ હજુ આવ્યા નથી !'

હબકી જતાં મારા મોંમાંથી સવાલ નીકળી ગયો : 'નારણભાઈ આવ્યા નથી ?' અને મારા અંતરમાં ધ્રાસકો પડ્યો—ગજબ થયો !

સૂરજબહેનને છાનાં રાખતાં સુશીલા મારા સામે જોઈને બોલી : 'ભારે વિચિત્ર પુરુષ આ તો કહેવાય. આવા મામલામાં અત્યાર સુધી ઘેર ન આવે એટલે બૈરામાણસના જીવને શું ન થાય !'

બીજો કોઈ હળવો પ્રસંગ હોત તો મેં સુશીલાને સામો કટાક્ષ કર્યો હોત—'તું એવા વિચિત્ર પુરુષના દાવતી છે. મારા જેવો સીધો મળ્યો એની તને ક્યારે કદર છે ?' પરંતુ આ ક્ષણ મજાકની ન હતી. નારણભાઈ જીવતા હશે કે કેમ, એની જ મને શંકા ઊભી થવા લાગી હતી.

મુંબઈએ એના ઇતિહાસમાં નહિ જોયો હોય તેવો કરુણ અનુભવ આજે કર્યો હતો. બપોરે એક વાગે વિક્ટોરિયા ડૉકમાં મોટો ધડાકો થયો હતો. મસીદ બંદર અને કોટના વિસ્તારમાં એથી કરુણ હોનારત થઈ હતી. ધરતીકંપ થાય તેમ મકાનો પડી ગયાં, ધ્રુજી ઊઠ્યાં અને કાચની બારીઓના તો ચૂરેચૂરા થઈ ગયા. એમાં કેટલું માણસ માર્યું ગયું તેનો અંદાજ આવવો આજે મુશ્કેલ હતો.

દારૂગોળાની સ્ટીમર ખાલી કરવામાં આવતી હતી તેમાં આગનો અકસ્માત થયો અને એવી હોનારત સર્જી હતી. એ સાચી હકીકત જાણતાં અગાઉ લોકોએ લડાઈનો વખત એટલે મન ફાવે તેવાં અનુમાન કરી લીધાં હતાં.

આથી ચાર વાગતામાં મુંબઈ આખું ખાલી થઈ ગયું હતું. ધંધા અને નોકરી મૂકી લોકો પહેલી ગાડી પકડી પોતપોતાને ઘેર આવી પહોંચ્યા હતા. હું પોતે જ અને ચીરો ઘેર આવી ગયો હતો.

હું ઘોડબંદર ઉપર રહેતો અને નારણભાઈ સ્ટેશન નજીક રહેતા હતા, છતાં શાન્તાક્રુઝમાં જો એમની સાથે કોઈને ગોઠતું હોય તો એમાં હું એકલો હતો. એટલે નારણભાઈના વિચિત્ર સ્વભાવથી કંટાળે ત્યારે સૂરજબહેન મારા આગળ એમની ફરિયાદ કરતાં.

પરંતુ નારણભાઈની વિચિત્રતા મરશે ત્યારે ટળવાની એમ મને ખાતરી થઈ હતી એટલે હું સૂરજબહેનને સાંત્વન આપવા કહેતો : 'પ્રાણ અને પ્રકૃતિ, માણસ મરે ત્યારે જ જાય. એ વિચિત્ર છે તે તો તમે જાણો છો.'

સૂરજબહેન બહુ રોષમાં હોય ત્યારે કહેતાં : 'તમે મને મહાત્મા ગાંધી ભેગી એક વખત કરો ને. હું એમને કહું કે તમારા ભગત મારી જોડે કેવું વર્તન રાખે છે.'

સાચે જ એ કરુણ સ્થિતિમાં પણ મને હસવું આવી જતું. સૂરજબહેનને હું સાંત્વન આપતો હતો, પરંતુ એવો ત્રાસ મને જ હોય તો મારાથી વેઠાય કે કેમ, એની મને શંકા હતી.

નારણભાઈ પ્રથમથી ધૂની. ધૂની માણસો જ જગતમાં કંઈક કરી ગયા છે. અને એ ગુણને લીધે જ નારણભાઈની પણ મહાત્માજી આગળ હિંમત હતી. રેંટિયાના એ પ્રખર

અમુક માસ સાવ નવરા બેસી રહે છે. તેમને માટે જો કોઈ ઉદ્યોગ નવરાશના વખત માટે સાર્વત્રિક રીતે મૂકી શકાય તેમ હોય તો ખાદીનો અને એ દૃષ્ટિએ જ, મેં એ શાળાનો વિચાર કર્યો છે.'

હું કહેતો: 'પણ તમારી આ વર્તણૂક સુરજબહેન જાતે મહાત્માજીને મળીને કે લખીને જણાવે તો બાપુજી આગળ તમારી શી કિંમત!'

નારણભાઈની ધૂન ચમકતી: 'બાપુજીની કિંમત ઉપર હું જીવતો નથી. એમને મારી કિંમત લાગતી હોય તો જ મને બોલાવે; મારું સાંભળે. બાકી એ પ્રશ્ન બાપુજી કરે કે હું તરત કહું કે, જે સ્ત્રી માટે મને પ્રેમ નથી થયો—આટલાં વર્ષે પણ એમાં હું નથી મારો દોષ કેમ માનું! એ મારે લાયક નથી એ ચોખ્ખી બિના કેમ હું ન સ્વીકારું!'

'તો તમે એનો ત્યાગ કેમ કરતા નથી!'

લગ્નજીવનની કટુતા અને મનના મનોરથ એ બહાર વ્યક્ત કરવા ન માગતા હોય તેમ નારણભાઈ, દર વખત ચર્ચા એટલે આવતી કે તરત લાલ સિગ્નલ ધરતા: 'રસિકભાઈ! એ બધા પ્રશ્નો મારા હૃદયના ઊંડા ખૂણામાં પડી રહેવા દો. એ કોઈને જણાવવામાં હું કંઈ સાર લેતો નથી.'

આટલા સુધી તો ઠીક પણ એ જ્યારે સુરજબહેન સાથે રિસાતા ત્યારે પખવાડિયા સુધી બોલ્યા વગર બેઠી નાખતા. એમના હાથની રસોઈ પણ ન જમતા, વળી વીશીમાં ન જમતા. જાતે ઘરમાં રસોઈ બનાવીને જમી લેતા!

આવી એમની ધૂનને લીધે એમના પરિચયમાં આવેલા પાડોશીઓ પણ એમનો પરિચય તજી દેતા અને એમના માટે એક જ જવાબ આપતા: 'સાવ જંગલી છે જંગલી!'

હું પોતે એ શબ્દ તો નહોતો વાપરતો પણ મને ય થતું કે, કોઈ પણ માણસ હોય, પછી ઘરનો નોકર હોય કે શેરીનો ભંગી હોય, તોપણ એની સાથે માનવતાભર્યું વર્તન રાખવું જોઈએ. તો પત્ની પતિ પાસે પ્રેમ નહિ તો એવા સભ્ય વર્તનની પણ આશા ન રાખે!

છતાં મારો અને એમનો સંબંધ તૂટ્યો ન હતો. એ જેવા ધૂની હતા તેવો હું વ્યવહાર-કુશળ હતો. ધૂની સાથે ધૂની જેવો, કંજૂસ સાથે કંજૂસ જેવો અને ઉદારની સાથે ઉદાર. આ મારા ગુણને લીધે મારા મિત્રો મને અજાતશત્રુ કહીને મોટું માન આપતા અને ઉપહાસ કરવો હોય ત્યારે પોલસન કહીને કહેતા. પરંતુ નારણભાઈ જેમ એમની પ્રકૃતિ મોત આવ્યે છોડવાના હતા તેમ હું પણ મારો પોલસનિયો સ્વભાવ ત્યારે તજવાનો હતો.

પરંતુ નારણભાઈ નથી આવ્યા, એ જાણતાં સાથે જ મને પણ પેટમાં ફફડાટ થયો. હૃદય બધનું મારું ધ્રૂજી ઊઠ્યું, અને ઘરના સ્વજન હોય તેમ અંતર દુઃખથી ઘેરાઈ ગયું. પ્રથમ ખાતરી થઈ કે એમની સાથેનો સંબંધ હૈયામાં પણ વણાયો હતો.

જ્યાં ધડાકો થયો હતો તેની નજીકમાં જ એમની ઓફિસ હતી. હું પોતે તો એ સ્થળ જોવા નહોતો ગયો પણ ટ્રેનમાં સાંભળેલી વાતો ઉપરથી જાણ્યું હતું કે મકાનો તૂટી પડવાથી ઘણા કચ્ચરઘાણ મૂઆ હતા!

છતાં સુરજબહેનને સાંત્વન આપવા મેં કહ્યું: 'રડો નહિ, અર્ધો કલાક રાહ જોઈએ, પછી ન આવે તો હું તપાસ કરવા જાઉં છું. એ ધૂની છે એટલે બધું પૂછવું, રોજના નિયમ પ્રમાણે દસ અને વીસની ટ્રેનમાં આવે!'

મનોમન સાક્ષી હોય તેમ સુરજબહેન મારી મનની સ્થિતિ પામી ગયાં હતાં. પરંતુ એ સાંત્વન શોધવા આવ્યાં હતાં એટલે ધીરજ ધરી રહ્યાં.

અને મારું એ સાંત્વન વજૂદ વગરનું પણ ન હતું. નારણભાઈનો ઘેર આવવાનો વખત

વહેલાંમાં વહેલી દસ અને વીસની ટ્રેન. મોડામાં મોડા તો 'એ છેલ્લી ટ્રેનમાં પણ નીકળે. અને આખા દિવસના થાકેલા હોય એટલે એવો પણ પ્રસંગ બનેલો કે ઊંઘી ગયેલા એટલે ગયા ઠેઠ વિરામ. અને પછી પાછા આવવાની ગાડી ન મળી એટલે ટેક્ષી ભાડે કરીને રાત્રે ઘેર આવેલા!

એ ભૂતકાળ ઉપર મદાર બાંધી સુશીલાએ પણ મારા મતને ટેકો આપ્યોઃ 'નારણભાઈનું તો ભલું પૂછવું. ઘરના બૈરાની એમને કે' દિવસે પડી છે! છેલ્લી ગાડીમાં ય ભલા હોય તો આવે!'

અને કોઈ કંઈ ન બોલ્યું એટલે થોડીવાર રહીને એણે ઉમેર્યું: 'પુરુષનો સ્વભાવ નફકરો તો ખરો. બાકી એમને એટલું ખબર ન હોય કે આવો વખત છે એટલે ઘરનું માણસ ન જાઈએ તો ફફડી જાય!'

સુરજબહેન પાછાં ડૂસકે ચડ્યાં.

મેં અને સુશીલાએ વળી એમને શાંત રાખ્યાં. અને એમને ધીરજ રહે એ માટે કહ્યું: 'ચાલો હવે ઘેર. એ આવ્યા હોય તો ઠીક, નહિં તો હું જાઉં.'

મારા એ બોલ સમાં સુરજબહેન ઊભાં થયાં. નાનો બાબો અને બેબી ઊંઘી ગયાં હતાં એટલે સુશીલાએ ઘેર રહેતાં કહ્યું: 'એમ હોય તો ખાલી શક ન જોઈએ. વખત એવો એટલે મન શી રીતે માને!'

દારૂડિયાની માફક રેડિયોના સમાચાર સાંભળવાનું બ્યસન પડી ગયેલું એટલે દિલ્હી ન્યુઝ સાંભળી લેવાની લાલસા થઈ તો આવી, પરંતુ દારૂડિયો મોએ માંડેલી પ્યાલી નીચે મૂકી દે તેમ, રેડિયા તરફ વળેલા હાથને બીજી વખત પાછો ખેંચી લઈને હું તરત ઊભો થઇ ગયો.

ચિત્ત ઠેકાણે ન હોય અને પગલાં ઠોકરાય. સુરજબહેનનાં પગલાં શાન્તાક્રુઝના ખરબચડા રસ્તા ઉપર પડતાં હતાં. ઘેર જોયું પણ એ પૂની ક્યાંથી આવે!

મને કોણ જાણે કેમ પણ કમ્પાઉન્ડમાં પેસતાં સજ્જડ ઠોકર વાગી તેથી ક્રોધ દઇ થઈ કે, પૂની પૂની કરી શું કામ કૂટી મારો છો! એ જીવતો રહ્યો હોય તો આવે ને!

મેં ઘરમાં ન પેસતાં સુરજબહેનને કહ્યું: 'ચાલોને ઘરમાં બેસવા કરતાં સ્ટેશને જઈએ. એક-બે ગાડી જોઈ લઉં, પછી ન આવે તો જાઉં જ.'

સુરજબહેનના મો ઉપર રુક્ષતા છવાઈ હતી. વાળની લટો અધીરી બનીને ઊડતી હતી. પગ તળે ભરાઈ ભરાઈને સાડી નીચે ખેંચાઈ હતી. ચંપલ તો મારે ઘેર આવ્યાં તો પણ એમણે પહેર્યાં ન હતાં.

પ્લેટફોર્મ ઉપર હું, વાત કરવી સૂઝતી ન હતી એટલે આંટા મારતો હતો. ટેકા વગર ઊભાં રહેવા અશક્ત હોય તેમ સુરજબહેન થાંભલાને શરીર ટેકવીને ઊભાં રહ્યાં હતાં.

મેં એમની સ્થિતિ પામી જતાં કહ્યું: 'સુરજબહેન! એમ ઊભાં રહ્યા વગર બાંકડે જ બેસો ને.'

સુરજબહેન ન તો બોલ્યાં, કે ન તો બાંકડે બેઠાં. બત્તીનું તેજ એમના મો ઉપર પડી રહ્યું હતું. પાંપણનો પલકાર માર્યા વગર, કોઈ વિષાદછાયી મૂર્તિ જડી હોય તેમ, સુરજબહેન જડાઈ ગયાં હતાં.

પ્લેટફોર્મ સાવ ખાલી હતું. સુખછ ક્યારનું ખાલી થયું હતું પછી ભીડ હોય પણ ક્યાંથી!

બે ગાડી આવી ને ચાલી ગઈ. દરરોજ માનવોથી પ્લેટફોર્મ ભરી કાઢતી ગાડીમાંથી આજે કાળો કાગડો'ય ફરકતો ન હતો! પળે પળે મારી શ્રદ્ધા ઘટતી હતી. હૈયામાં નિરાશા વ્યાપતી હતી.

'શું કરું! જાઉં ત્યારે!' એમ કહેતાં બીજી ટ્રેન જોઈ લેતાં હું સુરજબહેન તરફ દષ્ટિ કરું છું ત્યાં મને એ જડાઈ ગયેલી મૂર્તિમાં જુદાં જ દર્શન થયાં. 'નારી નારાયણી રૂપે'

આગ શ્રદ્ધા ધારી ઊભી હોય તેમ મને એ સૂચ્યું લાગ્યું.

એ શ્રદ્ધાને અશ્રદ્ધામાં ફેરવી નાખતા મારા શબ્દો મોંમાંથી ન નીકળ્યા. હું બીજું જ બોલ્યો: 'આટલું ત્યારે થોડું વિશેષ-૧૦ અને ૨૦ની ટ્રેન જોઈ જ લઈએ.'

પણ સૂરજબહેન હોય તો બોલે ને ? ત્યાં તો શ્રદ્ધાના રૂપે નારીત્વ જણાઈ ગયું હતું.

એ વીસ મિનિટ મેં મૌનમાં કેમ પસાર કરી એનું વર્ણન કરવા મારી પાસે શબ્દ-શક્તિ નથી.

છેવટ દસ અને વીસની ટ્રેન આવી. કોણ ઊતરે ? હું ઉતાવળો ઉતાવળો ડબ્બે ડબ્બે દોડતો હતો. મને ખબર નહોતી પણ મારી પાછળ સૂરજબહેન પણ દોડતાં હતાં.

છેવટ, આડી ઊપડે તે પહેલાં ઉપલા ડબ્બામાંથી લાખો નિરાશામાં અમર આશા છુપાયેલી હોય છે તેમ નારણભાઈ ડોલતા ડોલતા ઊતર્યા !

મારા હૈયામાં ક્રોધનો લાવારસ હતો પણ મોંમાંથી તો એટલું જ બોલાયું: 'અત્યાર સુધી ?'

'કેમ ?' નવાઈ પામતા હોય તેમ નારણભાઈએ કારણ આપતાં કહ્યું: 'જમનાદાસના ભાણી ઘણા વખતથી નહોતો ગયો એટલે ઑફિસમાંથી આજે વહેલો નીકળ્યો એટલે ત્યાં ગયો. જમ્યો અને પાનાં રમ્યા !'

અને મારી પાછળ ઊભેલાં સૂરજબહેન તરફ હમણાં નજર જતાં ઉમેર્યું: 'આ કેમ અહીં આવી છે ?'

૧૯૪૨ની લડાઈ પછી અંગ્રેજોને લાગ્યું કે ધર્મ વિના બ્રિટિશ મહારાજ્યમાં શાંતિ નહીં થાય એટલે શાંતિ અર્થે તેમણે બાઇબલનો પ્રચાર વધાર્યો. ચીકણા કાગળ પર ખૂબ ઝીણા અક્ષરે છાપેલી ખિસ્સામાં પણ રાખી શકાય તેવી, બાઈબલની અસંખ્ય પ્રતો મહારાજ્યના તમામ ભાગોમાં મોકલાવી આપી.

વરસને અંતે તેમને માલૂમ પડ્યું કે વધુમાં વધુ પ્રતોની માંગ ચીનમાંથી આવતી રહી છે. ધર્મગુરુઓ બહુ જ પ્રસન્ન થયા અને ચીનને ધર્મક્ષેત્ર તરીકે માનવા લાગ્યા.

એવામાં એક અમેરિકન મુસાફરનું લંડનમાં ભાષણ ગોઠવવામાં આવ્યું. તે ચીન, તીબેટ વગેરે પ્રદેશોમાં મુસાફરી કરીને આવેલ હતો. તેણે તેના ભાષણમાં, તીબેટના લામાઓ વિષે રહસ્યભરી વાત કરી, ચીનાઓની કરકસર વિષે પણ બે શબ્દો કહ્યા અને છેવટમાં એમ પણ કહ્યું: 'એ નથી સમજાતું કે ચીનાઓ બાઇબલનો આવો સદુપયોગ ક્યાંથી શીખ્યા !'

ભાષણ સાંભળવા આવેલ ધર્મગુરુઓ અને રાજદ્વારી પુરુષોએ એકબીજાની સામે જોયું-ત્યાં તો પેલા મુસાફરનો અવાજ સંભળાયો: 'મેં જોયું તો એ લોકો બાઈબલના ચીકણા કાગળનો ઉપયોગ સિગારેટ બનાવવામાં કરે છે.' —બા. બ્ર.

# માઉગલીનું પ્રરાક્રમ

મુનિકુમાર મ. ભટ્ટ

[ હિંસક પશુઓ પણ તેમની પોતાની દુનિયાના કાયદાને કેવી નિષ્ઠાપૂર્વક વળગી રહે છે અને વફાદારી, વચનપાલન, પોતાના જણ્યુ તાકનું મમત્વ જેવા માનવસહજ ગુણો તેનામાં છે તેવી જ રીતે માનવસહજ અવગુણ ચાડીચુગલી, ખુશામત અને તેમાંથી જન્મતાં વેરઝેર અને અન્ય માનવભાવોનું અદ્ભુત નિરૂપણ અંગ્રેજીના પ્રસિદ્ધ લેખક રડયાર્ડ કિપ્લીંગે તેમના વાર્તા પુસ્તક 'જંગલબુક'માં આપ્યું છે. આ વાર્તાસંગ્રહનું ગુજરાતી વાચકને આજ સુધી ગુજરાતીમાં રસપાન કરાવવાનું કામ પણ બાકી હતું અને એ કામ શ્રી. મુનિકુમાર ભટ્ટ જેવા સિદ્ધહસ્ત લેખકે આસાન બનાવ્યું છે. આવી હકીકતપૂર્ણ અદ્ભુત નિર્દોષ કથાઓનો આપણા સાહિત્યમાં આવા અનુવાદ દ્વારા ઉમેરો થતાં અમને ઋણમુક્તિ થતી લાગે છે.

—સંપાદક ]

આગલા પ્રકરણમાં લખેલા બનાવ પછી દસથી અગિયાર વરસ કૂદી જઈને પ્રિય વાંચનારે સંતોષ માનવો પડશે. કેમકે વરુઓની વચ્ચે માઉગલીનું જીવન એ વરસો દરમિયાન કેવું અદ્ભુત રીતે પસાર થયું હતું તેની વિગત આપતાં પુસ્તકો ભરાય માટે તેની તો કલ્પના જ કરવી રહી. તે વરુઓની વચ્ચે ઉછર્યો અને હજી તો તે બાળક જ હતો ત્યાં તેની સાથનાં બચ્ચાંઓ વધીને મોટાં વરુઓ બની ગયાં. મોટા વરુએ માઉગલીને પોતાનો ખોરાક મેળવવાનો તરીકો તથા વનનાં બીજાં રહસ્યો અને તેના અર્થો શીખવ્યા, તે એટલે સુધી કે ખડમાંનો નાનો સરખો ખળખળાટ, કે ગરમીના પવનમાં જણાતી જરા સરખી ગરમ હવા, કે ઘુવડની બોલી કે પાણીમાં માછલાંનો અવાજ સાંભળતાંવેત વેપારી જેમ આંકડા જોઈ તે પરથી અર્થ સમજી જાય તેમ તે આ બધાનું કારણ સમજી જતો. જ્યારે તે અભ્યાસ કરવામાં રોકાયેલો ન હોય ત્યારે તે તડકામાં સૂઈને તાકતો બેસતો અથવા ખાઈને ઊંઘી જતો; પોતે ઘણો ગંદો થયો છે એમ તેને લાગતું ત્યારે કે ઘણી ગરમી હોય તે વખતે વનનાં નિર્મળ ઝરણાંમાં પડીને નાહતો. જ્યારે તેને મધ ખાવાની ઇચ્છા થતી ત્યારે તે ઝાડ ઉપર ચઢીને વાઘે શીખવ્યા પ્રમાણે મધ પાડીને ખાતો. ઘણી વાર વાઘ એક ડાળ ઉપર બેસીને 'આવ માઉગલી, આવી જા' કહી તેને બોલાવતો તે વખતે પહેલાં તો પડી જવાની બીકે માઉગલી ઝાડની ડાળીને વળગી રહેતો પણ જેમ વખત જતો ગયો તેમ તે પણ કોઈ વાંદરાના જેટલી જ ચાલાકી અને હિંમતથી એક ડાળથી બીજી ડાળ ઉપર કૂદતાં શીખી ગયો. જ્યારે સભાના ટેકરા ઉપર વરુઓની મિજલસ મળતી ત્યારે માઉગલી પણ તેમાં હાજરી આપતો અને ત્યાં તેણે જોયું કે જો તે કોઈ વરુ સામે તાકીને જોઈ રહેતો તો વરુ તરત પોતાની નજર ફેરવી લેતું. અને તેથી ઘણી વાર કોઈને ચીડવવા પણ તે ટીકા કરતો. વળી કોઈ વાર તે પોતાના ભાઈબંધ વરુના પગમાંથી કાંટા-કાંકરા પણ કાઢી આપતો કેમકે વરુને કાંટાથી બહુ દુઃખ થતું. કોઈ વાર વળી એ ટેકરી ઊતરી ગામ બહારનાં ખેડેલાં ખેતરોમાં છુપાઈ અંદર ઝૂંપડામાં માણસો શું કરે છે તે જોયા કરતો; પણ તેને માણસોનો વિશ્વાસ નહોતો. કેમકે એકવાર તે કોઈ જાનવર માટે માંડેલા છટકામાં સપડાઈ જતાં માંડ બચ્યો હતો. પણ તેની સૌથી મોટી મોજ તો વાઘ સાથે જંગલના ભીતરમાં જઈ ગરમ દિવસ દરમિયાન ઊંઘ કાઢી રાતે વાઘ કેવી રીતે શિકાર કરે છે તે જોવાની હતી. જ્યારે વાઘને ભૂખ લાગતી ત્યારે તે જે હાથ પડ્યું તેનો શિકાર કરતો; અને માઉગલી પણ તેમજ કરતો, પણ માઉગલીની બાબતમાં એક અપવાદ હતો. માઉગલી સમજણો થયો કે તરત જ

વાઘે તેને કહ્યું હતું કે તેણે બીજો શિકાર કરવો પણ ગાયનો શિકાર ન કરવો. એક બળદની કિંમતે માઉગલીનો જીવ બચાવવામાં આવ્યો હતો. તેણે કહેલું કે આ આખું વન તારું છે, અને તેમાંથી જેનો પણ શિકાર કરવાની તારી તાકાત હોય તેનો શિકાર કર પરંતુ જે બળદને લીધે તારો જાન બચ્યો છે તે બળદના સ્મરણ ખાતર કોઈ પણ ગાય, ભેંસ, બળદ, પાડું, વાછરડું; પછી તે નાનું હોય કે મોટું પણ તેને તારાથી મરાય પણ નહીં, તેમ જ તારાથી તે ખવાય પણ નહીં કેમકે વનનો એ કાયદો છે. અને માઉગલી વફાદારીથી એ વચનને વળગી રહ્યો.

પછી તો તે મોટો થવા, વધવા અને જોરાવર બનવા લાગ્યો. અને જેને ખાવા સિવાય બીજી કોઈ ચિંતા ન હોય, અને ભણે તોપણ જેને ભણે છે એવી ખબર ન હોય એવા છોકરા ન વધે તો કોણ વધે!

વરુની માએ તેને એક–બે વાર કહ્યું કે શેરખાન દીપડો વિશ્વાસ કરવા લાયક નથી. અને એમ પણ કહ્યું હતું કે વહેલોમોડો પણ શેરખાનને મારી જ નાખવો પડશે અને જો એ સલાહ કોઈ વરુના બચ્ચાને મળી હોત તો તેને જિંદગીભર દરેક પળે એ યાદ રહેત પણ માઉગલી તો હજી બાળક જ હતો તેથી તે તો ભૂલી ગયો. અને તે છતાં માઉગલી કે તેના વરુ ભેરુબંધોને કોઈ વાણી બોલતાં આવડતી હોત તો માઉગલી પોતે વરુ છે એમ જ બધાંને કહેત.

વરુના ટોળાનો વડો જેમ જેમ વધારે ઘરડો અને વધારે નબળો થતો ગયો તેમ તેમ જુવાન વરુઓ જોડે આ લંગડા દીપડા શેરખાનની દોસ્તી વધતી ચાલી. અને દીપડાના શિકારના વધેલા ટુકડા ખાવા માટે જુવાન વરુઓ શેરખાનની પછવાડે ભમવા લાગ્યા હતા પણ જો અકેલો પહેલાં જેટલો જુવાન કે જોરાવર હોત તો તેણે આવું કદી પણ થવા દીધું ન હોત. અને એ કારણે શેરખાન વારંવાર માઉગલીના રસ્તામાં આવી જતો અને શેરખાનને અચંબો થતો કે આવો શિકાર કરી શકનાર જુવાન વરુઓ અકેલા જેવા બુઢ્ઢા કે માઉગલી જેવા માણસના બચ્ચાને કેમ સાંખી રહેતા હશે. તોપણ શેરખાન આ જુવાન વરુઓની ખુશામત કરતો અને કોઈ વાર કહેતો, કે મને ખબર મળ્યા છે કે તમારા વરુના ટોળાની એકેક ગણે છે ત્યારે તમે એ માણસના છોકરાની આંખ સામે પણ જોઈ શકતા નથી. અને એ સાંભળી વરુઓ ઘૂરકવા લાગતાં અને તેમના વાળ ઊંચા થઈ જતા.

પણ વાઘની ચકોર નજર બધે પહોંચતી અને તેના કાન ઉપર બધી વાત આવતી. તેને પણ આ વાતની ખબર પડી ત્યારે તેણે માઉગલીને કહ્યું હતું કે કોઈક દિવસ શેરખાન દીપડો લાગ જોઈ તને મારી નાખશે.

માઉગલી જવાબમાં ફક્ત હસતો ને કહેતો: ‘મારી પડખે વરુનું આખું ટોળું છે અને મારી પડખે તું છો; તે ઉપરાંત આલુ રીંછ પણ છે અને તે ધણો સુસ્ત તો છે પણ મારે ખાતર એક–બે થાપા કોઈને લગાવી દે. એટલે મારે શી ફિકર છે!’

એક ગરમ દિવસે વાઘને નવો વિચાર આવ્યો; જોકે તે પણ તેણે શાહૂડી પાસેથી જે સાંભળ્યું હતું તેને લીધે આવ્યો. અને તેણે માઉગલી સાથે વાત શરૂ કરી. તેઓ ગીચ વનની અંદર હતા અને વાઘની સુંવાળી રેશમ જેવી કાળી પીઠ ઉપર માથું મૂકી માઉગલી સૂતો હતો. વાઘ બોલ્યો: ‘નાનાભાઈ, મેં તને કેટલી વખત કહ્યું છે કે શેરખાન તારો દુશ્મન છે!’

માઉગલીને કોઈએ અંકગણિત શીખવ્યું નહોતું કે તે ગણી શકે એટલે જવાબ આપ્યો: ‘સામી નાળિયેરી ઉપર જેટલાં નાળિયેર છે તેટલી વખત કહ્યું હશે પણ તેનું અત્યારે શું છે! મને તો ઊંઘ આવે છે. વળી શેરખાનને લાંબી પૂંછડી છે અને તે મોટેથી અવાજ કરે

છે એટલું જ; એમ તો મોરને ય લાંબી પૂંછડી અને મોટા અવાજ હોય છે. હવે મારે તો નિરાંત છે. હું સઈ રહીશ.'

'પણ આ નિરાંતનો કે સૂઈ રહેવાનો–ગાફેલ રહેવાનો–વખત નથી. આની બાબુને ખબર છે, મને ખબર છે, અરે વરુના આખા ટોળાને ખબર છે, પેલાં સમરુ જેવાં મૂરખ હરણાંને યે ખબર છે, અને તબાકી શિયાળે તને પણ વાત તો કરી જ છે.'

'ઓહો,' માઉગલી બોલ્યો, 'મને શિયાળ થોડા દિવસ પહેલાં મળ્યો હતો પછી મને ઉદ્ધતાઈથી કહે કે તું તો માણસનું બચ્ચું છે. અને તને તો શીંગોડાં ખાતાં યે આવડતું નથી. મેં તો તેને પૂંછડીએથી પકડી મારા માથા ઉપર બે વાર ફેરવી એવો આઘે ફેંકી દીધો કે એની બેઅદબી કરવાની ખો જ ભૂલી જાય.'

'એ તેં ભૂલ કરી. તબાકી શિયાળ લુચ્ચો છે અને બધે ઝગડા કરાવે છે તે ખરું છે, તોપણ તેને એ પ્રમાણે કરવાથી તારા હિતની વાત એ તને કહેત તે કહી નહીં હોય. તારી આંખો ખોલ જોઉં બિરાદર! આ વનની અંદર તો તારો વાળ પણ વાંકો કરવાની શેરખાનની તાકાત નથી, પણ તારે યાદ રાખવું જોઈએ કે અકેલા હવે ઘણો ઘરડો થયો છે અને હવે એક વખત એવો આવશે કે તે પોતાનાં કાળિયારને પકડી નહીં શકે અને જેવું તેમ થશે કે તરત જ તે ટોળાનો નાયક મટી જશે. વળી જ્યારે તને પહેલવહેલો ટોળામાં લેવામાં આવ્યો ત્યારે જે વરુઓએ તને સ્વીકાર્યો હતો તેમાંના ઘણા હવે ઘરડા થયા છે; અને જે યુવાન વરુઓ છે તે તો શેરખાનની શીખવણીથી એમ જ માને છે કે માણસ–બચ્ચો વરુનાં ટોળાંમાં ન જોઈએ. અને હવે થોડા જ વખતમાં તું પણ માણસ બની જઈશ. માટે ચેત.'

'પોતાના ભાઈ સાથે દરેકરે નહીં એવાં થતાં હોય તો શા કામનાં!' માઉગલી બોલ્યો: 'મારો જન્મ વનમાં થયો છે. મેં વનના કાયદા પાળ્યા છે અને આપણા વરુના ટોળામાં એવું કોઈ નથી કે જેના પગમાંથી મેં કાંટા-કાંકરા કાઢી આપ્યા ન હોય. એટલે મારા ભાઈઓ તે જ છે.'

વાઘ બેઠો હતો ત્યાં જ લાંબો થઈને સૂઈ ગયો. આંખો મીચી દીધી; પછી બોલ્યો: 'નાનાભાઈ, મારી ડોક ઉપર તારો હાથ ફેરવ તો.'

માઉગલીએ વાઘની રેશમી રુવાંટીમાંથી જડબાં નીચે હાથ ફેરવ્યો અને ગળા સુધી લઈ ગયો, વાઘના મજબૂત સ્નાયુઓ તેના વાળમાં ઢંકાઈ ગયા હતા પણ એક જગ્યાએ વાળ વિનાનો ડાઘ હતો, જે કાંઈક ઘસારાથી પડ્યો લાગતો હતો.

વાઘે કહ્યું: 'આ વનમાં કોઈ જાણતું નથી નાનાભાઈ કે મારી જેવા વાઘને ગળે બંદીની કેદની આવી નિશાની હશે. છતાં એ ખરી વાત છે કે મારો જન્મ જંગલમાં નહીં પણ માણસો વચ્ચે શહેરમાં થયો છે. મારી મા પણ માણસો વચ્ચે શહેરમાં હતી અને ઉદયપુરના મહારાણાના મહેલના પાંજરામાં–તે રહેતી અને ત્યાં જ મરી ગઈ. મારા એ બાળપણને કારણે જ જ્યારે તને ટોળામાં લેવાની વાત થઈ ત્યારે હું તારો જામીન થયો અને તેની કિંમત ચૂકવી. એટલે હું પણ માણસો વચ્ચે શહેરમાં જન્મ્યો હતો અને મેં તો વન જોયું પણ નહોતું. મને પાંજરાના સળિયાની પાછળથી બકડિયામાં ખાવાનું આપવામાં આવતું પણ એક રાતે મને સમજાયું કે હું તો–બઘેરા–વાઘ છું, હું કોઈ માણસને ગોઠ કરવાનું રમકડું નથી. ત્યાર પછી મારા પંજાનો એક જ છાપો માર્યો અને પાંજરાનું તકલાદી તાળું તૂટી ગયું અને હું અહીં નાસી આવ્યો. અને મને માણસ જાતની રીતભાતની ખબર હતી તેથી જ શેરખાન કરતાં પણ મારાથી વનમાં બધા વધારે ડરે છે. કેમ એ વાત તો ખરી ને!'

માઉગલી બોલ્યો: 'તદ્દન ખરી. આખા વનમાં બધાં જ બધેરા વાઘથી ડરે છે. ફક્ત માઉગલી તેનાથી બીતો નથી.'

'પણ તારી વાત જ ક્યાં છે,' વાઘ હેતથી બોલ્યો, 'તું તો માણુસનું બચ્ચું છો; પણ જેમ હું વનનો હતો અને વનમાં પાછો આવ્યો તેમ જ તું પણ શહેરનો છો અને આખરે તો તારે પણ શહેરમાં જવું પડશે. જો તને વરુની સભામાં ઠાર મારવામાં નહીં આવે તો તું પણ તારા ભાઈઓ–માણુસો પાસે જઈશ.'

'પણ મને–મારા જેવાને–શા માટે કોઈ પણ મારી નાખવા માગે?' માઉગલીએ પૂછ્યું.

વાઘે કહ્યું: 'મારી સામે જો.' અને માઉગલી તેની આંખોની સામે બરાબર ત્રાટક માંડીને જોઈ રહ્યો અને, થોડી જ વારમાં એ મોટા વાઘે પોતાની નજર ફેરવી લીધી. પછી કહ્યું: 'સમજાયું ને હવે? તેનું કારણ આ છે. હું તો માણુસો વચ્ચે ઊછર્યો છું તેમ જ તારા ઉપર મને હેત છે છતાં હું પણ તારી સામે તાકી શકતો નથી. અને બીજાઓ પણ તારી સામે જોઈ શકતા નથી એટલે જ તારી ઉપર પ્યાર રાખે છે. તું ચતુર છો તેટલા માટે તને ધિક્કારે છે; તેં તેમના પગમાંથી કાંટા–કાંકરા કાઢ્યા છે તેથી તને ધિક્કારે છે અને છેવટ તું 'માણુસ છો માટે ધિક્કારે છે.'

માઉગલીનાં ભવાં સંકોચાયાં; જરા નાખુશ થઈને તેણે કહ્યું: 'મને આ બધી વાતની કાંઈ ખબર નહોતી.'

વાઘ બોલ્યો: 'જંગલનો કાયદો શું શીખવે છે? પહેલાં હલ્લો કરો–છાપો મારો અને પછી અવાજ કરો. પણ તારી જ બેદરકારીથી તેમને ખબર પડી ગઈ છે કે તું માણુસ છો. પણ હવે જરા ડાહ્યો થા. અને સમજ. અકેલા હવે જ્યારે જ્યારે કાળિયાર ઉપર જાય છે ત્યારે તેને વધારે ને વધારે મહેનત પડતી જાય છે. અને જેવો તે પોતાનો શિકાર ચૂકશે તેવા જ બધાં વરુઓ તેની સામે વીફરશે અને તારી વિરુદ્ધ પણ પછી વરુઓ પોતાની સભા ભરશે અને તે વખતે તું શું કરીશ? તારે શું કરવું તેનો નવો મુદ્દો હમણાં જ મને સૂઝ્યો છે. હમણાં જ તું આ ખીણુ ઊતરીને માણુસ લોકનાં ઝૂંપડાં છે ત્યાં જા; ત્યાં ઝૂંપડામાં તેઓ તેજનાં ફૂલ રાખે છે તે લઈ આવ. એથી કરીને જ્યારે તારી ઉપર આફત આવે ત્યારે મારા કરતાં, તારા વરુટોળાંના દોસ્તો કરતાં, કે બાલું કરતા પણ વધારે જોરાવર સાથી તને મળશે માટે તું તેજનાં ફૂલ લઈ આવ.'

વાઘ તેજનાં ફૂલ અંગારાને કહેતો હતો. વનમાં કોઈ પ્રાણી અંગારાને અંગારા તરીકે નહીં ઓળખે; તેજનાં ફૂલ કહે ઓળખશે. દરેક પ્રાણી તેનાથી વધારેમાં વધારે ડરે છે અને તેની કેટકેટલી વાતો કરે છે.

માઉગલીએ કહ્યું: 'તેજનાં ફૂલ? હા તે તો ઝૂંપડાની બહાર જ હોય છે. હું હમણાં જ જઈને લઈ આવું.'

વાઘ ખુશી થયો, 'શાબાશ. મરદ બચ્ચાની જેમ બોલ્યો તું નાનાભાઈ! યાદ રાખજે કે ફૂલ માટીનાં ઠીબડાંમાં ઊગે છે. જઈને તું લઈ આવ અને તારી પાસે રાખી મૂકજે. વખત આવ્યે એ તને કામ લાગશે.'

'બહુ સારું,' માઉગલી બોલ્યો, 'પણ મારા વાઘભાઈ, તને પાકે પાયે ખબર છે ને કે આ બધું શેરખાનનું કારસ્તાન છે?' એમ બોલતાં બોલતાં તેણે પોતાના નાના હાથો વાઘની ગરદન આસપાસ વીંટી દીધા અને ઉત્તર માટે તેની સામે જોઈ રહ્યો.

વાઘે જવાબ આપ્યો, 'જેને ભાંગીને મેં મુક્તિ મેળવી તે તાળાના સોગન ખાઈ કહું છું કે એ હકીકત તદ્દન સાચી છે.'

'તો તો વાઘભાઈ, હું પણ જે મરેલા બળદની કિંમતથી હું જીવતો રહ્યો તેના સોગન

ખાઈ કહું છું કે આ માટે શેરખાનને હું પૂરો બદલો આપીશ અને વળી તે ઉપરાંત વ્યાજમાં કાંઈક વધારે.' અને તે દોડી ગયો.

તેને જતો જોઈ વાઘ મનમાં જ બોલ્યો, 'એ ખરેખરો માણસ છે. પૂરેપૂરો માણસ. શેરખાન! શેરખાન! હવે જ તને ખબર પડશે કે અત્યાર સુધી તેં દેડકા માર્યા હશે તેમાં દસ વરસ પહેલાંના આ શિકારના જેવો ભયંકર એકે ય નહોતો.' અને પ્રાણી તે લાંબો થઈને સૂઈ ગયો.

વનમાં માઉગલી ક્યાં ય દૂર દૂર નીકળી ગયો. તે ઝડપથી દોડતો હતો અને તેનું જિગર ગરમ હતું. [illegible]ની ગોધુલિક વખતની આંધી [illegible] હતી ત્યારે તે ગુફા પાસે આવ્યો અને ત્યાંથી નીચે ખીણમાં નજર કરી. તેના વરુ-ભાઈઓ તો બહાર ગયા હતા પણ મા-વરુ ગુફાની પાછળ જ હતી. માઉગલીના શ્વાસોચ્છ્વાસ સાંભળી તેને લાગ્યું કે તેના દાદુર-બચ્ચાને કાંઈ થયું છે. તેણે પૂછ્યું, 'શું છે બેટા!'

માઉગલી કહે, 'કાંઈ નથી મા! એ તો થોડાં વડવાગળાં શેરખાનની કાંઈક વાત કરતાં હતાં. પણ આજે તો હું નીચે ખેડેલા ખેતરોમાં શિકારે જઈશ!' અને એમ બોલી તે તરત ઝાડીમાં થઈ ઝરણને કાંઠે કાંઠે જઈ નીચે ખીણમાં ઊતરી પડ્યો. પણ ત્યાં તે અટકી ગયો. તેણે પહેલાં નાસતા સાબરનો અવાજ અને પછી તરત તેના શિકારે પડેલાં વરુનાં ટોળાંનો અવાજ સાંભળ્યો. પણ જ્યારે સાબરને નાસવાની જગ્યા ન રહી ત્યારે સાબર સામો થઈ ગયો, અને વળી જુવાન વરુની દુષ્ટ ચીસો સંભળાઈ, 'અકેલા! અકેલા! હવે એકલા વરુ-ને જોર અજમાવવા દો. ટોળાંના નાયક માટે જગ્યા કરો. પધારો અકેલા. મારીજી છાપો!'

પણ અકેલા કૂદ્યો હશે અને નિશાન ચૂક્યો હશે કેમકે ત્યાર પછી માઉગલીએ તેના દાંત ઘસાવાનો અવાજ અને જાણે પડતો હોય તેવી ચીસ સાંભળી અને તે વખતે સાબર તેને ચારે પગે લાત મારતું હતું. માઉગલીએ વધારે વાટ ન જોઈ. તે એકદમ દોડ્યો અને દોડતો ગયો તેમ તેમ પાછળની ચીસો સંભળાતી ઓછી ને ઓછી થતી ગઈ. છેવટ તે સીમનાં ખેતરો પાસે પહોંચ્યો. અને એક ઝૂંપડા પાસેની ગમાણમાં કાળ ભરી હતી તેમાં છુપાઈ ગયો. શ્વાસ લેતાં લેતાં તેણે વિચાર કર્યો: વાઘ સાચું જ કહેતો હતો, આવતી કાલનો દિવસ છે ત્યારે મારો અને અકેલાનો ન્યાય થશે. એક જ દિવસે.

પછી ઝૂંપડાને બારી જેવું હતું તેમાંથી તેણે અંદર નજર કરી તો ત્યાં સગડી બળતી હતી. અને તેમાં કણબણ બાઈ કાંઈક કાળા ટુકડા નાખતી દેખાઈ. જ્યારે મળસકું થયું, અને ધુમ્મસ ઊડી ગયું ત્યારે તેણે એક માણસના છોકરાને માટીના ઠામમાં એ રાતા ધગધગતા અંગારા ઉપાડીને નાખતાં જોયો, પછી એ માટીનું ઠામ પોતાની પાસે રાખી નીરણ કરવા ચાલ્યો ગયો.

બસ, આવું સહેલું છે! માઉગલીએ વિચાર્યું', જો એટલો છોકરો એ લઈ શકે તો હું પણ લઈ શકું; તેમાં કાંઈ બીવા જેવું છે જ નહીં. આમ વિચારી તે પેલો છોકરો નીરણ કરવા ગયો હતો ત્યાં ગયો, તેના હાથમાંથી અંગારાનું ઠીબ લઈ લીધું અને છોકરો ગભરાઈને રોવા લાગ્યો. તેવામાં તો માઉગલી ધુમ્મસમાં છુપાઈ ગયો. માઉગલીએ કણબણ બાઈને અંગારાને ફૂંક મારતાં જોઈ હતી અને તેથી તે પણ ફૂંક મારવા લાગ્યો. તેણે વિચાર્યું કે — આને જો કાંઈ વધારે ખાવાનું નહીં અપાય તો તે મરી જશે, એટલે તેણે કાંખળા સૂકાં પાદડાં અંગાર ઉપર નાખ્યાં અને આગળ ચાલવા માંડ્યો.

અર્ધે રસ્તે તેને વાઘ મળ્યો. તેના ઉપર ચોરેલાં ઝાકળનાં ટીપાં મણિ જેમ ચળકતાં હતાં. વાઘ બોલ્યો, 'અકેલા નિશાન ચૂકી ગયો છે, અને વરુઓએ તેને કાલે રાતે જ મારી નાખ્યો હોત પણ તેમને તો તને અને

ઓકેલાને બેઉને પૂરા કરવા હતા અને અત્યારે પણ તારી બધા શોધ કરે છે.'

'હું આજે ખેતરોમાં ગયો હતો. અને હવે તો હું તૈયાર પણ છું. જુઓ.' એમ કહી તેણે અંગારાનું ઠીબ બતાવ્યું.

'સરસ. હવે મેં જોયું છે કે માણસો એક ઝાડની ડાળી લઈને આની વચ્ચે મૂકે છે અને ત્યાર પછી એ ડાળને છેડેથી તેજનાં ફૂલો ફૂટી નીકળે છે. પણ તને બીક નથી લાગતી!'

'ના. જરા ય નહીં. હું જ્યાં ગયો હતો ત્યાં બધાં મારા જેવાં જ હતાં તે જોઈ મને હું વરુમાં મળ્યો ત્યાર પહેલાંનું એક સ્વપ્નું યાદ આવ્યું—કે પછી તે ખરું પણ હોય કે હું પણ આવાં જ તેજનાં ફૂલની પાસે પડેલો હતો તેથી મને વધુ હૂંફ લાગતી અને મઝાનું પણ બહુ લાગતું.'

એ આખો દિવસ માઉગલી ગુફામાં બેસી રહ્યો. અને અંગારની ઠીબમાં સૂકી ડાળી નાખીને શું થાય છે તે જોતો રહ્યો. એમ કરતાં તેને જોઈતી હતી તેવી એક ડાળ મળી ગઈ.

સાંઝના તબાકી શિયાળ તેની પાસે આવ્યો અને જરા ઉદ્ધતાઈથી કહ્યું કે સભાની ટેકરી ઉપર તને બોલાવે છે. ત્યારે માઉગલી ખૂબ હસ્યો. ઉંવટ શિયાળ ગયો. અને માઉગલી પણ હસતો સભાની ટેકરી ઉપર પહોંચ્યો.

આજે સભાના ટેકરા પર ઓકેલા પથ્થરની એક બાજુ બેઠા હતો જેથી ખબર પડતી હતી કે નાયકનું સ્થાન ખાલી છે. અને શેરખાનની આસપાસ તેનું એઠું ખાનાર કેટલાક વરુઓ તેની ખુશામત કરતા ફરતા હતા. વાઘ માઉગલીની પાસે હતો અને અગારનું વાસણ માઉગલીએ સંતાડી રાખ્યું હતું. જ્યારે બધાં આવી ગયાં ત્યારે શેરખાને બોલવાનું શરૂ કર્યું, એ પણ નવી વાત હતી કેમકે જ્યાં સુધી ઓકેલા નાયક હતો ત્યાં સુધી તેમ કરવાની તેની હિંમત કદી ચાલત નહીં.

વાઘે માઉગલીના કાનમાં કહ્યું કે શેરખાનને બોલવાનો કોઈ હક્ક નથી. તું કહી દે તેને. એ તો કૂતરો છે; તરત ગભરાઈ જશે.

માઉગલી ઊભો થયો અને બોલ્યો, 'મુક્ત લોક! શું શેરખાન ટોળાંનો નાયક થયો છે! આપણા નાયકની જગ્યા સાથે દીપડાને શી લેવાદેવા છે?'

'આ તો નાયક અત્યારે કોઈ છે નહીં અને મને બોલવાનું કહ્યું.' શેરખાન બબડ્યો.

'કોણે કહ્યું?' માઉગલી ગરજ્યો, 'અમને બધાંને તું શિયાળવાં સમજે છે કે તારી જેવા ગોહત્યારાને લાડ કરીએ? ટોળાંનો નાયક કોણ તે ટોળું જ નક્કી કરશે; બીજું કોઈ નહીં.'

પછી કેટલીક બાજુએથી અવાજો આવ્યાં: 'એ તો માણસનું બચ્ચું છે, તેને બોલવા દો, તેણે આપણા કાયદા પાળ્યા છે.'

ઉંવટ ટોળાના વડીલોએ મોટેથી કહ્યું: 'ખમો. મૂઆ જીવને બોલવા દો.' જ્યારે ટોળાનો નાયક પોતાના શિકારનું નિશાન ચૂકી જાય છે અને નાયકપદેથી ઊતરી જાય છે, ત્યારે તેને તે જીવે ત્યાં સુધી મૂઓ જીવ કહેવાય છે. જોકે તે પછી તે લાંબું જીવવા પામતો નથી.

ઓકેલાએ પોતાનું વૃદ્ધ માથું જરા ઊંચું કર્યું અને થાકેલે અવાજે કહ્યું: 'મુક્ત લોકો! અને શેરખાનનાં શિયાળો, તમે પણ સાંભળો કે બાર બાર ચોમાસાંથી હું તમારો નાયક છું. મેં તમને શિકારો બતાવ્યા છે અને લાવી પણ આપ્યા છે. એમાં કોઈ વખત પણ કોઈ છટકામાં સપડાયું નથી કે કોઈના પગ ભાંગ્યા નથી. હવે મારું છેલ્લું નિશાન હું ચૂકી ગયો. એ પણ એક કાવતરું હતું અને કેવી રીતે યોજવામાં આવ્યું હતું તે તમે જાણો છો. તમે જાણો છો કે બચપણથી હું નાકોવત બન્યો છું તે વખતે મારી નબળાઈ બહાર પડે તેવી રીતે અણપલોટાયેલ તાજું સાબર મને દેખાડવામાં આવ્યું. હા. તેમાં ઘણી ચતુરાઈ વાપરી

છે તેની ના નથી. અને હું નિશાન ચૂક્યો છું એટલે અત્યારે અને અહીં આ સભાના ટેકરા ઉપર મારી કતલ ચલાવવાનો તમારો હક છે. તે તમે ભોગવો. પણ હું એ જાણવા માગું છું કે આ ઘરડા ઓકેલા વરુને લડીને મારી નાખવા તમારામાંથી કોણ બહાર આવે છે! કારણકે જંગલના કાયદા મુજબ મારો હક છે અને તમારે મારી સામે એક પછી એક આવવું જોઈએ.'

આ સાંભળી ટોળામાં શાંતિ છવાઈ ગઈ. કેમકે કોઈ વરુની હિંમત નહોતી કે તે અકેલા જોડે લડીને તેને મારી શકે. એટલે શેરખાન બરાડ્યો, 'અરે ભાઈઓ! આ બોખા બિચારા-ને આપણે શું કરવો છે! તે તો આમેય મરવાનો છે જ. પણ આ માણસ-બચ્ચો હજી મરવા-વાંકે જીવે છે તેનું આપણે કામ છે. તેને ક્યારનોય મારી નાખવો જોઈતો હતો. અને મુક્ત લોકો, તમે જાણો છો કે તે મારું ખાજ હતો, પહેલેથી જ. તે મને સોંપી દો. માણસ તે વળી વરુલોકોમાં હોતાં હશે! હું એ માણસ-વરુ કે વરુ-માણસની મૂર્ખાઈથી થાકી ગયો છું. એ બચ્ચાએ દસ સાલ વનને ત્રાસ આપ્યો છે. માટે કહું છું મને એ માણસ-બચ્ચો આપી દો. જો નહીં આપો તો હું હંમેશાં અહીં શિકાર કરીશ અને તમને હાડકાનો એક ટુકડો-પણ આપીશ નહીં. એ માણસ છે, માણસનો બચ્ચો છે, અને હું ખરું કહું છું કે મારી રગેરગથી હું તેને ધિક્કારું છું.'

તે બોલ્યો એટલે ટોળાનાં અર્ધાં કરતાં ય વધારે વરુઓ બોલી ઊઠ્યા, 'માણસ! માણસ! આપણે ને માણસને શી લેવાદેવા! તે ભલે તેની જગ્યાએ ચાલ્યો જાય.'

શેરખાન કહે, 'એને જો માણસ સાથે જવા દેશો તો ગામડાના બધા લોકો તમારી ઉપર ઊતરી પડશે. તેમ નહીં. તેને મને સોંપી તે માણસ છે અને આપણે કોઈ તેની સામે આંખ માંડી જોઈ શકતા નથી.'

અકેલાએ ફરી પોતાનું માથું ઊંચું કર્યું અને કહ્યું: 'તેણે આપણી સાથે ખાધુંપીધું છે, આપણી સાથે તે સૂતો છે, આપણે માટે તેણે શિકાર આણ્યા છે; અને વનના કાયદાનો એક શબ્દ પણ ઉથાપ્યો નથી.'

વાઘે તેનાથી થઈ શકે તેટલા નરમ અવાજે કહ્યું, 'વળી જ્યારે તેને ટોળામાં લેવામાં આવ્યો ત્યારે મેં એક બળદની કિંમત ચૂકવી છે. અને બળદની કિંમત ભલે ઓછી હોય પણ બઘેરા વાઘનો બોલ એવી બાબત છે કે જે માટે કદાચ એ માણસ-બચ્ચો લડે પણ ખરો.'

ટોળામાંથી અવાજ આવ્યો, 'દસ વરસ પહેલાં ખાધેલ બળદ તે કંઈ ગણાય! દસ વરસ જૂનું હાડકું આપણે ખાશું ખરા-આપણે તેની દરકાર છે!'

વાઘ કહે, 'એમ કહો કે તમારા બોલની તમને શી દરકાર છે. ભલા તમને બધા મુક્ત લોકો કહે છે, જુઓ તો ખરા!' અને તેણે દાંત પીસ્યા.

શેરખાન કહે, 'વનના લોકોની સાથે કોઈ માણસનું બચ્ચું હોતું નથી; એ મને આપી દો.'

અકેલા કહે, 'તે ભલે જુદો હોય પણ દેખાવ સિવાય બીજી બધી રીતે તે આપણો ભાઈ જ છે. અને તેને અહીં જ મરાવી નાખવા તમે બધા ઊભા થયા છો! આ જોવા પહેલાં મારું મોત આવ્યું હોત તો સારું. મારાથી વધારેપડતું જિવાયું છે. તમારામાંથી કોઈક તો ગાયભેંસને મારવાની લતે ચડ્યા છો. વળી મેં સાંભળ્યું છે કે કોઈક તો શેરખાનના ભરમાવ્યા ભરમાઈને અંધારી રાતે ગામમાં જઈ માણસનાં બાળક ઉપાડી લાવો છો. આ ઉપરથી હું જાણું છું કે તમે બધા બાયલા-નામર્દ-હિચકારા છો. મને ખાતરી છે કે હું તો મરી જ જવાનો છું અને મારી જિંદગીનું હવે કાંઈ મૂલ નથી, પણ જો મૂલ હોત તો હું ખુશીથી તે આ માણસ-બચ્ચાને ખાતર હોડમાં મૂકત. પણ... પણ...આ ટોળાના નામ

ખાતર, તેની આબરૂ ખાતર—આ આબરૂ, આ માન, આ નોક એ નાની વાત લાગે છે અને તમારો નાયક નથી તેથી તે તમે ભૂલી ગયા છો—તે ખાતર હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે જો તમે આ માણસ-બચ્ચાને તેને ઠેકાણે જવા દેશો તો મારો મરવાનો વારો આવશે ત્યારે તમારા કોઈ સામે હું મારો પંજો ઉપાડીશ નહીં. હું લડ્યા વિના જ મોતને ભેટીશ. અને તેથી બીજું કાંઈ નહીં તોપણ ટોળાના પ્રત્યેક જાન તો જરૂર બચશે. આથી વધારે કરવાનું મારું ગજું નથી. જો તમે મારા કહેવા મુજબ કરશો તો, તમારો જ એક ભાઈ જેનો કાંઈ વાંક નથી, જે ભાઈને આખા ટોળાની સામે કિંમત લઈને આ વનના કાયદા મુજબ મેળવવામાં આવ્યો છે તેની હત્યા કર્યાની શરમમાંથી તમને બધાને હું બચાવી શકીશ.'

ટોળાએ અવાજ કર્યો, 'તે માણસ છે! માણસ છે! માણસ છે!' અને ઘણુંખરાં વરુઓ શેરખાનને ટોળું વળીને ઊભાં રહ્યાં. શેરખાનની પૂંછડી ટટ્ટાર થઈ અને તે ઉપર રૂંવાડાં ઊપડી આવ્યાં.

વાઘે માઉગલીને કહ્યું, 'અમારાથી થાય તેટલું અમે કરી ચૂક્યા. હવે બાજી તારા હાથમાં છે. અમે તારે ખાતર લડવું પડશે તો જરૂર લડશું.'

માઉગલી ઊભો થયો અને અંગારાનું વાસણ પોતાના હાથમાં રાખી ટટ્ટાર થયો. પછી હાથ લાંબા કરી આળસ મરડી બધાંની હાજરીમાં મોટું બગાસું ખાધું. પણ તે ઘણો જ ગુસ્સે થયો હતો કેમકે વરુઓ તેને આટલો બધો ધિક્કારે છે એમ કોઈ વરુએ તેને કહ્યું ન હતું. વળી તે દિલગીર પણ થયો કેમકે તે વરુઓને પોતાનાં ગણતો હતો. તે બોલી ઊઠ્યો, 'સાંભળી લ્યો તમે પણ. આમ કૂતરાની જેમ કાઉ કાઉ કરવાની કાંઈ જરૂર નથી. તમે આજે—હું માણસ છું, હું માણસ છું—એમ એટલી બધી વાર કહ્યું કે મને પણ લાગે છે કે તમારું કહેવું ખરું છે. તોપણ જો તમે મને તમારો ગણ્યો હોત તો હું મરતાં લગી તમારી સાથે રહેત. પણ હવે હું તમને મારા ભાઈઓ નહીં કહું. હવે તમે મારા ભાઈ નથી પણ જેમ માણસ બોલાવે છે તેમ તમને કુત્તા કહીને બોલાવીશ. તમે મારું આમ કરશો કે તમે મારું તેમ કરશો એ નક્કી કરવાનું પણ તમારા હાથમાં નથી. તે બધી વાત મારા હાથમાં છે, અને તમને પણ હવે બધું મારા જ હાથમાં છે તે વાતની ખાતરી થાય તેટલા માટે તમે જેને તેજનાં ફૂલ કહો છો અને જેનાથી તમે બધાંય ડરો છો તે મારી સાથે આણ્યાં છે.' આમ કહી તેણે વાસણમાંથી થોડા બળતા અંગારા ઉડાડ્યા તેમાંના થોડા સૂકા ઘાસ ઉપર પડ્યા અને ભડકો થયો અને એ ભડકો થતાં જ વરુની સભા આખી ભયભીત થઈને પાછે પગે હઠવા લાગી. માઉગલીએ પોતે આણેલી ઝાડની સૂકી ડાળી ભડકામાં નાખી એટલે તેનાં પાંદડાં તડતડ બોલી સળગી ઊઠ્યાં એટલે તેનો બીજો ભાગ પકડી તે પોતાના માથા ઉપર ફેરવવા લાગ્યો. અને તેનાથી બીને ડઘાઈ ગયેલાં વરુઓ જ્યાં હતાં ત્યાં જ ઠરી ગયાં.'

ધીમેથી વાઘે કહ્યું, 'હવે તારી જીત થઈ છે, તું જ નાયક છો. હવે આ અકેલાની જિંદગી બચાવ, કેમકે એ હમેશાં તારો મિત્ર હતો.'

અકેલા ઘરડો છતાં ગંજાવર વરુ હતો. તેણે તેની આખી જિંદગીમાં કોઈ પાસે મહેરબાની માગી ન હતી. તેણે માઉગલી સામે એક આડું નજર નાખી અને તેને દેખાયું કે માઉગલી ઊભો હતો તેના મજબૂત સ્નાયુઓ તેના ખુલ્લા શરીર ઉપર દેખાતા હતા, તેનાં વાળનાં ઝુલ્ફાં તેના ખભા સાથે ગેલ કરતાં હતાં અને માથા ઉપર તે ડાળી ફેરવતો હતો તેના તાપને લીધે તેના ઓળા તેના શરીર ઉપર આઘાપાછા થતા હતા.

માઉગલીએ ચારે બાજુ નજર ફેરવી અને

કહ્યું: ‘ ઠીક ઠીક, હવે મને ખાતરી થઈ છે કે તમે બધા કુત્તાઓ છો. તમને બધાને છોડીને હવે હું મારા લોક પાસે જઈ વસીશ; જો તેઓ મારા લોક હશે તો. વનમાંથી હું વિદાય, થઉં છું. વનનું પાણી મારે હરામ છે. અને તમારી સાથે કરેલી વાતો અને ગાળેલા દિવસો મારે હવે ભૂલી જવા જોઈશે, તેમ છતાં તમે મારી તરફ ક્રૂર બન્યા છો તો હું તમારી ઉપર રહેમ કરીશ કારણકે હું વરુની માનું દૂધ ધાવીને મોટો થયો-છું તેથી શરીર જુદું છે છતાં તમને મારાં ભાંડુ લેખું છું. હું તમને વચન આપું છું કે જ્યારે હું માણસો વચ્ચે જઈને માણસ બનીશ ત્યારે તમે મારો વિશ્વાસ-ઘાત કર્યો છે તેવો હું તમારો નહીં કરું.’ આમ બોલી તેણે અંગારાના વાસણને લાત મારી અને અંગારા ચોતરફ ઊડ્યા. ‘આપણા આ ટોળામાં અંદર અંદર કંઈ તકરાર કે ઝગડો નથી પણ મારે એક દેવું ચૂકવવાનું બાકી છે તે જતાં પહેલાં પતાવી દઉં.’

શેરખાન બાઘા જેવો આગના ભડકા સામે સુનમુન બેઠો હતો ત્યાં માઉગલી દોડી ગયો. તેના કાન પકડીને તેને ઊંચો કર્યો. વાઘ પણ વખતે કંઈ નવાજૂની થાય એમ ધારી માઉગલી પાછળ ગયો. માઉગલીએ શેરખાનને કહ્યું, ‘ ઊઠ ઊઠ કુત્તા ! માણસ કહે ત્યારે હુકમ ઉઠાવતાં શીખ નહીં તો મારે તને ડામ દેવા પડશે.’ આમ કહી તેણે સળગતી ડાળી શેર-ખાનની ઉંક પાસે આણી. શેરખાન બીકથી આખો વીંખી ગયો અને તેના કાન માથા પાછળ લબડી પડયા.

‘ આ ગેલ્લારો કહેતો હતો કે તે મને સભામાં લાવીને મારી ખાશે કેમકે હું બચ્ચું હતો ત્યારે તેણે મને માર્યો નહોતો. તો સાંભળો, જુઓ કે માણસ માટે એવું બોલનારને માણસ કેમ સજા કરે છે અને લંગડા ઢીપલા, જો જરા પણ હાલ્યોચાલ્યો છો તો તારા બેડોળ [illegible] જોવી દયા ’

આમ કહી એક લાકડી લઈ તેણે ઝપાટે ઝપાટે શેરખાનને મારવા માંડ્યો અને શેરખાન મારથી અને બીકથી મોટા બગાડા પાડવા મંડ્યો.

‘ જા, જંગલી ડામ ખાધેલ બીલાડા, ચાલ્યો જા. પણ યાદ રાખ કે હવે પછી હું જ્યારે પણ આ સભાના ટેકરા ઉપર આવીશ, અને હું માણસ છું એટલે આવ્યા વિના નહીં રહું ત્યારે જો શેરખાનનું ચામડું મારા માથા ઉપર ઓઢીને ન આવું તો હું મરદ-બચ્ચો નહીં. અને બીજી વાત. અકેલા હવે સ્વતંત્ર છે તે પોતાને ફાવશે તેમ કરશે અને ફાવે ત્યાં જશે પણ તમારામાંના કોઈએ તેને મારવાનો નથી એવો મારો હુકમ છે. બસ. ડાબુ કરો અહીંથી તમારું. આમ જીભ કાઢીને ફરી ઊંચે જોઈ રહ્યા છો તે કૂતરા કરતાં પણ ખરાબ લાગો છો. નહીં તો કૂતરાને કેમ ભગાડવા એ મને આવડે છે.’ અને માઉગલીએ બળતી ડાળી ગાગા-જમણી લીધી અને તેમાંથી ઊડતા તણખાથી બીને કિકિયારીઓ કરતું, દાઝતું અને કણગતું વરુનું ટોળું ભાગ્યું. રહી ગયા ઓલા, વાઘ ને માઉગલીની પડખે હતાં તેવાં દસેક વરુઓ.

બધાં ભાગી ગયાં એટલે માઉગલીને છાતીની અંદર કંઈક થવા માંડ્યું, એવું આટલી જિંદગીમાં તેને કોઈ વાર થયું નહોતું. તે એકદમ ડૂસકાં ભરવા લાગ્યો અને આંખમાંથી આંસુની ધારા વહી રહી.

‘તેણે પૂછ્યું, ‘ વાઘભાઈ ! મને શું થાય છે, આ શું છે ! મને આ વન છોડવું ગમતું નથી અને મને શું થાય છે તેની ખબર પડતી નથી. શું હું મરવા પડ્યો છું વાઘભાઈ ! ’

‘ ના ના, બિલકુલ નહીં તારી આંખમાં જે દેખાય છે એ ચીજ માણસો વાપરે છે. અંગારામાં એવું નથી. વળી હવે મને ખાતરી થાય છે કે તું હવે માણસ-બચ્ચું મટીને મરદ બન્યો છો. હવેથી આ વન તો તારે માટે નકામું છે પણ તું તારી આંખમાં જે આવે છે તેને પડવા દે. તેને બધા આંસુ કહે છે. ’

અને માઉગલી મન ખુલ્લું મૂકીને છાતીફાટ રડ્યો. તેનાં આટલાં વરસોમાં કોઈ દિવસ તેને રડવાનો વખત આવ્યો નહોતો.

રુદન શાંત પડ્યું એટલે માઉગલી બોલ્યો, 'હવે હું માણસોમાં જઈને રહીશ પણ જતાં પહેલાં મારે મારી વરુ-માની રજા લેવી પડશે.' અને તે પાછો વરુ અને નાર હતાં તે ગુફામાં ગયો. અને જઈને પણ નારના ઉપર માથું મૂકીને રડ્યો અને તેની સાથે બીજાં બચ્ચાં પણ રડવા લાગ્યાં.

માઉગલીએ પૂછ્યું, 'તમે બધાં મને ભૂલી તો નહીં જાઓ ને, મા?'

બચ્ચાંએ કહ્યું, 'જ્યાં સુધી અમે સગડ જોતી શિકાર કરી શકશું ત્યાં સુધી ભૂલશું નહીં. તું માણસ થઈ જા પછી પણ ટેકરીની તળેટીએ આવજે એટલે અમે તારી સાથે વાત કરશું. અને રાત પડે ત્યારે અમે ખેડેલાં ખેતરોને શેઢે તારી સાથે રમવા આવશું.'

બાપ-વરુએ કહ્યું, 'બચ્ચા, ભલે જા. પણ પાછો આવજે અને વહેલો આવજે કેમકે તારી મા અને હું બંને ઘરડાં થયાં છીએ.'

નારે કહ્યું: 'વહેલો વહેલો આવજે મારા બેટા! મારા ચતુર દાદુર! વહેલો આવજે, તારા વિના મને નહીં ગમે કેમકે મારાં બચ્ચાં ઉપર મારું હેત છે તેના કરતાં ઘણું વધારે હેત મને તારા ઉપર છે.'

માઉગલી બોલ્યો: 'આવીશ. અને જરૂર આવીશ. અને જ્યારે આવીશ ત્યારે શેરખાનનું ચામડું સભાની ટેકરીના મોટા પાણા ઉપર પાથરવા આવીશ, પણ મને ભૂલી ન જતાં. અને વનમાં બધાંને કહેજો કે મને યાદ કરે.'

અને પોહ ફાટવાની વેળા થઈ અને ઉષાનાં પહેલાં કિરણો જેમ ઉપર ચડતાં ગયાં તેમ માઉગલી ટેકરીની નીચે ને નીચે જતો ગયો, તેની ઉમેદ પેલું ભેદી જાનવર જેને વનમાં બધાં માણસને નામે ઓળખે છે તેની મુલાકાત કરવાની હતી.

[બાકીનો ભાગ આવતે અંકે]

એક ગૃહસ્થ ગાંડાની હૉસ્પિટલ જોવા ગયા, ફરતા ફરતા એક ગાંડા પાસે આવ્યા. આ ગાંડો આદમી વારંવાર પાણીની કોઠીમાં હાથ નાખ્યા કરતો હતો. તે જોઈ પેલા ગૃહસ્થને જરા રમૂજ કરવાનું મન થયું. તેમણે ગાંડાને પૂછ્યું: 'કેમ માછલાં પકડો છો ને?'

ગાંડો થોડી વાર તેમના તરફ તાકી રહ્યો અને પછી બોલ્યો: 'આમાં તે માછલાં હોતાં હશે?'

સાંભળીને ગૃહસ્થને થયું કે આદમી ગાંડો નથી. ત્યાં તો પેલો બોલી ઊઠ્યો 'હું તો વહેલ પકડું છું, વહેલ.' [રી. શા]

× × ×

એક સન્નારી—તમારા ધણી લડાઈમાં ગયા છે, તેમના કંઈ ખબર આવ્યા કે નહિ?

બીજી સન્નારી—હા, હા. કેમ નહિ? ગયે અઠવાડિયે જ તેઓ ફિલ્ડ માર્શલ થયા.

એક સન્નારી—પણ તેમને ભરતી થયે હજી પૂરો મહિનો પણ થયો નથી ત્યાં ફિલ્ડ માર્શલ ક્યાંથી થાય?

બીજી સન્નારી—તમારી વાત તો સાચી લાગે છે. પણ હા પછી ફિલ્ડ માર્શલને બદલે કોઈ

પૂના આવેલ મહાદજીને પૂરો કરો.'

'એ થઈ શકે તેમ નથી' રાઘોબાએ કહ્યું.

'કેમ ?'

'એનો નાશ કરવામાં આખા પૂનાનો નાશ થશે. માધવરાવ શું કે હું શું ? સખારામ બાપુ શું કે તું શું ? કોઈ બચવાનું નહીં, મહાદજી સુવાસવાળો સેનાપતિ છે. એનું બે લાખનું લશ્કર, એને કંઈ થાતાં પૂના પર રેલ પેઠે ફરી વળશે. મારે એવા મરાઠાના સર્વનાશ જોવો નથી. એક જોયો બસ; બીજો જોવા ઇચ્છા નથી.' રાઘોબાએ કહ્યું.

'ઓહો ! તમે એના લશ્કરથી પણ ડરો છો.'

'ડરવાની વાત એક બાજુ રહી. જે યુક્તિથી આપણો ઇરાદો પૂરો પાર ન પાડી શકાય એ અજમાવી તદ્દન ઊંધું પરિણામ ભોગવવું એ સારું નથી.'

'તો એટલું તો જરૂર કરો કે મહાદજીનો ઉતારો. એ પછી ભલે પેશ્વાની મોજડી પાડતો ફરે. ઓવાર તો પેશ્વા અને એની વચ્ચે પૂરેપૂરો વિખવાદ ઊભો કરી દો. અને એ મેના ઝઘડામાં...'

'હું એ જ કરું છું. આટલો સમય રાજમહેલમાં નવરો નથી બેઠો. પેશ્વા પાસે હુકમ લખાવતાં ઘણું ઘણું કરવું પડ્યું છે.'

'પૂરેપૂરો અવિશ્વાસ ઊભો થાય તેવું ઝટ કરો.'

'એ પણ થશે. મને એમાં શંકા નથી.'

'તો એ કેમ જણાવતા નથી ? શો ઉપાય યોજ્યો છે ?'

પેશ્વાને મનમાં ગાંઠ વળી ગઈ છે કે મહાદજીને પેશ્વાની હિંમત નથી. એટલે જ આવતાંની સાથે મહાદજીએ મળવા માગણી કરી ત્યારે માધવરાવે મને જ કહ્યું: 'હું એને ઓળખી ગયો છું. મારે એને અત્યારે મળવું નથી. કચેરી વખતે મળાશે. દરમિયાન તમે એને મળજો ને સવારી વખતે સાથે રાખજો.'

'આ તો કાલે બધું એની મેળે પતવાનું છે એટલે તમે આજે કંઈ કરવા માગતા નથી. કેવા છો તમે ! હવે તો ઝેર બરાબર રેડી દો. બે જુદા પડશે એટલે પેશ્વા એને મરાવશે. અને પછી તમારે પેશ્વા થવામાં......'

'જેટલી બોલવામાં વાર થાય છે તેટલી યે વાર પેશ્વા થવામાં નહીં થાય કેમ ?'

'તમે મારી મશ્કરી કરો છો ! જાણો છો, મને શું થાય છે ?'

'આનંદી ! હું એ જ વિચાર કરું છું પણ તારી બળતરા સાંભળીને મારે શું કરવું તે સૂઝ પડતી નથી. તારી વાતો સાંભળી મારી તલવાર કાટ ખાઈ જાય છે. બાળપણથી જ હમેશા મને પેશ્વાઈ મારી લાગી છે. ગાદી પર કોણ છે એ મારી નજર નથી. એ તારી છે. એટલે તારી એવી વાતો સાંભળી મને એમ થઈ આવે છે કે પેશ્વાઈ મારી નથી એટલું જ નહીં પેશ્વાના રાજમાં મારું ક્યાંય ઠેકાણું નથી.'

'તમારી પાસેથી આ શબ્દો સાંભળવાની કોઈ આશા ન રાખે.'

'પોતાની આશાઓને જે બર લાવી શકતો નથી તે બીજાઓની આશાને કેટલી બર લાવશે ?'

'તમે બીજી વાતોએ ભીતરી જાઓ છો...મારું પૂછવાનું છે...તમે મહાદજીને મળ્યા ?'

'હા.'

'તમારી સાથે એ કેમ વર્ત્યો ?'

'વિનયથી.'

'એ તો દંભ જ.'

'એવો નિર્ણય હજી મેં કર્યો નથી.'

'તુરત નિર્ણયથી જ રાજકારણ જિતાય છે.'

'હા, પણ મારે ફરી અત્યારે એની પાસે જવું છે.'

'તો અત્યારે એને પેશ્વા વિરુદ્ધ ઉશ્કેરજો. તમારામાં વિશ્વાસ પેદા કરાવી, પેશ્વાનું એ અપમાન કરે તેમ એને સમજાવી દેજો.'

'મારે એ કરવું જ છે. અને એ પાર પડે માટે મારા બધા ય સાથીઓ અત્યારે એ જ કામે લાગ્યા છે.'

રાઘોબાનાં આ વચનોથી આનંદીબાઈ ને આશા બંધાઈ. આવતા દિવસની રાજસવારી પછીની કચેરીમાં શું થશે તેની વિચારણામાં એ પડી ગઈ.

એ એક જ નહીં, 'રાજના અને પ્રજાના ઘણા માણસોને મનમાં હવે શું થશે ! એવી લાગણીભરી કુતૂહલવૃત્તિ સતેજ બની હતી. નિઝામ, હૈદરઅલી અને મુંબઈની કોઠીના ખાતમીદાર વાટ જોઈ રહ્યા હતા. નિઝામની લશ્કરની તૈયારી હતી. તંગ વાતાવરણની હવા ચોમેર ફેલાઈ રહી હતી.

*

પેશ્વાની રાજસવારી ચડી. નગરજનોએ ખૂબ આતુરતાથી તેને જોઈ. સજ્જ થઈને સૈનિકો નીકળ્યા હતા. અધિકારી ચાન જાત સમાસતા પૂરી ઝીણવટથી જોતા હતા. પેશ્વા માધવરાવની પાછળ રાઘોબાની સાથે મહાદજી સીંધિયા બેઠા હતા. એ ખૂબ સ્વસ્થતાથી બેઠા હતા. એમનાથી ડરનારાના મનમાં હમણાં શુ યે થશે એવો ભયને અંગે ફફડાટ હતો.

પણ આખી યે સવારીમાં કશુ યે બન્યું નહીં. અને સવારી દરબારમાં પહોંચી. કચેરીમાં જતાં પહેલા પેશ્વાએ મહાદજી સીંધિયાને વાતચીત કરવા પાસે બોલાવ્યા. અને ઉત્તર હિંદની જીત વિષે વાતચીત કરતા આગળ ચાલ્યા.

'તમને લાગે છે ?' માધવરાવ પેશ્વાએ પૂછ્યું, 'કે ઉત્તર હિંદ મરાઠાથી જિતાઈને કાબૂમાં રહી શકશે ?'

'હા જી મહારાજ,' મહાદજીએ કહ્યું, 'ઉત્તરનાં રાજ્યોની અને સૈન્યોની અત્યારે એવી ખરાબ સ્થિતિ છે, અને અંદર અંદર ખૂંપી છે કે કોઈ પણ થોડીક કુનેહવાળો રાજા એને જીતી લઈ શકે અને જબ્બર સત્તા જમાવી શકે.'

ઉપરનાં વાક્યો પાછળ ચાલતાં સાંભળનાર રાઘોબા અને તેના સાથીઓ ખુશી થતા હતા કે આ વાક્યોથી પેશ્વાની મહાદજી માટેની શંકા વધારે બળવાન બનશે.

આ વાતો કરતાં પેશ્વા માધવરાવ, મહાદજીની સાથે કચેરીના દરવાજે આવી ગયા. માધવરાવ પેશ્વાએ મોજડી ઉતારીને આગળ પગલું ભર્યું.

મહાદજી સીંધિયા ત્યાં જ ઊભા રહી ગયા અને પેશ્વાએ ઉતારેલ મોજડી ઉપાડી, શિરવંદન કરી, બગલમાં મારીને, ચોકીદાર સાથે દરવાજામાં એક બાજુ ઊભા રહ્યા. મહાદજી અટકી જતાં તેની પાછળ, રાઘોબા તથા બીજા મંત્રી વગેરે બધા અટકી ગયા. એક કદમું કોઈ આગળ વધ્યું નહીં.

મહાદજીને પોતાની સાથે ન જોઈ, પેશ્વાએ પાછા ફરી જોયું અને મોજડી ઉપાડી દરવાજા પાસે મહાદજીને ઊભેલા જોઈ આશ્ચર્ય પામી પૂછ્યું: 'આ શું ! સીંધિયારાજ ! મૂકી દો. આવો મારી સાથે.'

'નહીં સરકાર !' મહાદજીએ કહ્યું, 'હું સેવક છું. અહીં જ મારું સ્થાન છે, એ હું ભૂલ્યો નથી તેથી જ આપના ફરમાન મુજબ બધું કરી શકું છું. આ જ મારી ખરી સેવા છે.'

મહાદજી સીંધિયાની પેશ્વા તરફની વફાદારી એ વખતે મરાઠાઓએ પ્રત્યક્ષ જોઈ. મહાદજી અને પેશ્વા માધવરાવનો સંબંધ રાજ્યના અધિકારીવર્ગને એ વખતે સ્પષ્ટ જણાઈ આવ્યો.

# થીજેલાં જીવન

"વસંત"

સ્ટીફન એરટેલો અને ચાર્લ્સકાર્નેં બન્ને જૂના મિત્રો હતા. ઘણાં વર્ષોથી એ બન્ને મિત્રો એ પહાડી પ્રદેશમાં માપણીનું કામ સાથે જ કરતા. સ્ટીફન એરટેલો મજબૂત બાંધાનો અને તેના સાથીદાર કરતાં વધુ જુવાન જણાતો. ચાર્લ્સકાર્નેં ઘસાયેલ શરીરનો અને જીવનવહેવારથી થાકેલો લાગતો હતો.

બન્ને મિત્રો ઓક્ટોબર મહિનાના બરફના તોફાનમાં અચાનક સપડાઈ ગયા. તોફાનમાં રસ્તો પણ સૂઝે એમ રહ્યું નહોતું. સશક્ત એરટેલોએ પોતાના નિર્બળ સાથીને ટેકો આપી આખો દિવસ વરસતા બરફમાં માર્ગ શોધવા ઘૂમ્યા કર્યું. પરંતુ દિશાના દરવાજા જ દેવાઈ ગયા હોય ત્યાં શું થાય!

આખરે જ્યારે સાંજ પડવા લાગી અને પ્રકાશ વિલાવા લાગ્યો ત્યારે એરટેલોની નજર ઘેરા થતા જતા આકાશમાં દોરાયેલી આછી રેખાઓ ઉપર પડી અને એ ઉત્સાહમાં આવી જઈ બોલી ઊઠ્યો, 'તાર, ટેલિફોનના તાર, ચાર્લ્સ!'

'તે હશે!' ચાર્લ્સે ઉધરસ ખાતાં કહ્યું, 'પણ એ કેટલે દૂર સુધી જતા હશે, અને ક્યાં લઈ જતા હશે! મને તો હવે અહીં જ બરફના હૂંફાળા ઢાંકણમાં પોઢી જવાનું મન થાય છે.'

'નહિ! એ નહિ બને!' એરટેલોએ જરા સખ્ત અવાજે કહ્યું. 'આ તારની લાઈન ગયે ઉનાળે નોર્થફીલ્ડ સ્ટેશનથી ઉવટના શિખર સુધી નાખવામાં આવી છે એ જ હોવી જોઈએ. એટલે ચાલ તૈયાર થઈ જા. આપણે એ શિખર ચઢી કેબીન ઉપર પહોંચે જ છૂટકો છે.'

એ રીતે ચાર્લ્સને સમજાવતો સ્ટીફન તેને આધાર આપી લગભગ ઘસડતો ઘસડતો આગળ ચાલ્યો અને અર્ધા કલાકની એ રીતની મજલ કરી તેઓ અંતે ઉપર કેબીને પહોંચ્યા.

કેબીનમાં તેમને નસીબ સાનુકૂળ જણાયું. ત્યાં લાકડાં પુષ્કળ હતાં. થોડું સૂકવેલ અનાજ પણ મળી આવ્યું. કોઈ એક પોર્ક્યુપાઈન (એક જાતનું પક્ષી) તોફાનની ઝપટમાં આવી ગયેલ હશે એ પક્ષીના ઝાડને મથાળે ડાંડીથી ચિચિયારીઓ પાડતું હતું. એરટેલોએ એને પોતાની પિસ્તોલથી હેઠું પાડ્યું, જોકે ભૂખમરાનો ડર બહુ ઓછો હતો પરંતુ ચાર્લ્સની તબિયત લથડી ગયેલી. એનું શરીર તાવથી ધીખતું હતું. એરટેલોએ પ્રથમ લાકડાં સળગાવી ખૂબ તાપ કર્યો ને પછી ચાર્લ્સને બાજુના રૂમમાં લઈ જઈ સુવડાવ્યો.

બીજા દિવસની સવારે તેની તબિયત થોડા સુધારા ઉપર જણાઈ. કેબીનમાં તાર મોકલવાનું સાધન હતું, અને ચાર્લ્સ મોર્સકોડ જાણતો હોવાથી એ એમને માટે મોટી આશારૂપ હતું. આખું શરીર દર્દથી ઘેરાઈ જવાથી સારી રાત બેચેનીમાં ગાળેલી હોવા છતાં એ પથારીમાંથી ઊઠીને અસ્થિર પગલે ટેબલ ઉપર પહોંચ્યો અને તાર મોકલવાની સ્વીચ ઉઘાડી.

અંતિમ શિખરની એ એકાંત કેબીનમાંથી જ્યારે સંદેશો નોર્થફીલ્ડ સ્ટેશન ઉપર પહોંચ્યો ત્યારે ત્યાં કામ કરતા ઓપરેટરને ઘડીભર તો પોતાનું મગજ અસ્થિર હોવાનો વિચાર આવી ગયો. સંદેશો તૂટક તૂટક આવતો હતો છતાં સ્પષ્ટ હતો: 'બે માણસો શિખર ઉપર ફસાઈ ગયા છે; એકને ન્યુમોનિયા થયો છે.' ઓપરેટર એ સંદેશાને સાંભળી રહ્યો, 'ત્યાં ફસાઈ ગયેલાને બચાવવા અત્યારે તો ભગવાન જ મદદ કરી શકે. માણસનું એ કામ નથી.' એ સ્વગત બબડ્યો. તોફાન દર પળે વધતું જ જતું હતું અને તાત્કાલિક ગહન મોકલવાનું બિલકુલ અશક્ય હતું.

ચોવીસ કલાક પછી એક બીજા સંદેશાએ નોર્થફીલ્ડ સ્ટેશનના તારને ઝણઝણાવ્યા: 'ભયાનક જનાવરો અને સફેદ પાંખાળા આકારોએ કેબીનને ઘેરી લીધી છે. પ્રચંડ તોફાનમાં પણ તેમની આંખો 'આગ...' સંદેશાનો બાકીનો ભાગ અસંબદ્ધ અને ન સમજી શકાય એવો થઇ ગયો.

એસ્ટેલોએ સાવ નખાઇ ગયેલા પોતાના એ મિત્રને ફરીથી પથારીમાં લઇ જઇ સુવડાવ્યો. બીજી સવારે ચાર્લ્સ મહામહેનતે ઊભા થઇ, લથડિયા ખાતાં ટેબલ ઉપર પહોંચી ફરી સ્વીચ હાથમાં લીધી. એ આખો દિવસ તેણે સતત્ સંદેશા રવાના કર્યા. પરંતુ નોર્થફીલ્ડ ઉપર એક પણ સંદેશો ઝિલાયો નહિ. બરફમાં ઢંકાઇ જવાથી આખી લાઇન બહેર મારી ગઇ હતી. સાંજ પડી. એસ્ટેલોએ પોતાના મિત્રને ફરીથી પથારીમાં લઇ જઇ સુવડાવ્યો. થોડાં લાકડાં વીણી લાવી એ બહારથી પાછો આવ્યો ત્યારે તેણે ચાર્લ્સને ટ્રાન્સ મીટર પાસે શાંત બેઠેલો જોયો.

'સ્ટીવ' એણે સ્થિર અવાજે કહ્યું, 'મને લાગે છે કે મારો અંત આવી રહ્યો છે. પરંતુ સ્ટીવ...સ્ટીવ' તાવથી ધગધગતી આંખે એણે એકદમ કહેવા માંડ્યું, 'હું સાવ મરી ન જાઉં ત્યાં સુધી મને દાટી દઇશ નહિ! કદાચ, સ્ટીવ, કદાચ હું બેભાન જ બની ગયો હોઉં; તું...તું...તને સંપૂર્ણ ખાતરી થાય કે ખોળિયામાં પ્રાણ રહ્યા નથી પછી જ મને દાટજે હો! સ્ટીવ, મને તું જીવતો જ દફનાવીશ નહિ'...એનો અવાજ એકદમ ક્ષીણ થઇ ગયો.

ઘેરા શોકથી છવાયેલ અવાજે સ્ટીવે આંખમાં આંસુ સાથે પોતાના મિત્રની એ અંતિમ ઇચ્છા પૂરી કરવાનો કોલ આપ્યો.

ત્યાર પછીની હકીકત એસ્ટેલો પોતાની નોંધપોથીમાં વિગતવાર લખતો ગયો.

એક સાંજે એ કશુંક ખાણું તૈયાર કરતો હતો ત્યાં ચાર્લ્સ પથારીમાંથી ઊઠ્યો અને મહામહેનતે ટેબલ સુધી પહોંચ્યો. ટેબલ ઉપર જ એનો જીવનદીપ બુઝાઇ ગયો. એસ્ટેલોએ નાડી, શ્વાસોચ્છ્વાસાદિ તપાસી મૃત્યુના ઓળા ઓળખ્યા. એનું દિલ ભાંગી ગયું.

ચાર્લ્સનો મૃતદેહ લાકડા જેવો સખત થવા લાગ્યો ત્યારે દફનાવવાનો સમય આવી પહોંચ્યાની એસ્ટેલોને કશી શંકા રહી નહિ. ભઠ્ઠીની આગ સંકોરવાના લોખંડના સળિયે લઇ એણે બરફમાં એક ખાડો ગાળ્યો ને તેમાં મૃતદેહને પધરાવી, એક ટૂંકી પ્રાર્થના ઉચ્ચારી ઉપર બરફ સંકોરી દીધો.

રાત આખી એણે વિચિત્ર સ્વપ્નાઓમાં ગાળી. એક વખત અચાનક ઝબકી ઊઠ્યો ત્યારે તેનું શરીર પરસેવે નીતરેલું જોઇ એ અત્યંત ડરી ને ભેજનું પરિણામ હશે એમ તેણે માન્યું.

સવારે ઊઠીને એ વચલા ઓરડામાં ભઠ્ઠીની આગ સંકોરવા ગયો. ત્યાં તેણે જે જોયું એથી એનું મગજ ચસકી જતું જણાયું.

ટેબલ ઉપર નિસ્તબ્ધ અને સ્થિર દૃષ્ટિથી જોતો ચાર્લ્સ બેઠો હતો.

માનવીની સમજશક્તિની બહારનું આ ભયાનક દૃશ્ય જોઇ એસ્ટેલો એ મૃતદેહને સ્પર્શ પણ કર્યા સિવાય બહાર ચાલ્યો ગયો. એણે વરસતા બરફમાં આખો દિવસ ખોરાક માટે ઘૂમ્યા કર્યું. રાત પડ્યે એ પોતાના મનની સમગ્ર શક્તિને એકત્રિત કરી મગજને સમતોલ રાખી કેબીન ઉપર આવ્યો અને મૃતદેહને ઉપાડી એ જઇ ઉઘાડી કબરમાં મૂકી કેબીનમાં પાછો ફર્યો. પોતાના સામાનમાં એક અર્ધી બાટલી જેટલી બ્રાન્ડી હતી એ બધી જ એક સાથે પી જઇ એ સૂઇ ગયો.

બીજી સવારે પથારીમાંથી ઊઠતાં ઊઠતાં એસ્ટેલોને પોતાનું તમામ આત્મબળ એકઠું કરવું પડ્યું. અંદરના ઓરડાનું બારણું ઉઘાડતાં તેનું સમગ્ર શરીર ક્યાંય સુધી ધ્રૂજ્યા કર્યું.

આજે પણ ટેબલ ઉપર ચાર્લ્સ એમ જ બેઠો હતો.

'મારા મગજની સ્થિરતા' આખર સુધી ટકાવી રાખવા મહેનત કરું છું' એરટેલોએ એની ડાયરીમાં લખ્યું. 'હવે ફરીથી જો એ આવશે તો મારે શું કરવું એ જણાઇ રહેશે.'

એરટેલોને પોતાનું મગજ અસ્થિર થતું જતું લાગતું નહોતું. પોતે કોઇ ખરાબ સ્વપ્નાઓનો ભોગ થઇ પડ્યો છે એમ તેને લાગ્યું. નરી કલ્પનાથી વિશેષ કશું જ નથી એમ એણે આખો દિવસ બહાર આથડતા પોતાના મનને સમજાવ્યા કર્યું. અને એમ જ હશે એમ માની આજે કેબીન ઉપર આવી બારણું ઉઘાડ્યું. ચાર્લ્સ હજી પણ ત્યાં જ હતો.

ત્રીજી વખત ચાર્લ્સના શબને દફનાવ્યા પછી એરટેલોને નિદ્રા આવી નહિ એથી એણે જાગતા રહેવાનો જ નિર્ણય કરી ખુરશી ઉપર જ શરીર લંબાવ્યું. મનના અને શરીરના અનહદ થાકને અંગે ક્યારે આંખ મળી ગઇ તેની ખબર રહી નહિ, પરંતુ જાગી ગયો ત્યારે પરોઢનાં આછાં અજવાળાં કેબીનમાં આવતાં હતાં. ઝાંખા પ્રકાશમાં ટેબલ તરફ નજર નાખતાં ચાર્લ્સ હજી પણ ત્યાં જ બેસી રહેલો નજરે પડ્યો.

'God help me'* એરટેલોની ડાયરીમાં એ છેલ્લા શબ્દો હતા.

×

બે મજૂર, ડોક્ટર, કલાક અને નોર્થફીલ્ડ સ્ટેશનનો ઓપરેટર એ પાંચની બનેલી રાહત-ટુકડી જ્યારે એ કેબીન સામેનો છેલ્લો ઢાળ ચઢી ત્યારે ત્યાં સ્મશાનવત શાંતિ હતી. ધુમાડા વિનાની ચીમની પણ કરીને નિર્જીવતાના પ્રતીક સમી જણાતી હતી. કેબીન આગળ મનુષ્યનાં પગલાંથી બનેલી એક સ્પષ્ટ કેડી બરફના એક વિચિત્ર ઢગલા તરફ જતી નજરે પડી.

તેઓ બારણું ઉઘાડી અંદર ગયા ત્યારે કેબીનમાં બધું સૂમસામ અને કરીને હિમ થયેલું લાગ્યું. ટેબલ ઉપર બે માણસો બેઠેલા હતા. બન્ને મૃત્યુ પામેલા હતા. બન્નેના મસ્તક સોંસરી પિસ્તોલની ગોળી ગયેલી જણાતી હતી. એરટેલોનું શરીર થીજી ગયેલા લોહીના ખાબોચિયામાં નમી પડેલું હતું. ચાર્લ્સ પોતાની જગ્યાએ સ્થિર બેઠેલ હતો. તેની આંખો ખુલ્લી હતી. મુખ ઉપર શાંત ભાવ હતો.

'ખૂન અને આત્મહત્યા!' નોર્થફીલ્ડનો કલાર્ક બોલી ઊઠ્યો, 'બિચારાઓ!'

ડોક્ટર ધ્યાનથી બન્ને મૃતશરીરો તપાસતો હતો. થોડી વારે બોલ્યો: 'નહિ, એમ નથી. જુઓ આ માણસને ગોળી લાગવા અગાઉ જ એ મરણ પામેલો હશે. એનું શરીર પણ થીજી ગયેલ હશે. આ કપાળ ઉપરનું નિશાન જુઓ. ત્યાં બિલકુલ લોહી નથી.' ડોક્ટરે કપાળ ઉપરનો ઘા બતાવ્યો.

દિગ્મૂઢ બનીને પાંચે જણા એકબીજાની સામે જોઇ રહ્યા. એક મજૂરે એરટેલોની નોંધપોથી લઇ ડોક્ટરને આપી.

ડોક્ટરે એ ડાયરી જરા ધ્યાનથી નીરખી. પછી એ જરા વધારે પ્રકાશમાં વાંચવા બહાર ગયો. એ પાછો ફર્યો ત્યારે તેના હાથમાં હોડકી હતી. એ સળગાવી થોડી વાર દમ ખેંચતો એ ઊભો રહ્યો પછી બોલ્યો, 'જુઓ ભાઇઓ, બંને મૃત આત્માઓનાં કુટુંબીજનોને ખાતર તમારી પાસેથી એક વચન માગું છું હું કોરોનર છું અને એ મારા અધિકારની રૂએ હું ચુકાદો આપું છું કે આ બન્ને-સ્ટીફન એરટેલો અને ચાર્લ્સકાને-અત્યંત ઠંડીથી અને ભૂખમરાથી અસહાય અવસ્થામાં મૃત્યુ પામ્યા છે. આ ચુકાદો તમને સૌને માન્ય છે એટલું જ વચન તમારી પાસેથી માગું છું.'

એક પછી એક સૌએ પોતાનું મસ્તક હલાવી સંમતિ આપી. નોર્થફીલ્ડનો ઓપરેટર મૂંગો ન રહી શક્યો. એ બોલ્યો, 'ડોક્ટર, શું બન્યું હશે એ જો જણાવી શકો તો ઉપકાર

* ઇશ્વર મને સહાય કરે

નહિતર મને તો આજ ઊંઘ આવવી મુશ્કેલ છે.'' એના અવાજમાં થડકાર હતો.

'બરાબર છે' ડૉક્ટરે કહ્યું, 'પણ મારી પાસે ફક્ત કલ્પના જ છે. એરટેલોને, નિદ્રિત અવસ્થામાં ચાલવાની ટેવ હતી એટલું જ જો હું કયાંયથી જાણી શકું તો મારી કલ્પના સાચી ઠરશે. નિદ્રિત અવસ્થામાં જ એ ઊઠીને ચાર્લ્સના મૃતદેહને કબરમાંથી લાવી જ્યાં એને છેલ્લો નીરખેલો ત્યાં એ મૂકતો. હવે એવું શા માટે! ભયાનક એકલતાથી મનમાં વ્યાપી રહેલા દારુણ ભયથી એ એમ કરતો હોય! અથવા તો...એના મિત્રને એણે જે કોલ આપેલો કે એ ખરેખર મૃત્યુ પામ્યા પછી જ એને દફનાવશે એને અંગે કદાચ એનું અંતરબળ જાગ્રત થઈ ફરી ફરીને કબરમાંથી મૃતદેહને બહાર કાઢતું હોય એ પૂરી ખાતરી માટે જ. અંતિમ ગોળીબારનો વિચાર આપણે કદાચ સમજી શકીએ. મૃતદેહ એકથી વધુ વખત કબરમાંથી બહાર કાઢવામાં આવેલો એ તો સ્પષ્ટ જણાય છે.'

'કોઈ બીજી વખત શબને બહાર કાઢયા પછી એરટેલોને કોઈ અંતરપ્રેરણાએ ચેતવણી આપી હશે કે એણે એની માનસિક સ્થિરતા ઉપરનો કાબૂ ન ગુમાવવો પરંતુ કુદરતની આગળ એ આખરી ભાંગી પડ્યો. નિદ્રિત અવસ્થામાં જાગ્રત થતાં એના અંતર મને એ જ કાર્ય ફરી ફરીને એની પાસે કરાવ્યું. પરિણામે એ અસહ્ય માનસિક યાતનાથી જ તેના પ્રાણ નીકળી ગયા.'

એરટેલોની ડાયરીનો નાશ કરવામાં આવ્યો અને બન્ને મૃતદેહોને ઊંડા સરોવરને તળિયે પધરાવવામાં આવ્યા. (અંગ્રેજી પરથી)

[હસ્તલિખિત 'પંચવટી'માંથી

એક અમેરિકન બાનુ, પોતે મેળવેલા હસ્તાક્ષરો (ઑટોગ્રાફ્સ)ના સંગ્રહ માટે ખૂબ જ અભિમાન લેતાં. દેશની નામાંકિત વ્યક્તિઓના હસ્તાક્ષરો તે મેળવી ચૂક્યાં હતાં. અવારનવાર પોતાનો સંગ્રહ મિત્રોને બતાવતાં અને પોતે તે કઈ રીતે મેળવ્યો તેનો ઇતિહાસ કહેતાં.

તેમના સંગ્રહમાં 'મોસ હાર્ટ' (અમેરિકાનો અત્યારનો નાટ્યકાર)ના હસ્તાક્ષરો નહોતા. તેણે તેને ઘણા પત્રો લખ્યા હતા પણ હાર્ટનો કશો ઉત્તર મળ્યો નહોતો. છેવટે પેલાં બાનુએ ખૂબ આજીજીભર્યો પત્ર હાર્ટને લખ્યો. તેના જવાબમાં નાટ્યકારે જવાબ લખ્યો:

શ્રીમતી...

મિથ્યાભિમાની રેતીમાં, જ્યાં કલાકો સુધી, આપણે એકમીજની બથમાં પડ્યાં રહેતાં, તે સુખી દિવસોની યાદગીરીમાં. મોસ હાર્ટ

એક સમાચાર

શ્રી. ક. નું આજ સવારે દસ ને પચ્ચીસ મિનિટે બોંતેર વર્ષની વયે ખેદકારક અવસાન થયું છે. સ્વર્ગસ્થ મોટા દેશભક્ત હતા. તેમણે પોતાની જિંદગી દેશસેવામાં જ ગાળી હતી. લોકસેવાર્થે તેમણે અપરણિત રહેવું જ પસંદ કર્યું હતું. જિંદગીનાં છેલ્લાં વર્ષો માંદગીમાં જવાથી રાજકીય ક્ષેત્રમાંથી તેમણે સંન્યસ્ત લીધું હતું.

અંતિમ ઘડીએ તેમની પથારી પાસે તેમના બે પુત્રો, ત્રણ પુત્રીઓ ચાર પૌત્રો અને સાત પ્રપૌત્રો હાજર રહ્યાં હતાં.

તા. ક. માણસ દિવસ આખો દેશસેવામાં જ નથી ગાળી શકતો.

રી. શા.] — મા. બ્યા.

# પ્રેમપરખ

મગનલાલ પડિયા

આજે મારું ડૉક્ટર મંડળ મળ્યું હતું. થોડીક ધંધાદારી વાતચીત પછી વાતચીતનો પ્રવાહ જરા મંદ વહી રહ્યો હતો. 'આંધળાઓ પણ શું દેખતાઓ જેટલો જ વિષય—Sex—ભોગવી શકતા હશે!' એક ડૉક્ટર મિત્રે મંદ પડતા જતા પ્રવાહને વેગ આપવાના હેતુથી પ્રશ્ન કર્યો.

'એમાં શક શું છે! Sex માં કાંઈ દૃષ્ટિ પૂતં ન્યસેત્પાદમ્ થોડું કરવાનું હોય છે?' એક આયુર્વેદિક મિત્રે કહ્યું.

'તો તો પછી Love is blind (પ્રેમ આંધળો છે)ની સાથે સાથે Sex is blind (વિષય આંધળો છે) એમ પણ કહેવું જોઈએ.' ત્રીજા એક મિત્ર બોલ્યા.

આમ એક સભ્યના હાથેથી બીજા સભ્યના હાથમાં જતા વૉલીબૉલની માફક આ વાતનો દડો ક્યાં સુધી અદ્ધર લટક્યા કરત અને આખરે કયા પડમાં જઈને નીચે પડત તે કાંઈ કહી શકાય તેમ નહોતું પણ અમારામાં નવા નવા દાખલ થયેલ ડૉ. અજિતરાયે એ દડો અદ્ધરથી જ ઊંચકયો ને પોતાનો જ નવો દડો ગબડાવ્યો. 'વિષય આંધળો હોય કે ન હોય, પણ કોઈ દેખતો જાણે જોઈને તો આંધળાને પ્રેમ કરવા ન જ જાય.'

'એવો ભેદભાવ રાખે એ પ્રેમને તો દેખતો જ કહેવો જોઈએ ને?' એક મિત્રે પ્રશ્ન કર્યો.

'એવો ભેદભાવ રાખે એ પ્રેમ નહિ—સ્વાર્થ જ. પ્રેમમાં એવો ભેદભાવ હોતો જ નથી.' ફૂટબૉલની રમતમાં જેમ ગોલકીપર પાસે ક્યારેક જ દડો આવે પણ આવે ત્યારે એ જોરથી એને લગાવે એવી રીતે સન્મુખરાયે અત્યાર સુધી ચુપકીદી ધારણ કરી હતી તે છોડીને ચર્ચામાં ઝંપલાવ્યું.

'માથે પડી વેઠી લ્યો, એ વાત જુદી—એટલે કે કોઈનાં લગ્ન થયા બાદ એ આંધળો થાય અને પછી તેની પત્ની એને નિભાવે એવું બને. આગલા સ્નેહના જોરે તે ગાડું ચાલ્યા કરે. પણ, પોતાનો પ્રેમ આંધળા પર જ ઢોળવાની મૂર્ખાઈ આ જમાનાની યુવતી તો કરે જ નહિ.'

'આ જમાનામાં પણ એવું કરનાર નારીહૃદયો નીકળી આવે છે એવું બનેલું મેં મારી નજરે જોયું છે,' સન્મુખરાય સહેજ આવેશથી બોલ્યા.

'ભલે ત્યારે, સન્મુખરાય, કરી નાખો તમારી એ નારીહૃદયની વાત.' એની સાથે બે–ચાર અવાજ આવ્યા અને સન્મુખરાયે વાત શરૂ કરીઃ

હું અને નવનીત લંગોટિયા દોસ્તો. ભણવામાં પણ સાથે. ઇન્ટરથી છૂટા પડીને હું ડાક્ટરીમાં ગયો ને એ ભાઈ રહ્યા એમના કાળિદાસ ને શાકુંતલમાં. હું ડૉક્ટરી ભણીને આવ્યો ત્યારે નવનીતે શાકુંતલ ભણવું પૂરું કર્યું હતું પણ એ દરમિયાન શકુંતલાની પ્રાપ્તિ પણ કરી ચૂકેલો અને તે પણ એક નહિ, બે. પણ હવે ભાઈ મૂંઝાયા હતા. એક બીજાથી ચડે એવી બે યુવતીમાંથી કોને પસંદ કરવી એ કોયડો થઈ પડયો હતો. વહેલી તે પહેલી અથવા ગમી તે જમી જેવું રાખ્યું હોત તો તો એમાંની એકની સાથે પરણી પણ ચૂક્યો હોત પણ......

'પાત્રાધારે ઘૃતં કે ઘૃતાધારે પાત્રં'નો નિર્ણય કરવા બેસે એવો એ સંસ્કૃત પંડિત બિચારો માલતીને સ્વીકારવી કે મંજુલાને એનો નિર્ણય જ ન કરી શક્યો. મને મળ્યો ત્યારે પણ એ હજુ એ જ ત્રિશંકુની સ્થિતિમાં હતો.

રહેતે રહેતે એની મારફત મને પણ

માલતી અને મંજુલાનો પરિચય થયો. પણ એ પરિચય પછી પણ નવનીધનો કોયડો ઉકેલવાનું કામ તો એટલું ને એટલું જ વિકટ રહ્યું.

માલતી સાથેનો નવનીધનો પરિચય જૂનો હતો અને એના પંડિત અને સાહિત્યિક સ્વભાવમાં એની સ્પર્ધા કરી શકે એવી એ તેજસ્વી છોકરી હતી; તો બીજી તરફ મંજુલા ખરેખર મંજુલ હતી. એની નિખાલસતા, એનું શાંત માધુર્ય જાણે નીતરતું નારીત્વ જ હતું. દિવસ અને રાત્રિમાંથી કોઈ એકને જ પસંદ કરવાનું કહે અને આપણે મૂંઝાઈએ એવી જ મૂંઝવણ માલતી અને મંજુલામાંથી એકની વરણી કરવા પરત્વે થતી. બંને પત્નીત્વને શોભાવી ધન્ય કરવાની આશા આપે તેવી હતી.

પરંતુ પછી એનું નિરાકરણ, વરણીનું એ દુષ્કર કાર્ય આપોઆપ પતી ગયું.

અચાનક નવનીધની આંખો ખૂબ દુખવા આવી. મેં આંખો તપાસી તો જણાયું કે વાંચી વાંચીને અને થર્ડક્લાસમાં સીનેમા જોઈ જોઈને લાઈએ આંખોનું હીર લગભગ ખલાસ કર્યું હતું. ઉપચારો ઘણા કર્યા છતાં કાંઈ ફેર જણાયો નહિ ને ૯૯ ટકા આંખો ખોવાનું જોખમ ઊભું થતું લાગ્યું.

પ્રેમમાં નવનીધના પક્ષે સ્નેહનું તાણ હતું એવું નહોતું. મંજુલા અને માલતી પણ પોતાનાં હૃદય એને આપી ચૂકેલ. આંખોના દરદની ખબર પડતાં જ માલતી મારી પાસે આવી ને રીપોર્ટ લઈ ગઈ. મેં એને હતી તેવી વાત કરી; કાંઈ જ છુપાવ્યું નહિ. આંખો જવાનો મારો ભય પણ પ્રગટ કર્યો.

'બહુ જ દિલગીર થવા જેવું' એવું શોકજનક મુદ્રાથી વ્યક્ત કરી તે ચાલી ગઈ.

મંજુલાને ખબર કાંઈક મોડી પડી હશે એટલે એ મને મોડી મળવા આવી. મેં માલતીને જે રીતે વાત કરી હતી તે જ રીતે મંજુલાને કરી. તેણે મને મારાથી બનતું કરી છૂટવા આગ્રહ કર્યો ને પછી ધીર કદમે ચાલી ગઈ.

મને થયું–આ આંખોની પીડાએ નવનીધ બિચારો સાવ લટકી ગયો. પણ એનો શોક ન કરવાનું કહેવા હું તેને ઘેર ગયો ત્યારે મેં જોયું કે મંજુલા ત્યાં બેઠી હતી. છુપાઈને તેમનો વાર્તાલાપ સાંભળવાનો મોહ હું ન રોકી શક્યો.

'પણ તું આ માટે જાણીજોઈને છતી આંખે અંધાપો વહોરી લેવા માગે છે!' નવનીધ મંજુલાને પૂછતો હતો.

'એ પ્રશ્ન જ નથી. આજ દિવસ સુધી મેં તમને ચાહ્યા અને હવે આ પ્રસંગે હું તમને છોડી દઉં એ તો નહિ જ બને, પણ સવાલ તો એ છે કે પિતાજીને કેમ સમજાવવા!'

નવનીધે ઘણું સમજાવ્યા છતાં મંજુલાનો નિશ્ચય અફર જ રહ્યો.

સન્મુખરાય થંભ્યા.

'બિચારી!' અજિતરાય બોલી ઊઠ્યા, 'જિંદગીભર અંધાપો... છતી આંખે! આ તે પ્રેમ કે બલિદાન!'

'શું પછી તેઓ ખરેખર પરણ્યાં?' એક બીજા મિત્રે કુતૂહલ ન રોકાતાં કહ્યું, 'હયાત છે કે શું તેઓ?'

'હા. પરણ્યાં અને તેય વળી રંગેરંગે; એ લહેર કરે નવનીધ, મંજુલા અને એમનાં બાળકો પણ.'

'અને પેલાં માલતીબાઈ...' કોઈકે કહ્યું.

'માલતીબાઈ બિચારાં રહ્યાં હાથ ઘસતાં.' સન્મુખરાયે જવાબ આપ્યો.

'હાથ ઘસતી શાની? અંધાપામાંથી તો બચી ને!' અજિતરાય બોલ્યા.

'એ જ ખૂબી છે ને!' સન્મુખરાય બોલી ઊઠ્યા, 'નવનીધનો અંધાપો એ તો મારા મગજનો એક તુક્કો હતો પણ એનાથી મંજુલા અને માલતીનો પ્રેમ પરખાઈ ગયો. સાજોસારો દેખતો–જાગતો નવનીધ મંજુલાને પરણ્યો પછી માલતી હાથ ઘસતી જ રહે ને?'

'વાહ સન્મુખરાય, તમે પણ અજબ તુક્કા શોધી કાઢો છો.' કોઈક મિત્રે વાતના દોરને છેવટનો ફટકો લગાવી સૌના વતી બોલતાં કહ્યું.

# કફન [ એક નાટિકા ]

યંગફલમ

[ હિંદીના મશહૂર સાહિત્યસ્વામી સ્વ. પ્રેમચંદજી એમની વાર્તાકલા અને સાહિત્યસિદ્ધિને કારણે એક જ પ્રાંતના નથી રહ્યા; પ્રેમચંદજી ગુજરાતના પણ જાણીતા અને માનીતા છે. એમની સમર્થ લેખિની પ્રત્યેના આદરને કારણે જ, ગયા અંકમાં જેનું વિસ્તૃત સમાલોચન આવી ગયું છે તે યંગફલમ (ભાવનગર)ના નાટ્યપ્રયોગોમાં તેમની આ નવલિકા પરથી યંગફલમે પોતાની વિશિષ્ટ શૈલીમાં તૈયાર કરેલી આ નાટિકા રજૂ થઈ હતી. આપણા માનનીય સાહિત્યકારોની યાદ જીવંત રાખવાના આવા યશસ્વી પ્રયોગો હાર્દિક આવકારને પાત્ર છે.

વાર્તાના એક વિશિષ્ટ સ્વરૂપ જેવી નાટિકાઓ પીરસવાની અમારી ઈચ્છા બર આવી છે અને હવેથી પ્રતિ અંકે 'કહાની'ના વાંચકોને એનું રસપાન મળતું રહેશે. — સંપાદક ]

પાત્રો

ઘીસુ : માધો : પડોશી : જમીનદાર : ભિખારી

[ પડદો સરકે છે ત્યારે સ્ટેજ ઉપર ઘટ્ટ અંધારું હોય છે. પાછળના સફેદ પડદા ઉપર ઓલ ઈન્ડિયા રેડિયો એનાઉન્સરનું છાયાચિત્ર દેખાય છે પણ તે પહેલાં કોઈ પણ એક હિન્દી ફિલ્મી રેકોર્ડ વાગી ગઈ હોય છે. ]

એનાઉન્સર : હિન્દુસ્તાન કી ઘડી કે મુતાબિક અભી આઠ બજ રહે હૈ (આંકના ટકોરા) હમારા હિન્દી ફિલ્મ રેકોર્ડ કા પ્રોગ્રામ અબ ખતમ હોતા હૈ. અબ આપ ગુજરાતી ફીચર ડ્રામા 'કફન' સુનીયે.

[ હિન્દી બોલતો એનાઉન્સર અદૃશ્ય થાય છે ને છાયાચિત્રમાં ગુજરાતી બોલવાવાળો એનાઉન્સર દેખાય છે. ]

ગુ. એ. : આ નાટકની વાર્તા હિન્દીના શ્રેષ્ઠ લેખક શ્રી પ્રેમચંદજીએ લખેલ છે અને તેનું રેડિયો નાટક–રૂપાંતર સુધારાવધારા સાથે યંગફલમે કરેલ છે.

[ પંદર સેકન્ડ સંગીત વાગે છે. એનાઉન્સરના છાયાચિત્રનો રંગ બદલાય છે અને શિયાળાની ઠંડીનો સૂસવતો પવન સંભળાય છે. ]

ગુ. એ. : શિયાળાની સમી સાંજનો સમય છે. સીમમાંથી ઢોર પાછાં આવી રહ્યાં છે. સૂરજ આથમી ગયો છે. આખા ગામ પર અંધારું છવાઈ ગયું છે તેવે વખતે ચમારવાડામાં એક ઝૂંપડી પાસે ઘીસુ અને માધવ ઠંડીથી બચવા તાપતા બેઠા છે અને ઝૂંપડીની અંદર માધવની જુવાન વહુ બુધિયા પ્રસવની વેદનાથી તરફડી રહી છે.

[ બુધિયાની તીણી ચીસ 'ઓ મા' સંભળાય છે અને સ્ટેજ ઉપર ઝાંખો પીળો પ્રકાશ ફેલાય છે. એનાઉન્સરનું ચિત્ર દેખાતું બંધ થાય છે. પ્રકાશિત થયેલ સ્ટેજ ઉપર ખૂણામાં એક ઝૂંપડી દેખાય છે અને એનાઉન્સરના કહ્યા મુજબ બાપદીકરો તાપતા બેઠા દેખાય છે. ]

ઘીસુ : (ઠીઅમાંના દેવતાને સંકોરતો) માધા ! મને તો લાગે સે કે એ જીવશે જ નહિ...હાળું આખો દી કેટલા હેરાન થ્યા ! (બુધિયાની ચીસ) જરા જો તો ખરો કેમ સે ઇને !...

માધો : બાપા ! મરવાની જ સે, તો પછી જોઇને હું સું કરું ?

ઘીસુ : વાહ રે !...તું તો સાવ બાટકી જેવો જ રિયો–વરહ આખું જેની હારે બાદશાહી કરી ઇના માટે આટલી બધી બેપરવાઇ !

માધો : આના કરતાં તો એકદમ મરી જાય તો હારું. મારાથી એના તરફડાટ અને હાથપગના પછડાટ નથી જોવાતા.

ઘીસુ : મરદ થઈને આમ શું કરસ ? આપણે સમારને વળી બીક શી ?

માધો : બાપા ! ગાય–ભેંસનું સામડું કેવી સીફતથી ઉતારી લઉં સું ! એમાં થઇ સે કોઈ દી મને અરેરાટી ? પડ્યો સે કોઇ દી મારો હાથ પાસો ?

ઘીસુ : ( દેવતા સંકોરતાં ) પણ ઈ તો મરેલાં હોય ને, એટલે.

માધો : ( આસ્તેથી ) બાપા...આવડી આ ( ઝૂંપડી તરફ જોઇને ) મરી જાય અને એના સામડાના જોવડિયા આવે એમ હોય...તો...તો...આપડા તૈયાર સે.

ઘીસુ : ( ઠીબમાંથી બીડી સળગાવતાં ) તું તો મૂરખ્યો જ રિયો. ( આસ્તેથી ) માણસ તો જીવતાં હોય ત્યાં લગી જ એના સામડાના પૈસા ઊપજે...મર્યાં પછી નકામાં...મર્યાં પછી તો ઢોર જ કામનાં ( બુધિયાની ચીસ ) જા આ ઠીબ અંદર મેલી આવ્ય... ટાઢે ઠરતી હશે...

માધો : ના ના...બાપા...એ તો ઓઢીને પડી સે ને માથે આખું સાપરું સે...નકામા આપડે આ અંધારામાં નીસે ટાઢે ઠરશું. ( ચલમ ચાટે છે ને સળગાવે છે ).

[ ફરીથી શિયાળાના પવનનો સુસવાટો સંભળાય છે. સ્ટેજ ઉપર અંધારું થાય છે. છાયાચિત્ર દેખાય છે. ]

એનાઉન્સર : આખા ગામમાં આ બાપદીકરો બદનામીને વરી ચૂકેલા છે. ઘીસુ એક દિવસ કામ કરે તો ત્રણ દિવસ આરામ લે છે અને માધવ અડધો કલાક કામ કરીને એક કલાક ચલમ પીવામાં ગાળે છે. પરિણામે કોઇ તેમને મજૂરીએ રાખતું નથી, અને એટલે ઘરમાં મૂઠી અનાજ પણ હોતું નથી. બેચાર ટંકના અપવાસ થાય ત્યારે બાપદીકરો લાકડાં ફાડી આવે છે અને તેના પૈસા આવે તેમાંથી દારૂ પીને ગામમાં રખડ્યા કરે છે. ઘીસુએ આ પ્રમાણે જિંદગીના ૬૦ વર્ષ તો કાપી નાખ્યાં છે અને માધવ પણ સપૂતની માફક બાપના જ પગલે ચાલીને બાપના નામને વધુ ઉજાળી રહ્યો છે. આજ તો કોકના ખેતરમાંથી ચોરી આણેલી શીંગોનો નાસ્તો બને ઉડાવી રહ્યા છે, જ્યારે ઝૂંપડીમાં પ્રસવની વેદનાથી બુધિયા તો લગભગ જિંદગીને કાંઠે આવી રહી છે.

[ લાઈટથી છાયાનો ડીઝોલ્વ બતાડીને સ્ટેજ ઉપર પાછું વધારે ઝીમ લાઇટ અપાય છે. ]

માધો : આ શીંગું તો રામા પટેલની વાડીની લાગે સે !

ઘીસુ : અરે ગમ્મે એની વાડીની હોય...એમાં આપણે શું ? અટાણે તો આપણી પાહે છે ને ! ખાવા મળી એટલું જ બસ સે.

માધો : આ તો એ રામા પટેલને હું ઓળખું સું ને એટલે કહું સું.

ઘીસુ : તે એણે કોઇ દી તને ઠોંટ–ટાપલી કરી'તી ?

માધો : ના રે ના...આ તો ગયે વરહે એની ગા મરી ગઇ ત્યારે હું ગયેલો. મેં જ ઈ જનાવરને સીરેલું...શું કહું બાપા...બાળો લોભિયો...ગાના પેટમાંથી ખડનું એક તણખલું ય નો'તું નીકળ્યું. બચારીને ભૂખી ને ભૂખી મારી નાખેલી.

[ બુધિયાની ચીસ સંભળાય છે. બને જણ ઝૂંપડી તરફ તાકે છે. સ્ટેજ ઉપર અંધારું થાય છે–છાયા દેખાય છે. ]

એનાઉન્સર : આ ચીસ તે બુધિયાની છેલ્લી ચીસ છે. હવે તે આ બાપદીકરાને હેરાન નહિ કરે. ગઇ સાલ જ માધવનું લગ્ન થયું હતું. જ્યારથી બુધિયાએ ઘરમાં પગ મૂક્યો ત્યારથી આ બાપદીકરાના જીવનમાં સહેજ વ્યવસ્થા જેવું લાગતું હતું. તે ભિખારીએ

ઘાસ કાપીને, સાવરણીઓ બનાવીને, ઈંઢોણીઓ બનાવીને પણ આ બને પશુઓનાં પેટ ભર્યાં હતાં. હજી સુધી એ બેમાંથી એકને ખબર નથી પડી કે તેમને ખવડાવનારી મરણ પામી છે. તેઓ તો એ ક્યારે મરી જાય, તો નિરાતે આરામથી સુઈએ એની રાહ જોતા બેઠા છે.

[ લાઈટ થાય છે. જરા ઝાંખા પ્રકાશવાળું સ્ટેજ દેખાય છે, છાયા અદૃશ્ય થાય છે.]

ધીસુ : ( શીંગો ફોલતાં ) જઈ ને જો તો ખરો, શી દશા થઈ સે ઈની ? મને તો લાગે સે કે કાંઈ વગમાક-બગબાક હશે, નીકર આમ ન હોય. સાળું ભૂત્તાને આપવા મારી પાહે એક રૂપિયો પણ નથી, નીકર હમણેં જ ખાતરી થાય.

માધો : બાપા ! મરસાનો ધુંવાડો દાઝે તો ?

ધીસુ : પણ તું ઈ પેલા જો તો ખરો ? મરસાં લાવશું ક્યાંથી ?

માધો : મને અંદર જતાં બીક લાગે સે.

ધીસુ : અરે માધા...અંદર ભીખુભતી બળે સે...ને હું આંય બેઠો સું પછી બીક સેની ?

માધો : બાપા ! તમે આંય બેઠા સો તેની જ બીક સે.

ધીસુ : તને એમ સે ને કે તું જા પછી હું બધી શીંગો સાફ કરી જાસ.

માધો : ના ના બાપા...પણ...તો...પસે એમ કરો ને, તમે જ જરા જઈ આવો ને અંદર.

ધીસુ : હાલો મૂરખ નહિ તો...બાયડી મારી સે કે તારી ? મારી વહુ મરી ગઈ તારે ત્રણ રાત અને ત્રણ દી સુધી તો હું એના ઓશીકા પાહેથી ખસ્યો ન્હોતો ને પાસી આ તો મારાથી શરમાહે નૈં...જીનું મોઢુ કોઈ દી જોયું નથ ઈનું ઉઘાડું અંગ આજે જોઉં ? ઉહું...એને તો શરીરનું ભાન પણ ને હોય...મને જોશે એટલે હાથપગ પણ હલાવી નૈં શકે.

માધો : બાપા ! કંઈ બાળબચ્ચું જન્મ્યું તો શું કરશું ? સૂંઠ, ગોળ, તેલ કાંઈ સે તો નૈં ઘરમાં.

ધીસુ : અરે સંધુ ય આવી જાસે...જેવું બચ્ચું જન્મ્યું કે તરત જ સઘું ય આવી જાસે. ભગવાન કરસે તો-જે માણહો આજ ફદિયું ય નથી આપતા ઈ જ બધા કાલ સામા બોલાવીને રૂપિયો આપસે-તારા જલમ વખતે મારા ઘરમાં કાંઈ ન્હોતું પણ ભગવાન સૌનો બેલી સે ને-તારી પસી બીજાં નવાં સોકરાં થ્યાં'તાં છતાં અમે કોઈ દી ભૂખ્યાં રિયાં નથી—બધું હેમખેમ પાધરું જ ઊતરતું આવ્યું સે.

માધો : હા ઈ ખરું...ભગવાન આપણી ભેરે જ સે. ભલે ને ચીંથરેહાલ સીએ તો ય ઓલ્યા ખેડુની જેમ મહાવૈતરું કરવું પડતું નથી. કોઈ દી ભૂખ્યા રિયા સીએ !

ધીસુ : ભૂખ્યા તો સું ? ઈ તો જમાનો બદલાણો સે એટલે નીકર પેલાની જેમ નો હોય ! વીહ વરહ પહેલાં આ ગામમાં એક સેઠિયાના ઘરની જાન આવી ઈ વખતે જે ખાવાનું મળ્યું હતું...બસ...હજી આજે પણ ઈ બધું યાદ સે...ઈ જમણ તે ભુલાય !

માધો : શું શું ખાવાનું હતું બાપા !

ધીસુ : કન્યાવાળાએ સંધાયને પેટ ભરીને જલેબી ખવડાવી'તી સંધાયને હો...નાનમોટાં સંધાયને...ને પાસી અસલી ઘીમાં ઝબોળેલી; હારે ચટણી-રાયતાનો તો પાર જ નૈં. ( હોઠ પર જીભ ફેરવે છે. ) ત્રણ શાક ને દાળભાત-તો વધારામાં...એરે શું કઉં માધા, જાતની રોકટોક નૈં—જે માંગો ઈ મળે...જેટલી માંગો તેટલી મળે અને ઉપરથી પાનસોપારી-મારામાં તો પાન લેવાની સુધ જ ન્હોતી રઈ—ભૂખ જ ન્હોતું

રેવાનું–જઈને કામળા ઉપર સૂઈ ગ્યો'તો. (ઓડકાર ખાતો) એવા દરિયાવ દિલના હતા ઈ વખતના માણસ.

માધો : હવે એવું જમણ કેમ કોઈ નેં ખવડાવતું હોય !

ઘીસુ : હવે સું ખવડાવે ! ઈ તો વાત જ જુદી હતી. હવે તો બધાને કરકસર સૂઝે છે. વિવા-વાજનમાં તો કે' ખરચ નો કરો...ક્રિયાકાન્ડમાં તો કે ખરચ નો કરો. પૂસો ઈ બધાને કે ગરીબોને ચૂસીને પૈસા ભેગા કરવામાં ક્યાંય કરો સો કરકસર ? ભેગું કરવામાં તો કાંઈ કમીના રાખતા નથી અને એક ખરચ કરતી વખતે જ કરકસર સૂઝે છે !

માધો : તમે કેટલી જલેબી ખાધી'તી ?

ઘીસુ : વીહથી વધારે.

માધો : હું હોત તો પચાહ તો ખાઈ જાત.

ઘીસુ : ઈ વખતે મને ગણતા ન્હોતું આવડતું...ઈમાં; પણ મેં ય પચ્ચાસથી કમ નૈં ખાધી હોય. જવાન જોધ હતો હું ઈ વખતે...તું તો મારાથી અડધો ય નથી.

માધો : (ઝૂંપડી તરફ ધ્યાન જતાં) બાપા ! ..ઓલીની રાડો બંધ થઈ ગઈ હો–ઊંઘી ગઈ લાગે સે.

ઘીસુ : અંદર જઈને જો ને...એટલે ખબર...જા. (માધવ અંદર જાય છે.) લાગે છે કે રોજને માટે ઊંઘી ગઈ.

માધો : (અંદરથી) બાપા ! એ બાપા ! અંદર આવો તો.

ઘીસુ : હવે ત્યાં રિયો રિયો શું રાડું નાખછ ! ન્હાર્યે આવ ને.

[માધો રોકતો બહાર આવે છે.]

માધો : બાપા ! (હાંફતાં) ઈ તો લાકડું જેવી લાગે છ–આંખ્યો તો ફાટી ને ફાટી રઈ ગઈ સે. મોઢા ઉપર ધરોળીઓ આંટા મારે છ. આખો પંડય ધૂળથી લથબથ થઈ ગયો સે... શું કરસું હવે !

ઘીસુ : એમાં ગભરા છ સું...બોલ્યો, સું કરસું ? કરે સું એમાં ! જો એમ કર. તું જરા મોટેથી રોતો રોતો શેઠિયાની હવેલી પાહે જઈ આંટા માર. પછી બધું થઈ રે'સે.

[માધવ રોતો રોતો જાય છે. ઘીસુ રડવું શરૂ કરે છે–એક પડોશી પ્રવેશે છે.]

પડોશી : શું છે ઘીસુ ! રડે છે કેમ !

ઘીસુ : છોકરાની વહુ ગઈ.

પડોશી : શું માંદી હતી ?

ઘીસુ : હેઠ સુધી દરદ જ નો ઓળખાણું...અમારાં નસીબ.

પડોશી : હવે બાઈ જે થવાનું હતું તે થઈ ગિયું...એમાં રોયે શું વળશે ! ચાલ એના અવલ-મંજલની કાંઈ તૈયારી કરીએ...ચાલ ઊભો થા.

ઘીસુ : મારી પાહે તો બાળવા માટે લાકડાના ય પૈસા નથી.

પડોશી : અત્યારે પૈસાની વાત હોય ! આપણે બધા બાપું જ છીએ ને...હું હમણાં જ કાંઈક ગોઠવણ કરી આવું છું.

[પડોશી જાય છે ત્યાં માધો રોતો રોતો પ્રવેશે છે.]

માધો : (બારણેથી) જમીનદાર શેઠિયા આવે સે બાપા......

[ઘીસુનું રડવું વધે છે અને જમીનદાર આવે છે.]

જમીનદાર : શું થયું છે તારા દીકરાને ? ઘીસુ ! રડે છે કેમ ! આખી શેરીના બાજીઓ ભરી લીધા...અને સાચા છો કે શું ?

ઘીસુ : ( માથું જમીને અડાડીને ) સરકાર ! મહુ આપદામાં સું-માધિયાની ઘરવાળી હમણાં જ ગુજરી ગઈ. ( ડૂસકું ) સાંજ આખી તરફડતી રહી...સરકાર...અમે બેઉ જણા એને ઓશીકે બેસી રહ્યા. થાય એટલાં દવાદારૂ કર્યાં. બધું કર્યું. પણ આખરે એ અમને દગો દઈને ચાલી ગઈ. હવે કોઈ રોટલો ઘડી આપનારું ન રિયું...માલિક, અમે લૂંટાઈ ગિયા. ઘર ઉજ્જડ થઈ ગિયું. આપનો ગુલામ સું સરકાર, હવે આપના સિવાય એની માટી કોણ ઠેકાણે પોંચાડનાર સે ? અમારી પાસે જે કાંઈ હતું એ તો દવાદારૂમાં ખરચાઈ ગિયું સરકારની દયા હશે તો જ એનો દેહ ઊપડશે. આપના સિવાય કોણ સે અમારું ?

જમીનદાર : ( નોટ કાઢીને ) લે...આના લાકડાં અને કફન લઈ લેજે...અને...રોકડા મૂકીને ગીધા એને સમશાન ભેગી કરો. મોડી રાતે બાળવાની મનાઈ છે એ તો જાણો છો ને !

ઘીસુ : ( નોટ લેતાં ) જી સરકાર ! હમણાં જ બધું પતાવી દઈએ સીએ.

[ જમીનદાર જાય છે. માધો જમીન ઉપર લાંબો પડ્યો છે તે ઊઠે છે. ]

માધો : કેટલા આપ્યા ?

ઘીસુ : પાંચ. લે ઊભો થા.

[ માધવ ઊભો થાય છે. ]

માધો : બાપા ! લાકડાના પૈસા ખરચવાને બદલે આપણે જ જંગલમાંથી લઈ આવીએ તો !

ઘીસુ : બરોબર છે.

માધો : અને ગામમાંથી કોઈ હલકુંસસ્તું કફન ખરીદી લઈએ તો કેમ !

ઘીસુ : હા, હા. એમ જ બીજું શું ! મડું કાઢી જતાં તો હજી મોડું થશે ને રાતે અંધારામાં વળી કફન જોવા કોણ બેસી રહેવાનું સે !

માધો : કેવો ખરાબ રિવાજ સે ! આ-જીવતે જીવ તો શરીર ઢાંકવા કદી ચીંથરુંય નથી મળતું અને મર્યાં પછી નવું કફન જોઈએ ને વળી તેય પાછું મડા ભેગું બાળી દેવાનું !

ઘીસુ : એ તે કાંઈ રાખ્યું રખાતું હશે ! આ પાંચ રૂપિયા જો પહેલેથી મળ્યા હત તો કાંઈ દવાદારૂ ય કરત.

માધો : ત્યારે એમ કરીએ...હું જાઉં ગામમાં અને તમે ઊપડો લાકડાં ફાડવા...અને બાપા મડું ઉપાડી શકીએ એટલી તાકાત તો જોશે ને ! અને ખાધા વગર કંઈ તાકાત આવે !

ઘીસુ : ( બંને એકબીજાને સમજ્યા હોય તેમ ) હા, હા. બરાબર એમ જ...ઊપડ તું તારે...હું લાકડાની તજવીજ કરું સું.

[ માધો જાય છે. ]

ઘીસુ : ( ઊભો થતાં ) હિંદુ મૂવા સીએ એટલે દટાશે કાંઈ ઓછું જ !

[ પડોશી આવે છે. ]

પડોશી : અરે ઘીસુ...જો પણે મારો એક્કો ભરીને લાકડાં લઈ આવ્યો છું—બધાવને ઘરેથી ઉઘરાવ્યાં.

ઘીસુ : અરે બાપા ! તમે અમારા સારુ શું કામ હેરાન થાવ છો—આ રાતના ટાણે.

પડોશી : તમારા ઉપર આટલું બધું દુઃખ પડ્યું અને અમે પડોશીઓ આટલું ય ન કરીએ તો તો થઈ રહ્યું છે ને...

: ભગવાન બધાનો બેલી છે બાપુ !...નહિ તો તમારા જેવા પડોશી ક્યાંથી મળત !

પડોશી : હવે મારા જેવું કંઈ કામકાજ ? કોઈને બોલાવવા–કરવા હોય તો !

ધીસુ : ના રે ના બાપા...ઈ તો અમે બધું કરી લેશું...તમ તમારે જાવ...બહુ દુઃખ વેઠ્યું તમે...હવે અમે અમારું ફોડી લેશું.

[ પડોશી જાય છે. ]

ધીસુ : (ઝૂંપડી તરફ જતાં)...હે ભગવાન! ઠીક થયું કે આવા પડોશીઓ અને ઓલા જમીનદારોને તેં જનમાવ્યા; નહિ તો અમારા જેવાનું શું થાત !

[ ઘીસુ ઝૂંપડીમાં જઈ ધાબળો ઓઢીને પાછો આવે છે. બીજી બાજુથી માધવ પડીકાં, દારૂના શીશા, સિગરેટનું પાકીટ વગેરે લઈને આવે છે. ]

ધીસુ : ( માધવને જોતાં ) આવ્યો કે ? કેમ બધું બરોબર છે ને ! બધું ય મળ્યું !

માધો : એમાં કેવું નો પડે...તમારી ઓલ્લી જલેબી તો કાંઈ નહીં–એવું સે આમાં અને આ ( શીશો બતાવતાં )...બેસ ખલાસ.

[ બન્ને ખાવું અને પીવું શરૂ કરે છે. ]

ધીસુ : ( ઘૂંટડો લેતાં ) જોયું ને, એક ઘૂંટડો ભર્યો કે બસ તાજગી...કેટલી તાકાત આવી ગઈ !

માધો : ( પીને ) અરે મારું બાવડું તો જુઓ...એક શું સાત માણસ બાળી નાખું એટલું જોર આવ્યું સે.

ધીસુ : માધા, કફન ઓઢાડ્યું હોત તો શું મળત ? આખર તો એ બળી જ જવાનું હતું... કાંઈ વહુની સાથે થોડું જ જાત !

માધો : ગામના માણહો પૂછશે કે કફન લાવ્યા તે ક્યાં સે ? ત્યારે તેમને શો જવાબ દેશું !

ધીસુ : કહી દેશું કે રૂપિયા કેડે રાખ્યા'તા તે પડી ગયા રસ્તામાં. બહુ ખોળ્યા પણ નો જડ્યા.

માધો : પણ એ બધું એ હાચું માનશે !

ધીસુ : એ બધાને વિશ્વાસ તો નહિ બેસે...પણ એ લોકો જ પૈસા આપશે.

માધો : ( નશામાં ) બહુ હારી હતી બચારી ! મરી ત્યારે ય હારી પેઠ ખવરાવી–પીવરાવીને મરી.

ધીસુ : આપણો આતમા રાજી થયો સે એટલે એને પૂન તો મળસે જ.

માધો : જરૂર મળશે જ...હે ભગવાન ! એને તમે સરગમાં લઈ જાજો...અમે બે ય આશીરવાદ આપીએ સીએ. આજ જેવું ખાવાનું મળ્યું છે એવું તો ઉમરભરમાં કે'દી ય નો'તું મળ્યું.

ધીસુ : કે'દી ય નો'તું મળ્યું.

માધો : પણ આપા, આપણે ય એક દી ત્યાં જાવું પડશે ને ! ।

ધીસુ : ( ઘેનમાં ) હેં !

માધો : જ્યાં જાશું ત્યારે ઈ એ આપણને પૂછશે કે મને કફન કેમ નો'તું આપ્યું તો શું કે'શું !

ધીસુ : કહીશ કે...પણ કેમ જાણ્યું કે એને કફન નૈ મળે ! તું મને એવો ગધેડો સમજ છ ! આઠ વરસથી આ દુનિયામાં મેં શું લાકડાં જ ફાડ્યાં છે ! એને કફન મળશે ને આનાથી યે સારું મળશે.

માધો : કોણ આપશે ! રૂપિયા તો આપણે ચટ કરી નાખ્યા છે...ઈ તો મને જ પૂછશે...તમને નૈ પૂછે...એની સેંથીમાં સીંદૂર મેં પૂર્યું'તું ને !

ધીસુ : ( ગરમ થઈને ) હું કહું સું કે એને કફન મળશે. તું કેમ મારું માનતો નથી !

માધો : કોણ આપશે !

ધીસુ : એ જ લોકો આપશે...જેણે આજ આપ્યું’તું. હા પણ હવે એના ડોકિયા અપણા હાથમાં નૈં આવે.

[ એક ભિખારી આવે છે. ]

ભિખારી : એ બાપા...ચાર દીથી ભૂખ્યો છું...હે અન્નદાતા...ખાવાનું આપો ને...તમે તો ધરમના અવતાર છો બાપા !

ધીસુ : ( પડીકાં વગેરે બતાવતાં ) માધા ! દઈ દે એને. સાંભળ્યું એણે શું કીધું તે... ધરમના અવતાર...અન્નદાતા.

માધો : એ ય...લા...લઈ જા...બધું...ખા.

ધીસુ : બાઈને આશીરવાદ આપજે. બહુ કપરી કમાણીનો એ માલ છે.

[ ભિખારી બધું લઈને ‘ તમારું સારું થજો, ’ વગેરે બોલતો જતો રહે છે.]

માધો : એ વૈંકુંઠમાં જવાની કેમ બાપા !

ધીસુ : જરૂર વૈંકુંઠમાં જવાની—નથી એણે કોઈને સતાવ્યું—નથી કોઈને દબાવ્યું—મરતાં મરતાં ય આપણી જિંદગીની મોટામાં મોટી લાલસા પૂરી કરતી ગઈ એ વૈંકુંઠમાં નૈં જાય તો શું પેલા મોટા લોકો જશે, જેઓ બંને હાથે ગરીબોને લૂંટે સે અને પોતાનાં એ પાપ ધોવા માટે પાછા ગંગામાં ન્હાય સે અને મંદિરમાં જઈ જળ ચઢાવે સે.

માધો : બચારીએ જિંદગીમાં બહુ દુઃખ ભોગવ્યું—કેટલું દુઃખ સહન કરીને મરી. ( સાચાં ડૂસકાં ભરે છે. )

ધીસુ : રોવ છ શું કરવા બેટા—ખુશી થા કે એ આ માયા—જંજાળમાંથી મુક્ત થઈ—છૂટી ગઈ. બહુ ભાગશાળી હતી એ—અને એટલે જ આટલી જલદીથી માયા અને મોહનાં બંધન તોડીને ફગાવીને ચાલી નીકળી.

માધો : ( ધીસુના ધાબળા ઉપર પડતાં ) બાપા તમે ! આ ધાબળો તો ઓલીની ઉપર હતો !

ધીસુ : બેટા આ ધાબળો, ઓલી, આ ઝૂંપડી—બધી માયા સે માયા—ઈ તો મરું સે; એને ટાઢ શું કે તડકો શું—એને આ ધાબળાનો મોહ હવે નો હોય—ચાલ ટાઢે ઠર મા. આવી જા.

[ બંને જણા ધાબળામાં વીંટાઈને બેસે છે. ]

ધીસુ : [ ગાય છે ]

માયા કા બંધન છોડ દીયા
માયા કા બંધન છોડ દીયા
પીંજર કા બંધન છોડ દીયા

[ તખ્તા પર અંધકાર છવાય છે. ઠિયાળુ પવન ફૂંકાય છે. ]

એનાઉન્સર : આ પ્રમાણે આપણી સમક્ષ સમાજનો નીચલો થર જીવી રહ્યો છે.

[ પડદો ]

[ આ નાટિકામાં મંગલભના નીચેના ભાઈઓએ સફળતાપૂર્વક પોતાની ભૂમિકા ભજવી હતી. સર્વશ્રી અશ્વીનકુમાર ભટ્ટ, કાંતિલાલ, જશવંત ઓઝા, ચંદ્રકાન્ત શેઠ અને બહુરાય. આ આખી યે એકાંકી નાટિકા સ૦ ૩૦ મિનિટમાં પૂરી થયેલ.]

# તેને છોડીને તે ચાલી ગઈ

'મનોરમા'

તેઓએ વાળુ પૂરું કર્યું હતું. સારું અનાજ જમીને તેઓ જમ્યાનો સંતોષ અનુભવતાં'તાં. તેઓએ થોડા બગાસાં ખાધાં, અને મીઠી તંદ્રામાં તેઓની આંખો ઘેરાતાં ઝીણી થતી હતી. ધણીએ સિગાર ચેતાવી અને ઢાળ્યા પર આરામથી લંબાવ્યું. સ્ત્રી તેની પાસે બેસી ગઈ અને બન્ને ધીમી આડીઅવળી વાતોએ વળગ્યાં. બન્ને ખુશમિજાજમાં હતાં.

'મને કંઈ નવા ખબર આપ' ધણીએ કહ્યું: 'હું બે દિવસ ડિસ્ટ્રીક્ટ કરીને આવ્યો છું એટલે જાણવાની ખૂબ ઇચ્છા છે.' બગાસું ખાતાં તેણે કહ્યું.

'હું તમને શું કહી શકું? હં...ઓહ...હા તમે સાંભળ્યું છે કે? વિનોદિની તેને પરણી ગઈ...તેને...શું એનું નામ? હા, પેલા નૌતમલાલ શેઠને. કેવી ગંદી વાત!'

'એમાં ગંદી વાત ક્યાં આવી?'

'કેમ નહીં? નૌતમ તો હરામખોર છે. ખોટાબોલો છે. સાવ અપ્રામાણિક અને કાળાબજારિયો! એને કોઈ સિદ્ધાંત જ નથી. માણસાઈનો દુશ્મન. પહેલાં એ મજા દરબારનો કામદાર હતો. ત્યાંથી એ પૈસાવાળો થયો. હવે એ રેલ-લોખંડના ધંધામાં કર્તાહર્તા થઈ પડ્યો છે. એણે એની બેનને લૂંટી લીધી છે. ટૂંકમાં કહું તો એ હરામખોર ચોર ડાકુ છે. અને એવા માણસને તે પરણી. એવા સાથે જીવવાની કલ્પના કરવી! ખૂબ આશ્ચર્ય પમાડે તેવું. અને એવી ભલીભોળી છોકરી પણ... વાત તો ત્યાં જ છે. એવા પ્રાણીને હું તો કદી પરણી જ ન હોઉં, કરોડપતિ હોય તો તોપણ નહીં. એની સામે તો મેં મારું નાક કરડ્યું હોત; ભલે અમે તેવો રૂપાળો હોય—કોના જેવા!...જે હું જાણતી નથી. એક હરામખોરને ધણી તરીકે હું કલ્પી શકતી નથી.'

સ્ત્રી બેઠી'તી ત્યાંથી કૂદીને ઊભી થઈ અને ઓરડામાં આવેશથી ફરવા લાગી. એની આંખો ગુસ્સાથી લાલચોળ બની. એ વાત તેને દિલમાં કેટલી બધી લાગી ગઈ હતી એ તેના પરથી સાબિત થતું હતું.

'આ નૌતમ એવો બધો ભયંકર ગુંડા જેવો છે કે જે સ્ત્રી તેના જેવાને પરણે એ એટલી જ બલ્કે હજારગણી વધારે હલકી ને નાલાયક છે.'

'એમ!...ખરેખર! તું તો એને પરણી જ ન હત. હં...હા. ઠીક. અને હવે જો તું મને તેના જેવો જ હરામખોર છું એમ શોધી કાઢે તો! તું શું કરે?'

'હું! હું તમને છોડીને ચાલી જાઉં! તમે ગવર્નમેન્ટ સર્વિસમાં છો તેથી શું થયું? મારે એવી સત્તા જોતી નથી. હું તમારી સાથે એક પળવાર પણ રહું નહીં. હું તો એક પ્રમાણિક સદાચારી માણસને જ ચાહી શકું. હું જો શોધી શકું કે તમે નૌતમે કરી છે તેનાથી સોમા ભાગની પણ હરામખોરી કરી છે તો હું...તુરત છોડી દઉં. છેલ્લા સલામ કરીને ચાલી નીકળું.'

'એમ છે!...: હં...મારે આ જાતની પત્ની છે એ મને આજ સુધી ખબર નો'તી. આહાહા! મારી વહાલી સ્ત્રી ખોટું બોલે છે અને છતાં જરા ય શરમાતી નથી.'

'હું કદી ખોટું બોલતી નથી. તમારી નાલાયકીનો એકરાર કરવાનો યત્ન કરી જુઓ, અને પછી જુઓ.'

'મારે પ્રયત્ન જ શા માટે કરવો જોઈએ! તું તારી જાતે જાણે છે કે......હું નૌતમથી વધારે ખરાબ છું. મારી સરખામણીમાં નૌતમ તો નવો શિખાઉ ઉમેદવાર છે.

[અનુસંધાન પાન ૪૮ મે

એક પાનાની વાર્તા

# નાતાલની રાતે

કુ. ઇલાદેવી અજિતસિંહ ગોહિલ

પારિસના એક પરામાં એક વૃદ્ધ અને કંગાળ દંપતી વર્ષોથી મકાનના અભાવે એક મોટા મકાનને ઓટલે રાતરે પડ્યાં રહી દિવસે ભીખ માંગી જીવન વિતાવતાં હતાં.

બંનેના મનોરથ એક સરખા જ હતા, અને તે દરેકને હોય છે એવા કે પોતાનું પણ એક નાનકડું ઘર હોય, તેમાં ચૂલો, સગડી, ઠામ-ઠીકરાં હોય અને પોતે રાંધી ખાતાં હોય. પણ એ મનોરથ સફળ થવાનો દિવસ આ કંગાળ દંપતીને કદી લાધ્યો જ નહિ.

નાતાલના પવિત્ર તહેવારના દિવસો હતા. શિયાળાની કડકડતી ઠંડી પડતી હતી. પારિસની એક શેરીના મકાનને ખૂણે ટૂંટિયાં વાળીને ડોસો ને ડોસી બેઠાં હતાં. એ વેળા અત્યંત કૃશ થઇ ગયેલી બિલાડીનો 'મ્યાઉં' સ્વર તેમના કાને પડ્યો. માંડ ડગ માંડતી એ બિલાડીને શરીરે રુવાંટીનું તો નામનિશાન નહોતું. એ બિલાડીને જોઇ બેચાં ઘડીક તો પોતાની હાલત પણ ભૂલી ગયાં. એમને બિલાડી પર દયા આવી. વૃદ્ધે પોતાના ફાટેલા કોટના સાંધેલા ખિસ્સામાંથી સૂકા પાંઉનો ટુકડો કાઢ્યો, ને બિલાડી સામે ધરી બિલાડીને પાસે લીધી. બિલાડી બેસી ગઇ અને મહામહેનતે એ ટુકડો ખાઇ ગઇ. પછી ઊભા થઇ બંને તરફ એક અર્થસૂચક નજર નાખતી ઊપડી. ડોસો અને ડોસી પણ એકબીજા સામે જોઇ કોઇ સંકેતના જોરે એ બિલાડીની પાછળ પાછળ ઢસડાયાં.

ત્રણે જણ શહેર બહાર નીકળ્યાં અને દંપતીએ સહેજ દૂર, પોતાનાં ઉઘાડાં કમાડ દ્વારા આહ્‌વાન આપતું એક ઝૂંપડું જોયું. બિલાડીની પાછળ પાછળ ડોસો અને ડોસી પણ ઝૂંપડામાં દાખલ થયાં. અંદર જઇને જોયું તો બે સ્ટુલ અને વચ્ચે કજળેલા કોલસાથી ભરેલી સગડી પડેલી હતી.

'સગડીમાં એકાદ-બે તિખારા હોત તોપણ આજની રાત તો સુખેદુખે નીકળી જાત.' સગડી પાસે બેસતાં ડોસી બોલી. ડોસો પણ મૂંગેમૂંગો સામે બેસી ગયો. આ દરમિયાન બિલાડી ક્યાંક સરકી ગઇ હતી.

એકાએક વીંધી નાખતો કાતિલ વાયરો ફૂંકાયો અને બંને ધ્રૂજી ઊઠ્યાં. પણ એ વાયરાએ સગડીમાંની રાખ ઉડાડી મૂકી. નીચેથી બે ચમકતા અંગારા દેખાયા. અને ડોસો-ડોસી હરખી ઊઠ્યાં. એકબીજા સામે સંતોષભરી નજર માંડી બંનેએ પોતાના કૃશ હાથ સગડી પર રાખી તાપવા માંડ્યા.

ડોસો કજળેલા કોલસા પણ જાગી ઊઠે એ આશામાં ફૂંક મારવા જતો હતો ત્યાં ડોસીએ તેને રોક્યો: 'છે તેમ જ રહેવા દો, નીકર આ બેય ઠરી જશે-આમ ધીમે ધીમે જ ભલે સળગતા.'

અને પછી તો એ ડોસાડોસી વાતે વળગ્યાં. નાના નાના બે તિખારાની હૂંફમાં મીઠી વાતોની ગરમી અને હૈયાની હૂંફ ભળી અને નાતાલના પવિત્ર અવસરે ક્રાઇસ્ટ પ્રભુના આશીર્વાદ ઉતારતી રાત ક્યારે પૂરી ગઇ તેની ય ખબર નો પડી.

પ્રભાત થયું. રાત્રિના અંધારાં વિખાયાં અને ઊગેલા અજવાળે સગડીમાંના તિખારા કજળેલા દેખાયા...બંને જણ સ્તબ્ધ બનીને જોઇ રહ્યાં. એ ઝાંખા પડેલા તિખારા એ તિખારા નહોતા પણ એ તો પેલી કૃશ બિલાડીની, ઠંડી કાજળકાળી રાતમાં ચમકતી બે આંખો હતી.

ડોસી અને ડોસાના મુખમાંથી એક ઊંડી આહ નીકળી ગઇ. [સુચિત

# ભીમના ટોડા

માધવજી પટેલ

[દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનના એક આજીવન સભ્ય અને વિદ્યાર્થીભવનના ગૃહપતિ શ્રી માધવજી પટેલે આ 'ભીમના ટોડા' દ્વારા ભવનના વિદ્યાર્થીઓને અને અન્ય પ્રસંગે શહેર ભાવનગરના પણ અન્ય વિદ્યાર્થીઓને ઘણી જ રમૂજ અને હળવી શૈલીમાં આખું મહાભારત કહીને મુગ્ધ કર્યા છે. એમને જે કહેવાની હોંશ છે એ 'ભીમના ટોડા' વખતમાં હજુ પૂરી આ પહેલા હપ્તે નથી આવી પણ અમને આશા છે કે આ કથા 'કહાની'ના કિશોર વાચકોને જરૂર ગમશે જ.

— સંપાદક ]

હજારો વર્ષ પહેલાં આપણા હિન્દ દેશનું નામ હતું આર્યાવર્ત. આ આર્યાવર્તમાં હસ્તિનાપુર નામનું એક મોટું નગર હતું. આખા દેશનું પાટનગર પણ એ જ હતું. આ નગરમાં બાવન બાગ અને ચોંતેર ચોટાં હતાં. વસ્તી સુખશાંતિથી રહી શકે એવો રાજદરબાર હતો. માણસો સશક્ત અને પડછંદ હતાં. આ નગરમાં રાજા ધૃતરાષ્ટ્ર રાજ્ય કરતો હતો. રાજા જન્મથી જ આંધળો હતો એટલે તેનો નાનો ભાઈ પાંડુ રાજ્યનો તમામ વહીવટ કરતો હતો. ધૃતરાષ્ટ્ર લોભી હતો; પાંડુ ઉદાર હતો. મોટાભાઈની ઇચ્છાને માન આપીને પાંડુએ દિગ્વિજય કરીને પોતાના પરાક્રમથી રાજ્યનો વિસ્તાર વધાર્યો. અનેક રાજાઓને હસ્તિનાપુરના ખંડિયા બનાવ્યા. અને રાજ્યની સુખ-સાહ્યબીમાં વધારો કર્યો. પાંડુના આ પરાક્રમથી આખા દેશમાં કૌરવકુળની નામના વધી ગઈ.

આમ ઘણાં વર્ષો વીતી ગયાં.

પાંડુ રાજાને અચાનક ક્ષયનો રોગ થયો. વૈદ્યોએ ઘણા ઉપચારો કર્યા પરંતુ રોગ વધતો ચાલ્યો. છેવટે રાજવૈદે પાંડુ રાજાને હિમાલયના ઠંડા પ્રદેશમાં રહીને જંગલની ચોખ્ખી હવા અને ઉત્તમ દવાઓનું સેવન કરવાની અને મનનો આનંદ વધે એવાં કામો કરવાની સલાહ આપી.

વૈદરાજની સલાહ માનીને પાંડુ રાજા સારા વૈદોને અને પંડિત બ્રાહ્મણોને સાથે લઈને હિમાલય તરફ રવાના થયો અને આનંદથી પોતાની રાણી કુંતી અને માદ્રી સાથે રહેવા લાગ્યો.

આ પ્રમાણે ઘણાં વર્ષો વીત્યાં પરંતુ રાજાના રોગમાં જોઈએ તેવો ફેર પડ્યો નહિ. ક્યાંથી પડે ? ક્ષય તો રાજરોગ કહેવાય. જેમ દવા કરે તેમ સામો થાય. રાજરોગની હઠ પણ રાજા જેવી જ હોય ને ! રાજાનું શરીર રોગને લઈને ઘસાવા લાગ્યું. અને રાજા ઘરડો દેખાવા લાગ્યો. છતાં રાજા એમ હિંમત હારે તેવો ન હતો; એટલે કંટાળ્યા વિના ઉપચારો ચાલુ રાખ્યા.

દરમિયાન ધૃતરાષ્ટ્ર રાજાને ત્યાં એક અદ્ભુત અને વિચિત્ર બનાવ બન્યો. રાજાની રાણી ગાંધારીએ એક સાથે સો પુત્રોને જન્મ આપ્યો. તમે કહેશો કે સો પુત્રો જન્મ્યા એ તે કંઈ મોટી નવાઈની વાત હતી ! એમ તો નાગણીને હજાર સર્પો ક્યાં નથી જન્મતા ! ઉતાવળા કાં થાઓ ! વાત તો સાંભળો.

વાત એમ બની કે એકવાર દુર્વાસા ઋષિ ફરતા ફરતા હસ્તિનાપુર આવી ચડ્યા અને રાજાના મહેમાન બન્યા. ઋષિ

મહારાજ આવ્યાના સમાચાર જાણીને રાજાના તો મોતીઆ મરી ગયા. કારણ કે દુર્વાસા ઋષિ તો જાણે જ્વાળામુખીનો જ અવતાર. કોપે તો બાળીને ભસ્મ કરે એટલું જ નહિ સાત પેઢીનું નખ્ખોદ કાઢી નાખે અને રીઝે તો એકોતેર પેઢીને તારે. પણ તેમને રીઝવવા એ કાંઈ રમતવાત નહોતી; એ તો લોઢાના ચણા ચાવવા જેવું કઠણ કામ.

હવે શું થાય ?

રાજાને તો 'સાપે છછુંદર ગળ્યા' જેવી વાત થઈ. છતાં રાજા ધીરજવાળો અને શાણો હતો અને ગાંધારી મહાસતી હતી. એમાંથી કોઈ પાછું પડે તેમ નહોતું.

રાજારાણી તો તનમનથી ઋષિની સેવા-ચાકરી કરવા લાગી ગયાં. મહેમાન સવારે વહેલા ઊઠે ત્યાંથી તે છેક મોડી રાતે સૂવે ત્યાં સુધી ખડે પગે તેમની આજ્ઞા પાળવા માંડયાં

રાજારાણીની આવી સેવા-ચાકરીથી દુર્વાસા ઘણા જ પ્રસન્ન થયા અને જતી વખતે બોલ્યા : 'સતી ગાંધારી ! માગ માગ. માગે તે આપું. કોઈ દિવસ ન થાઉં તેટલો તમારી પરોણાગતથી પ્રસન્ન થયો છું. માટે માગી લે તારે માગવું હોય તે.'

રાજારાણીના નસીબમાં સંતાન નથી એમ રાજના મોટા જોશી મહારાજે કહેલું એટલે આ અવસરનો લાભ લઈને રાણીને પુત્ર માગવાની ઇચ્છા થઈ. વળી માગવા ત્યારે એક-બે છોકરા શું કામ માગવા?

રાણીએ હાથ જોડીને કહ્યું: 'મહારાજ! આપ ખરેખર અમારા પર રીઝ્યા હો તો હું સો પુત્રોની માતા થાઉં એવો આશીર્વાદ આપો.'

'તથાસ્તુ.' કહીને દુર્વાસા ઋષિ તો ચાલ્યા ગયા.

આ વાતને વર્ષો થયાં. રાણી સગર્ભા થઈ અને જતે દિવસે એણે સો પુત્રોને બદલે નારંગીના આકારના માંસના લોચાંને જન્મ આપ્યો.

રાજારાણી તો વિચારમાં પડયાં. આ શું ! તેમણે તો રૂપાળા સો દીકરાની આશા રાખેલી. શું ઋષિનું વરદાન એળે ગયું ? આ થયું શું ! રાજા તો મૂંઝાણા. ને પોતાની મૂંઝવણનો ઉકેલ કરવા પ્રધાનજીને બોલાવ્યા.

પ્રધાન સંજય બહુ ચતુર હતા. તેમણે તો તરત જ તોડ કાઢયો: 'મહામુનિ નારદને બોલાવો. એટલે તેમની સલાહ લઈએ.'

નારદજી ત્રણે ય લોકમાં ફરે છે એટલે તેઓ ઘણા જ અનુભવી કહેવાય છે. દેશવિદેશ ફરે છે એટલે આવું કોઈ જગ્યાએ જોયું જ હશે ને.

ગાંધારીને પણ આ વાત ગળે ઊતરી. રાજારાણીએ નારદનું સ્મરણ કર્યું. થોડી વારમાં તો નારદજી વીણા સાથે ભજ ગોવિંદમ્ ભજ ગોવિંદમ્ ગાતા ગાતા આકાશમાંથી ઊતર્યા. તમે કહેશો કે આમ તે કાંઈ બનતું હશે ? સ્મરણ કરતાં નારદજી ક્યાંથી આવે અને આવે તોપણ આકાશમાંથી કેવી રીતે ઊતરે ! આ તો પહેલા નંબરની ગપ લગાવી.

જૂના વખતની વાત કહું છું એટલે ઘણાને ગપ લાગે પરંતુ નવા જમાનામ

રેડિયો ટ્રાન્સમીટર, વાયરલેસ સંદેશા, અને વિમાનોની વાતોને ગપ કહો જોઈએ તમે જંગલીમાં જ ખપો ને ! એમ મારી વાત પણ એટલી જ સાચી છે.

નારદજી માથે ઊભી ચોટલી રાખતા, વીણા ધારણ કરતા અને પવન-પાવડી પહેરતા એ વાત તો સાચી લાગે છે કારણકે પુરાણોમાં લખ્યું છે. હવે ઊભી ચોટલી એ નારદજીનું 'એરીઅલ' હતું. જ્યાં જાય ત્યાં સાથે ને સાથે એટલે ગમે ત્યાંથી સંદેશા ઝીલી શકતા વીણા એ ખાલી વીણા નહિ પરંતુ 'ટ્રાન્સમીટર' હતું. આ ટ્રાન્સમીટરથી સંદેશા મોકલી શકતા અને પવન-પાવડી એટલે એક જણ બેસી શકે તેવું નાનું વિમાન. આ વિમાનની મદદથી ગમે ત્યાં જઈ શકતા. આ પ્રમાણે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ સાથે સંપર્કમાં રહી શકતા.

નારદજી આવી પહોંચ્યા. રાજાએ બધી હકીકત કહી સંભળાવી. નારદજીને આ વાત નવીન ન હતી. આનો ઉકેલ પણ તેમની પાસે હતો જ. રાજા સાથે એકાંતમાં બધી વાત કરી અને નીચે પ્રમાણેની સાધન-સામગ્રી મંગાવી આપવાનું રાજાને કહ્યું–સો મણ પ્રવાહી સમાય તેવડો રૂપાનો તાવડો, પચાસ મણ ગાયનું તાજું ઘી, પચીસ મણ કાળા તલનું તેલ અને પચીસ મણ ઔષધી.

રાજાનો હુકમ થાય પછી શી વાર ? ચોવીસ કલાકમાં બધું હાજર થયું અને બીજે દિવસે સવારના ચાર વાગે આ ઔષધીઓનો અર્ક કાઢી આ અર્ક-મિશ્રિત ઘીતેલ રૂપાના તાવડામાં ભરી દીધાં. તાવડાની આસપાસ રૂનો પોલ પાથરી દીધો. પ્રવાહીને નવશેકું ગરમ કર્યું અને આટલી ગરમી જળવાય રહે તેવું યંત્ર ઓરડામાં ગોઠવી દીધું–આટલી તૈયારી કર્યા પછી પેલો માંસનો પિંડો વાસણમાં મૂકી દીધો.

નારદજીએ કહ્યું કે બરાબર ત્રણ દિવસે આ પિંડમાંથી બાળકો બહાર આવશે. જે બાળક તાવડામાંથી પહેલો બહાર આવે તે મોટો અને ત્યાર-પછીના ઉત્તરોત્તર નાના ગણવા.

બરાબર ચોવીસ કલાકે પિંડમાંથી પેશીઓ છૂટી પડી ગઈ અને નાની નાની પૂતળીઓ જેવો ઘાટ થઈ ગયો. બીજા ચોવીસ કલાકે પૂતળીઓ જરા મોટી થઈ અને દરેકને કાન, નાક, મોઢું, આંખ, હાથ, પગ વગેરે અવયવો ફૂટયા. અને ત્રીજા ચોવીસ કલાકે તો બધા બાળકો તાવડાને કાંઠે આવીને બહાર નીકળવાનો પ્રયાસ કરવા લાગ્યા. કોઈ કોઈ તો રડવા પણ લાગ્યા.

નારદજીની હાજરીમાં દરેકના નામ-સંસ્કારનો વિધિ થયો. જે પહેલો નીકળ્યો તે દુર્યોધન સૌથી મોટો અને બીજા બધા તેનાથી નાના. દરેકનાં નામ દ અક્ષર ઉપરથી પાડવામાં આવ્યાં જેમકે, દુર્યોધન, દંતવક્ર, દુઃશાસન વગેરે.

જ્યારે દુર્યોધન બહાર આવ્યો ત્યારે રાતનો સમય હતો એટલે શહેર આખું શાંત હતું. પરંતુ જેવો તે રૂના પોલ ઉપર પડ્યો કે તરત જ શ્વાન રડવા લાગ્યાં, ગધેડાં ભૂંકવા લાગ્યાં, શિયાળ લાળી કરવા લાગ્યાં, ચીબરી અને ઘુવડ કર્કશ અવાજે બોલવા લાગ્યાં. અચાનક વા-વંટોળ અને વીજળી થવા લાગ્યા.

આ બધાં ચિહ્નો કોઈ મહાન અનર્થ સૂચક ગણાયાં. નારદે આ વાતને ટેકો આપ્યો: 'આ દુર્યોધન આખી દુનિયા સાથે વેર બાંધશે અને પરિણામે કૌરવ–કુળનો નાશ કરશે; માટે આ એક છોકરાને મારી નાખો અગર તેનો ત્યાગ કરો તો ભય માંથી બચી જશો.'

રાણી ગાંધારી સમજુ અને ડાહી અને વળી મહાસતી હતી. તેને આ વાત ગળે ઉતરી. આખા કુળની ખાતર આ એક પુત્રનો ત્યાગ કરવાની પોતે સંમતિ આપી. પરંતુ ધૃતરાષ્ટ્ર રાજાને આ વાત ન રુચિ. તેને મન કૌરવ–કુળ કરતાં દીકરા વધારે વહાલા હતા. શી મોટી વાત કે પાછી ઉંમરે દીકરા થયા! રાજા ન માન્યો તે ન જ માન્યો આમ કૌરવ-કુળદીપક જન્મ્યા અને રાજરીતે ઉછરી-ને મોટા થવા લાગ્યા.

●

## તેને છોડી તે ચાલી ગઈ

[ પાન ૪૩ નું ચાલુ

કેમ! તારી આંખો કેમ ચમકીને ફાટે છે! નવાઈની વાત છે.' ધણી અદબ વાળી બેસીને બોલ્યો: 'મારો પગાર કેટલો?'

'વરસે ત્રણ હજાર.'

'અને આ તારા ગળાનો હાર, જે મેં અઠવાડિયા પહેલાં ખરીદ કર્યો તેની શું કિંમત! બે હજાર, કેમ ખરું કે નહીં! અને ગઈકાલે તારા માટે કપડાં આવ્યાં એની કિંમત! પાંચ-સો...આપણું સમુદ્રનું મકાન પંદર હજારનું. હા! હા! હા...ગઈકાલે જે તારા પપા મારી પાસેથી લઈ ગયા...'

'પણ એ તો આપણે રૂપિયા રોક્યા હોય તેના વ્યાજની આવક અને બીજી પર-ચુરણ આવક પણ છે ને! એકલા પગાર પર ક્યાં જીવીએ છીએ!'

'બરાબર, પણ આ મોટરગાડી, આપણા ડોક્ટરનું બિલ, આ ઈટલી અને ફ્રાન્સથી આપણે મોજશોખની વસ્તુઓ મંગાવીએ છીએ તેનાં બિલ! અને બે દિવસ અગાઉ જ તેં ચારસો–છસો તો પાને રમતાં ગુમાવ્યા...'

ધણી બેઠો થયો અને પોતાના હાથની મૂઠી પર માથું ટેકવીને એક પછી એક પોતે ક્યાં ક્યાં પૈસા ખરચ્યા તે વર્ણવતો ગયો. અને પછી પોતાના ટેબલ પર પોતાની સ્ત્રીને લઈ જઈ કાગળો કાઢી, નક્કર સાબિતી આપી.

'કેમ હવે વહાલી સ્ત્રી! તેં જોયું કે નૌતમ તો એક નવો મામૂલી નિશાળિયો છે. મારી સાથે સરખાવતાં ખીસાકાતરુ છે...... ને...ઉંલટી સલામ ત્યારે જ્યારે ત્યારે જવું જ તો...સલામ...પણ મહેરબાની કરી ભવિષ્યમાં કદી યે આ રીતે માણસો પર ઠાલો ગુસ્સો કરી કોઈને હલકા પાડીશ નહીં.'

એ સ્ત્રી કંઈ બોલી જ શકી નહીં. પણ ધણીએ ઉલટી સલામ આપી એટલે જવું જ પડ્યું. અને ધણીને છોડીને તે ચાલી ગઈ. ચાલી ગઈ! બાજુના ઓરડામાં.

[ રશીઅન વાર્તાકાર ચિખોવની વાર્તા પરથી

# સમાજ અને સાહિત્યની નવાજૂની

લારખાના (સિંધ) ગામમાં હિંદુ-મુસ્લિમ એકતાનો પ્રચાર નવી રીતે થઇ રહ્યાના સમાચાર જાણવા મળ્યા છે.

એકતાનો પ્રચાર બે ભિખારીઓ કરી રહ્યા છે. જેમાં એક મુસ્લિમ ભિખારી છે જ્યારે બીજો હિંદુ છે. લારખાનાની શેરીઓમાં તે બંને 'રામ-અલ્લાહ'ના પોકારો કરતા ભીખ માગી રહ્યા છે. હિંદુ ભિખારી 'રામ'નો પોકાર પૂરો કરે કે તુરત જ મુસ્લિમ ભીખારી 'અલ્લાહ' શબ્દથી તેને ઉપાડી લે છે. આમ તેઓ 'રામ-અલ્લાહ'ની ધૂન શેરીએ શેરીએ ગજાવી રહ્યા છે. આથી લોકોનું કુતૂહલ વધતું જાય છે અને લોકોના ટોળેટોળાં ભિખારીઓ પાછળ ઘૂમે છે. કોમી તંગદિલીમાં આણે સારી અસર કરી છે.

*

મુંબઈ સરકારે પ્રાથમિક શાળાઓના ૧ થી ૪ ધોરણો માટે એક ગુજરાતી વાચનમાળા તૈયાર કરવાને માટે એક પાઠ્યપુસ્તક સમિતિની નિમણુક કરી છે, જેમાં શ્રી. નરહરિ પરીખ (પ્રમુખ), શ્રી. ઝીણાભાઈ દેસાઈ, શ્રી. ઉમાશંકર જોષી, શ્રી. ચંદ્રવદન શાહ, પ્રો. અનંતરાય રાવળ અને શ્રી. શંભુપ્રસાદ ભટ્ટ (મંત્રી)નો સમાવેશ થાય છે. સમિતિએ એક પ્રશ્નપત્રિકા તૈયાર કરી છે, જેના ઉત્તરો કેળવણીકારો અને કેળવણીરસિકો પાસેથી મેળવવાની સમિતિ આશા રાખે છે. 'મંત્રી, ગુજરાતી પાઠ્યપુસ્તક સમિતિ, C/o પી. આર. ટ્રેનિંગ કૉલેજ ફોર મેન, અમદાવાદ' એ સરનામેથી પ્રશ્નપત્રિકા મળી શકશે.

વડોદરાની ગાયકવાડ સાહિત્ય વ્યાખ્યાનશ્રેણી તરફથી શ્રી. ધૂમકેતુને "વ્યાપક સાહિત્યદૃષ્ટિ અને લોકસંસ્કાર" એ વિષય પર વ્યાખ્યાન આપવાનું નિમંત્રણ આપવામાં આવ્યું છે.

ગુજરાત સાહિત્ય સભાએ શ્રી. જયશંકર (સુંદરી)ને 'ગુજરાતી રંગભૂમિનો ઇતિહાસ' લખવાનું કામ સોંપ્યું છે.

જાણીતા કેળવણીકાર શ્રી ગજાનન ઉ. ભટ્ટની ડહાપણકથાઓનો સંગ્રહ 'નરકથા'ને નામે પ્રસિદ્ધ થનાર છે.

શિશુવિહાર (ભાવનગર) તરફથી વિશ્વવિખ્યાત કૃતિ 'અંકલ ટોમ્સ કેબિન'નો શ્રીમતી મોંઘીબેને કરેલો સંક્ષેપાનુવાદ 'રામકાકા'ને નામે પ્રસિદ્ધ થયો છે.

'ચિત્રકૂટ પ્રકાશન' (અમદાવાદ) તરફથી વિખ્યાત કલાકાર અને કલાગુરુ શ્રી. રવિશંકર રાવળ ચિત્રિત, કલાના અભ્યાસીઓ ને વિદ્યાર્થીઓને માર્ગદર્શક રેખાંકનોનું આલ્બમ 'ભારતીય ચિત્રાંકન' નામે પ્રસિદ્ધ થયું છે.

ગ્રામદક્ષિણામૂર્તિ (આંબલા) તરફથી શ્રી મૂળશંકર ભટ્ટે જુલે વર્નના એક પુસ્તકનો કરેલો નવો અનુવાદ 'ગગનરાજ'ને નામે તરતમાં જ પ્રગટ થનાર છે.

ભાવનગર સંગીતમંડળ (ભાવનગર): ભાવનગરની સંસ્કાર-પ્રવૃત્તિઓમાં પ્રથમ હરોળમાં સ્થાન લેનાર આ સંસ્થાનો 'ચતુર્થ વર્ષનો વાર્ષિક અહેવાલ' મળ્યો છે. પ્રતિ વર્ષ અનુસાર ચોથા વર્ષમાં પણ હિંદભરમાં નામી એવા સંગીતકારોના સફળ કાર્યક્રમો ભાવનગરને આંગણે યોજનાર આ સંસ્થાની ઉત્તરોત્તર પ્રગતિ વાંછી સંગીતકારો અને સંગીતરાગીઓને તેના સભ્ય થવા આમંત્રણ કરીએ છીએ.

'ભાવનગર રાજ્ય વણકર સહકારી મંડળ'નો 'ટૂંક પરિચય' મળ્યો છે, જે મંડળની પ્રગતિ અને ઉજળા ભાવિની પ્રતીતિ આપે છે.

...વ ની, પ્રકાશક અને મુદ્રક રતિલાલ છોટાલાલ પારેખ • • શ્રી સરસ્વતી છાપખાનું. દાણાપીઠ, ભાવનગર